# આજકાલનો શૃંગાર
# કે રમણીય ભયંકરતા?

## "ગુજરાતી" પત્રમાં પ્રકટ થયેલી સામાજિક નવલકથાઓ.

૧ એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખ઼રાબ કી?

૨ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા?

૩ મુક્તિ મોહનમંત્ર અથવા દેશોન્નતિનો તંત્ર.

૪ મહંત મહારાજનું મિશન.

૫ વિલાયતની વિલાસમાં ફૅશનબાઈ ખલાસ!

૬ નવો જમાનો—અમૃત કે ઝેર?

૭ સાધુ કે શયતાન?

૮ ચૂડેલનો વાંસો.

૯ પ્રમિલા.

૧૦ વેરની વસુલાત.

# આજકાલનો સુધારો

## કે રમણીય ભયંકરતા?

એક મનોવેધક સામાજિક નવલકથા

(સંશોધિત નૂતન સંસ્કરણ)

કર્ત્તા

ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ

(આવૃત્તિ ૨ જી)

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું.
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબાઈ

સંવત્ ૧૯૭૧ સને ૧૯૧૪

કિંમત રૂ. ૧-૮-૦

‘‘ધોનેકી હય, અય રિફોર્મર! જા બાકી,
કપડે પ હય જબ તલકકે ધબ્બા બાકી;
ધો શૌક઼સે ધબ્બેકોઃ—પ ઇત્ના ન રગડ,
ધબ્બા રહે કપડેપે ન કપડા બાકી.’’ હાલી.

# ગ્રંથસમર્પણ

જે ભારતીય સ્ત્રીપુરુષો આજકાલના કહેવાતા સુધારાનાં કડવાં ફળ ચાખી ચૂકયાં છે તેમને, અન્ય જનોને બોધ આપવાના સાધન તરીકે, જેઓ આજકાલના સુધારાના અનન્ય ઉપાસકો છે તેમને, સુધારાના એક પ્રત્યક્ષ દર્શન તરીકે, અને જે યુવકયુવતીઓ પોતાના મૂળ માર્ગને ત્યાગી, એ રમણીય ભયંકરતારૂપ સુધારાના ભયપૂર્ણ માર્ગમાં વિચરવાને ઉત્સુક હોય તેમને, એ માર્ગના એક માર્ગદર્શક ભોમિયાતરીકે, પ્રસ્તુત ગ્રંથ સાદર સમર્પિત કરવામાં આવ્યો છે.

પ્રકટકર્તા

# પ્રસ્તાવના

ઉપદેશમય નિબંધો અને તાત્ત્વિક લેખોના વાચનમાં સાધારણ જનસમાજની વિશેષ અભિરુચિ હોતી નથી. બહુધા તેવા નિબંધો તથા લેખોનું ધારેલું પરિણામ ન થઈ શકે, એ સ્વાભાવિક જ છે. સાધારણતઃ માનવ પ્રકૃતિ મનોરંજનપ્રિય હોવાથી જો કઠિન વિષયો તેમના સમક્ષ મનોરંજક સ્વરૂપમાં રજૂ કરવામાં આવે તો તે વિષયો ઉમંગથી વંચાય છે અને તેમનું યોગ્ય પરિણામ પણ થાય છે. જનસમાજ સમક્ષ વિષયોને એવી રીતે રજૂ કરવા માટેનાં જે કેટલાંક મનોરંજક સ્વરૂપો છે, તે સર્વમાં નાટક અને નવલકથા અગ્રસ્થાન ભોગવે છે. આ કારણથી જ પાશ્ચાત્ય દેશોમાં આજકાલ વૈજ્ઞાનિક વિષયોને પણ નવલકથાના રૂપમાં વાચકો સમક્ષ રજૂ કરવાની પ્રવૃત્તિ થવા લાગી છે. આજ કારણથી મહાત્મા કાઉન્ટ ટૉલસ્ટૉય, આધ્યાત્મિક વિષયને મનોરંજક વાર્ત્તાદ્વારા જનસમૂહ સમક્ષ ધરતો હતો.

નવલકથાની આવી એક વિશેષ મહત્તા હોવાથી, અને 'ગુજરાતી'ની ઐતિહાસિક વાર્ત્તારૂપ ભેટોદ્વારા ઇતિહાસના જ્ઞાનને સાધારણ જનસમાજમાં પ્રસારવાના અને પ્રિય કરવાના પોતાના પ્રયત્નમાં ઘણેક અંશે સફળતા મળવાથી, 'ગુજરાતી' ના સંચાલકે ઈ. સ. ૧૯૦૫ માં 'ગુજરાતી' પત્રમાં સામાજિક નવલકથાઓ પ્રકટ કરી, તેદ્વારા સામાજિક વિષયોના ગુણદોષથી જનસમૂહને સુજ્ઞાત કરવાનો વિચાર કર્યો. તે ધારણાના ફળરૂપ 'એમ. એ. બનાકે કર્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' નામક નવલકથાને પ્રયોગ તરીકે 'ગુજરાતી' પત્રમાં પ્રકટ કરવામાં આવી. પ્રયોગ સફળ થયો; વાર્ત્તા અત્યંત આદર અને પ્રશંસાને પાત્ર થઈ. બીજી તેવી જ વાર્ત્તાની માગણી થવા લાગી. એ વાર્ત્તાની પૂર્ણાહુતિ થતાં, 'આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા' એ નામની બીજી નવલકથા આપવામાં આવી. ઈશ્વરની કૃપાથી તે પણ લોકાદરને પાત્ર થઈ. તે પછીથી અત્યાર સુધીમાં 'મુક્તિમોહનમંત્ર અથવા દેશોન્નતિનો જંત્ર;' 'મહંત મહારાજનું મિશન;' 'વિલાયતી વિલાસમાં ફૅશનબાઈ ખલાસ!,' અને 'નવો જમાનો—અમૃત કે ઝેર?' આદિ ભિન્ન ભિન્ન

વાર્તાઓ 'ગુજરાતી' માં પ્રકટ થઈ ચૂકી છે. 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' એ વાર્તા ભિન્ન પુસ્તકાકારમાં આજથી ત્રણ વર્ષપર બહાર પડી ચૂકી છે. 'આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા?' આજે પુસ્તકરૂપે વાચકોના કરકમળમાં સાદર થાય છે અને એ જ પ્રમાણે અન્ય વાર્તાઓ પણ અનુક્રમે પુસ્તકરૂપે પ્રકટ થતી રહેશે, કે જેથી 'ગુજરાતી' માં જેમણે એ વાર્તાઓ ન વાંચી હોય, તેમને પણ પછીથી વાંચવાનો લાભ મળી શકે.

'ગુજરાતી' પત્રમાં આવી રીતે જૂદા જૂદા વિષયપર વાર્તાને પ્રકટ કરવાનો આરંભ કર્યા પછી, ગુજરાતનાં બહુધા સર્વ સામાહિક પત્રોએ એવી વાર્તાઓ આપવામાં 'ગુજરાતી' પત્રનું અનુકરણ કર્યું હતું; એટલું જ નહિ, પણ કેટલાક લેખકોએ એ વાર્તાના અનુકરણ સમાન વાર્તાઓ ભિન્ન પુસ્તકના રૂપમાં પણ સ્વતંત્રતાથી છપાવીને પ્રકટ કરી છે. 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' એ 'ગુજરાતી'માંની વાર્તાના અનુકરણ તરીકે એક પત્રમાં 'શાદી કરકે ક્યોં મેરી મિટ્ટી હલકી કી?' અને એક અન્યમાં 'બૅરિસ્ટરની બૈરી અથવા બી. એ. બનાકે ક્યોં મેરી જિન્દગી બરબાદ કી?' આદિ વાર્તાઓ પ્રકટ થઈ છે. 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' સાથે સરખાવતાં એ બન્ને પ્રયત્નો સર્વથા નીરસ, ઉદ્દેશહીન અને નિષ્ફળ જ નીવડ્યા છે. એ ઉભય વાર્તાઓના લખનારાઓ 'એમ. એ બનાકે' ના કર્તાના ઉદ્દેશને સમજી જ શક્યા નથી. 'આજ કાલનો સુધારો કે રમણીય ભયંકરતા?' ના અનુકરણરૂપ વાર્તાઓ તો લગભગ અડધા ડઝન જેટલી સંખ્યામાં પ્રકટ થઈ છે, અને તેમનાં નામો આ પ્રમાણેઃ—"બુલબુલનું બચ્ચું કે સુધરેલી સંગીતા?" 'સુધારાના મેદાનમાં રણશિંગાનો નાદ,' 'સુધારાની રંગભૂમિ,' અને 'સુધરેલો સંસાર,' ઇત્યાદિ. એમાંની પ્રથમ વાર્તા અમદાવાદના 'રાજસ્થાન' (એ પત્ર હાલ અસ્તિત્વમાં નથી) પત્રમાં, દ્વિતીય 'ગુજરાતી પંચ'માં, તૃતીય 'ગગડાટ' માસિક પત્રમાં, ચતુર્થ સ્વતંત્ર પુસ્તકરૂપે અને પંચમ પણ તેવા જ આકારમાં પ્રકટ થઈ છે. પરંતુ એ વાર્તાઓ પણ 'આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા?' સાથે સરખાવતાં, મેળવવો જોઇએ તેટલો વિજય મેળવી શકી નથી. તેમ થવાનાં કેટલાંક ખાસ કારણો પણ છે. એ કારણોનો

સ્ફોટ કરવો, તે એ વાર્તાઓના લેખકોના વ્યંગોના પ્રકાશ સમાન હોવાથી, કદાચિત્ એમ કરતાં મત્સર કિંવા દ્વેષ બુદ્ધિનો મારાપર આરોપ આવી જશે. એ ભયથી એ કારણોને પ્રકાશિત કરવાનું હું ઉચિત ધારતો નથી. એવા ગુર્જર નવલકથાકારોને એ જ મારી પ્રાર્થના છે કે, તેઓ 'ગુજરાતી'માં આવતી વાર્તાઓનું ભલે અનુકરણ કરે, પણ તે એવું કે, જે વાચકોના આદરને પાત્ર થાય, વાચકોના વાચનનો શ્રમ વ્યર્થ ન જાય અને જનસમાજને તેના વાચનથી કાંઇક લાભ થાય.

હવે એક અન્ય વિષયનો અહીં વિસ્તારપૂર્વક વિચાર કરવાનો છે. 'ગુજરાતી'નો આ પ્રયત્ન વાચકોના આદરને યોગ્ય, પ્રશંસાપાત્ર અને સફળ થઈ ચૂકેલો હોવા છતાં કેટલાક ટીકાકારોના અયોગ્ય કટાક્ષથી સર્વથા મુક્ત તો નથી જ રહી શક્યો. એ ટીકાકારોમાં આર્ય સમાજનું વાજીંત્ર '**આર્યપ્રકાશ**' અને અમદાવાદનું '**બુદ્ધિપ્રકાશ**' અગ્રભાગે છે. '**આર્યપ્રકાશ**'નો તો જાણે 'ગુજરાતી'ને નિંદવાનો એક રોજનો ધંધો જ થઈ ગયો છે, એટલે એનો મારે વિશેષ વિચાર કરવાનો નથી; પરંતુ '**બુદ્ધિપ્રકાશ**'માં કેટલાક સ્પષ્ટ અને કેટલાક અસ્પષ્ટ આક્ષેપ કરવામાં આવ્યા છે, તેમનું યથોચિત ઉત્તર તો અવશ્ય આપવું જ જોઇએ.

'**બુદ્ધિપ્રકાશ**' ના ઈ. સ, ૧૯૦૮ ના જાન્યુઆરીના અંકમાં 'ગત વર્ષ અને ગુજરાતી સાહિત્ય' શીર્ષક એક લેખ પ્રકટ કરવામાં આવ્યો છે. એ લેખ લખનારનું નામ આપેલું ન હોવાથી અને લેખકના નામ વિનાના લેખો અધિપતિના મનાતા હોવાથી એ લેખને મારે અધિપતિની લેખિનીથી જ લખાયલો માનવાનો છે. એ લેખમાં એક સ્થળે વર્તમાન પત્રોનો ઉલ્લેખ કરતાં એવું વિધાન કરવામાં આવ્યું છે કે;—

"ગુજરાતી વર્તમાન પત્રો સમ્બન્ધી કાંઈ ખાસ નોંધ કરવા જેવું નથી. ગયા વરસમાં બે ચાર પત્રો નવાં નીકળ્યાં જણાય છે.........
..............................મુંબઇના "ગુજરાતી" પત્રે સામાન્ય લોકરુચિને અનુસરવાના હેતુથી ચાલૂ વાર્તા આપવાની શરુઆત કર્યા પછી, તેનું અનુકરણ લગભગ તમામ સાપ્તાહિક પત્રોએ કર્યું છે. એમાં આવતી વાર્તાઓ સ્વતંત્ર લખેલી નહીં, પણ બંગાળી, હિન્દી, ઉર્દુ અને ઇંગ્લિશ, વગેરે ઉપરથી વાચકોનું મનરંજન કરવાના ઉદ્દેશથી લખાયલી હોય છે."

આ વિધાન કેટલું ભ્રમાત્મક અને અવિચાર કિંવા અજ્ઞાનદર્શક છે, એ હવે આપણે જોઇએ. "ગુજરાતી" પત્રે કેવળ સામાન્ય લોકરુચિને અનુસરવાના હેતુથી જ ચાલૂ વાર્ત્તા આપવાની શરુઆત કરી નહોતી, કિન્તુ લોકોની રુચિને અનુકૂળ થઈ પડે, તેવા સ્વરૂપમાં અમુક વર્ત્તમાન પ્રશ્નો અને તદ્વિષયક પરિણામોના જ્ઞાનનો જનસમાજમાં પ્રસાર કરવાના હેતુથી જ એવી સામાજિક ચાલૂ વાર્ત્તાઓ આપવાનો પ્રારંભ કર્યો છે. પરંતુ જેની આંખોપર પક્ષપાતના કે દ્વેષના ચશ્મા ચઢેલા હોય, તેને એવું રહસ્ય કિંવા તત્ત્વ દૃષ્ટિગોચર ન થઈ શકે, એ સ્વાભાવિક છે. લોકાભિરુચિને અનુસરવું, એટલો જ જો કોઈ પણ વાર્ત્તા લખનારનો ઉદ્દેશ હોય, તો તો વાર્ત્તામાં એક પણ વિષય એવો આવવો ન જોઇએ કે, જેથી અમુક વર્ગના જનસમૂહના મનમાં કાંઈ પણ અણગમો કિંવા અરુચિ થવાનો સંભવ ધારી શકાતો હોય! કેટલીક વાર્ત્તાઓ કેવળ લોકરુચિને અનુસરવાના હેતુથી લખાયલી હશે, પરંતુ "ગુજરાતી" પત્રે પ્રકટ કરેલી વાર્ત્તાઓ એવા પ્રકારની નથી જ. એ તત્ત્વ જો એ વાર્ત્તાઓનું સૂક્ષ્મ અને નિષ્પક્ષપાત દૃષ્ટિથી અવલોકન કર્યું હોત તો 'બુદ્ધિપ્રકાશ'ના તે સમયના તંત્રીના ('તે સમયના તંત્રી' કહેવાનું કારણ એ કે, 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રીઓ વારંવાર બદલાય છે, અર્થાત્ એ તંત્રીઓ ત્રણ માસી કે છ માસી હોય છે! વરસી તો ભાગ્યે કોક જ વાળે છે) જાણવામાં આવી શક્યું હોત. 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' એ વાર્ત્તામાં વિદ્યાભ્યાસની વર્ત્તમાન પદ્ધતિ કેટલીબધી ખામી ભરેલી છે અને તેથી કેટલીકવાર કેટલી બધી હાનિઓ સહન કરવી પડે છે, અભ્યાસ કરનારા તરુણો, જુવાનીમાં કેવા ઘરડા ખખ થઈ જાય છે, ભણ્યા પછી કેવી હાલહવાલી ભોગવવી પડે છે, ઇત્યાદિ વિષયોનું સ્પષ્ટ દર્શન કરાવવું. એ જ ઉદ્દેશને આદિથી અંતપર્યન્ત જાળવી રાખવામાં આવ્યો છે. વર્ત્તમાન કાળમાં સુધારાના નામથી ઓળખાતા ખરેખરા કુધારાનું ભારતીય જનસમાજમાં કેટલું અને કેવું અનિષ્ટ પરિણામ થયેલું છે, અને રમણીય દેખાવા છતાં તેવા ખોટા સુધારામાં કેવી ભયંકરતા સમાયલી છે, એનું તાદૃશ્ય ચિત્ર આલેખી બતાવવું, એ જ 'આજ કાલનો સુધારો કે રમણીય ભયંકરતા?' વાર્ત્તાનો પ્રધાન હેતુ છે. જ્યાંસુધી આપણી સ્ત્રીઓના વિચારો ઉન્નત નહિ થાય ત્યાંસુધી

આપણી રાજદ્વારી ઉન્નતિ થવી અશક્ય છે અને તેથી મહિલામંડળની ભાવનાઓને ઉન્નત કરીને તેમને યોગ્ય માર્ગે લઈ જવાના શા, કેવા, અને કયા પ્રકારો યોજવા, એ વિષયનું જ્ઞાન કરાવવું, એ 'મુક્તિ મોહન મંત્ર'નો મુખ્ય આશય જણાય છે. પોતા પાસે અપાર ધન સંપત્તિ હોય, તો દેશોન્નતિનાં કાર્યોમાં તેનો કેવી રીતે વ્યય કરવો, એ પ્રધાન તત્ત્વને લક્ષ્ય કરીને 'મહન્ત મહારાજનું મિશન્' નામક એક નવલકથા લખવામાં આવી છે. આંધળા થઇને ફેશનની પાછળ પડવાથી અને વિલાયતી મડમના કૃત્રિમ પ્રેમમાં સપડાતાં પરિણામે હિંદીવાનોને કેવા દુર્દશાત્મક દિવસો જેવા પડે છે, એ પ્રધાન ઉદ્દેશને અનુસરીને 'વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ!'ની સૃષ્ટિ નિર્માણ થયેલી છે. આજકાલના વિદ્યાભ્યાસ, સ્ત્રીશિક્ષણ અને વ્યાપાર આદિની પદ્ધતિમાંના અનેક દોષોનું દર્શન કરાવવાના મુખ્ય ઉદ્દેશથી 'નવો જમાનો—અમૃત કે ઝેર?' નામક નવલકથા લખાયલી લાગે છે. હવે આમાં જે વાર્ત્તાઓ આજકાલના કહેવાતા સુધારાનાં કૃત્રિમ તત્ત્વોના ખંડનરૂપ લખાયલી છે, તેથી કેટલાક સુધારાલાલોનાં મન ક્ષુબ્ધ થયાં હશે, તેમ એવી વાર્ત્તાઓ પણ આવે કે જેથી કદાચિત્ કેટલાંક પેમલા—પેમલીઓ નાકનું ટીચકું ચઢાવે અને સાધુઓ રોષે ભરાય, એ સર્વથા શક્ય અને સંભવનીય છે. પરંતુ સત્યનું અવલંબન કરતાં એ રોષ વગેરેની "ગુજરાતી"એ દરકાર રાખી નથી અને હવે પછી રાખવાનું પણ નથી. જો "ગુજરાતી"નો વાર્ત્તાઓ લખવામાં કેવળ લોકરુચિને અનુસરવાનો જ મુખ્ય ઉદ્દેશ હોત, તો આવી વાર્ત્તાઓ લખવાને બદલે તેણે 'સદેવંત સાવળીંગા' અને 'ગજરામારુ'ની પદ્ધતિની વાર્ત્તાઓ જ પ્રકટ કરી હોત, અથવા 'પુનર્લગ્ન,' પરદેશગમન, જ્ઞાતિઓનું સંકરપણું કરવું, જાતભાત છોડી દેવી, વિગેરે કહેવાતા કેળવાયલાઓને રુચિકર વિષયોપર વાર્ત્તાઓ લખાવતે.

પરંતુ જ્યાં અમુક પુસ્તકો વિશે વાંચ્યા વિના જ અભિપ્રાય આપવાની પદ્ધતિ હોય, ત્યાં તેવા કહેવાતા ટીકાકારને આવા ઉચ્ચ ઉદ્દેશ અને ઉચ્ચ આશયોનું દર્શન કેમ કરીને થઈ શકે? 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રીના અભિપ્રાય પ્રમાણે 'એ વાર્ત્તાઓ સ્વતંત્ર લખાયલી નહીં, પણ બંગાળી, હિંદી, ઉર્દુ અને ઈંગ્લિશ વગેરે ઊપરથી વાચકોનું મનરંજન કરવાના ઉદ્દેશથી જ લખાયલી છે.' આ પણ એ તંત્રી મહાત્માનો પ્રથમ

કરતાં વિશેષ ગંભીર અને ભયંકર પ્રમાદ છે, એમાં લેશમાત્ર પણ સંશય નથી જ ! જો એ તંત્રી મહાત્માનું બંગાળી, હિન્દી, ઉર્દુ અને ઈંગ્લિશ આદિ ભાષાઓનું એટલું બધું વિશાળ જ્ઞાન અને વિશાળ વાચન હોત, તો એ વાર્ત્તાઓ અન્ય ભાષાઓની તેવી કઈ કઈ વાર્ત્તાઓ ઉપરથી લખાયલી છે, એ પણ સાથે જ બતાવી આપ્યું હોત. પરંતુ તેવું કાંઈ પ્રમાણ બતાવવામાં આવ્યું નથી અને કેવળ પ્રમાણહીન આક્ષેપ કરવામાં આવ્યો છે, એ બાલિશતા નહિ તો બીજું શું? "ગુજરાતી"ની ભેટ તરીકે અત્યાર સુધીમાં જે ઐતિહાસિક નવલકથાઓ પ્રકટ થયેલી છે, તેમાંની જેટલી નવલકથાઓ અન્ય ભાષાઓમાંથી અનુવાદિત કરવામાં આવી છે, તેમાં તે નવલકથાનાં મૂળ નામ અને તેના મૂળ લેખકનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને જે નવલકથાઓ સ્વતંત્ર લખાઈ છે તેમાં તેવો ઉલ્લેખ ન હોય, એ સ્વાભાવિક જ છે. 'ગુજરાતી' પત્રમાં આવી ગયેલી અને આવતી સામાજિક અને અન્ય નવલકથાઓ બહુધા સ્વતંત્રતાથી જ લખાયલી છે અને લખાય છે, છતાં જો કોઈ નવલકથામાં અન્ય ભાષાના કોઈ અમુક ગ્રંથનો થોડાઘણો આધાર લેવામાં આવ્યો હોય, તો તેનો તે વાર્ત્તા જ્યારે પુસ્તકના રૂપમાં છપાય છે ત્યારે પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરવામાં આવે છે. 'એમ. એ બનાકે ક્યોં મેરી મિટ્ટી ખ઼રાબ કી?'માં એવા એક ઉર્દુ ગ્રંથનો કિંચિદ્ આધાર લેવામાં આવ્યો હતો અને તેનો પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલો છે જ. પરંતુ કોઈ પુસ્તકનો એવો થોડોક આધાર લેવામાં આવ્યો હોય, તો તેવી નવલકથાને અન્ય ભાષાના ભાષાન્તરરૂપ કે તે ઉપરથી લખાયલી માની લેવી કે કેમ, એ એક પ્રશ્ન છે. જો 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી મહાશયનો એવો જ આશય હોય, તો તે પોતે જે એક વિશિષ્ટ પુસ્તકના પ્રશંસક છે અને જે પુસ્તકનાં એક 'अहोरूपमहोध्वनिः' મંડળ તરફથી નિત્ય બણગાં ફૂંક્યા કરે છે, તે પુસ્તકના લેખનમાં એક જૂના અંગ્રેજી પુસ્તકનો એટલા મોટા પ્રમાણમાં આધાર લેવામાં આવ્યો છે કે, તેને પોણા ભાગે ભાષાંતર કહીએ તો પણ ચાલી શકે અને એ ગુપ્ત રહસ્ય જ્યારે પ્રકાશમાં આવશે ત્યારે એ પુસ્તકનું મહત્ત્વ ઘડીના છઠ્ઠા ભાગમાં હવામાં ઉડી જશે. અત્યારે હું એ પુસ્તક અને મૂળ અંગ્રેજી પુસ્તકના નામનો ઉલ્લેખ નથી કરતો. તે કેવળ એટલા માટે જ કે, હજી એનાં કેટલાં બણગાં ફૂંકાય છે અને તેનો છેડો ક્યાં આવે છે,

તે જોઈ લીધા પછી જ એ ભેદનો સ્ફોટ કરવો વધારે ઉચિત છે. સારાંશ એ જ કે, 'બુદ્ધિપ્રકાશ'માં "ગુજરાતી" પત્રમાં આવતી સામાજિક અને અન્ય વાર્ત્તાઓ સંબંધી કરવામાં આવેલો આક્ષેપ સર્વથા અપ્રામાણિક અને મત્સરબુદ્ધિયુક્ત છે, અને એક ટીકાકારમાં જે શક્તિ હોવી જોઇએ, તેનો એ તંત્રી મહાશયમાં સંપૂર્ણ અભાવ જ દેખાય છે. આવા ટીકાકારને જોઇને આજકાલના ટીકાકારો વિશે એક અંગ્રેજી ગ્રંથમાં કરેલો ઉલ્લેખ અત્યારે સ્મરણમાં તરી આવે છે.

"An author, whether good or bad, and between both is an animal whom everybody is privileged to attack for though all are not able to write books, all conceive themselves able to judge them. A bad composition carries with its own punishment, contempt, and ridicule. A good one excites envy, and entails upon its author a thousand mortifications; he finds himself assailed by partial and ill-humoured criticism; one man finds fault with the plan, another with style, a third with the precept which it strives to inculcate; and they who cannot succeed in finding fault with the book, employ themselves in stigmatising its author. They maliciously rake out from obscurity every little circumstance which may throw ridicule upon his private character or conduct, and aim at wounding the man since they can not hurt the writer. In short to enter the lists of literature is wilfully to expose yourself to the arrows of neglect, ridicule, envy, and disappointment. Whether you write well or ill, be assured that you will not escape from blame."

એનો ભાવાર્થ એવો છે કે:-"એક ગ્રંથકર્ત્તા, પછી તે ઉત્તમ હોય, અધમ હોય કે મધ્યમ હોય તો પણ એવા પ્રકારનું એક પ્રાણી છે કે, જેનાપર આક્રમણ કરવાનો અધિકાર પ્રત્યેક મનુષ્ય ધરાવે છે. જો કે તે સર્વ જનો ગ્રંથો લખવાને પોતે સમર્થ નથી હોતા, છતાં તેઓ પોતાને તેમની (ગ્રંથોની) પરીક્ષા કરવાની યોગ્યતાવાળા તો ધારે છે જ. કનિષ્ઠ (ગ્રંથ) રચના તો પોતાની શિક્ષા—તિરસ્કાર અને ઉપહાસ્યતા—ને પોતાની

સાથે જ લઇને ફરતી હોય છે; પરંતુ સારી (ગ્રંથ)રચના (બીજાઓના હૃદયમાં) દ્વેષની જાગૃતિ કરે છે અને તેના કર્ત્તાના શિરપર સહસ્ત્ર ક્લેશો કિંવા માનહાનિના પ્રસંગો લાવી મૂકે છે; તે પોતાને એકપક્ષીય અને કુહાસ્ય (કિંવા અસદ્‌ભાવ) યુક્ત ટીકાવડે આક્રમિત થયેલો જુએ છે; એક મનુષ્ય (તેની) કલ્પનાને સદોષ જુએ છે, બીજો (તેની) શૈલિને દોષવાળી નિહાળે છે, અને ત્રીજો તેનાં મૂળ નૈતિક આદિ ઉપદેશમાં દોષભાવનું દર્શન કરે છે. જેઓ પુસ્તકમાંથી દોષ શોધી કાઢવાના કાર્યમાં વિજયી થઈ શકતા નથી, તેઓ પોતાને ગ્રંથકર્ત્તાની પોતાની અપકીર્ત્તિ કરવાના કાર્યમાં ઉદ્યુક્ત બનાવે છે. લેખકના ગુહ્ય ચારિત્ર્ય કિંવા વર્ત્તનને ઉપહાસ્યતાને પાત્ર કરી શકે એવા કોઈ પણ અલ્પ પ્રસંગને તેઓ અંધકાર-માંથી મત્સરબુદ્ધિયુક્ત ખોળી કાઢે છે, અને એક લેખક તરીકે તેને કશી પણ હાનિ પહોંચાડવાને અસમર્થ હોવાથી તેને એક મનુષ્ય તરીકે નીચ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, સાહિત્યના પ્રદેશમાં પ્રવેશ કરવો, તે ઇચ્છાપૂર્વક ઉપેક્ષા, ઉપહાસ્યતા, દ્વેષ, અને નિરા-શાના શરસંધાન સમક્ષ જવા સમાન જ છે. તમે સારું લખો કે નઠારું લખો, છતાં એ વિશે તો તમારે નિશ્ચય જ રાખવો કે, (લોકોના કિંવા ટીકાકારોના) અપવાદમાંથી તો તમે છટકી શકવાના નથી તે નથી જ!"

'ગુજરાતી'માંનો નવલકથાનો પ્રયત્ન સર્વથા વિજયી નીવડેલો હોવા છતાં 'બુદ્ધિપ્રકાશે' તેની જે અયોગ્ય ટીકા કરી છે, એથી ઉપર્યુક્ત વિધાનની સત્યતાનો વાચકોને સારો પરિચય થઈ શકશે. જે 'બુદ્ધિ-પ્રકાશ' ભાષાન્તરો અથવા તો અન્ય ભાષાના ગ્રંથોપરથી લખાયલા ગ્રંથોને તિરસ્કારની દૃષ્ટિથી નિહાળે છે, તે પોતે જ અત્યારે નેવું ટકા ભાષાંતરમય કાર્ય કરે છે, અને તેની ઉત્પાદક માતા 'ગુજરાત વર્નાક્યુ-લર સોસાઇટી'એ, 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ,' 'ઉત્સર્ગમાળા,' 'દલપત કાવ્ય,' આદિ બે પાંચ પુસ્તકોને બાદ કરીએ તો, અમદાવાદના કારં-જાની સ્હામે ભાષાન્તરોના જ ઢગલેઢગલા ભરી રાખ્યા છે; એનું તો 'બુદ્ધિપ્રકાશ'ને ભાન જ રહ્યું નથી! એ તો એમ જ હોય—પોતાના અવગુણ અને પારકાના ગુણ કોઇને દેખાતા નથી. જો કોઇને દેખાય તો તે યોગી જ હોવો જોઇએ, અને 'બુદ્ધિપ્રકાશ' યોગી ન હોવાથી હું તેના એ આક્ષેપ પ્રતિ વિશેષ ધ્યાન આપવાનું ઉચિત ધારતો નથી.

પ્રસ્તુત વાર્તાના સંબંધમાં જે કિંચિત્ કહેવાનું છે તે એજ કે, આ વાર્તાનો ઇ. સ. ૧૯૦૬ ના સપ્ટેંબર માસની ૧૬મી તારીખથી 'ગુજરાતી'માં આરંભ થયો હતો અને ઈ. સ. ૧૯૦૭ના નવેમ્બર માસની ૧૦મી તારીખે એની પૂર્ણાહુતિ થઈ હતી. અર્થાત્ આ વાર્તા 'ગુજ-રાતી'માં ૧૪ માસ પર્યન્ત ચાલી હતી; અને તેટલા સમયમાં આ વાર્તાએ વાચકોના મનનું કેવું આકર્ષણ કર્યું હતું, એ માટે મારા પોતા તરફથી કાંઈ પણ ન લખતાં 'સમાલોચક'ના ૧૯૧૦ ના ત્રીજા અંકમાં, **'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ'** નામક નવલકથાનું અવલોકન કરતાં અવ-લોકયિતાએ જે વાર્તા વિશે કિંચિદ્ ઉદ્ગાર કાઢ્યો છે, તેજ ઉતારી લેવાનું યોગ્ય ધારું છું. "ગુજરાતી"ના ગ્રાહકોનાં મન હરી લેનારી 'ગુજરાતી'માં આવેલી **'આજકાલનો સુધારો કે રમણીય ભયંક-રતા?'**...........નામની રસીલી વાર્તા ઉક્ત લેખકની લેખનશક્તિનું પરિણામ છે." 'ગુજરાતી'માં આ વાર્તાની પૂર્ણાહુતિ થયા પછી આને પુસ્તકરૂપે પ્રકટ કરવાની ચારે તરફથી એક સરખી માગણી થવા લાગી હતી, અને વાચકોની તે જિજ્ઞાસાને તૃપ્ત કરવાના ઉદ્દેશથી પુસ્તકના આકારમાં આજે તે વાચકો સમક્ષ રજૂ કરવામાં આવી છે. ૧૯૦૬–૦૭ તથા ૧૯૧૧ ના રાજકીય વાતાવરણમાં મહત્ પરિવર્તન થઈ ગયેલું હોવાથી સમયોચિત કેટલુંક સંશોધન અને પરિવર્તન કરીને જ આ વાર્તા પ્રકટ કરવામાં આવી છે, અને તે સંશોધન તથા પરિવર્તન વાચકોને પણ અનુકૂળ ભાસશે, એવી મારી ધારણા છે.

અંતે 'ગુજરાતી'માંની ચાલૂ વાર્તાઓ અત્યાર લગી જે પ્રમાણે લોકાદરને પાત્ર થઈ છે, તેવી જ લોકપ્રિયતા તે ભવિષ્યમાં પણ મેળવતી રહે અને લોકોને મનોરંજક સાથે બોધાવહ અને સત્ય માર્ગદર્શક થઈ પડે, એવી શુભ આશાને હૃદયમાં ધારણ કરીને હું આ લંબાયલી પ્રસ્તા-વનાની સમાપ્તિ કરું છું.

મુંબઈ, તા૦ ૫ મી જૂન ૧૯૧૧
સોમવાર, જ્યેષ્ઠ શુક્લા નવમી
વિક્રમાબ્દ ૧૯૬૭.

**ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ**

# અનુક્રમણિકા

અનુક્રમણિકા



# આજકાલનો સુધારો

## કે

## રમણીય ભયંકરતા?

### પ્રકરણ ૧ લું

### બ્રહ્મમંદિર! તાતાનો તાજમહેલ

સંધ્યાકાળના લગભગ છ વાગ્યાનો સમય થયેલો છે. સ્થાન 'એપોલો બંદર' છે, એટલે વિચિત્રતાનું પૂછવું જ નહિ. જ્યાં ત્યાં ગાડી, ઘોડા અને મનુષ્યોની એક સરખી ભીડ જોવામાં આવે છે. સમુદ્રમાં ભયંકર આગબોટોના બોટો દૃષ્ટિએ પડે છે. નાની નાની બોટો દોડાદોડ કરી રહી છે. કોઈ બોટમાંથી ઉતરે છે, કોઈ ચહડે છે, કોઈ પડે છે, દરિયાની છોળો અચળ કોટ સાથે કુસ્તી કરે છે. બાઇસિકલો અને નવીન મોટરકારો પણ પોતાનો ભોં ભોં ધ્વનિ કરતી અહીં તહીં દોડાદોડ કરતી નજરે પડે છે. શ્વેતરંગી તરુણ દંપતીઓને અને તેમનું જ અનુકરણ કરનારાં કાળાં અંગી, પરંતુ શ્વેતની બરાબરી કરવા ઇચ્છતાં દેશી સાહેબો અને દેશી મડમોને જોતાં જોનારના મનમાં વળી એક વિલક્ષણ ભાવના ઉત્પન્ન થાય છે. હિંદુસ્તાન પરાવલંબનની કેટલી મર્યાદા સુધી પહોંચી ગયું છે, એનું સ્પષ્ટ રીતે દિગ્દર્શન કરાવનારી વિલાયતી ભપકાદાર વસ્તુઓથી સુસજ્જિત થયેલી, સુંદર રેશમી વસ્ત્રોનો ઠાઠમાઠ કરી આવેલી અને સ્હામેથી આવતા પુરુષોના અંગપરથી બેધડક ઘસી જનારી અને તેમ કરીને પોતાની ધીટતાનું દર્શન કરાવનારી ભિન્ન ભિન્ન જાતિની અલબેલી છેલછબીલી ફૅશનની ફીસીઆરીખોર પ્રમદાઓ પોતાપોતાનાં નૈસર્ગિક અથવા કૃત્રિમ શસ્ત્રો અને અસ્ત્રો સજ્જ કરીને 'સ્લો માર્ચ' કરતી ચાલી જાય છે. પારસી બાનુઓની પલટણો પોતપોતાના સૌન્દર્યની વહેંચણી કરતાં બ્રહ્મદેવે દેખાડેલા પક્ષપાત માટે તેને ઝંખવાણો પાડવાને માનવી કલ્પનામાંથી નીકળેલી પફ અને પાઉડર જેવી વસ્તુઓથી પોતાના ચહેરાઓને રંગી, કહો કે લેપડા લગાવીને, સૌન્દર્યને બળાત્કારે ખેંચી લાવવાનો પ્રયત્ન કરી, પોતાના પ્રિયતમોને હાવભાવની ચેષ્ટાઓથી લલચાવતી અને નેત્રોને નચાવતી, હવા ખાતી જોવામાં આવે છે.

"એપોલો" બંદરના સમુદ્ર તીરને નવા બંધાયલા 'તાજમહાલ' હૉટલની વિશાળ, ભવ્ય અને સુંદર ઇમારતથી એક પ્રકારની અલૌકિક શોભા પ્રાપ્ત થયેલી છે; તેમ જ રત્નાકર સાગરનું સ્થાન મળવા માટે એ ઇમારતને પણ ભાગ્યશાળી કહેવામાં કહો પણ બાધ નડે એમ નથી. આપણે અત્યારે તે તાજમહાલ હોટલના એક રૂમમાં જ પ્રવેશ કરવાનો છે. આપણી વાર્તાનો આરંભ ત્યાંથી જ થાય છે.

સુંદર કુરસીઓ અને ટેબલો જ્યાં ત્યાં પડેલાં જોવામાં આવે છે. ખાનસામાઓ અને બાયઝ ત્યાં આવી બેઠેલા સદ્‌ગૃહસ્થો અને બાનુઓનો પડતો બોલ ઉંચકી લેવાને એક શ્વાસે તૈયાર છે. અંધકારની છાયા આવેલી છતાં પણ ઇલેક્ટ્રિક લાઇટ–વીજળીની રોશની–ના ઝગઝગાટથી પૂર્ણ મધ્યાહ્નનો ભાસ થાય છે. ઉષ્ણતાના નિવારણમાટે છતમાં વીજળીના પંખા ફરરર ફરરર ચાલતા નજરે પડે છે; અર્થાત્ મૃત્યુલોકમાં મળી શકતાં સુખનાં સાધનોમાંનું એક પણ સાધન ત્યાં ન હોય, એમ ભાગ્યે જ કહી શકાય.

"બોય–બ્રીંગ વન પ્લેટ આઇસ્ક્રીમ!" પગથી માથા સુધી અપટુ ડેટ–આજ સુધીની–ફેશિનમાં સજ્જ થયેલા, યૂરોપિયન જેવા એક તરુણે કુરસીપર બેસતાં જ બોયને આર્ડર આપ્યો.

હુકમ થવાની ખોટી હતી. આઇસ્ક્રીમની પ્લેટ ટેબલપર મુખમાં પ્રવેશ કરવાની વાટ જોતી સટ દેતી કે આવી બેઠી. તે તરુણે આઇસ્ક્રીમ ખાવાની શરુઆત કરી. એટલામાં દૂરથી "ગુડ ઇવિનીંગ, નવીનચંદ્ર!" નો ધ્વનિ તેને કાને પડ્યો. તેણે આઈ ગ્લાસથી ધારીને જોયું અને એકદમ બોલી ઉઠ્યો કે, "હેલ્લો–મિસ્ટર મરહૂમ! હાઉ આર યૂ! આઈ વોઝ વેટીંગ ફૉર યૂ? (મિસ્ટર મરહૂમ! કેમ છો? હું તમારી વાટ જોતો'તો.)

"લગભગ પોણા પાંચે તો મને તમારો કાર્ડ મળ્યો અને તેવી જ તૈયારી કરીને હું ટ્રામમાં બેસી ગયો; તો પણ લગભગ એક કલાક નીકળી ગયો. કેમ, સભાનો વખત કેટલા વાગ્યાનો છે?" મિસ્ટર મરહૂમે સ્હામેની કુરસીપર ગોઠવાઇને પૂછ્યું.

તત્કાળ બોયને આઇસ્ક્રીમની એક બીજી પ્લેટ લાવવાનો ઓર્ડર કરવામાં આવ્યો. મિસ્ટર મરહૂમ શીતલ પદાર્થને આનંદથી ઉદરમાં સ્થાન આપવા લાગ્યા અને નવીનચંદ્ર સિગારેટ સળગાવીને ધૂમાડાથી ભારતવર્ષના શ્યામ આકાશને વધારે શ્યામ કરવા લાગ્યો.

વાચક કદાચિત્ સવાલ કરશે કે, નવા આવેલા મરહૂમને તે વળી જીવતા જાગતા કરી આઇસ્ક્રીમપર હાથ મારવાને ક્યાં બેસાડી દીધા! પરંતુ વાંચનારે જાણવું કે, એ કોઇનું ભૂત નથી, પણ જીવતા અને ચાલતા હાલતા ફરતા ચરતા મરહૂમ છે. આજના સુધરેલા જમાનામાં ભૂત પિશાચ બિચારા સ્વર્ગ કે નરકમાં હોય તો કોણ જાણે. નિશાળિયાઓના ક. દ. ડા. એ કિન્લાક ફોરબસને માટે ભૂત નિબંધ રચી ભૂતોને ભગાડ્યા છે, ને ખુશાલદાસ સારાભાઇએ ડાકણોને ગોધરે મોકલી દીધી છે, એટલે પછી ભૂત ડાકણોનો આ અવનીમાં તો ખાસ નિવાસ ક્યાંથી જ હોય! જો તેમની જગ્યા કોઈ જીવતા ભૂતોએ લીધી હોય તો ઈશ્વર જાણે! ત્યારે એ ગૃહસ્થનું નામ

મરહૂમ કેમ પડ્યું? એનું એક કારણ છે અને તે અહીં જણાવી દેવું જોઇએ. એ આવનાર ગૃહસ્થનું નામ મિસ્ટર માધવજી છે અને તેમનું મરહૂમ નામ પડવાનો ઇતિહાસ આ પ્રમાણે છેઃ–

મિસ્ટર માધવજીનો જન્મ કચ્છ દેશની રાજધાની ભુજ નગરમાં થયો હતો. શિક્ષણ માંડવીમાં જ મળ્યું હતું. તેમના વડિલનો નિવાસ રોજગારને લીધે માંડવીમાં હતો. પ્રારંભથી જ મિસ્ટર ને રાજમાન્ય રાજેશ્રી મરહૂમભાઇના શિક્ષણનો પ્રકાર વિલક્ષણ હતો. પ્રથમ તો ગુરુજીની પાઠશાળામાં એ પહાડી પોપટ પ્રમાણે પહાડી શબ્દોનું રટન કરતા હતા અને તેથી મનુષ્ય જન્મમાં જ પોતે પક્ષિયોનિનો અનુભવ કરતા હોય, એવો તેમને આભાસ થયા કરતો હતો. પરંતુ એમાં જ્યારે લાભની આશાનો ભાસ ન જણાયો ત્યારે તેમના શુભચિન્તકોએ તેમને હિંદીના ક્ષેત્રમાં ચરવા મૂકયા. તે ક્ષેત્રમાં તે બહુ ચર્ચા–સાધારણ પુસ્તકોથી તે રામાયણના 'वंदौं गुरुपदपद्मपरागा' સુધીનું સર્વ સાહિત્યખાન તેમણે પોતાના પેટોબાને અર્પણ કર્યું. ત્યાર પછી એ રાજેશ્રી સંસ્કૃતના શકટમાં જોડાયા. તે વેળાએ શ્લોકોની ગોખણપટ્ટીનો તેમણે એવો તો ધડાકો ચલાવ્યો કે, છેવટે તેમની જિહ્વાને થાકવાનો વારો આવી પહોંચ્યો. હજી તો गम् गच्छની ખટપટમાંથી છૂટા થયા ન થયા કે તેઓ બીબી ઉર્દુ અને તેની અમ્માજાન ફારસી અને ખાલાજાન અરબીના ફરેબી જાળમાં ફસાયા અને 'બહાર આઈ હય ભર દે બાદયે ગુલગૂંસે પયમાના' તેમ જ 'અગર આં તુર્કે શીરાજી, બદસ્ત આરદ દિલે મારા' ઇત્યાદિ ગાનના તાનમાં ગિલતાન થઈ જિન્દગીના અયશઆરામના મકાનમાં પશેમાન થઈ ગયા. બીબી ઉર્દુ અને તેમનો પરસ્પર ઘણો જ સારો બનાવ છતાં પણ સંપ લાંબો વખત ટકી શકયો નહિ. સુધારાના કાયદા પ્રમાણે ઉર્દુ ખાતુનને ડાયવોર્સ (તલાક) આપીને તેઓ બંગવાગ્દેવતા અને મહારાષ્ટ્રીય ભાષા સુંદરીના ઉપાસક બન્યા. પરંતુ તેમાં પણ સિદ્ધિનું સર્વથા સત્યાનાશ જ નીકળ્યું. અંતે હારીને યુનિવર્સિટીની કોઈ પણ નામાંકિત ડીગ્રી મેળવવાને બદલે, જનસમાજમાં 'જેક્ ઓફ્ ઓલ ટ્રેડસ એન્ડ માસ્ટર ઓફ્ નન'ની માનવંતી ડિગ્રી મેળવીને સંસારના માર્ગમાં તેઓ પોતાનું ગાડું ગબડાવવા છાતી ઠોકીને બહાર પડ્યા.

પ્રાચીન ભારતવર્ષના ઋષિવર્યોએ ચાર આશ્રમો નિયત કરેલા છે, પણ મિસ્ટર માધવજી એવા તો કોઈ કંબખ્ત વખતે આ દુનિયામાં પધાર્યા હતા કે, તેમાંના એક પણ આશ્રમનો એમના નિવાસાલયમાં નિર્વાહ થવો કઠિન હતો. એમને માટે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્તાશ્રમમાં એક કૃત્રિમ આશ્રમ નામના આશ્રમની વૃદ્ધિ થઈ હતી અને તેથી તેઓ આશ્રમોના પૂરા પંચામૃતનું પાન કરવાને ભાગ્યશાળી થયા હતા. જાતે બ્રાહ્મણ હોવાથી તેમને પોતાનો નિર્વાહ ચલાવવામાં કશો પણ વાંધો આવતો નહોતો.

પોતે અનેક ભાષાના જ્ઞાતા હોવાથી વારંવાર તેઓ પોતાના દેશ પરદેશના મિત્રોને પત્રો લખતી વેળાએ પ્રારંભમાં જૂદી જૂદી ભાષાની અનેક સ્વસ્તિ શ્રી ને સર્વ શુભ ઉપમા યોગનાં વિશેષણોનો પ્રયોગ કરતા હતા. એક વેળાએ એક મિત્રને

લખેલા એવા જ એક પત્રમાં શરૂઆત કરતાં તેમણે લખ્યું કે "માય લોર્ડ, मम प्राणप्रिय सुहृद्, મેરે પ્યારે દોસ્ત, વિશ્વ વિખ્યાત, વર્લ્ડરિનાઉન્ડ અને મરહૂમે જમાના." આમાં મરહૂમ શબ્દનો અર્થ તેમના ભેજામાં 'મશહૂર' ભરાઈ ગયો હતો, એટલે મશહૂરે જમાનાને બદલે લખી માર્યું કે મરહૂમે જમાના! જ્યારે એ પત્ર ઉઘાડીને વાંચવામાં આવ્યું, ત્યારે તેના મિત્ર અને બીજા ત્યાં બેઠેલા બે ચાર ગૃહસ્થોનાં હસતાં હસતાં પેટ દુઃખવા આવ્યાં અને કાળજાં ઉંચાં ચઢી ગયાં. એકના મુખથી બીજાના મુખમાં અને બીજા પાસેથી ત્રીજા પાસે વાત જતાં માધવજીના નામથી ઓળખાતા એ સાહેબ મિસ્ટર માધવજી મરહૂમના નામથી ઓળખાવા લાગ્યા અને ધીમે ધીમે તે નામ તેમને શોધતું મુંબઇમાં પણ આવી પહોંચ્યું, એટલે મુંબઇમાં પણ તેઓ એ જ નામથી પ્રસિદ્ધિ પામ્યા. અલ્પ જ્ઞાન એક ભયંકર વસ્તુ છે, એ કિંવદંતી કાંઈ ખોટી નથી, એ મિસ્ટર મરહૂમના ઉદાહરણથી સારી રીતે જાણવામાં આવી શકે છે.

ઉદરાગ્નિમાં આઇસ્ક્રીમની રેલછેલ ચલાવી મિસ્ટર મરહૂમે નવીનચન્દ્રને સવાલ કર્યો કેઃ—

"વેલ મિસ્ટર નવીનચન્દ્ર! લોકો કહે છે કે, આ યૂરોપિયન હોટલવાળાઓ આઇસ્ક્રીમમાં ઇંડાં—આઇ મીન—એગ્સ મેળવે છે અને તેથી જ અહીંનું આઇસ્ક્રીમ સ્વાદિષ્ઠ—આઇ મીન—ટેસ્ટફુલ થાય છે, એ વાત શું ખરી છે કે?"

"ઓ યસ. ખરી વાત છે. પણ એમાં વાંધો લેવા જેવું શું છે?" નવીનચન્દ્રે કહ્યું; "યૂરોપ અને અમેરીકાના વેજીટેરીયનો પણ એગ્સ લેવામાં કશો પણ વાંધો હોય એમ જણાવતા નથી; ત્યારે આપણે એમાં આનાકાની શા માટે કરવી જોઇએ? યુરોપના વિદ્વાનો સુધારામાં અને બીજી બધી બાબતોમાં આપણા કરતાં ઘણા જ આગળ વધેલા છે, માટે આપણે તેમનાં મતો માનવાં જ જોઇએ."

"અને તેમાં પણ આવા બ્રહ્મમંદિરમાં આવ્યા, એટલે તો તેમનાં મતોને—કહોને કે ખાસ માન આપવું જ જોઇએ." મિસ્ટર મરહૂમે કાંઇક કટાક્ષપૂર્વક કહ્યું.

"હાં હાં હાં! ખરેખર આ બ્રહ્મમંદિર જ છે. આ શબ્દો બોલાવવાની તમને પરમેશ્વરે જ અત્યારે પ્રેરણા કરેલી છે." વાહ રે! તમે પણ ખૂબ કીધી! તમને અત્યારે હું ધન્યવાદ આપું છું" પોતાના પક્ષનું સમર્થન કરવા તૈયાર થઇને નવીનચન્દ્ર કહેવા લાગ્યો; "અહાહા—સુધારાનો કેટલો બધો અને કેવો અદ્ભુત—વિલક્ષણ ડંકો!! આપણા વેદાંતમાંના "सर्वं खलु इदं ब्रह्म" અને સૂફીમતના સાધુ શમ્સ તબ્રેજીનાં "દુઇરા ચું બદર કર્દમ યકી દીદમ દુઆલમરા" ઇત્યાદિ વાક્યો તો પુસ્તકોનાં થોથાંમાં જ રહી ગયાં છે અને આ સુધરેલા જમાનાનાં હોટેલોએ જ એ એકતા અને સમદૃષ્ટિની સિદ્ધતા કરી બતાવી છે. જુવો તો ખરા કે, અહીં જાતિનો ભેદ નથી ને ઉચ્ચતા કે નીચતાનો સવાલ નથી—નહિ બ્રાહ્મણ ને નહિ ઢેડ—સર્વ એક ટેબલ અને એક જ ક્રુરસીપર બેસીને બંધુભાવથી સાથે જ જમી ખાઈ શકે છે અને ઘરમાં જેને હાથે પાણીનો છાંટો પડ્યો હોય, તો અભડાઈ જવાય, તેની સાથે બેસીને અહીં જમવામાં કશો પણ વાંધો આવતો નથી. કેવો સુધારાનો પ્રભાવ! એ જેવો તેવો વિજય કહી શકાય કે? આપણે પણ આવી જ રીતે સુધારામાં આગળ વધી શકીશું. ક્યાં

બ્રહ્મજ્ઞાનનો સાક્ષાત્કાર થાય, તે સ્થાનને "બ્રહ્મમંદિર"નું નામ આપવું જ યોગ્ય છે. આપણા હિન્દુઓએ 'ઉપાહારગૃહ' 'ક્ષુધાશાંતિગૃહ' અને 'વિશ્રાંતિગૃહ' ઇત્યાદિ ગૃહો સ્થાપી એ સુધારાને "એટ લીસ્ટ" હિન્દુઓમાં પ્રસારવા માંડ્યો છે, એ પણ એક ખુશી થવા જેવી બીના છે. અત્યારે તેઓ હિન્દુઓને જ—પછી તે ગમે તે જાતિનો હોય—અંદર દાખલ કરે છે અને મુસલમાન વગેરેને ચાહ, કાફી, બિસ્કીટ, કરાકરી ઇત્યાદિ જોઇએ તો જૂદા ગ્લાસ રકાબીમાં આપે છે અને તે ગ્લાસ ધોવાનું કામ પોતે કરે છે. પણ વખત જતાં એ ભેદભાવ ભુંસાઈ જશે અને ગમે તે જાતિવાળાઓ પણ હિન્દુઓ સાથે ખાવા પીવાને બેસી શકશે. કેમ મારો અભિપ્રાય ખરો છે કે નહિ?"

નવીનચન્દ્રને આશા હતી કે, મિસ્ટર મરહૂમ અવશ્ય તેનાં વચનોને તાળીઓના ગગડાટથી વધાવી લેશે. પણ તેને વિચારમાં લીન થયેલો અને વધારે ગંભીરતા ધારતો જોઇને, નવીનની આશા, નિરાશાના રૂપમાં બદલાઈ ગઈ. થોડીવાર મૂછોપર હાથ ફેરવીને મિસ્ટર મરહૂમભાઈ બોલ્યા કેઃ—

"હું કદાચિત્ આપના મતને બિલકુલ મળતો તો નહિ જ થઈ શકું. આપણામાં સ્પર્શ્યાસ્પર્શ્યની આજ્ઞા કરવામાં આવેલી છે, તેમાં મને તો કાંઇક તત્ત્વ જણાય છે. પ્લેગ, કોઢ અને એવા જ બીજા રોગોને કૉંટેજ્યસ ડીઝીસ—ચેપી રોગો—ગણીને એ યૂરોપિયનો જ કેટલી બધી સંભાળ અને કાળજી લે છે, એ વાત કંઈ તમારાથી અજાણી તો નથી જ. જ્યાં પંદરસો પ્રકારના અને સત્તરસો જાતિના લોકોનો શંભુમેળો થતો હોય, તેમાં કેટલાંક રોગી મનુષ્યો પણ નહિ આવતાં હોય, એની શી ખાતરી? અને તેવા રોગીઓએ પીધેલા પ્યાલા કે ગ્લાસમાં પાછા આપણે પણ ચાહ કે સોડા કે બબ્બા ભાઇને માન આપીએ, તો શું તેથી રોગ થવાનો સંભવ નથી? એવાં ખુદાબક્ષ ખાતાંઓમાં સ્વચ્છતા તો જરા પણ રહેવા પામતી નથી. ઘણીકવાર નાટકમાં રાત્રે ડ્રોપ પડતી વખતે એવાં સુખશાંતિ ગૃહમાં જઇએ છીએ, ત્યારે માણસોની ઘણી ભીડ હોવાથી એકે પીધેલો ચાહનો પ્યાલો—આઇ મીન કપ—ધોયા વિના જ તેમાં પાછી ચાહ ભરીને આપવામાં આવે છે. એથી જ રાત દિવસ હોટલોમાં ખાનારા અને રેસ્તરાંમાં ચાહ કાફી પીનારા માણસો ઘણીકવાર અશક્ત અને રોગી જેવા જોવામાં આવે છે. એટલા માટે જ, એવી બાબતોનો પૂર્ણ વિચાર કરીને જ, આપણા શાસ્ત્રકારોએ અન્ય જાતિના—ખાસ કરીને આચાર વિચાર હીન જાતિના—ખાદ્ય પદાર્થોને ન ગ્રહણ કરવાનો આગ્રહપૂર્વક નિયમ—આય મીન રૂલ—કરેલો છે અને તે સારો છે. જો કે હું તો તમારા મંડળમાં વસતો હોવાથી ભેદભાવ નથી રાખતો; તો પણ તેથી કાંઈ આપણાં શાસ્ત્રોનાં વચનો અસત્ય ઠરતાં નથી. વળી મુસલમાન, પારસી અને યૂરોપિયનોમાં પણ એવો ખાવાનો ભેદ નથી એમ નથી. જો વધારે પોથાં થોથાંનું અવલોકન અને તેમના ધર્મનો અભ્યાસ કરો તો એ વાત આપના જાણવામાં આવી શકશે. એ વિશે કેટલાક અંગ્રેજોએ પણ કેટલાંક વ્યાખ્યાનો—આય મીન લેકચર્સ—આપેલાં છે અને તે છપાયલાં પણ છે."

"વેલ વી વિલ ટૉક ઓન ધી મેટર આફ્ટરવર્ડસ. નાઉ વી મસ્ટ ગો ટુ ધિ

કલબ!" (એ વિષય વિશે આપણે પછી વાત કરીશું, અત્યારે તો આપણે કલબમાં જવું જોઇએ.) નવીનચંદ્રે ઘડિયાળ કાઢી લગભગ સાત વાગી ગયેલા જોઇને કહ્યું.

"હં—હું પૂછતાં ભૂલી ગયો. તમે લખ્યું હતું કે, કોઈ સ્વામીના લેક્ચરમાં જવાનું છે, તે લેક્ચર શું છે?" મિસ્ટર મરહૂમે પૂછ્યું.

"આજે આપણી "ધિ ઇન્ડિયન સોસિયલ કસ્ટમ્સ્ એન્ડ મોરલ્સ રિફોર્મ કલબ અનલિમિટેડ"નો વાર્ષિક મેળાવડો છે અને સાથે સુધારાની જયંતી હોવાથી તે પણ ઉજવવાની છે. એ પ્રસંગે અલાહાબાદથી ખાસ પધારેલા સ્વામી જ્ઞાનાકીનન્દનું "સુધારાનો જય" એ વિષયપર એક વિદ્વત્તા ભરેલું વ્યાખ્યાન થવાનું છે. સ્વામીજી એવા હુશિયાર છે કે શું કહું! જીભ તો એવી પટાપટ ચાલી જાય છે કે અહોહો! એ પ્રસંગને માટે જ મેં ખાસ કાર્ડ લખીને તમને બોલાવ્યા છે." નવીનચંદ્રે ખુલાસો કર્યો.

નવીનચંદ્રે કોલબેલ-બોલાવવાની ઘંટડી-વગાડ્યો. ખાનસામાં જર્મન સિલ્વરના થાળમાં બિલ મૂકીને હાજર થયો. બિલના પૈસા ચૂકવીને બે આની તેના હાથમાં ઇનામની આપી, બન્ને મિત્રો બહાર આવ્યા. ગાડી તૈયાર હતી. એટલે બન્ને બેઠા કે, ગાડી સરરર પરરર કરતી ચાલવા માંડી.

"કેમ મિસ્ટર મરહૂમ! આજકાલ તમારો રોજગાર કેમ ચાલે છે તે તો કહો? આગળનો તમારો વિનોદી સ્વભાવ કાંઈક બદલાતો ચાલ્યો હોય એમ લાગે છે." નવીનચંદ્રે ગાડીમાં વખત ગાળવાના હેતુથી પૂછ્યું.

કાંઈક ગંભીરતા અને નિરાશા ધારણ કરીને મિસ્ટર મરહૂમે જણાવ્યું કે, "શેઠજી સાહેબ! રોજગાર અને વ્યાપારની તો વાત જ જવા ધો. ઇસમાલજીની કોરટમાં વકીલોની દલાલીનો ધંધો ચાલતો હતો, ત્યાં સુધી તો અમારા જેવા કજીયા દલાલોને ધનના બેસપતી હતા—સારો તડાકો પડતો હતો; કારણ કે, જેમ વિદ્યા-કળા-સુધારામાં મુંબઈ નગરી આગળ પડતી છે, તેમ જ તે મારા મારી, કાળાં ધોળાં, ગળાંરેંસુપણું અને વ્યવહારના વિગ્રહોમાં પણ મોખરે જ બિરાજે છે. એટલે કજીયા દલાલોને અહીં જેવી આવક બીજા કોઈ શહેરમાં ભાગ્યે જ થઈ શકવાની આશા હોય છે. પણ જ્યારથી પેલા રૂસ્તમજી બા જડજે ને કરસનદાસજી માજીસ્ટ્રેટે કોરટના કંપાઉંડમાંથી અમને દેશનિકાલ કર્યા છે, ત્યારથી માર્યા માર્યા ભમિયે છિયે. વખતે સટ્ટા બજારમાં ચક્કર મારિયે છિયે. પણ ત્યાં પણ પોલીસનો કોરડો ફરતો હોવાથી બ્હી બ્હીને જ કામ કરવું પડે છે. ભાઈ સાહેબ! આપણી પેદાશનું કાંઈ ઠેકાણું નથી. એકવાર તો દંડાઇને ડામીચ પણ થઈ ચૂકયા. આ તો ઠીક છે કે, તમારા જેવા ગૃહસ્થોની મિત્રતા છે, એટલે ચાલ્યા કરે છે; નહિ તો ભીખ માગવાનો વારો આવે."

"ત્યારે શું હવે તમે કજીયાદલાલી નથી કરતા?" નવીનચન્દ્રે પૂછ્યું.

"નથી જ કરતા એમ તો ન જ કહી શકાય. કાંઈ મારવાડી અને સુધરેલા દેવાળિયાઓની મુંબઈમાં ખોટ નથી. જ્યાંસુધી તે જીવતા છે—આયમીન—એકજીસ્ટન્ટ્ છે, ત્યાંસુધી તો અમારો ધંધો થોડો ઘણો ચાલ્યા કરવાનો જ. બિચારા સેંકડોની

સંખ્યામાં દર વર્ષે પાસ થઇને વકીલાત કરવા આવતા વકીલોની પણ આપણાપર પૂરી મહેરબાની હોવાથી પાંચ દશ દિવસે પચીસ પચાસનું એક ફુળ મળ્યું કે, ચોથો ભાગ તો આપણા બાપનો જ! કોરટના દરવાજા અમારે માટે બંધ થયેલા છે તો ભલે, પણ વકીલોની ઑફીસમાં જવાની મનાઈ કરવામાં નથી આવી. તે કંઈ જડજ કે માજીસ્ટ્રેટના બાપની નથી કે ના પાડે, સમજ્યાને—આયમીન ડિડ યૂ અન્ડરસ્ટૅંડ મી?"

"શું વકીલો તમને પોતાની ફીમાંથી ચોથો ભાગ આપે છે? આય વંડર ટુ હિયર ઇટ?" નવીનચન્દ્રે આશ્ચર્ય બતાવી કહ્યું.

"એ જ તો આજના જમાનાની ખૂબી છે. યુનિવર્સિટીમાં જાય છે તે વકીલ કે સોલીસીટર થઇને જ બહાર નીકળે છે; એટલે પછી તેમણે પોતાનાં પેટ તો ભરવાં જ જોઇએને. અરે વકીલ તો દૂર રહ્યા, પણ વિલાયતથી મોટા ઝભાવાળા સાહેબ બની આવેલા પણ અહીં શું કમાણી કરીને ઉંધા વળી જાય છે? ઑફિસનું ભાડું ભરીને ટેબલ કુરસીપર પડી રહેવું અને કાગળોનું નખોદ વાળવું, કે ચરરર પરરર કરતા ખીસામાં બે હાથ ઘાલી, હાય હાય કોરટનાં પગથીયાં ઘસવાં એજને? એના કરતાં જે પાંચ પૈસા ફૂટી કહાડવામાં આવે તેમાં શું ખોટું? બીજું નહિ તો બૂટ મોજાંનો તો ખરચ નીકળે કેની? વકીલોનો સઘળો આધાર અમારાપર જ રહેલો હોય છે. એમની કીર્તિનો ડંકો વગાડીને અમે શિકાર ન પકડીએ તો ત્રણ ભાગ પણ જોવાનું એમના ભાગ્યમાં કયાં લખાયલું છે? અમે તો હવે જેમ જેમ વકીલો વધતા જશે, તેમ તેમ પચાસ ટકાની માગણી કરવાનો વિચાર રાખિયે છિયે!"

વાતચિતમાં વખત આનંદથી વીતી ગયો અને કવીન્સ રોડપર થઇને ગાડી સીધી આવીને ફ્રેંચ પુલ પાસે આવેલા કલબના મકાન નીચે ઉભી રહી. મેળાવડા અને જયંતી પ્રસંગે આવેલા બીજા પણ કેટલાક સદ્‌ગૃહસ્થો (?) ની ગાડીઓ ત્યાં ઉભેલી હતી. બન્ને મિત્રો ગાડીમાંથી ઉતર્યા અને નવીનચંદ્રે ગાડી હાંકનારને ગાડી પાછી અગિયાર વાગે લઈ આવવાનો હુકમ આપ્યો. બન્ને સુધારકો કલબનો દાદરો હસતા હસતા ચઢયા. રિસેપ્શન કમીટીના પ્રમુખે "આવો આવો"નો સત્કાર કરી તેમને હૉલમાં લઈ જઇને બેસાડ્યા.

---

# પ્રકરણ ૨ જું

## અનલિમિટેડ સુધારાની જયન્તી!

કલબના હૉલને શૃંગારવામાં કોઈ પણ પ્રકારની ખામી રાખવામાં આવેલી નહોતી. જમીનપર સુંદર ગાલીચો બિછાવેલો હતો. તેપર ભીંત પાસે પૂર્વાભિમુખ માંચડો ગોઠવીને તેપર અધ્યક્ષ અને વ્યાખ્યાન કરનાર સ્વામી માટે બે કુરસીઓ અને એક ગોળ ટેબલ ગોઠવવામાં આવ્યાં હતાં. તેની સ્હામે એક મોટું ટેબલ કપડાંથી આચ્છાદિત કરેલું ગોઠવવામાં આવ્યું હતું, અને તેની પાછળ શ્રોતૃવર્ગ માટે

કુરસીઓની પાંચ લાઇનો કરેલી હતી. એક એક લાઇનમાં લગભગ વીસથી પચીસ કુરસીઓ ગોઠવેલી હતી. ટેબલપરના બે લેમ્પ, ચાર વોલસેટ અને છતમાં ટાંગેલાં ત્રણ કિટસન લેમ્પના પ્રકાશથી ભીંતપર ચારે તરફ ટિંગાવેલી બ્રહ્મસમાજના સંસ્થાપક રાજા રામમોહનરોય, બાબુ કેશવ ચંદ્રસેન, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, સ્વામી દયાનંદન સરસ્વતી, પ્રોટેસ્ટંટ ધર્મના સંસ્થાપક માર્ટિન લ્યૂથર, ન્યાયમૂર્ત્તિ રાનાડે, ન્યાયમૂર્ત્તિ ચંદાવરકર, રા. બા. ભોળાનાથ, રા. સા. મહિપતરામ, સુધારાનો કવિ નર્મદ અને તેવા જ સુધારાના બીજા અગ્રેસરોની તસવીરો સ્પષ્ટ રીતે પ્રેક્ષકોના જોવામાં આવતી હતી. 'એક રેગ્યુલેટર કલોક' પણ અધ્યક્ષ અને વ્યાખ્યાતાના બેસવાના શિરોસ્થાનને શોભાવી રહ્યો હતો. પાંચ પાંચ ને સાત સાત મિનીટને અંતરે એક બે ગૃહસ્થો આવ્યા કરતા હતા.

એટલામાં પૂર્ણ નિષ્પક્ષપાત કાળયંત્ર ઘડિયાળમાં આઠનો ટકોરો થયો. તત્કાળ અધ્યક્ષ સાહેબ અને વ્યાખ્યાનકર્તા સ્વામી પાસેના રૂમમાંથી બહાર નિકળ્યા. અધ્યક્ષ નીચે જ એક કુરસીપર બેસી ગયા. સ્વામી જઇને પોતાના સ્થાને વિરાજ્યા. એ વખત સુધીમાં પચ્ચીસ ત્રીસ શ્રોતાઓ જ સભામાં હાજર થયા હતા. શ્રોતાઓની આવી અપાર મોટી (?) સંખ્યા જોઇને અધ્યક્ષ તથા વ્યાખ્યાતાની મુખમુદ્રાઓ ઝાંખી તો પડી ગઈ, તો પણ પોતાના અભિમાનને જાળવી રાખવા માટે તે ભાવને તેમણે બહાર પડવા દીધો નહિ. તેઓ મૌન ધારી એક બીજાના મુખ સ્હામું જોઈ રહ્યા. અંતે અધ્યક્ષનો નેત્રસંકેત થવાથી કલબના એક મેમ્બરે ઉઠીને નીચે પ્રમાણે દરખાસ્ત કરી:—

"સદ્‌ગૃહસ્થો ! આજે જે પ્રસંગની જયંતી છે અને જે વિષયવિશે વ્યાખ્યાન થવાનું છે, તે છાપામાં પ્રકટ કરેલું જ છે. પુનઃ તે કહી સંભળાવવાની હું કાંઈ પણ અગત્ય જોતો નથી. આજનું અધ્યક્ષસ્થાન શોભાવવાની હું હાલમાં જ સી. એસ. આઇ. ની માનવંતી પદવીથી વિભૂષિત થયેલા અને પ્રજાપ્રિય દેશોદ્ધારક સુધારાના ચક્રચૂડામણિ મહાશય રાવબહાદુર નલિનીકાંત નગરશેઠને નમ્રપૂર્વક વિનતિ કરું છું અને આશા છે કે, બીજાઓ પણ મારા એ મતને મળતા થશે જ."

"આઈ સેકન્ડ ઇટ," "હું પણ એ દરખાસ્તને ટેકો આપું છું." એમ ઉઠીને કલબના બીજા બે ત્રણ મેમ્બરોએ ટેકો આપ્યો. મોશાળમાં જમવાનું ને મા પીરસનારી, એટલે પછી પૂછવું જ શું હોય ? રાવબહાદુરે અધ્યક્ષસ્થાનને દીપાવ્યું અને સાડી બાવન તાળીઓની ભયંકર ગર્જનાથી આખો હોલ ગાજી ઉઠ્યો—બલ્કે આકાશ પણ કંપાયમાન થયું, એમ કહીએ તો તે પણ ચાલી શકે.

"સદ્‌ગૃહસ્થો ! આજના આ પ્રસંગે સભાના અધ્યક્ષ તરીકે નીમીને જે માન મને આપવામાં આવ્યું છે, તે માટે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભારી છું. અત્યારે મારે કશું પણ બોલવાનું નથી. સ્વામી શ્રી જ્ઞાનાર્કાનંદ આજે જે વ્યાખ્યાન આપવાના છે, તેમાં બધી બીના સ્પષ્ટ થવાની છે, એમ મને જણાવવામાં આવ્યું છે. માટે વ્યાખ્યાનકારને પોતાના ભાષણનો પ્રારંભ કરવાની વિજ્ઞપ્તિ કરવામાં આવે છે." આમ અધ્યક્ષે બોલવાની શરૂઆત કરી ને પૂર્ણાહુતિ પણ થઈ ગઈ ને પુનઃ

તાળિયોનો કિંચિત્ છૂટોછવાયો ધ્વનિ થયો–સ્વામીશ્રી, વ્યાખ્યાનામૃતનું શ્રોતાઓને પાન કરાવવાને કમર કસીને કુરસીપરથી ઊઠીને ઉભા થયા.

"બહુશ્રુત શ્રોતાજનો!" સ્વામી જ્ઞાનાર્કાનંદે પોતાનો ભાષણપ્રવાહ ચલાવતાં કહ્યું; "આજે આપણી આ 'ધિ ઇન્ડિયન સોશિયલ કસ્ટમ્સ એૅન્ડ મોરલ્સ રિફોર્મ કલબ અનલીમીટેડ'નો વાર્ષિક મહોત્સવ અને સાથે સાથે સુધારાની જયંતીનો પણ દિવસ છે, એ તો તમારા જાણવામાં જ છે. આના જેવી સુધારક કલબોનો ઉદ્દેશ શો હોય છે, એ તો આપ સાહેબો આગળથી જ જાણતા હોવાથી, એ વિશે પણ વધારે વિવેચન કરવાની કશી પણ આવશ્યકતા નથી જ. જાતિભેદને રામશરણ કરી દેવો, સમાજમાં વિધવા વિવાહને અગ્રસ્થાન આપવું, માંસ મદિરા આદિ પદાર્થોના ખાનપાનમાં દોષ ન ગણવો, પ્રીતિ વિવાહની સ્થાપના કરીને બાલવિવાહને બરતરફ કરી દેવો અને કર્મને મુખ્ય તથા જાતિને ગૌણ માનવાનો ધર્મ પ્રસારવો, સકળ જગતને બંધુભાવથી જોવું, દેવ દેવી ને ઠાકોર ઠકરાને ચોપાટીના દરિયામાં પૂરી દેવા, બ્રાહ્મણોની સુધારામાં આહુતિ આપવી, ધર્મને રસાતળમાં મોકલી, ઓલ્ડ ગોસાંઈ મહારાજોને ઉપાડી નાંખવા, સ્ત્રીઓને સ્વતંત્ર કરવી ને યથેચ્છ વિહરવા દેવી, ન્યાત જાત તોડી નાંખવી ને સૌએ એક ભાણે જમવું, ઇત્યાદિ આપણા જેવા સુધારકોનાં મુખ્ય કર્તવ્યો છે. એ તત્વો કાંઈ તમારાથી અજ્ઞાત તો છે જ નહિ, એટલે લાંબું વ્યાખ્યાન આપીને હું તમારા અમૂલ્ય સમયનું બળિદાન લેવા નથી ઇચ્છતો. સુધારાનો વિજય કેવો અને કેટલો બધો થયેલો છે. એ વિશે હું એક જૂદું પુસ્તક બહાર પાડવાનો છું; તેમાંથી આપ બંધુઓને ઘણુંક જાણવા જેવું મળી શકશે. અત્યારે તો હું મારા વ્યાખ્યાનની અહીં જ પરિસમાપ્તિ કરું છું. બોલો સુધારાનો જય! અનલીમીટેડ સુધારાનો જય! જય! "તાળીઓ, હુર્રેના પોકાર વચ્ચે એટલું બોલીને સ્વામી શ્રી પાછા હતા ત્યાંના ત્યાં જ કુરસીપર ગોઠવાઈ ગયા.

અધ્યક્ષે પણ એ વ્યાખ્યાનની પૂર્વણી તરીકે કાંઈ વધારે બોલવાનું વ્યાજબી ન ધારવાથી વ્યાખ્યાન અને ભવ્ય મેળાવડાનો એટલેથી જ અંત આવી ગયો. એક મહાન્ વ્યાખ્યાન શ્રવણ કરવાની અને મોટા મોટા સમાજ સુધારકોનાં દર્શનની આશા રાખીને જે બહારના પંદર વીસ સદ્ગૃહસ્થ શ્રોતાઓ આવ્યા હતા, તે તો મેળાવડા અને વ્યાખ્યાનનું આ પ્રહસન (ફાર્સ) જોઇને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ઉઠી વિદાય જ થઈ ગયા. રહ્યા કલબના દશ બાર મેમ્બરો, અધ્યક્ષ સાહેબ ને વ્યાખ્યાન કરનાર સ્વામી સૌ ગયા ને સુધારા જયંતીની ખુશાલીમાં રિફ્રેશમેંટ લેવાની તૈયારી થઈ.

કલબના એ બધા મેમ્બરોના પોશાકો આપણને એક પ્રકારની વિચિત્રતાનું જ સ્મરણ કરાવતા હતા, કેટલાકો આખા અંગ્રેજી પોશાકમાં સજ્જ થયેલા–પણ સીનોર ગોમીસ્ટાઉ (ઘપાઉ) જેવા દેખાતા હતા. કેટલાકોએ નીચે ધોતિયાં અને ઉપર ખમીસ, કોલર ને નેકટાઈ ધારણ કરીને પોશાકમાં કેટલીક વર્ણસંકરતા કરી નાંખેલી પણ જોવામાં આવતી હતી. બે ત્રણ વકીલ બેરિસ્ટરોએ તો યુરોપના સ્પીકરોનું અનુકરણ કરીને દાઢી મૂછ બોડાવી નાંખેલી હોવાથી તેઓ રોમન કેથોલીક ગોવાનિસ

પાદરીઓ જેવા જ દેખાતા હતા. દરેકના મોંમાં ધૂમ્રપાન તો ચાલુ જ હતું! આ સુધારાની જયંતી! આ સુધારાના અગ્રેસરનાં ભાષણ–કહો કે ભસણ! છતાં બીજા દિવસના મહાન્ ગુજરાતી ને અંગ્રેજી વર્તમાન પત્રોમાં ત્રણ ત્રણ કૉલમનો રિપોર્ટ ને સાડા ત્રણ હજાર સુધારકોની હાજરીનું વર્ણન! "દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીએ."

બહારના શ્રોતાઓ ચાલ્યા ગયા કે તરત જ દરવાજા બંધ કરી લેવામાં આવ્યા અને વિવેકનું સ્થાન સ્વછંદ સુધારણા દેવીએ લીધું. નોકરોને હુકમ કરતાં જ અંદરના ઓરડામાં રાખેલો ખાવા પીવાનો સામાન હોલમાંના મોટા ટેબલપર ગોઠવી દેવામાં આવ્યો. ક્લબના સેક્રેટરી મિસ્ટર ગોપાળજી ભાડેલા એલ. એલ. બી. એ જોનહેગ, આલ્ફ્રેડ અને હન્ટલી બ્લેડની વ્હિસ્કી તથા ઍકશા નંબર વન તથા કેસ્ટીલીયન આદિ બ્રેંડીની બાટલીઓનાં બુચ, કોર્ક સ્ક્રુની સહાયતાથી ફટાફટ ફોડી નાંખ્યા. આજની મેનેજમેંટ–વ્યવસ્થાનું કાર્ય બધું એમને જ સોંપાયલું હતું. દરેકના ગ્લાસમાં એક એક દોઢ દોઢ પેગને આસરે મદિરા નામીને તેમાં બરફ અને સોડાની પણ યોગ-વાહી તરીકે મેળવણી કરવામાં આવી. પ્રથમ સ્વામી જ્ઞાનાર્કાનંદે મધાર્કાનંદનો પ્યાલો હાથમાં લીધો અને 'સુધારાનો જય' એવો પોતાના મુખમાંથી ધ્વનિ કર્યો. સર્વેએ એ ધ્વનિને ઉંચકી અફાળ્યો અને બીજાની સલામતીઓ લેવાયા બાદ પતિત પાવની મદિરા દેવીને તેમના ઉદરમાં સ્થાન મળ્યું. પીધા પછી કોઇએ કેકનો કટકો મોઢામાં નાંખ્યો, કોઇએ ચીઝ ખાવા માંડ્યું, કોઇએ સીગારેટનો ધૂમાડો કાઢવા માંડ્યો, તો કોઇએ સિગાર ફુંકવાનો તડાકો ચલાવ્યો ને કોઇએ કબાબનો કચ્ચરઘાણ વાળ્યો, તો કોઇએ બોઇલ્ડ એગ્સ (બાફેલાં ઇંડાં) ના આહારમાં સ્વર્ગનો વિહાર માન્યો. અહાહા! સુધારાનો કેવો અદ્ભુત પ્રભાવ! કેવો જય!

શિથિલ થયેલાં શરીરોમાં ઉત્તેજક વસ્તુનો પ્રવેશ થતાં જ, તેમનાં અંગોમાં નવીન સ્ફુરણનો આવિર્ભાવ થયો. કેટલાકોનાં નેત્રો કિંચિત્ રક્તવર્ણ થવા માંડ્યાં. પોતાના શરીરમાં મદ્યનો અદ્ભુત પ્રભાવ થયેલો જોઇને સ્વામી જ્ઞાનાર્કાનંદે મદ્યની પ્રશંસા કરતાં કહ્યું કે, "ખરેખર! મદિરા એક સ્વર્ગીય વસ્તુ છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય નથી. પ્રખ્યાત પર્શિયન પોયટ (કવિ) શેખસાદીએ પણ કરીમામાં લખ્યું છે કે,

"ઓ સાકિયા! તું લાલ પાણી હાલ આણી આપને,
ઇચ્છા થઈ છે પાક મર્દો મસ્ત આજે પી બને;
એ લાલ મદિર તું મને દે સ્વર્ણના પાત્રે ભરી,
માશૂકના તે હોઠ જેવી આત્મશાંતિ કરી ખરી.
એ પ્રેમ ભોગી પ્રેમદાના હૃદયનો નિષ્કર્ષ છે,
જો પ્રેમ ભોગી સ્વાદ લે તેનો વધે તો હર્ષ છે;
એ અમૃત જેવી મધુર મદિરા લાવ ભરીને પાત્રમાં,
તો શોક જાય સુગંધિથી ને હર્ષ ગાજે ગાત્રમાં.
અય દોસ્ત, પેલો લાલરંગી લાવ પ્યાલો મદ્યનો,
દિલદારના ચ્હેરા સમો પ્યાલો નિરાલો મદ્યનો;

આ મદ્યનું સેવન કરે જે પાકજન તે ઔર છે,
લજ્જત નશાની ભોગવે જે પાક મન તે ઔર છે."

"હિયર! હિયર!! એ પર્શિયન પોયટ પણ આ સ્વર્ગીય સુધારાનો ખરે-ખરો જ અનુભવી હોવો જોઇએ." ગોપાળજી બાઢેલાએ સ્વામીનાં વચનોને આનંદ-ધ્વનિથી વધાવી લેતાં કહ્યું.

અહીં જણાવવું જોઇએ કે, પર્શિયન કવિઓ ગુરુને સાકિયા (કલાલ), પરમે-શ્વરને માશૂક અને ભક્તિને શરાબ તથા પોતાને આશકના નામથી ઓળખાવે છે. એ ઉપર્યુક્ત કવિતાનો, 'હે ગુરો! મારા માશૂક–પરમેશ્વરના દ્વાર પર્યંત પહોંચાડ-નારી મદિરા–ભક્તિરસનો પ્યાલો–મને પાઓ,' એટલો જ અર્થ થાય છે. પરંતુ સ્વામી જ્ઞાનાર્કાનંદે એનો જુદા જ પ્રસંગમાં અને જુદા જ ભાવથી ઉચ્ચાર કર્યો. એ પ્રમાણે જ આપણાં શાસ્ત્રોનાં 'न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने' ઇત્યાદિ કેટલાંક વચનોનું રહસ્ય સમજી ન શકવાથી, લોકો તેમના અર્થોના કેવા અનર્થો કરી નાંખે છે, અથવા તો પોતાના પક્ષની સિદ્ધતા માટે તેમના અર્થો કેવી રીતે ફેરવી નાંખે છે, એનું આ ઉદાહરણથી વાચકો કેટલેક અંશે અનુમાન કરી શકે એમ છે. જ્યાં ભાવના જ આવી હોય, ત્યાં નીતિનો નિભાવ કેમ થઈ શકે?

"અત્યારે આપણે તો સુધારાનું સ્વર્ગીય સુખ અનુભવીએ છીએ. પણ આજના શ્રોતાઓની અલ્પસંખ્યાથી તમે જાણી શકયા હશો કે, આપણા મતનો જનસમાજમાં જોઇએ તેવો હજી પ્રચાર થવા પામ્યો નથી. માટે પ્રથમ આપણે આપણા સિદ્ધાંતોના પ્રસારના ઉપાયો કરવા જોઇએ." ભિષગ્રત્નના ઉપનામથી ઓળ-ખાતા અને તરતના જ વિલાયતથી બેરીસ્ટર બની આવેલા જેન્ટલ્મેન જગન્નાથ ભાઇએ પોતાનો એક નવો જ વિચાર પ્રકટ કર્યો.

એને ટેકો આપતાં ગોપાળજી બાઢેલાએ જણાવ્યું કે, "અંગ્રેજોના પોતાના મતના પ્રચાર માટે જેટલા પ્રયત્નો થયા છે, તેના અડધા પણ આપણા મતના પ્રચારમાટેના પ્રયત્નો અદ્યાપિ આપણી ગાંડી ગુજરાતમાં થયા નથી અને થતા પણ નથી. આપણી ગુજરાતી ભાષામાં આપણા પક્ષના એક ઑર્ગન–વાજિન્ત્ર બુધવારીયાની ઘણી જ આવશ્યકતા છે. પરંતુ એવાં કાર્યોમાં ધનની મુખ્યત્વે આવશ્યકતા હોવાથી કોઈ ધનાઢ્ય ગૃહસ્થે જ એ કાર્યનો ભાર પોતાને માથે ઉપાડી લેવો જોઇએ. આ એક સાર્વજનિક હિતનું કાર્ય છે, માટે કોઈ પણ જોખમે એ થવું જ જોઇએ."

"જો મારા કાકા સાહેબની આજ્ઞા હોય, તો એવા એક વર્તમાનપત્રને પ્રકટ કરવા માટે ધનની સહાયતા આપવાને હું તૈયાર છું." નવીનચંદ્રે, નલિનીકાંત નગરશેઠ તે પોતાના કાકાની ઇચ્છા જાણવાના હેતુથી કહ્યું.

"મારી એમાં પૂર્ણ સંમતિ છે. એક એવું બુધવારીયું નીકળવું જ જોઇએ." નગરશેઠે ભત્રીજાને ચક્રપર ચઢાવી દેવાના કાર્યમાં પોતાનું પૂર્ણ અનુમોદન આપતાં કહ્યું; અને પોતાના ભત્રીજાની આવી ઉદારતા માટે તેને એક પેગ વ્હીસ્કીનો આપીને બે પેગ બ્રાન્ડી પોતે પણ ગટગટાવ્યો.

ઘણો ઉહાપોહ થવા પછી એક બુધવારીયું કાઢવાનો નિશ્ચય કરવામાં આવ્યો અને તેનું નામ 'સુધારક શંખનાદ' રાખવાનો ઠરાવ થયો. પૉલીસી એટલી જ કે કુધારાના ચીનાઓને સૂર્ય ઉગે ને ગાળો દેવી, તેમનાં ભોપાળાં પ્રકટ કરવાં ને પોતાના પક્ષનાં બણગાં ફૂંકવાં. બહુ ભાષા જાણતા હોવાથી એ બુધવારીયાના અધિપતિનું પદ માધવજી મરહૂમને આપવું, જગન્નાથ ભિષગ્રત્ને અંગ્રેજી કોલમ લખવાં, સ્વામી જ્ઞાનાર્કાનન્દે ધાર્મિક વિષયો લખવાનો પરિશ્રમ કરવો, માલેક તરીકે નવીનચન્દ્રનું નામ પ્રકટ કરવું અને સાધારણ દેખરેખ મિસ્ટર ગોપાળજી ભાટેલાએ રાખવી, એ પ્રમાણેની વિચારને અંતે સઘળી વ્યવસ્થા કરવામાં આવી. એક બીજા સુધારક ડા૦ ત્રિપાઠી આટલો વખત મૂગાંમંતર જેવા થઇને બેસી રહ્યા હતા, તેમણે માથું ખજવાળીને ચિરૂટનો ધૂમાડો કાઢતાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે;—

"ભાઇઓ! વર્તમાનપત્ર કાઢશો તો ખરા, પણ આજકાલ નવાં નીકળતાં વર્તમાનપત્રોની અને માસિક પત્રોની કેવી અવદશા થાય છે, એનો પણ તમે કાંઈ વિચાર કર્યો છે ખરો કે? જે જામી ગયેલાં, જૂનાં અને પ્રજાપ્રિય પત્રો છે, તે જ પ્રજામાં પ્રશંસાને પાત્ર થાય છે. નવાં પત્રોને તો સાડા બે સો ગ્રાહકો મળવાની પણ મારામાર! જુઓની નવાં પત્રો કેટલાં નાનાશંકર શેઠની વાડીએ પહોંચી ગયાં છે! નામ ગણાવું? નહિ? તો, જેવી તમારી મરજી! માટે પ્રથમ એના ફેલાવાની અને ગ્રાહકો મેળવવાની તજવીજ કરો. લખાણ બખાણ તો બહુ આવ્યા કરશે જ. ક્યાંક એવું ન થાય કે, બે માસ કાઢીને ભૂખમરાથી પત્ર બંધ કરવું પડે અને 'ભારે ભારે ક્યાં ગયો હતો, તો કહે હલકો થવા' એ કહેવત આપણા સંબંધમાં જ ખરી ન પડે!"

"શું સુધારા પક્ષનું એક ખાસ પેપર નીકળે અને તેના બે ચાર હજાર પણ ગ્રાહક ન થઈ શકે?" નવીનચન્દ્રે બહુ જ આશ્ચર્યદર્શક મુદ્રાથી પૂછ્યું.

"ચાર હજાર તો શું, પણ ચારસો થવા પણ કઠિન! અને તેનાં અનેક કારણો છે. એક તો આપણા પક્ષના પુરુષોની સંખ્યા જ આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલી અને તે પણ વળી ગુજરાતીભાઈ! એટલે ખામી જ શી હોય? જ્યાંસુધી પુસ્તક કે પેપર લાયબ્રેરીમાંથી અથવા તો કોઈ મિત્ર કે પાડોશી પાસેથી વાંચવા મળી શકે, ત્યાંસુધી પૈસા ખરચવાની ઘણાખરાઓએ તો પ્રતિજ્ઞા જ લીધેલી હોય છે. થોડા ઘણા વાંચનના શોખીનો ગ્રાહક થાય છે, તો પ્રત્યેક અંકમાં એક કોલમની બૂમ મારવા છતાં પણ લવાજમ વસૂલ થવું ભારી થઈ પડે છે. માટે પ્રથમ એ બાબતનો વિચાર કરવો અગત્યનો છે." ડા૦ ત્રિપાઠીએ પાછો ખુલાસો કર્યો.

અચાનક પાંચ પૈસા પેદા કરવાનો પ્રસંગ રખેને હાથથી નીકળી જાય, એવા ભયથી મિસ્ટર માધવજી મરહૂમ છાતી ઠોકીને બોલી ઉઠ્યા કે, "એની તમારામાંથી કોઇએ જરા જેટલી પણ ચિન્તા કરવી નહિ. ગ્રાહક મેળવવા અને પત્રનો ફેલાવો કરવાનું કામ મારે માથે! મારા જેવા એક કુશળ તન્ત્રી—આચમીન એડીટરના હાથે નિકળતા એક પત્રના ગ્રાહકો ઓછામાં ઓછા બે હજાર પણ ન હોય, તો પછી આ વિદ્યા પ્રાપ્ત કરી જ શા માટે?"

"અત્યારે તો આપણે સાહસ કરવું જ જોઇએ. પછી જેમ થવાનું હશે, તેમ થઈ રહેશે. શું કવિ નર્મદની આ લીટીઓ તમે નથી સાંભળી?" એમ કહીને મિસ્ટર ગોપાલજી ભાટેલાએ

"સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે;
યા હોમ કરીને પડો ફતેહ છે આગે."

ની લાવણી ફક્કડાઈથી લલકારી.

અંતે સર્વાનુમતે પેપર કાઢવાનો નિશ્ચય થયો જ. નવીનચંદ્રે મિસ્ટર મરહૂમને પોતાના પત્ર માટે બીજાં વર્તમાનપત્રામાં જાહેર ખબર આપવાનો, હેંડબીલ છપાવવાનો અને કોઈ પ્રેસમાં છાપવાનું નક્કી કરવાનો ઓર્ડર આપી દીધો. પરચુરણ ખર્ચ માટે સો રૂપિયાની નોટ પણ તત્કાલ તેને હવાલે કરવામાં આવી.

પાછો થોડીકવાર સુધી પ્યાલાનો દોર ચાલ્યો. કેટલાકોએ હેં ભેં ફેં ફેં પણ કરવા માંડ્યું. બે ચાર વાણિયા, ભાટિયા ને ચટણાઓએ ઓ ઓ કરવા માંડ્યું. બે ત્રણ કોચપર પડ્યા. એટલામાં લખનૌનિવાસી ડાકટર તોતારામ કવિરાજના મનમાં એકાએક એક નવો જ વિચાર સૂઝી આવવાથી તેણે અડધો પીધેલો પ્યાલો ટેબલપર મૂકીને, ગંભીરતાથી કહ્યું કે, "બુધવાર વગરનું—છટ નોન્સન—એ શું? વગર બુધવારનું—રે! આ શું અવડચવડ બોલાય છે—લાલ ઘોડી ચહડી કે શું?" આમ બબાની લહેરમાં કવિ ચક્રચૂડામણિ તોતારામજીએ બે ચાર વાર માથું ખજવાળી કહ્યું; "આય મીન—બુધવારિયું કાઢવાનો જે નિશ્ચય કરવામાં આવ્યો છે, તે ઠીક જ છે. પરંતુ જૂના રીતરિવાજોમાં કેટલી બધી ક્રૂરતા અને હાનિ સમાયલી છે અને તેમાં કેવા પ્રકારની સુધારણા થવી જોઇએ, એવા ભાવનાં નાટકો જ્યાં સુધી પ્રજા સમક્ષ રજુ કરવામાં ન આવે, ત્યાં સુધી આપણા બોલવાની અને લખવાની લોકોના મનમાં જોઇએ તેવી અસર કોઈ કાળે પણ થઈ શકે એમ મારી ધારણા તો નથી જ. આજની આ બધી નાટકમંડળીઓ જે ખેલો કરે છે, એમાં કોઈ પણ રીતે પૈસો કમાવાનો જ ઉદ્દેશ રહેલો હોય છે. માટે જો કોઈ હિંમત કરે, તો એવી એક સુધારાના ખેલ કરનારી નાટકમંડળી સ્થાપવાની પણ ખરેખરી અગત્ય છે."

"નાટકમંડળી ઉભી કરવામાં પ્રથમ કેટલો ખર્ચ લાગે એમ છે?" મદિરાના મદમાં સુધારાના શિખરે ચડી ગયેલા નવીનચંદ્રે તે જ ક્ષણે તોતારામને સવાલ કર્યો.

"લગભગ આઠથી દશ હજાર રૂપિયાનો;" તોતારામે જવાબ દીધો.

"ઑલ રાઇટ—જો કોઈ ભાગીદાર થતો હોય, તો પાંચ હજાર આપવાને હું તૈયાર છું. પણ નાટકમંડળી ચલાવવાને લાયકનાં માણસોનું કેમ?" નવીનચંદ્રે નવીન યૌવનાવસ્થામાં અત્યંત નવીનતા બતાવીને કહ્યું.

"માનશંકર વિલાસી નામના એક મારા સ્નેહી છે. નાટક લખવાનો અને રીહર્સલ આપવાનો તેમને સારો અનુભવ છે. તેમને ડાયરેક્ટરની પદવી આપીશું, એટલે બીજાં માણસોને તે પોતાની મેળે જ એકઠાં કરી લેશે. બાકીના પાંચ હજાર આપીને ભાગીદાર થવાને હું તૈયાર છું." નાટકના શોખીન ડાકટર તોતારામે પોતે પણ ખાડામાં પડવાનું સ્વીકાર્યું.

"અને આઉટ ડોર મેનેજમેન્ટ—આઇમીન બહારની બધી વ્યવસ્થા આપણે ચલાવીશું." મિસ્ટર મરહૂમે વચમાં પોતાનું લાકડું ઘુસાડ્યું.

સુધારાની જયન્તીનું પરિણામ એ આવ્યું કે, એક વર્તમાનપત્ર અને એક નાટકમંડળી કાઢવાનો નિશ્ચય થયો.

ઊઠતાં ઊઠતાં વળી પણ મદિરા પાત્રના પાનથી પરસ્પરની સલામતીઓ લેવામાં આવી અને પડતા આખડતા બધા શ્રીપાંચ મેમ્બરો એક પછી એક ઘેર જવા માટે દાદરો ઉતરવા માંડ્યા.

માત્ર એક જ ગૃહસ્થ—તે એકલો જ તરુણ, કે જે અત્યાર સુધી મૌન ધારીને ખાવા પીવામાં કે બોલવા ચાલવામાં લેશ માત્ર પણ ભાગ ન લેતાં એક ખૂણામાં આરામ કુરસીપર પડી રહ્યો હતો, તે પણ સૌની સાથે ઉઠીને ચાલતો થયો. કોઈ પોતાની ગાડીમાં તો કોઈ ભાડાની વિક્ટોરિયામાં બેસી બેસીને પ્રયાણ કરવા લાગ્યા. નવીનચંદ્ર તો એ વેળાએ એવો બેભાન અને બેહાલ થઈ ગયો હતો કે, તેને ઉંચકીને જ ગાડીમાં નાખવો પડ્યો. મિસ્ટર મરહૂમે માતાનો—દેવીનો પ્રસાદ થોડો લીધેલો હોવાથી તે તેને ઘેર પહોંચાડવાને ગયો. માત્ર આપણો મુનિવ્રતધારી તરુણ જ આજની સભાવિશે મનમાં નાના પ્રકારના વિચારો કરતો, પગપાળો જ ત્યાંથી ચાલતો થયો. એ તરુણ આપણી પ્રસ્તુત નવલકથાનો મુખ્ય નાયક છે, પણ તેની ઓળખાણ પ્રસંગ આવતાં આપવામાં આવશે. અત્યારે તો એટલું જણાવવું જ બસ થશે કે, જેવો તે ભવ્યાકૃતિ, શ્યામ વર્ણ અને ગંભીર સ્વભાવનો સાક્ષાત્ રામચંદ્ર સમાન પુરુષ હતો, તેવો જ નીતિ, ધર્મ અને વિવેકમાં પણ તે પરિપૂર્ણતાને પહોંચી ચૂકયો હતો. ચાલતાં ચાલતાં અચાનક તેના મુખમાંથી આત્મગત ઉદ્‌ગારો નીકળી ગયા કે, "ખરેખર એ કવિનાં વાકયો અક્ષરે અક્ષર સત્ય છે. આજે મને એનો પૂરેપૂરો અને પ્રત્યક્ષ અનુભવ થયો."

"સુધરી જવાનાં સાધનોમાં મુખ્ય વસ્તુ આટલી;
ઘડિયાલ ચશ્મા બૂટ કર છતરી છડી કે બાટલી.
ઉત્તમ ગણાતાં એ જ કેળવણીતણું ફળ થાય છે;
શિવ ! શિવ ! ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે!"

એવા એવા અનેક વિચારો કરતો તે પોતાને ઘેર જઈ પહોંચ્યો. બારણાં ખખડાવ્યાં. અંદરથી જવાબ મળ્યો કે, "અડધી રાતે આવીને દરવાજો ખખડાવતાં શરમ નથી આવતી ? જાઓ બિછાનું લઇને ચાલીમાં કે નીચે ઓટલાપર ભૈયા પાસે સૂઈ રહો!" લાચાર ! બિચારો ઓટલાપર જઇને સૂઈ રહ્યો.

## પ્રકરણ ૩ જું

## સુધરેલા સસરાનો ઘરજમાઈ!

"રમણિક ! આ સંસારમાં સુખ જેવું હવે મને કાંઈ દેખાતું નથી. બસ હવે એ દુષ્ટાનું મુખ જોવા કરતાં તો આત્મહત્યા કરીને મરી જવું જ વધારે સારું."

એ વાકયો ઉચ્ચારતાં રજનીકાંતનું મુખ લાલચોળ થઈ ગયું. જાણે, તે વેળાએ

સૂર્યની અને તેના મુખની પરસ્પર સ્પર્ધા ચાલતી હોયની, તેવો ભાસ થતો હતો. થોડીવાર રહીને પાછો તે કહેવા લાગ્યો; "એ સુધરેલી છટેલીએ પોતાનાં નિંદ્ય આચરણથી મારા હીન, પણ પ્રતિષ્ઠિત કુળને કલંકિત કર્યું છે! એ કાળી નાગણે પોતાનો લાગ સાધી મને ડશીને મારા આશારૂપી વૃક્ષનો સમૂળો નાશ કરી નાંખ્યો છે અને મારું જીવન વ્યર્થ કરી નાંખ્યું છે! એટલું છતાં હજી પણ હું એનું મુખ જોઉં? આ મને તું કેવો ઉપદેશ આપે છે? થોડા દિવસ પહેલાં હું કેવા કેવા મનોરથમાં નિમગ્ન થઇને આનંદ પામતો હતો, તેની આ ક્ષણે સ્મૃતિ થતાં પણ મારું હૃદય ફાટી જાય છે. વિદ્યાભ્યાસ પૂરો થતાં જ મારી સુશીલ અને સુશિક્ષિત પત્નીની સહાયતાથી હું અમુક અમુક દેશસેવાનાં કાર્યો કરીશ, અમુક અમુક રીતે લોકોમાં અગ્રેસર થવાનો પ્રયત્ન કરીશ, એવી એવી હું અનેક આશાઓ બાંધી બેઠો હતો, પણ આજે તે સર્વ આશાઓ નિર્મૂળ થઈ છે; સર્વ ઉત્સાહો ભસ્મીભૂત થયા છે. આજકાલના સુધારાને અંગે પતિને ધિક્કારવામાં અને તેનું રાત દિવસ અપમાન કરવામાં જ સ્વતંત્રતાનો ઉપભોગ લેનારી એ ચાંડાલણીની તાબેદારી કરીને મારા જીવનના દિવસો વ્યર્થ વીતાડું? નહિ, નહિ, હવે તો પ્રાણ જતાં પણ એ સુધરેલી છાકટીના મુખનું દર્શન કરવું નહિ. મારા મનને તે મરી ગઈ અને તેના મનને હું મરી ગયો. બસ મારો એ જ નિશ્ચય!"

"રજની! તને આજે આ શું થયું છે? તું ગાંડો તો નથી થઈ ગયો? સહનશીલતામાં જે લાભ સમાયલો છે, તે આવા છાંછળાપણામાં નથી. તારી સ્ત્રી ધનવાન્—સુધારાવાળા—ની પુત્રી છે અને બાલ્યાવસ્થાથી જ સ્વતંત્રતામાં ઉછરેલી છે; એટલે પતિપ્રતિ કેવો વિવેક રાખવો જોઇએ, એની તેને બરાબર ખબર ન હોય, એ સ્વાભાવિક છે. પણ રહેતાં રહેતાં તે ડાહી થઈ જશે. એટલે પછી પોતાની મેળે જ તારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવા માંડશે અને તારો સંસાર સુખી નીવડશે." રમણિકે સંતાપનો અગ્નિ બૂઝાવી નાંખવાના હેતુથી કહ્યું.

રજનીકાંત તો રમણિકનો ઉપદેશ સાંભળીને સામો વધારે છેડાયો અને ગુસ્સામાં જ કહેવા લાગ્યો કે, "સહનશીલતા? હજી કેટલી? સુધારાવાળો છે તો ભલે! એની દીકરીના વાગ્બાણોના પ્રહાર સહન કરીને મારી છાતી કાણી થઈ ગઈ છે. હવે એથી વધારે કેટલુંક સહન કરું? સહનશીલતાની પણ કોઈ મર્યાદા છે કે નહિ? 'परोपदेशे पांडित्यं' એવો જ તારો ઉપદેશ છે. જો પોતાપર વીતી હોય, તો કેટલી વીશે સો થાય છે, તેની બરાબર ખબર પડે. શું રાવસાહેબે મને દીકરી આપી, તે રોજ ગાળો સંભળાવવા માટે અને પોતાની દીકરીની ગુલામગીરી કરાવવા માટે? ને ઘર જમાઈ કરીને રાખ્યો, તે આવા કૂતરા જેવા હાલ હવાલ કરવા માટે? ખરેખર ઘર જમાઈ થઈ રહેવામાં મેં પોતે જ મોટી ભૂલ કરી છે. "ગધા સો ઘર જમાઈ, ઔર કુત્તા સો બહુકા ભાઈ." "બીજો મૂરખ ઘેર જમાઈ" એવી જે આપણામાં કહેવતો છે, તે અક્ષરે અક્ષર ખરી છે. હવે ચાહે તો ભીખ માંગવાનો વારો આવશે, તો તેમાં હું સ્વર્ગનું સુખ માનીશ, પણ એ ગધેડા સસરાને ત્યાં તેની દીકરીની ગાળો સાંભળવા કોઈ કાળે પણ જવાનો નથી."

"તારી ભૂલ છે;" રમણિકે વળી પણ તેને શાંત કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "સસરો પોતાના જમાઇનું ભુંડું ઇચ્છે, એમ કદાપિ બની શકે જ નહિ. એ તો રાવસાહેબનો સ્વભાવ જરાક એવો ચટકીલો અને છીછરો છે, એટલે તારા તરફ તેમના મનનો ભાવ ખરાબ છે, એમ ધારી લેવાનું નથી. ગાંડા! એટલું પણ નથી સમજી શકતો કે, તારું ભુંડું કરવામાં તેની પોતાની પુત્રીનું પણ ભુંડું થવાનો સંભવ છે? માટે જા–અત્યારે તો ઘેર જા અને ખાઇપીને બે કલાક વાંચવા લખવાનું કર. જો એગ્ઝામીનેશનમાં હવે થોડા જ દિવસ બાકી રહ્યા છે, માટે બરાબર પ્રિપેર નહિ થાય તો ગયા વખત પ્રમાણે આ વખતે પણ ફેલ થઈ જઇશ."

"શું એ કમજાતના મોહપાશમાં ફસાઇને અને તેનાં કુલને કલંક લગાડનારાં આચરણોને મૂગે મોઢે જોવા છતાં પણ સહન કરવાને પાછો ઘેર જાઉં? મારા જીવમાં સંતાપ થાય અને મારું લોહી સુકાઈ જાય, એ જોવાની જ તારી ઇચ્છા છે કે શું? શું આ ઉપદેશ મને એક મિત્ર આપે છે? નહિ, નહિ, તને તારો સ્વાર્થ એમ બોલાવે છે. તું એને ભણાવવાના દર મહિને પચ્ચીસ રૂપિયા ખીસામાં મૂકે છે, તે જ તારા મુખે તે કમજાતની સ્તુતિનાં સ્તોત્રો ભણાવે છે. હું તારી પાસેથી માત્ર પચાસ રૂપિયા જ માગું છું કે, જેથી હું અહીંથી મારું કાળું કરીને સદાને માટે બીજા કોઈ દેશમાં ન્હાસી જઈ શકું." થોડીવાર તે વિચારમાં પડી ગયો અને પાછો બોલ્યો, "ખરું! છે પચાસ રૂપિયા, પણ મને તું શા આધારે ધીરે? તું પાછી એ રકમ વસુલ કોની પાસેથી કરે? મારા જેવા એક કંગાલ પાસેથી બીજો કોઈ બદલો મેળવવાની પણ તને શી આશા? કોઇએ ખરું જ કહ્યું છે કે—

"દોસ્તી ભાઇબંદી કોઈ કામકા નાતા નહીં;
સચ કહા હય મુફલસીમેં કોઈ કામ આતા નહીં!"

જરાક ભરાઉ શરીર, મધ્યમ આકૃતિ, શ્યામ વર્ણ અને લંબગોળ મુખમંડળથી નિરંતર ભવ્ય અને પ્રભાવશાળી દેખાતા રજનીકાંતનાં નેત્રોમાંથી એ શબ્દો સાથે જ, ખળ ખળ અશ્રુનો પ્રવાહ નિકળી પડ્યો. તે આંખોપર ધોતિયાનો એક છેડો દબાવીને તે નીચું મુખ કરીને હુસકાં ભરવા લાગ્યો. તેણે એ વેળાએ ધોતિયું, ખમીસ, હાફકોટ, દક્ષિણી ફેશિનની મખમલની ગોળ ટોપી ઇત્યાદિ વસ્ત્રો અને પગમાં હેમ્પશૂઝ (કંતાનના જોડા) પહેરેલાં હતાં. તેનો મિત્ર રમણિક કોટ પાટલૂન ઇત્યાદિ અંગ્રેજી વસ્ત્રોમાં જ સજ્જ થયેલો હતો. મિત્રની આવી અવદશા જોઇને રમણિકનાં નેત્રોમાં પણ અશ્રુ આવી ગયાં, પણ રૂમાલથી તે લૂછી નાંખીને વળી પણ તે ગંભીર ભાવથી રજનીકાંતને કહેવા લાગ્યો; "આમ ધારવામાં પણ તારી ભૂલ છે. પચાસ તો શું પણ મારી પાસે હોય તો પચાસ હજાર પણ તારા કરતાં વધારે નથી. તને રૂપિયા આપવાને તો હું હમણાં જ તૈયાર છું, પણ તારી પાયમાલી જોવાને તૈયાર નથી. જેમ તેં આટલા દિવસ દુ:ખ સહન કર્યું છે, તેમ આજે પણ છાતીપર પત્થર રાખીને તું ઘેર જા અને હવે પછી જો એવો બનાવ બને, તો તારી ઇચ્છામાં આવે તેમ કરજે; હું તને મારાથી બનશે તેટલી મદદ કરીશ. આજે તો મારાપર, તારી વૃદ્ધ માતાપર અને તારા પીતાના જીવનપર દયા કરીને તું પાછો

ઘેર જા; અને ત્યાં શું બને છે, તે આવતી કાલે મને કહી સંભળાવજે, એટલે પછી ભવિષ્યમાં શું કરવું એનો આપણે વિચાર કરીશું."

રમણિકનાં એ વાક્યરૂપી અમૃતના સિંચનથી રજનીકાંતનો સંતાપ ઓછો થયો અને તેનો અશ્રુપ્રવાહ અટકયો. ક્રોધથી લાલચોળ થઈ ગયેલી મુખમુદ્રા ફરીથી પોતાના મૂળ રંગને ધારણ કરવા લાગી. જરા શાંત થયા પછી રજનીકાંતે મંદ થયેલા સ્વરથી કહ્યું;—

"જેવી તારી ઇચ્છા! અત્યારે તો હું જાઉં છું. તારો બોલ પાછો નથી ફેરવતો. પછી જે થાય તે ખરું. પણ જોજે, તારાં વચનને વ્યર્થ કરીશ નહિ. તારા વિના મારો બીજો કોઈ પણ મિત્ર નથી. સહાયતા કરવાનો ભાર તારે જ માથે છે. 'દોસ્ત ઉસ્કો કહતે હયેં મુશ્કિલમેં જો આતા હય કામ' એ વાક્યની હૃદયમાં દિનરાત સ્મૃતિ રાખતો રહેજે."

"એની તારે લેશ માત્ર પણ ચિન્તા કરવી નહિ." રમણિકે આશ્વાસન આપતાં આપતાં કહ્યું અને તેઓ ઉઠીને ચાલવા લાગ્યા.

રજનીકાંતના સંતાપનું કારણ શું હોવું જોઈએ, એ વાચકોના ધ્યાનમાં તો આવી ગયું હશે જ. પાછલા પ્રકરણમાં જણાવેલા સુધારા જયંતીના મેળાવડામાંથી તે જ્યારે ઘેર આવ્યો અને દરવાજો ખખડાવતાં પોતાની સ્ત્રી તરફથી તેને જે અપમાનદર્શક જવાબ મળ્યો, તે જ એના આજના સંતાપનું કારણ હતું.

રજનીકાંત અને રમણિક બન્ને બાલ્યાવસ્થાથી જ સ્કૂલમાં સહાધ્યાયી હતા. રમણિક નાગર તરુણ હતો, રજનીકાંત વણિક હતો. બન્નેનું વય પચ્ચીસ છવ્વીસ વર્ષ જેટલું હતું. રમણિકે ગયે વર્ષે જ બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી અને હાલ તે એલ. એલ. બી. થવા માટે લૉકલાસમાં અભ્યાસ કરતો હતો. બિચારા રજનીકાંતની પૈસાસંબંધી સ્થિતિ સારી ન હોવાથી અને એક બેવાર બીમાર પડવાથી, તે બે ચાર વર્ષ અભ્યાસમાં પાછળ પડી ગયો હતો. હાલ તે પ્રીવિયસ કલાસમાં હતો. તેના સસરા ધનવાન્ હોવાથી ગયાં બે વર્ષથી તે સસરાના ઘરમાં જ રહેતો હતો, પરંતુ પોતાની સ્ત્રી અને સસરાના તુમાખી મિજાજથી તે ઘણો જ કંટાળી ગયો હતો. તેમાં પણ આગલી રાતે બનેલા બનાવથી તો તે ગાંડો જ બની ગયો હતો અને તેથી જ તેણે મુંબઈમાંથી ન્હાસી જવાનો નિશ્ચય કર્યો હતો. ઉપલી વાતચિત ગોવાળિયા તળાવથી વાલુકેશ્વર જવાના માર્ગમાં આવેલાં હેંગિંગ ગાર્ડનમાં થઈ હતી. રાત પડી ગયેલી હોવાથી ઉતાવળા બન્ને મિત્રો ગ્રાન્ટરોડ ટ્રામ ટર્મીનસપર આવી ટ્રામમાં બેસીને કાલબાદેવીપર આવી પહોંચ્યા. પોતાના ઘર નીચે ઉતરતાં જ એક દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાંખી રજનીકાંતે રમણિકને ખભે હાથ મૂકીને કહ્યું કે, "બંધો! તારા હૃદયમાં તો હજી પણ સંસાર સુખની હશે કાંઈ આશા, પણ મને તો આ ઘરનું દર્શન કરતાં જ દેખાય છે, માત્ર નિરાશા, નિરાશા ને નિરાશા!!!"



## પ્રકરણ ૪ થું
## સુધરેલી સુશીલા

આપણે રાવસાહેબ નલિનીકાંતના ઘરમાં વીસમી સદીના સુધારાના પૂર્ણ વિજયને દર્શાવનારી એક અદ્દભુત અને અદ્વિતીય ઘટના ચાલી રહી છે. કાયદાની બાંહે ધરી નીચે સીટી બીબીજાને મૂળથી ચોથા ભાગ જેટલી કીંમત આપી ખરીદી લીધેલાં ઘરોને તોડાવીને નવા કાઢેલા પ્રીન્સેસ સ્ટ્રીટપરના એક વિશાળ માળાના ચોથા દાદરાના એક વિશાળ દીવાનખાનામાં લગભગ વીસ વર્ષના વયની એક સુંદર તરુણી, આરામ કુરસીપર કાંઇક વાંચતી પડેલી છે. એ સુંદરીનું સૌંદર્ય અનુપમ અને અત્યંત ચિત્તાકર્ષક છે. પોતાના બાહ્ય સૌંદર્યના બળથી તે કોઇપણ પુરુષના હૃદય પ્રદેશમાં વિજય મેળવવાને પૂર્ણ શક્તિમતી છે; સુધારામાં તે નામ કઢાડવા તત્પર છે; મેળાવડામાં દાખલ થઈ પરપુરુષના હસ્તસ્પર્શમાં આનંદ માનનારી છે; સ્ત્રીઓ તો છૂટી જ હોવી જોઇએ, એવો વિચાર તેના તનબદનમાં વ્યાપી ગયો છે; બાળલગ્નને તે ધિક્કારે છે; પતિને તે ઘરનો ચાકર સમજે છે; લગ્ન કરતાં સ્વતંત્ર વિચરવાની રોજ ચર્ચા કરે છે; સુધરેલીઓના સંગમાં રાત મધરાત, જગા જગાએ ફરવામાં મોટાઇ માને છે; ધણી મરે તો બીજો કેમ ન થાય, એવા વિચાર ન્યાત જમાતમાં બતાવે છે ને સૌ હસી, છાકટી, સુધરેલી, નફટ કહે છે, તેમનો તિરસ્કાર કરે છે. જો કે છે હજી નાદાન, પણ સ્વચ્છંદતાના ચાળા ટણમણાટ કરી રહ્યા છે. એણે આ વખતે એક હાફ જૅકેટ પહેરેલું હતું, પગમાં સ્ટોકિંગ્સ અને લેડી જ શુજ પહેરેલાં જોવામાં આવતાં હતાં, સાડી માત્ર ગળામાં જ આવીને અટકી પડી હતી અને તેથી ફ્રેંચ ફેશિનનો રખાવેલો માથાપરનો વાળોનો ગુચ્છો કપાળપર ઝીથરી પીથરી પેરે વિખરાયલો હતો. આંખે ચશ્મા ચઢાવેલાં હોવાથી તેની શૉર્ટ સાઇટ (ટુંકી દૃષ્ટિ) હોય, એવું અનુમાન કરી શકાતું હતું. તે અત્યારે પુસ્તક વાંચવામાં તલ્લીન થઈ ગયેલી હતી.

દીવાનખાનામાં એક ખૂણે વિશાળ પલંગ ગોઠવેલો હતો. બીજા ખૂણામાં એક ફેશિનેબલ કોચ ગોઠવેલો હતો અને તેની પાસે જ એક ફ્રાંસની બનાવટનો પિયાનો પડેલો હતો. જમીનપર કાર્પેટ પાથરેલી હતી અને તેનાપર કુરસીઓ ગોઠવેલી હતી. એક બાજુએ એક બુકસ્ટેંડપર કેટલાંક પુસ્તકો અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડેલાં દૃષ્ટિગોચર થતાં હતાં. દીવાનખાનાના મધ્યમાં રાખેલા રાઉંડ ટેબલપર હિંકસનો ટેબલ લેમ્પ પ્રકાશ આપતો હતો. રાત્રિના દશ વાગવાનો શુમાર થયો હતો, એટલે માર્ગમાં અને માળામાં ઘણું કરીને ધીમે ધીમે શાંતિ અને સ્વસ્થતાનો જ વધારો થતો જતો હતો. માત્ર એ તરુણી જ પોતાના વ્યવસાયમાં નિમગ્ન જોવામાં આવતી હતી.

એ છોકરી રાવબહાદુર નલિનીકાંતની જ્યેષ્ઠ પુત્રી અને રજનીકાંતની સ્વતંત્ર પત્ની સુશીલા હતી. હાલમાં એ મેટ્રિક ક્લાસમાં અભ્યાસ કરતી હતી અને બહુ જ સુધરેલા વિચારની હતી. આજ કાલ તો એ સુધારાના શિખરે પહોંચી ચૂકી હતી.

સુશીલા વાંચતી વાંચતી કંટાળીને પુસ્તકને ટેબલપર પછાડી મન સાથે જ

કહેવા લાગી કે, " આવતી કાલનું આ લેસન કેટલું બધું ડિફિકલ્ટ છે! મેડમે આ દશ લાઇનનો પેરેફ્રેજ કરી લાવવાનું કહેલું છે; તેથી મેં એ દશ લાઇનો દશવાર વાંચી, પણ એમાંનો એક સિંગલ વર્ડ મારી સમજમાં નથી આવતો, એનો હવે શો ઉપાય કરવો? કાંઈ નહિ, સવારમાં રમણિકલાલ માસ્ટર આવશે, તેમની પાસેથી જ એ પેરેફ્રેજ લખાવી લઇશ, એટલે થયું, પેરેફ્રેજનું તો જાણે થયું, પણ બીજું લેસન શું છે? અગિયારથી બાર સુધી તો જાણે પેરેફ્રેજ, બારથી એક વાગ્યા સુધીનું લેસન શું છે વારુ! હા જ્યોગ્રાફી." એમ કહીને તેણે ભૂગોળનું પુસ્તક લીધું અને પાછો પહેલાં પ્રમાણે વાચનનો વ્યાપાર ચલાવ્યો. 'પાટા ગોનિયાની રાજધાની પેંઢારિનસ'! પીટયું નામ પણ કેટલું સ્ટ્રેંજ (ચમત્કારિક) છે! માઉંટ ઍંડિસ ઇન અમેરિકા, અમેરિકા. અમેરિકા, લેક મેરબુ ઇન વેનિઝ્યુએલા–વેનિઝ્યુએલા! બસ, બહુ થયું, હવે તો આનો પણ કંટાળો આવવા માંડ્યો. હવે સવારમાં જ વાંચીશ. હવે પછીનો કયો સબ્જેકટ (વિષય) છે? હિસ્ટરી (ઇતિહાસ). હિસ્ટરી તો આવતી કાલે સવારમાં પણ વંચાશે. પણ જ્યોમેટ્રી (ભૂમિતિ) નો પાઠ તો અત્યારે તૈયાર કરવો જ જોઇએ. કાલે થર્ડ બુકનો પ્રથમ સિદ્ધાંત છે." એમ વિચાર કરીને તેણે યુક્લિડનું પુસ્તક ઉઘાડ્યું અને તે વાંચવા માંડ્યું. "ટુ ફાઇન્ડ સેંટર ઓફ અ સર્કલ–વર્તુલનો મધ્ય બિંદુ શોધી કાઢવો. લેટ એ. બી. સી. બી અ સર્કલ–" એમ કહીને તેણે એક આકૃતિ કાઢી, પણ પાછો વિચાર ચળી જવાથી ઘડિયાળ તરફ જોયું અને તત્કાળ આશ્ચર્યનો ઉદ્દગાર કાઢ્યો; "ઓહ્લો–સાડાદશ–હાફપાસ્ટ ટેન! આય મસ્ટ સ્લીપ નાઉ" (અરે સાડા દશ થઈ ગયા, હવે મારે સુઈ જવું જોઇએ.) તે જઇને પલંગપર પડી. પણ વળી કાંઇક યાદ આવવાથી તે બોલવા લાગી કે, "અરે–પણ આવતી કાલ માટે સંસ્કૃત સેકંડ લેંગ્વેજનું લેસન કરવાનું છે તે? આવતી કાલના લેસનોનો આ કેટલો મોટો અને ભારી બોજો! મારું તો બાઈ! હવે વાંચી વાંચીને માથું જ ફરી ગયું. હવે આ બાટલીમાંથી થોડુંક સ્ટીમ્યુલંટ લેવું જોઇએ," એમ કહીને તેણે બાટલીમાંનું ઉત્તેજક ઔષધ (મદ્ય) લગભગ બે આંઉસ જેટલું લીધું અને ત્યાર પછી એક ચોપડી હાથમાં લઇને, "હવે મારે આ કવિતાઓ કંઠે કરવી જોઇએ. અહા આ કવિતાઓ કેટલી બધી સ્વીટ અને મર્મભેદક છે! જુઓ તો ખરા કે, કવિએ કેટલા સરસ અને રસિક ઉદ્દગારો કાઢેલા છે!

आयाता मधुयामिनी यदि पुनर्नायात एव प्रभुः<br>
प्राणा यान्तु विभावसौ यदि पुनर्जन्म ग्रहं प्रार्थये ।<br>
व्याधः कोकिलबन्धने हिमकरध्वंसे च राहुग्रहः<br>
कन्दर्पे हरनेत्रदीधितिरहं प्राणेश्वरे मन्मथः ॥

ભાવાર્થ:–વસંતકાળની રાત્રિ આવી ગઈ, છતાં પણ પ્રાણનાથ ન પધાર્યા તો મારા પ્રાણ અગ્નિમાં બળી જાઓ. જો સંસારમાં મારો પુનર્જન્મ થાય, તો હું પ્રાર્થના કરું છું કે, હું કોયલને પકડવા માટે વ્યાધનો જન્મ લઇશ, ચંદ્રમાનો નાશ

કરવા માટે રાહુનું સ્વરૂપ ધારણ કરીશ, કામદેવને સંહારવા માટે શિવના નેત્રોનાં કિરણોનું રૂપ લઇશ, અને પ્રાણનાથનો પરાજય કરવા માટે કામદેવ બની જઇશ; અર્થાત્ જેવી રીતે આ વસંત ઋતુમાં કોયલ વગેરે સર્વે મળીને મને દુઃખ આપી રહ્યાં છે, તેવી જ રીતે, મારો પ્રાણાંત થયા પછી હું પણ તેમના શત્રુનું સ્વરૂપ ધારણ કરીને તેમને દુઃખ દઇશ.

"વાહ—વાહ—કાલિદાસકૃત શૃંગાર તિલક તો શૃંગારનું તિલક જ છે. પણ રે! આ શ્લોક વાંચીને મારા અંગમાં કેવાં રોમાંચ થાય છે! મારો પતિ છે, પણ તે નહિ જેવો જ! એણે માત્ર શરીર જ વધારી જાણ્યું છે! મારા બાપના ઘરમાં ખાવાનું તો હરામનું મળ્યા જ કરે છે, એટલે પછી શરીર શાને સુકાય? અરે પતિમાં થોડી ઘણી તો કોમળતા હોવી જોઇએ કે નહિ? આ તો કાઠિયાવાડનો કાબો! બોલવાના ચવ નહિ, ચાલવાની રીત નહિ, પ્રેમની પડપૂછ નહિ! લુગડાં પહેરવાના મસુકાર નહિ, ધર્મનો ઘેલો, સુધારાનો શત્રુ, ખરેખરો રાંબો! એનાથી મને શું સુખ મળે? સ્વામીનું સુખ તો મને બીજા જન્મમાં પ્રાપ્ત થાય તો કોણ જાણે! જેની દાઢીના અને મૂછોના જાડા જાડા સોયા જેવા વાળો વધેલા હોય, અંગમાંથી વધેલા મેદનો દુર્ગંધ નીકળતો હોય, લાંબા લાંબા હોઠ ફફડતા હોય અને શરીરમાં કેશ વધેલા તથા પ્રસરેલા હોય, એવા ડર્ટી પતિને તે કોણ લાઇક (પસંદ) કરે! કાલે કહ્યું કે, તમારી ભમરો જરાક વધારે વધી ગઈ છે, તેને જરાક કોરાવી નાંખો; એટલે જવાબ મળ્યો કે, સૌંદર્ય તો એમાં જ સમાયલું છે. આગ લાગો એવા સૌંદર્યમાં! રમણિકલાલ માસ્ટર એના કરતાં હજારગણા સ્વરૂપવાન્, કેવા ફાંકડા છે. પરંતુ બિચારાની સ્ત્રીનો સ્વર્ગવાસ થયો છે. એક છોકરાવાળી પણ રડે અને સાત છોકરાંવાળીયે રડે, એ કહેવત કાંઈ ખોટી નથી. પણ એ બિચારાને એનો હર્ષ કે શોક છે જ નહિ. એ તો બાપડો શુકદેવનો જ અવતાર! જો એની પાસે આ વાત કાઢું તો?" વળી પાછો તેના મનમાં એક વિચાર આવ્યો અને તેથી તે વળી પણ મનમાં જ કહેવા લાગી; "સુશીલા! આજે તું ગાંડી તો નથી થઈ ગઈ? તારા મનમાં આજે આ કેવા વિચારો આવે છે? અરે ઘેલી! અત્યારથી તારા જેવી તરૂણીના મનમાં આવા મનોવિકારો જો થશે, તો તારો અભ્યાસ કેમ આગળ વધવા પામશે! શું આજ તારી સોલીબસી (બ્રહ્મચર્ય)નું વ્રત કે?" તે થોડીકવાર સ્તબ્ધ થઈ ગઈ, પાછો વિકાર પ્રબળ થવાથી કહેવા લાગી કે, "પરંતુ આ તારૂણ્ય આગળ એ બધો સારાસારનો વિવેક નિર્બળ થઈ જાય છે, તેનો શો ઉપાય! ખરેખર, જો રમણિક સાથે સ્નેહ ન બંધાય, તો મારું જીવન વ્યર્થ છે!!!"

"સ્નેહ ન બંધાય એટલે? શું મારી સાથે તારો સ્નેહ બંધાયલો નથી?" એક તરૂણે દ્વારમાં પ્રવેશ કરીને તેને એકાએક પ્રશ્ન કર્યો. તેને જોતાં જ સુશીલા ક્ષણ બે ક્ષણ તો દિગ્મૂઢ જેવી જ બની ગઈ. તેનાથી કાંઈ પણ બોલી શકાયું નહિ. કારણ કે, એ આવનાર તરૂણ બીજો કોઇ જ નહિ. પણ તેનો પોતાનો પતિ રજનીકાંત હતો.

રજનીકાંત એક સારા કુળનો કુળદીપક હતો. મધ્યમ કદનો, શરીરે કાંઇક પુષ્ટ અને શ્યામ વર્ણ યુવક હતો. શ્યામ રંગ હોવા છતાં પણ એની મુખાકૃતિ

એટલી બધી સુંદર અને મનોહર હતી કે, એને જોઇને કોઇને પણ રાજા રવિવર્માએ આળેખેલા રામવનવાસમાંના શ્રી રામચન્દ્રના ચિત્રનું સ્મરણ થઈ આવ્યા વગર રહે નહિ. અભ્યાસ કરવામાં રજની ઘણો મહેનતુ હતો, પરંતુ ભાગ્યનો મંદ હોવાથી ત્રણ ચાર વર્ષ લાગલાગટ પરીક્ષામાં બેસવા છતાં પણ એ અધાપિ પ્રીવિયસમાં પણ પાસ થઈ શકયો નહોતો. રજનીકાંતનો સુશીલા સાથે લગ્નસંબંધ થયો, ત્યારે સુશીલાના પિતા નલિનીકાંત પાસે પૈસાનું જોર સારું હોવાથી અને પોતાની એકની એક પુત્રીને જૂદી ન કરવાના હેતુથી, તેણે રજનીકાંતને ઘરજમાઈ કરીને જ રાખ્યો. જો કે, રજની પોતે ઘરજમાઈ થઈ રહેવામાં રાજી નહોતો, પણ માતાપિતાના દબાણથી જ તેને એમ કરવાની ફરજ પડી. થોડા દિવસ પછી તેના પિતાનો સ્વર્ગવાસ થયો, એટલે હાલમાં માત્ર તેની માતા જ જીવતી હતી. તે દેશમાં–જૂનાગઢમાં–પોતાને ઘેર જ રહેતી હતી. કોઈ કોઇવાર વેકેશનમાં રજનીકાંત ત્યાં જઇને માતાને મુખ બતાવી આવતો હતો, એ કુલીન તો હતો પરંતુ ધનસંબંધી તેની સ્થિતિ સારી ન હતી. ચાર વર્ષ પ્રીવિયસમાં ફેલ થવાથી હાલમાં તે જો કે અભ્યાસ તો કરતો હતો, પણ પરીક્ષામાં બેસવાનો તેનો વિચાર નહોતો. પોતે બુકકીપીંગ ઇત્યાદિનું સારું જ્ઞાન ધરાવતો હોવાથી અને ખાનગી કોમર્શિયલ એજ્યુકેશન પણ લીધેલું હોવાથી તેણે કોઈ સારા વ્યાપારીને ત્યાં નોકરી મેળવીને સ્વતંત્ર થવાની ધારણા રાખી હતી.

રજનીકાંતે સુશીલાનો હાથ પકડ્યો, એટલે કુરસીપરથી ઉઠીને તેણે તેનો હાથ ઝટકી નાંખ્યો અને મુખમુદ્રામાં કોપનો આવિર્ભાવ લાવીને તે તિરસ્કારથી બોલી ઉઠી; "તમે કેવા એક સ્ટુપિડ (મૂર્ખ) છો? તમારાથી અત્યારે રજા વિના મારા રૂમમાં એન્ટર જ કેમ થવાય? શું દરવાજાપર મારેલું–નો એડમીશન વિધાઉટ પર્મિશન–(રજા વિના અંદર આવવું નહિ)નું બોર્ડ તમે વાંચ્યું નથી? મારા અભ્યાસમાં આમ રોજ ને રોજ ઇન્ટરપ્શન શાને કર્યા કરો છો? આબરૂ અને શરમ બધું કોણ જાણે ક્યાં ઘરાણે મૂકી આવ્યા છો! બોલાવું કે, પપ્પાને? પિતાજી! ઓ પપ્પા! ઓ પપ્પા! આ જુઓ તો ખરા, આ સ્ટુપિડ ઇડીયટ મને કેવો ત્રાસ આપે છે તે–જલદી આવો!!"

શાંત પ્રકૃતિના રજનીકાંતના મનમાં પણ પોતાની પત્નીનો આવો અનિયમ જોઇને એકાએક કોપની જ્વાળા સળગવા લાગી. તેણે અંદરથી સાંકળ દઇને દરવાજો બંધ કરી દીધો અને કહ્યું કે, "અરે પણ ધીરે બોલી મરને–ભણ્યું હવે મોટો અભ્યાસ કરવામાં લીન થઇ હતી તે! ચૂપ રહે!" એમ કહીને તેણે બટક બોલી સુધરેલીનું મોઢું જોરથી દબાવ્યું.

"આય વિલ ડુ વોટ આય લાઇક–હું મારી મુખત્યાર છું, પ્લીજ ગેટ અવે એટ વન્સ." વિનયશીલ વનિતાએ ધણીને ઉદ્દેશીને કહ્યું. "હજી તો મારે પુષ્કળ અભ્યાસ કરવાનો છે. મારી પરીક્ષાના દિવસો પાસે આવતા જાય છે, તે શું તમે નથી જાણતા કે? તમારે એની ચિન્તા શાની હોય? મારે ત્યાં આયતાપર કોયતું છે, એટલે નાગો ન્હાય શું ને નચોવે શું! મારાથી તો આજકાલ રમત ગમતમાં ટાઇમ

સ્પેન્ડ કરી શકાય તેમ નથી, ભાઇ!" એમ કહીને પાછી તે પૂર્વોક્ત શ્લોકનો મુખપાઠ કરવા લાગી. "आयाता मधुयामिनी यदि पुनर्नायात एव प्रभुः"

કવિતાનું એ પ્રથમ ચરણ સાંભળીને તો રજનીકાંતના પગની જ્વાળા મસ્તકે ચઢી ગઇ અને તે બોલ્યો, "હોલ્ડ યોર ટંગ! મને ખબર છે, કે તું પરીક્ષા પસાર કરીને જગતમાં મોટો દિગ્વિજય કરવાની છે તે! જરા જેટલા અભ્યાસનો આટલો મોટો આડંબર? તને સ્કૂલમાં નીતિનું શિક્ષણ આપવામાં આવે છે, કે આવી આવી કવિતાઓનો મુખપાઠ કરાવીને શૃંગારના વિકારમય પ્રદેશની પ્રવાસિની બનાવવામાં આવે છે?"

"હું સાફ કહું છું કે, મારી સાથે આવી તોછડાઇ તમારે કોઇ દિવસે પણ વાપરવી નહિ. મારે કંઈ તમારી પેઠે પાંચવાર એગ્ઝામીનેશનમાં ફેલ નથી થવું. જો મને આમ દરરોજ ટ્રબલ આપવાની જ તમારી ઈચ્છા હોય તો હું તમને બાપાને કહીને અહીં રહેવાનું સ્ટોપ કરાવીશ. મારી બધી સખીઓ–તારા, રમા, કુંવર, રોઝી, વિકિ, મંજુલા અને શાર્લોટા વગેરે ઝપાટાબંધ પરીક્ષામાં પાસ થઈ જાય અને હું નાપાસ થાઉં, એ મારા માટે કાંઈ જેવી તેવી શરમાવનારી વાત છે કે? રાત દિવસ ઉંઘવામાં, ગામમાં રખડવામાં અને બિજિક રમવામાં જ જો મેં મારા દિવસો વેસ્ટ કર્યા–ખોયા હોત, તો આ ત્રણ વર્ષની ટુંક મુદતમાં સ્ટડીમાં મારી આટલી બધી પ્રોગ્રેસ થઈ જ ક્યાંથી શકી હોત? પણ તમારી આવી ટેવોથી ભવિષ્યમાં ભીખ માગવાના દિવસો જ આવશે, એમાં લેશ માત્ર પણ સંશય જેવું નથી. સમજ્યા કે?" સુશીલાએ જાણે વ્યાખ્યાન આપતી હોય તેવા હાવભાવથી પતિને વચનપુષ્પોવડે વધાવી લેતાં કહ્યું.

"અરે તારી જીભમાં હાડકું બળ્યું છે કે નહિ? આ આવા અપશબ્દો તું કોને સંભળાવે છે, એનો પણ તારા મનમાં કાંઈ વિચાર છે ખરો કે?" રજનીકાંતે ભ્રૂ ચઢાવી લાલ આંખ્યો કરીને કહ્યું.

"ટુ યૂ સર! સરકાર તમને! આ શબ્દો હું તમને જ સંભળાવું છું." સુશીલાએ મોઢું વાંકું કરીને ટીખળ કરવાની ઢબે જવાબ આપ્યો. "હવે તમારે અહીંથી જવું છે કે નહિ? કોને સંભળાવે છે, એટલે? શું હું તમારાથી કાંઈ ડરું છું, કે બોલવામાં પણ વિચાર કરવો પડે? હજી તો મારે હિસ્ટરીનાં ડેટ્સ (સાલો) ગોખવાનાં છે. જ્યોગ્રાફીનો નકશો જોવો છે, માટે મહેરબાની કરીને અત્યારે તો આ રૂમમાંથી ચાલ્યા જાઓ. તમારે તો મફતનાં ઘી કેળાં છે, પણ મારાથી જો એ લેસન ન તૈયાર થયાં તો, મડમ આવતી કાલે મને ક્લાસમાં પણ બેસવા નહિ દે, એનો તમારા મનમાં કાંઈ વિચાર બન્યો છે કે નહિ?" નવીન કેળવણીના પ્રતાપવાળી બાઇશ્રી બાઈ સુશીલા બાઇએ પતિનું સીમા ઉપરાંત અપમાન કરતાં કહ્યું.

શાંત રજનીકાંતનો મિજાજ હવે તો એકદમ હાથમાંથી જતો રહ્યો. તે બૂમ મારીને બોલ્યો કે, "ખબરદાર, જો હવે વધારે લાંબું ટુંકું મોઢામાંથી બોલી તો મોઢું જ તોડી નાંખીશ. આગ લાગી તારા અભ્યાસમાં અને પૂળો મૂક્યો તારી સ્કૂલમાં! એ મડમ તે વળી કોણ એટલી મોટી ઈશ્વરની દીકરી છે કે, જેનો તું

મને ડર બતાવવા નીકળી છે? તને જે શિક્ષણ આપ્યું છે, તેથી જ તેની યોગ્યતા તો બરાબર અને સોળેસોળ આના જણાઈ આવે છે. હશે, કોઈ તારા જેવી જ શંખણી ભામટી!!"

પરંતુ ઇંગ્લીશ એજ્યુકેશનથી અને ઉત્તેજક ઔષધથી ઉત્તેજિત થયેલાં સુશીલાબાઈ પતિના આવા કોપથી કાંઈ ગાંજ્યાં જાય તેવાં નહોતાં. તેણે પણ બમણા ફોર્સ (જોર)થી જવાબ આપ્યો કે- "હવે બસ કરો. બસ! એ તો જાણ્યું તમાશામાં કેટલું પાણી છે તે! તે મડમના પગના બૂટની પણ તમારાથી બરાબરી કરી શકાય તેમ નથી. તમને એકવાર કહ્યું કે, અહીંથી ચાલ્યા જાઓ, છતાં શરમ હોય એમ લાગતું નથી. મુઈ! આ પીડા તે વળી મારી પૂઠે કયાંથી પડી હશે, કોણ જાણે!"

"તારી પાછળ હું પીડા થઇને પડેલો છું, કેમ? બે શરમ! નિર્લજ્જ! આવતી કાલથી જો સ્કૂલનું દ્વાર જોયું તો તારા પગ જ ભાંગી નાંખીશ. મને તારો બાપ કાઢી મૂકશે, તો તેની મને જરાએ દરકાર નથી. તારી છાતીપર કાલે બીજી બાયડી પરણી લાવીશ. પોતાને પૈસાદારની દીકરી ધારીને ધણીનું અપમાન કરતાં શીખી છે કે કેમ? ધૂળ પડી તારા ભણતરમાં!" રજનીકાંતે રોકડે રોકડો જવાબ ચૂકવી દીધો.

"ચૂપ રહો! આમ ગાળો સાંભળીને બેસી રહેનારી આ સુશીલા ન હોય, સમજ્યા! મોટા ધણી થયા છો તે જાણ્યું! આપણા લોકો બધા જંગલી તે જંગલી જ. સ્ત્રીઓ સાથે કેમ વર્તવું, તે જ જાણતા નથી.—જો ફરીથી મોઢામાંથી બોલ ફેલ બોલ્યા તો કંઇનું કંઈ કરી મૂકીશ. જુવો તો ખરા, બીજું લગ્ન કરવા નિકળ્યા છે તેનાં મોઢાં! ખાવાને રોટલો ને પહેરવા માટે વસ્ત્રનું તો ઠેકાણું નથી, ને બીજી બાયડી પરણી લાવીશ! અહોહો! પરણી લાવશો તો અહિં કઈ જાતીરાતને! મારો તમારી આયપતપર થોડો જ આધાર છે કે કંઈ ફિકર હોય! અરે, તમે બ્રહ્માંડ તોડી પાડશો, તોપણ હું કાંઈ સ્કૂલમાં જતી અટકવાની નથી. હું તો પરીક્ષામાં બેસવાની ને ફરી બેસવાની! જાઓ તમારા ઘોડા છોડી મૂકજો. હું મારે ગમે તેમ કરું. તેમાં વચ્ચે પડવાનો તમને જરા પણ અધિકાર નથી." સુશીલાએ પણ સુધરેલી સ્વતંત્રતાનું પૂરેપૂરું દર્શન કરાવી દેતાં કહ્યું.

"જાણ્યું જાણ્યું—પોતાના બાપની શ્રીમંતાઇનો દોર બતાવવા નીકળી છે તે! તું તારા મનમાં શું સમજે છે? જ્યારે કાલે બીજી બાયડી લાવીને તારી આગળ ઉભી રાખીશ, ત્યારે જ તારી ગર્વથી અંધ થઈ ગયેલી આંખ્યો ઉઘડશે! સમજી?" રજનીકાંતે પૂરેપૂરો બે પરવાઈ ભરેલો જવાબ આપ્યો.

આટલો બધો બખડાટ શાનો કરો છો? પરણી આવશો, તે જગત્ જોશે. સીદીભાઈ ચાંદ દેખો, તો કે આપસે નજર આ જાયગા. એટલા બધા બાયડી પરણવા જેવા હતા, તો મારા ઘરમાં ટુકડા રોટલા માટે શું ઝખ મારવાને પડી રહ્યા છો? જાઓ ચાલ્યા—" આટલું બોલતાં અટકી પડી, જરા જીભ કરડી, પોતાનો સુશીલા ભાવ બદલી નાખ્યો અને સ્ત્રીચરિત્રથી લાડ કરીને બોલી કે, "પણ આ બધી તકરાર જવા દો. તમારે મારી એક—માત્ર એક જ વિનતિ માન્ય કરવી છે

કે નહિ તે કહો. તમારો પણ પ્રીવિયસ સુધીનો અભ્યાસ તો થયેલો છે જ, ત્યારે ચાલોને આ વખતે આપણે સાથે જ પરીક્ષામાં બેસિયે. હેં? આય હેવ વન્સ બિગન–મેં જ્યારે એક વાર આરંભ કર્યો છે, ત્યારે મારો અભ્યાસ પૂરો થાય તો વધારે સારું કે નહિ? જુવો આપણે અત્યારથી જ રમત ગમતમાં દિવસ ખોઇ નાંખીશું, તો તો પછી પરીક્ષામાં કેવી રીતે પાસ થઈ શકીશું વારૂ?"

"ચુપ! તારી પરીક્ષા ગઈ જહન્નમમાં. કાલથી જો તને તે પરીક્ષા અને સ્કૂલનું નામ લેતી સાંભળીશ અને આ અંગ્રેજી બુકો હાથમાં લેતાં જોઇશ તો પછી જોજે મારી રીત! તારા ભણતરની ભવાઈ મેં જોઈ છે; માટે વધારે ભણવાની હવે કશી પણ જરૂર રહી નથી. તારી કેળવણીએ મારા સુખનું સત્યાનાશ શરૂ કીધું છે. જ્યારે હિંદુશાસ્ત્ર પતિ ને પરમેશ્વર વચ્ચે ભેદ ગણતાં નથી, ત્યારે તારું વિલાયતી શાસ્ત્ર–"જાઓ–કાણું કરો–મારી જૂતીરાતને!" શીખવે છે કેમ? પણ એ તારી મડમીનું શિક્ષણ તેની પાસે જ રહેવા દેજે!" રજનીકાંતે પોતાની જ વાત પકડી રાખી.

સુશીલા, હાથમાં ઉનનો ગલપટો ફેરવતી ફેરવતી મનમાં જ બોલી કે, "કાલાવાલા કરો કે પ્રાર્થના કરો, પણ અહીં તો પત્થરપર પાણી છે;" એમ વિચાર કરીને પુનઃ તે બોલી, "વેલ આય વિલ ડૂ, વોટ આય લાઇક–હું તો મારી ઇચ્છા પ્રમાણે જ કરવાની. હવે તમે વહેલા વહેલા અહીંથી આબરૂમાં ચાલ્યા જાઓ છો કે નહિ? ઉભા રહો, હું પપ્પાને બોલાવું છું." એમ કહીને તેણે "પપ્પા પપ્પા!!" કરીને બે વાર બૂમ પાડી.

નલિનીકાંત રાવબહાદુરે બહારથી જ સવાલ કર્યો કે, "સુશીલે! વોટ આર યુ ડુઇંગ ઇન યોર રૂમ? દરવાજાને અંદરથી સાંકળ શા માટે દીધી છે? દરવાજો ઉઘાડ."

સુશીલાએ દ્વાર ઉઘાડ્યાં અને રાવબહાદુર અંદર દાખલ થયા. એટલે તેમના પાસે ફરિયાદ કરીને તે કહેવા લાગી કે, "આ જુઓ પપ્પા! પણ બજ્યું મારાથી તો એમના વિરુદ્ધ બોલી નથી શકાતું!"

"શા માટે બોલી નથી શકાતું? મારા સ્હામી તો તારી જીભ મિનિટે છ માઈલ જેટલી ઝડપથી મુસાફરી કરી શકે છે ને હવે બોલતાં સંકોચ શાનો કરે છે? તારા બાપથી હું કાંઈ બી'તો નથી; કારણ કે, મેં કોઇની ચોરી કરી નથી. લે, હું આ ઉભો–જે કહેવાનું હોય તે કહી દે." કાર્યં સાધયામિ વા દેહં પાતયામિની પ્રતિજ્ઞા લઇને ઉભેલા રજનીકાંતે તડ ને ફડનો હિસાબ કરી નાંખ્યો.

"સ્ટુપિડ–ફૂલ–ઇડિયટ! ખરું કહ્યું છે કે, ઢેડના દેવને ખાસડાંની જ પૂજા જોઇએ!" પતિપરાયણા આર્ય અબલા (?) સુશીલાએ ઉદ્‌ગાર કાઢયો.

નલિનીકાંત રાવબહાદુરની તિજોરીનું તળિયું ક્યાં છે, તે લોકોથી અજાણ્યું નહોતું. પરંતુ અહંકાર અને ગર્વના ભૂતનો વળગાડ અદ્યાપિ તેમાંથી ગયેલો નહોતો. રાવબહાદુરીની ખોટી ફિશિયારી દેખાડવામાં અને સુધારાનો ડોળ દેખાડવામાં જ તેના પૈસાની પાયમાલી થતી હતી. મિયાં ગિર ગયે; પણ ટંગડી તો ઊંચી જ હતી. દેખાવે સુકાઈ ગયેલા એ સુધરેલચન્દ્રનું દિમાગ વળી બીજા જ પ્રકારનું હતું. એનો રંગ કાંઇક ગોરો હતો અને શરીર પાતળું તથા લાંબા કદનું

હતું. જુવાની છતાં, વાળ, કલફ ન લગાડ્યો હોય તો બગલાની પાંખને શોભાવે તેવા હતા અને આંખ્યોનું તેજ મન્દ પડવાથી ચશ્મા પહેરવાની જરૂર પડી હતી. જેની જુવાન્ દીકરીને ચશ્મા પહેરવા જોઇતા હોય, તેના પિતાને ચશ્મા જોઇએ એમાં નવાઈ શી! એ જુવાન્ ઘરડે અત્યારે નાઇટડ્રેસ પહેરેલો હતો– એટલે કે, નીચે ઢીલી ઇજાર અને બદનમાં સાદું ખમીસ તથા પગમાં સપાટ હતી. પુત્રીના મનના આશયને જાણતાં જ મોઢું લાલ કરીને નલિનીકાંતે પોતાના જમાઇરાજને પહેરામણીમાં ઓછું હતું તે પૂરું કરવા માંડ્યું:–

"મિસ્ટર રજનીકાંટ! આર યુ અગેન્ હિયર? યુ ફૂલ! તને કેટલીવાર કહ્યું કે, તારે આ સુશીલાના અભ્યાસમાં અડચણ કરવી નહિ, પણ તારા ધ્યાનમાં હજી આવ્યું જ નહિ કે? નીચે ઓટલાપર રામોશી બેસે છે, તેની પાસે કેમ બેસી નથી રહેતો? શેમલેસ બ્રુટ!"

"પપ્પા!" હું સ્ટડી કરતી બેઠી હતી, એટલામાં અંદર આવીને એમણે દરવાજો બંધ કરી લીધો. આમ મને દરરોજ એ ત્રાસ આપ્યા જ કરે છે. શરમને લીધે મારાથી બોલી નથી શકાતું!" લાગ જોઇને સુશીલાએ કાતરિયાગેપ બાપને વધારે ભડકાવવાની કોશિશ કરી.

"યુ રાસ્કલ! તને મેં હજારવાર કહેલું છતાં પણ તું આવીને આવી પશુતા બતાવ્યા જ કરે છે, અને—"

તે વધારે બોલવા જતો હતો, એટલામાં વચ્ચે જ તેને અટકાવીને રજનીએ કહ્યું કે; "એ રાવબહાદુર! જરામોઢું સંભાળીને બોલજો. ખબરદાર, જો ગાળ કાઢી તો જોવા જેવું કરીશ. શું નપુંસકો જેવા શબ્દો ઉચ્ચારવામાં જ તમારી રાવબહાદુરી સમાયલી છે કે? તમારા જેવા મોટા સુધારાના ખાં, રાવબહાદુર, સી. એસ. આઈ, કાઉન્સીલના ઉમેદવાર, જેન્ટલમેન ને મુંબઈના સાજનમાજનના શેઠિયાને આવી હલકાઈ શોભતી નથી!"

"હોલ્ડ યોર ટંગ! યુ બેગર! યુ ગદ્ધા! સુશીલાના રૂમ પાસે મારો રાત દિવસનો ખડો પહેરો છતાં મારી આંખમાં ધૂળ નાંખીને એની સ્ટડીમાં ગધેડા પ્રમાણે ઇન્ટ્રયુડ કરતાં તને શરમ નથી આવતી! અને તેમાં પેલા ઓલ્ડ બ્રૂટસ–વૃદ્ધ ગધેડાં–તને મદદ કરે છે! ઘણી જ અફસોસની અને ખેદની વાત છે. હું તો તને મારી છોકરી આપીને પસ્તાયો." રાવબહાદુરે જે કાંઈ પણ પેટમાં હતું, તે ઓકી નાંખ્યું.

"સસરાજી! તમે તો પસ્તાયા હશો કે નહિ, પણ હું તો ખરેખર જ તમારી આ છોકરી લઇને બેહદ પસ્તાયો છું! મારા જેવા ગરીબને એ લાયકની નથી–એ તો સાહેબ લોકનાં કે નવાબનાં ઘર શોભાવશે!" રજનીએ તેવું જ ઉત્તર આપ્યું.

"ઓ-ઓ-ઓ–ઓ–પ!" રાવબહાદુરે બહાદુરી બતાવવા બૂમ મારી. "મારી સ્હામો–મારી સ્હામો બોલ્યો? હું કોણ છું તે તું જાણે છે? નાઈટહુડનો ઉમેદવાર, તેની સ્હામો! મારી સાત લાડની દીકરી આપી તેથી છકી ગયો છે!

સાલા હરામખોર! કુત્તા! નીકળ મારા ઘરમાંથી. મરતો પણ નથી કે પાપ પતે! મારી દીકરી રંડાશે, તેની મને જરા પણ ફિકર નથી!"

"સાહેબ! ભલે તમારી દીકરીને નાતરે મોકલો, મારા મરવાની વાટ શું કામ જુવો છો? આ ચાલ્યો!" રજનીએ ગળગળે સાદે કહ્યું.

"જા, કાળું કર! સ્ટુપિડ બેગર! તું છે તેએ ભલો ને ન હોય તેએ ભલો! તારા મોતની કાંણ મોકલજે કે, મારી દીકરીનો પુનર્વિવાહ કરી, લોકને બતાવું કે આમ સુધારો થાય છે. પુનર્વિવાહ હોલતાં બારણાં બન્ધ નથી, ઓ બેગર! ગેટઆઉટ્ એટ વન્સ્!" રાવબહાદુરે બહાદુરી બતાવી.

આ બધી બૂમાબૂમ અને ગડબડ સાંભળીને જોડેના ઓરડામાં સુતેલી સુશીલાની માતા લક્ષ્મીબાઈ ઝબકી ઊઠી. તે તત્કાળ પોતાની પુત્રીના ઓરડામાં આવી પહોંચી. ત્યાંનો વિચિત્ર દેખાવ જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. લક્ષ્મીબાઈ જૂના વિચારની સ્ત્રી હતી; વિવેકી હતી; સંસાર વ્યવહાર સમજતી હતી. પોતાના પતિના, જમાઇને તિરસ્કારયુક્ત કહેલા કેટલાક શબ્દો તેના સાંભળવામાં આવ્યા હતા, તેથી આવતાંની સાથે જ લક્ષ્મીબાઇએ છણકો કરીને કહ્યું કે, "અરે—આજ આ બધું શું રમખાણ આદરી બેઠા છો? પૂજ્ય જમાઇને આટલી બધી ગાળો દેવાનું કાંઈ પણ કારણ? આ દીકરીને આટલી બધી અસમાને ચઢાવી દીધી છે, તો ચાખો હવે તેનાં ફળ! મારું કહેવું ખોટું લાગતું' તું પણ હવે તો અનુભવ થયોને?"

"ચુપ!" રાવબહાદુરે પોતાની પત્નીને દમમાં જ ખાઈ જવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "તને વળી વચ્ચે પડવાને કોણે બોલાવી છે? તારે મારી દીકરીની જિન્દગી ધૂળધાણી કરી નાંખવી છે કે કેમ? તને તે આ બધી ખટપટ કરવાનું કોણે કહેલું છે? તારે દાળ ચોખા વીણીને રાંધ્યા કરવું, સમજી? બીજાં કાર્યો કરવાની તારી યોગ્યતા જ નથી!" એમ કહીને તે પાછો રજનીકાંતને ઉદ્દેશીને બોલ્યો, "વેલ, મિસ્ટર રજનીકાંત! યુ મસ્ટ લીવ માય હાઉસ એટ વન્સ! તમારે હમણા ને હમણા જ મારા ઘરમાંથી નીકળી જવું, નહિ તો પછી તમારું માન જળવાશે નહિ."

રજનીકાંત કાંઈ એ અપમાન થયા છતાં પણ ત્યાં જ રહેવાની ઇચ્છા દર્શાવે એવો નિર્લજ્જ હતો નહિ. તેણે તેવા જ જોરથી સ્હામો જવાબ આપ્યો કે, "તમે પોતે જ આવી આજ્ઞા આપી, તે બહુ જ સારું થયું. આ ઘડીથી હું આપના ઘરનું પાણી પણ પીવાનો નથી, એ જ મારી પ્રતિજ્ઞા છે અને તે છેવટ સુધી અચલ અને દૃઢ રહેશે."

"વેલ હુ ટેકસ કેર ફોર યુ? તમારી કોને પરવા છે? ચાલ્યા જાઓને હમણા જ; તમારા વગર અહીં શું અટકી રહ્યું છે? જેના નસીબમાં ભીખ માગવાનું જ લખ્યું હોય, તે કોણ ટાળી શકે?" રાવબહાદુરે કહ્યું.

પતિનાં આ વાક્યો સાંભળીને સુશીલ અને નમ્ર લક્ષ્મીબાઇના મનમાં પશ્ચાત્તાપનો ખેદ થયો. તે પોતાના પ્રાણનાથને ઠપકો આપતી કહેવા લાગી, "આવાં

વાક્યો તમારા મુખમાં શોભે છે ખરાં કે? ગમે તેવા હોય, તોપણ એ આપણા જમાઈ છે, એ વાતને તમે ભૂલી તો નથી ગયા ને? ગરીબી હોય એ કાંઈ એમનો દોષ નથી. એમના સારા નઠારા માટે અને આપણી દીકરીના ભાવી સુખ માટે આપણે જ ચિન્તા રાખવી જોઇએ."

માતાનું એ ડાહ્યું ડાહ્યું બોલવું પુત્રીને રુચ્યું નહિ, એટલે પોતાના વકીલને અવતાર ધારી આવેલા પિતાને ઉદ્દેશીને કહેવા લાગી કે, "પપ્પા! આ અફેયરમ મધર તે વળી શાને ઇંટરફીયર કરતાં હશે વારુ?"

"હવે બધાંને ખબર છે કે, તું અંગ્રેજી ભણેલી છે તે! અમારા સમજવામાં ન આવે એટલા માટે કર્કશા અંગ્રેજી બોલે છે, જુઓને!" દીકરીની ચાલથી ચીરડાઇને લક્ષ્મીબાઇએ કહ્યું ને પછી જમાઇને શાંત કરવાના હેતુથી બોલી, "એ તો ગાંડી છે અને એના પિતાનો સ્વભાવ પણ તમે જાણો જ છો કેની, જરા ગરમ છે. માટે એનું કાંઈ પણ મનમાં લાવશો નહિ. તમે તમારે જેમ રહેતા હતા, તેમ સુખેથી રહ્યા કરો."

"માજી! હવે ઘણું થયું." કંટાળેલા રજનીકાંતે વિનયથી ઉત્તર આપ્યું. "સાસરામાં સુખ ભોગવવાની હવે સીમા થઈ. રાવબહાદુર સાહેબ, ગામમાં મને કાંઈ ભીખ માગવાનો પ્રસંગ આવવાનો નથી, એની આપે ખાત્રી રાખવી. આ જુઓ મારા મિત્રનું પત્ર. મને એક સારી નોકરી મળેલી છે; એક બે દિવસમાં મારો અહીંથી નીકળવાનો વિચાર છે, માટે મારી સ્ત્રીને મારી સાથે મોકલી આપવાની તમારે વ્યવસ્થા કરવી છે?"

"હું એની સાથે કોઈ કાળે પણ જવાની નથી. શું એને માટે હું મારી સ્કૂલ છોડીને મારા આટલા લાંબા વખતના અભ્યાસના પરિશ્રમપર પાણી ફેરવું?" સુશીલા બોલી ઉઠી.

"ઓ છોકરી! તારી લજ્જા અને મર્યાદાનો આજે નાશ કેમ થઈ ગયો છે? એક બાળકની માતા થવાને યોગ્ય થવા છતાં પણ પતિની સાથે જવાની ના પાડે છે? તારા માથામાં કાંઈ ઉન્માદ તો નથી ભરાયો ને?" લક્ષ્મીબાઇએ પુત્રીની ઉચ્છૃંખલતા જોઇને તેને ઠપકો આપ્યો.

તેને બોલતી અટકાવીને રાવબહાદુરે કહ્યું કે; "હવે છાની માની તું તારા ઓરડામાં જાય છે કે નહિ?"

"આ તકરારનો નિકાલ નહિ થાય, ત્યાં સુધી કોઈ કાળે પણ હું અહીંથી ખસવાની નથી;" લક્ષ્મીબાઈ હઠ કરીને ઉભી રહી. "દીકરીપર મારી પણ થોડી ઘણી સત્તા છે. નવ મહિના સુધી આ ગોળાને પેટમાં મેં વધાર્યો છે અને હું એને કાંઈ પણ ન કહી શકું? મેં તો તમને પહેલાંથી જ કહ્યું હતું કે, છોકરીને નિશાળમાં રીતસર મોકલો, લખવા વાંચવા જેટલું ભણાવો, પછી ભાગવત, ગીતા વાંચતાં શીખવો, પણ માન્યું જ નહિ! હું ધારું છું કે, એ કુળનું નામ ડૂબાડશે ને તમારી વાહવાહ થશે. અઢાર જાતિની છોકરીઓમાં બેસી બેસીને છોકરી કેવી ફાટી ગઈ છે, તે જુઓ! હવે એ આજકાલના સુધરેલા ભણતરનું પરિણામ! શિક્ષણથી સ્વ-

તંત્રતા, નીતિ અને સુશીલ સ્વભાવનો કેવો અને કેટલો બધો વધારો થઈ ગયો છે! વીશ વર્ષની છોકરીઓ તો શરીરે કેવી હૃષ્ટ પુષ્ટ હોવી જોઇએ, પણ આનાં તો હાડકાં બહાર નીકળી આવ્યાં છે, ગાલ બેસી ગયા છે અને મોઢું પણ ફીકું ફચ પડી ગયું છે! આંખ્યો નબળી થવાથી હવે તો વળી એણે ચશમા પણ ચઢાવવા માંડ્યાં છે. ડાકટરની દવા વગર તો એક દિવસ પણ ચાલી નથી શકતું!"

"મા! તારી આ ઉપદેશની પોથીને હવે વીટી રાખ!" સુશીલાએ હવે માતાને વિનય બતાવવા માંડ્યો. "અમે અમારે છો રહ્યાં જેવાં છિયે તેવાં ને તેવાં જ! રોજ રોજ માણસથી પીટ્યા આવા ત્રાસો તે કેમ સહન કરી શકાય?"

"અરે છાકટી! ફાટેલી ફીસીયારીખોર! સુધરેલી! આજકાલની દુકતી, જરા ગોટપીટ સાટપીટ શીખી, તે મારા બોલવાથી તને ત્રાસ થાય છે, કેમ? શરમાતી નથી આવું ફાટ્યું ફાટ્યું બોલતાં? રાત દિવસ તે જ બુકો અને તે જ યેસ ફેસ–ખીજી વાત જ નહિ, અને હજી તો આ વખતે વળી પરીક્ષા આપવાની છે ચૂલામાં બાળ તે પરીક્ષાને!" એમ કહીને લક્ષ્મીબાઇએ પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું, "હવે તો સુખ સમાધાનથી પુત્રી ઘરસંસાર ચલાવે અને આપણી આંખે એની પ્રજાને જોઇએ, તેમ કરો. ભણતાં ભણતાં તો દીકરીની નીતિ ને રીતિનો સંહાર થયો છે ને વિચારના સ્થાને આવીને વિકારો વિરાજમાન થયેલા છે. મર્કટને વળી મદિરા પીધી! મૂળે છાકટી ને તેમાં ગોટેમ શીખી! પૂછવું જ શું? એને ભણાવીને તમારે કરવું છે શું? બાયડી રાખવી છે કે બાયડો બનાવવો છે? એ ભણીને કંઈ નોકરી ચાકરી કરી તમારું પૂરું કરવાની છે? ઘણું ભણી, બહુ થયું તમારા સુધારા બુધારાને આગ લગાડો ને દીકરીનો સંસાર શોભે તેમ કરો. હાથી તે દરબારે શોભે! દીકરી તે ધણીને ત્યાં શોભે! એ ચેલકીના ચાળા ચસ્કા તમે જોયા છે? નિશાળમાં જતી વેળાએ જોઉં છું તો આ કર્કશા ચાંલ્લો પણ લૂછી નાંખે છે, એનું કારણ? કપાળ મડમો પ્રમાણે સફેદ ચાંદની જેવું દેખાવું જોઇએ. આખો દહાડો બૂટ અને મોજાં તે વળી શાનાં પહેરવાં? અને મોઢાપર પેલી ધોળી ધોળી રાખોડી લગાડવાનું શું કારણ? વળી વાળમાં સેંથો પણ મડમો જેવો કેવો! સ્ત્રીના સૌભાગ્યના શણગાર–માથાના વાળને કોણ કતરાવે? આટલું તો થયું. હવે તમારા મનમાં વધારે શું કરવાની ધારણા છે. તે કહી નાંખો ને? રસોડા સુધી બૂટ પહેરીને આવતાં તો છોકરી શીખી ચૂકી છે, હવે વધારે અંગ્રેજી ભણાવીને અને એના ધણી સાથે એનો અણબનાવ કરાવીને દીકરીને બાવી બનાવવાનો વિચાર છે કે મડમડી? એ તો અત્યારથી જ કહેવા લાગી છે કે, મારે વિલાયત જવું છે, મડમ થવું છે, આમ કરવું છે ને તેમ કરવું છે! આપણા કુટુંબમાં આવા ઢંગો નથી શોભતા–નથી શોભતા! કાંતો જમાઇને અહીં રાખો ને નહિ તો એ જવાનું કહે છે તો સુશીલાને પણ એમની સાથે મોકલી દ્યો. હું પણ એની સાથે જઇશ અને જો જો કે, એનો ઘરસંસાર કેવો સુખસમાધાનીથી ચાલે છે તે!–ઓ પરમેશ્વર! હવે તો તું ઉચકી લે, કે મારે આ ભવાડા જોવા વારો આવે

નાહ. હું તો મારે એવાતણુ લઈ જઈશ, પછી પડે તેને પીડ ને વાગે તેને તીર! મુવા પછી જાયરે બૈયા, મારે તો દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ !"

"હું તો કોઈ કાળે પણ અહીંથી જવાની નથી!" સુશીલાએ પોતાની નામરજી જણાવતાં જુસ્સાભેર કહ્યું. "ત્યાં ગદ્ધા મજૂરી કરવા અને આવા મહેણાં ટોણાં સાંભળવા જાઉં કે? મારાથી તો બાઈ એવાં દુ:ખો સહી શકાય તેમ નથી જ. એ કટકટ વળી મને તે શામાટે જોઇએ? છતાં પણ જો બળાત્કારે મને મોકલશો, તો હું આપઘા—"

"આટલી બધી ધમકી બતાવવાની કાંઈ પણ જરૂર નથી. જો મરજી ન હોય તો હું બળાત્કારે આવવાનો આગ્રહ પણ કરતો નથી." રજનીએ એકદમ ઠંડે પેટે અને તદ્દન બેપરવાઇથી કહ્યું.

"જો જવું જ હોય તો થાઓ તમે તમારે ચાલતા અત્યારે જ!" પુત્રીના પક્ષકાર પિતાએ જમાઇને રોકડો જવાબ પકડાવી દીધો! "છોકરીને તમારી સાથે મોકલવાને હું ખુશી નથી, બસ–એન્ડ લાઈક એ વાઈજ મેન, તમે પણ તેને સાથે લઈ જવાનું પસંદ કરશો નહિ જ. હર લિમ્બ્સ આર નોટ યટ પ્રોપર્લી ડેવેલપ્ડ–એના અવયવો અધાપિ જોઇએ તેવા ખીલ્યા નથી. તમે આ ઓલ્ડ સુપરસ્ટીશિયસ ફૂલનું કાંઈ પણ સાંભળશો નહિ. અત્યારથી સુશીલાને સંસારના ધીસલામાં જોડી દેવી, તે એની પ્રકૃતિ અને અભ્યાસનો નાશ કરવા બરાબર જ છે. તમને લર્નેડ અને એજ્યુકેટેડ વાઈફ જોઇએ છે કે ઇડિયટ? એન્ડ આય એમ ડુઇંગ ધિસ ઓલ ફોર યોર હેપિનેસ–આ બધા પ્રયત્નો હું માત્ર તમારા સુખ માટે જ કરું છું. ડૂ યૂ સી? ડોન્ટ લૂજ યોર ટેમ્પર! મિજાજ ખોઈ દેવાનું કશું પણ કારણ નથી."

"બીજું તે કોણ આવી એડવાઈસની વાતો કહેવા આવવાનું હતું જે? પણ એમના મનમાં તો એ પાડાની પુંઠે પાણી જેવું જ જણાવાનું!" છકેલી છાલકી છણછણાટવાળી સુશીલાએ પોતાના પિતાની પ્રશંસા કરી, એટલે એના જવાબમાં રજનીએ જણાવ્યું કે, "જેટલો થયો છે તેટલો અભ્યાસ બસ છે. સાહેબ, હવે વધારે શિક્ષણની કશી પણ આવશ્યકતા નથી."

"પણ એકવાર કહ્યું ને કે, હું તો તમારી સાથે આવવાની નથી; હવે શાના ડોબા જેવા ઉભા રહ્યા છો!" સુશીલાએ વળી પણ પતિનું અપમાન કર્યું.

વાતને બહુ બહેકી ગયેલી જોઇને રાવબહાદુર નલિનીકાંત ગંભીરતાનો ભાવ દર્શાવીને, પુત્રીને ઠપકો આપતાં કહેવા લાગ્યો કે, "વેલ સુશીલે! સ્ત્રીએ પોતાના પતિ સ્હામે આવાં ઉચ્છૃંખલતાથી ભરેલાં વાકયો કદાપિ બોલવાં ન જોઇએ. તારી આ વિદ્વત્તા કે? શું મડમ તને આવું જ શિક્ષણ આપે છે કે?"

"હં—એમ ઘાલોને જરાક મોઢામાં છાણ, એટલે કાંઈક ભાન આવે! લાડ લાડ તે પછી કેટલાંક લાડ?" લક્ષ્મીબાઇએ તેને ટકો આપતાં કહ્યું.

"પણ તું હવે તારા ઓરડામાં જાય છે કે નહિ? તું જા—હું બધી વ્યવસ્થા કરું છું;" રાવબહાદુરે પીડા ટાળવાનો પ્રયત્ન કર્યો.

"તમારે ગમે તેમ કરોને! મારે શું? હું તો એમ જ ધારીશ કે, મારી દીકરી જીવતી જ નથી! નામબોળાં છોકરાં કરતાં તો વાંઝીયાં રહ્યાં સારાં!" એમ કહીને લક્ષ્મીબાઈ નિરાશ થઈ હાથ પગ પછાડતી ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

લક્ષ્મીબાઈના ગયા પછી રાવબહાદુરે રજનીકાંતને સંબોધીને કહ્યું કે, "રજનીકાંત! જો તમે મારા કહેવાને ધ્યાનમાં લેશો તો, તેમાં તમને ઘણો જ લાભ છે."

"મેં તો એકવાર જે પ્રતિજ્ઞા કરી છે, તે જ ખરી છે." રજનીકાંતે પોતાની દ્દઢતા કાયમ રાખીને કહ્યું; "મને તો હવે તમારા ઘરનું પાણી પીવું પણ હરામ છે. મ્હારા અભિપ્રાય પ્રમાણે તો આ તમારી દીકરીને આટલું શિક્ષણ મળ્યું તે જ બસ છે. વિશેષની અગત્ય નથી. તમારે મોકલવી હોય તો મોકલો, નહિ તો તમારી મરજી."

"લ્યો, જેમ પપ્પા નરમ થતા જાય છે, તેમ આ તો ભાઈ સાહેબ છાપરે જ ચઢતા જાય છે. હવે તમારા જવાથી જાણે ગામમાં બધો દુકાળ પડી જવાનો હતો! 'મને તો હવે તમારા ઘરનું પાણી પીવું હરામ છે!' ઓહોહો! ધાડ વળી તે ઢાંકણાં ઉંધાં પડ્યાં! ચાલ્યા જાઓને, કોણે રોકી રાખ્યા છે તમને?"સુશીલાએ પોતાની સ્વતંત્રતાનો પૂરેપૂરો પ્રભાવ બતાવી દીધો.

"યૂ બ્લોકેડ—પાષાણ—તમારે જોઇએ ત્યાં ચાલ્યા જાઓ; હું તો મારી સુશીલાને નથી જ મોકલવાનો." રાવબહાદુરે છેલ્લો જવાબ આપી દીધો અને હી હી કરીને હસવા લાગ્યા.

"આ વચનો એક દિવસ તમને રોવડાવશે. તમે નથી મોકલતા તે બહુ સારું છે. જીવતો હઈશ તો વળી બીજું લગ્ન કરી લઇશ. ગાળ ન દેવા માટે વિનતિ કરી છે, તે ધ્યાનમાં હશે." રજનીએ કહ્યું.

"જાઓ—જાઓ—કરજોને કરવું હોય તો ભલેને બીજું લગ્ન! થાઓ અહીંથી ચુપચુપ ચાલતા એટલે થયું. બીજું લગ્ન? બીજું લગ્ન કરવાની ધમકી આપતાં તમને શરમ નથી આવતી? જાઓ અહીંથી—કરો કાળું મોઢું!" એમ કહીને ક્રોધથી બૂટ પછાડતા રાવબહાદુર પણ ત્યાંથી ચાલ્યા ગયા અને પોતાના રૂમમાં જઈ ચિરુટ ફુંકતા બેઠા.

"વેલ ગેટ યૂ અવે—પપા ગયા છતાં તમે શા માટે ગધેડા જેવા અહીં બેસી રહ્યા છો? મને અત્યારે એકાંતની આવશ્યકતા છે." પિતાના ગયા પછી સુશીલાએ પતિને આવકાર આપ્યો.

"જેવી આજ્ઞા શેઠાણીની! આ ચાલ્યો—પણ યાદ રાખજે કે, આ તારા ચ્હેનકા તને ભારે ન થઈ પડે! તારો સુધારો તારું સત્યાનાશ વાળે! આજથી જ્યાં સુધી બીજું લગ્ન ન કરું ત્યાં સુધી હું મને પોતાને રંડાયલો જ માનીશ." રજનીએ કહ્યું.

"આય ટેલ યૂ ફાયનલી—હું તમને છેલ્લીવાર કહું છું કે, હવે આ પંચાત છોડો અને અહીંથી કાળું કરો! તમે જશો એટલે હું પણ મને પોતાને વિધવા

થયેલી જ ધારીશ. તમે કરશો શામજાણી તો મને કયાં ખોટ છે શામજાણીની ? જાઓ–ફોકટ માથું ન ફેરવો”–એમ કહીને સુશીલા બેધડક જઇને પલંગપર પોઢી ગઇ.

રજનીકાંત એકદમ નીચે ઉતરી ગયો અને માર્ગમાં ચાલતાં ચાલતાં મન સાથે વિચાર કરવા લાગ્યો, “પરણનારનું આવું જીવન! આગ લાગી આવા પરણવામાં! ધૂળ પડી એ સુધરેલી વિદ્યાપર! પૂળો મૂકાયો તેના કુળમાં! મારી બિચારી સાધ્વી સાસુનો જીવ કેટલો બધો બળે છે! પણ તેનું કાંઈ પણ ચાલી શકતું નથી. આવા સુધરેલા બગડેલાઓથી પાનું પડ્યું ત્યાં રડીને બેસી રહેવા વિના બીજો શો ઉપાય? અરેરે! હાલના આ પોકળ સ્ત્રીશિક્ષણે–સુધારાના પવને–પુરુષોના અવતારની કેવી ધૂળધાણી કરવા માંડી છે! શું સ્ત્રીશિક્ષણ આનું નામ કે? સ્ત્રીસ્વતંત્રતા આને જ કહે છે કે? એ જ સ્ત્રીદાસ્યવિમોચન કે!!! જુઓ તો ખરા, આજ કાલની તરુણીઓ લાલીયા પ્રોપર શિક્ષણથી કેટલી બધી ફાટી ગઈ છે! સાસુ સસરા, દિયર નણંદ, માતા પિતા અને પ્રત્યક્ષ પતિને પણ તેઓ કાંઈ બિસાતમાં ગણતી નથી! આ ગધેડીની જ જુઓ તો ખરા કેવી સ્થિતિ થઈ છે તે? એને પતિ તો જાણે ઢેડ–હેમક–મૂર્ખ–અગરગયો–ધારે તેવો–ભાસવા લાગ્યો છે! એ શિક્ષણને ખરું સ્ત્રીશિક્ષણ કહી શકાય ખરું? જો મારા ઘરમાં દારિદ્રય ન હોત, મારા માબાપે જો આવા ધનવાનની પુત્રી સાથે મારો વિવાહ સંબંધ કરી આપ્યો ન હોત અને સસરાને ત્યાં જો હું માખ્યો મારતો પડ્યો ન રહ્યો હોત, તો એ કૂતરીનાં કુવચનો અને એના બાપની ગાળો ખાવાનો પ્રસંગ આજે મને જોવો પડ્યો ન હોત! એ મારી જ મૂર્ખતા! એને અને એના બાપને દોષ આપવો વ્યર્થ છે?”

---

# પ્રકરણ ૫ મું

## નાટકનાં પાત્રોનો પરિચય

અત્યાર સુધીમાં આપણી નવલકથામાં આવેલાં મુખ્ય પાત્રોમાંથી માધવજી મરહુમ અને રજનીકાંત એ બે પાત્રોની જ માત્ર ઓળખાણ આપવામાં આવી છે. તેટલા માટે નવીનચંદ્ર આદિ બીજા પાત્રોની ઓળખાણ આપવાનો જો આપણે અહીં પ્રયત્ન કરીશું, તો તે અપ્રાસંગિક તો નહિ જ ગણાય.

નવીનચંદ્રના પિતા વિપિનચંદ્રે શેર સટ્ટાની દલાલીમાંથી સારો પૈસો પેદા કર્યો હતો. તે પોતે ઘણો જ ગંભીર સ્વભાવનો સાદો, ધર્મશીલ–પણ ધર્માંધ પૈમલો નહિ–અને મોભાદાર પુરુષ હોવાથી પોતાની જ્ઞાતિમાં પણ તેનું સારું માન જળવાતું હતું. તે પોતે બહુ જ કરકસરથી ખર્ચ કરનારો અને વખત વિચારીને ચાલનારો હોવાથી પાંચ પૈસા એકઠા કરી શકયો હતો. તેણે આઠ દશ માળા બંધાવ્યા હતા, ત્રણેક મીલના કમીશનમાં ભાગ હતો અને ઘરમાં દાગીના તથા બેંકમાં રાખેલું રોકડ નાણું મળીને તેની પંદર લાખની મિલકત અંકાતી હતી. તેની પત્ની અને નવીનચંદ્રની માતા તરલાદેવી એક ગૃહસંસારને સર્વથા યોગ્ય અને સદ્ગુણી સ્ત્રી

હતી. નવીનચંદ્રની એક બહેન પણ હતી અને તેને પોતાના મરણ પૂર્વે જ વિપિનચંદ્રે એક કુલીન ઘરમાં સારો વર જોઇને પરણાવી દીધી હતી. જ્યાં સુધી વિપિનચંદ્ર પોતે જીવતો હતો, ત્યાં સુધી તો સંસારવ્યવહાર સારી વ્યવસ્થાથી અને ધર્મપૂર્વક ચાલ્યા કરતો હતો. તેમના કુટુંબની એક સારામાં સારા અને સર્વાંશે સુખી પરિવારમાં ગણના થતી હતી. વિપિનચંદ્ર પોતે સાધારણ રીતે જૂના વિચારો ધરાવતો હતો. આ જગતમાં કાળના પ્રહારથી કોઈ પણ બચવા પામતું નથી, એ નિયમને અનુસરીને નવીનચંદ્રના તીર્થરૂપ વિપિનચંદ્રનો સ્વર્ગવાસ થયો. મૃત્યુ—હા—મૃત્યુ જેવો ભયંકર અને સર્વનાશ કરવાની શક્તિ ધરાવતો બીજો કોઈ પણ દેવ કે દાનવ આ સૃષ્ટિમાં જોવામાં નથી આવતો, તેથી જ કેટલાક કવિઓ કહી ગયા છે કે:—

"કહ રહા હય આસમાં યે સબ સમાં કુછભી નહીં,
પીસ દુંગા એક ગર્દિશમેં જહાં કુછ ભી નહીં;
જિસ જગહ થા જમકા જલસા ઔર ખુસરોકા મહલ,
ચન્દ કબરોં કે સિવા ઔર અબ વહાં કુછ ભી નહીં.
તખ્તવાલોંકા પતા દેતે હયેં તખ્તે ગોર કે,
ખોજ મિલતા હય યહીંતક બાદ્જું કુછ ભી નહીં;
ગુંજતે થે જિન્કે ડંકેસે જમીનો આસમાં,
ચુપ પડે હયેં કબ્રમેં અબ હું ન હાં કુછ ભી નહીં."*

* "આસમાન એમ કહી રહ્યું છે કે, આ બધી રચના કાંઇ પણ નથી—હું એને એક ચક્રમાં જ પીસી નાંખીશ—આ દુનિયા કાંઈ પણ નથી! જે સ્થાનમાં જમશેદ બાદશાહના આનંદોત્સવ અને ખુસરોનાં મહાલય હતાં, ત્યાં થોડીક કબરો વિના હવે બીજું કાંઈ પણ નથી. ગોરના તખ્તાઓ તખ્તવાળા (રાજા) ઓનો કાંઈક પત્તો આપે છે—બસ અહીં સુધી જ કાંઇક ભાળ મળે છે—એની પછી કાંઈ પણ નથી! જેમના ડંકાથી પૃથ્વી અને આકાશ ગર્જી રહેતાં હતાં. તે બધા હવે મૌન્ય ધારીને કબરોમાં પડ્યા છે અને હું કે હાં કાંઈ પણ નથી!" હકી.

વિપિનચન્દ્રની માનવલીલાનો અંત થયો અને તેની સ્થાવર જંગમ મિલકતનો અધિકાર તેના પુત્ર નવીનચન્દ્રના હાથમાં આવ્યો. નવીનચન્દ્ર મૂળથી જ જરાક ઉચ્છૃંખલ વૃત્તિનો હતો, તેમાં, આ ધનપ્રાપ્તિ અને સ્વતંત્રતાનું એકાએક સંમેલન થવાથી ઓર વધારો થઈ ગયો—મર્કટ ને વળી મદિરા પિયે કે ગાંઠીને વળી ભૂતે ભખી, તેમ એક જુવાની, બીજું ધન પલ્લે, સાહેબ કરે તો સીધા ચલે તેવો મામલો થઈ રહ્યો. નવીન શેઠને માટે ચારે દિશાઓ મોકળી થઈ ગઈ. કોલેજના અભ્યાસને તો તેણે પિતાના મરણના બીજા દિવસથી જ છેલ્લી સલામ કીધી અને તેને બદલે સુધારો—ફેશિન અને એટીકેટના અભ્યાસમાં પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપવા માંડ્યો.

સુધારા જયંતીની સભાના પ્રમુખસ્થાનને દીપાવનાર રાવબહાદુર નલિનીકાંત તે વિપિનચન્દ્રનો સગો ભાઈ અને નવીનચન્દ્રનો કાકો થતો હતો. એ નલિનીકાંત

વળી પોતાના ભાઈ કરતાં કાંઇક જુદી જ દિશામાં વિચરનારો હતો. તેના મગજમ બસ વીસમી સદીની સુધારણા, વ્યક્તિસ્વતંત્રતા, સ્ત્રીસ્વાતંત્ર્ય અને સર્વત્ર એકાકાર થવાના વિચારોનો જ પવન ભરાઈ ગયો હતો. જ્યાં સુધારકોનો મેળો ત્યાં ભાઈ સાહેબ તૈયાર! બ્રહ્મસમાજમાં હાજર ને તે જ વિચારોને સાચા જણાવે; આર્યસમાજમાં પણ તેમની કુરસી પહેલી; ખ્રીસ્તી મીશનરીઓ સાથે બેસી ચાહ પાણી પીએ ને બિસકીટ કડાકડીમાં તૈયાર થાય; પુનર્વિવાહમાં તૈયાર–ત્યાં કહે કે બાલ વિધવાએ બાપડીએ શાં પાપ કીધાં છે કે રંડાપો વેઠે! સ્ત્રીને એક પતિ જ જોઇએ. ખરી વાત, પણ એને એ એક પતિ પણ ક્યાં મળ્યો છે? બીજી વાર પુનર્લગ્નનિયમથી ન પરણાય. આર્યસમાજમાં જાય તો, ત્યાં અગિયાર ધણીનાં નિયોગને ટેકો આપી, સ્ત્રી અગિયાર ધણી કરે ત્યાં સુધી પાપ નથી એમ વાતો કરે. પ્રાર્થનાસમાજમાં વેદની માને નાતરે મોકલે; આર્યસમાજમાં વેદને દાદાને દાદો મનાવે! આટલું છતાં આ સુધારાલાલ, જાતે ભંગી ચંગી રંગી પણ ખરા, જરા ચહડાવ્યા કે સુધારાને નામે ગયા વાને ઘેર! ગોરા સાહેબોની ગુલામગિરિ અને પોતાના પૈસાની પાયમાલી કરીને સી. આઇ. ઇ. અને રાવબહાદુરની પદવીઓ મેળવવામાં તો તે ભાગ્યશાળી થયા હતા અને હવે સર નાઇટ થવાની ઉમેદવારીના દરિયામાં સફળતારૂપ મોતી શોધવા માટેનો તે નગરશેઠ સાહેબનો કડિગધડિમ્ પ્રયત્ન અત્યારે ચાલૂ જ હતો. જેવા પોતે સુધરેલા હતા તેવી જ તેમણે પોતાની પુત્રી સુશીલાને પણ સુધરેલી અને સ્વતંત્ર બનાવી દીધી હતી.

મનુષ્ય–પુરુષ કે સ્ત્રી–ની જો કોઈ પણ ભયંકર અવસ્થા હોય, તો તે યુવાવસ્થા જ છે. યૌવનનું આગમન થતાં જ પ્રત્યેક સ્ત્રી પુરુષના ચરિત્રનો આરંભ થાય છે. એ પહેલાંનો સમય તે કેવળ અનુકૂલ કિંવા પ્રતિકૂલ અવસ્થામાં વીતાડેલા દિવસો જ કહી શકાય. બાલ્યાવસ્થામાં મનુષ્ય થોડીક ઉપયોગી અને અનેક નિરર્થક બાબતોનું શિક્ષણ–જ્ઞાન મેળવે છે અને એકંદર જગત વિશે તેની અર્ધ જાગ્રત, અમુક અંશે આનંદિત, કાંઇક અનિશ્ચિત અને બહુધા ચમત્કારિક ભાવના હોય છે. પરંતુ તારુણ્ય પ્રાપ્ત થવા પછી તેના મનમાં એકાએક વિકારો ઉદ્ભવે છે અને તેના મનની પૂર્વસ્થિતિ એકાએક બદલાઈ જાય છે. તેનામાં એ સમયે જ ધારણા શક્તિનો આવિર્ભાવ થવા માંડે છે અને ભાવી સ્થિતિના મનોરાજ્યમાં તે આનંદગિરિના એટલા બધા ઉંચા શિખરે ચઢી જાય છે કે, સ્વર્ગને માત્ર તે બે આંગળ જ છેટું રહેલું ધારે છે. એવા કટાકટીના સમયમાં જો તેને સારી સંગતિ હોય છે, તો તેનો સંસારનો પ્રવાસ સુખકારક થઇ શકે છે અને જો જુવાનીમાં જ કુસંગતિનો ચેપ લાગ્યો કે દુર્ગુણને વધારનારાં સાધનો જ આવીને ઉપસ્થિત થયાં, તો તેના જીવનની ધૂળધાણી થઈ જાય છે. નવીનચન્દ્ર તથા સુશીલાને પોતાના તારુણ્યમાં એવા જ સંયોગો પ્રાપ્ત થયેલા હોવાથી તેમની અધોમાર્ગમાં જ પ્રવૃત્તિ થતી જતી હતી. સુધારો અને બસ સુધારો તેમના તનબદનમાં ઉછળી રહ્યો હતો. એકને ધણીની કીંમત નહિ–ધણી અભણ–ધોબો, મૂર્ખ, બીજાને ધણિયાણી ગમતી નથી,–ભણેલી ગણેલી નહિ, લટકમટક નહિ, શોખીન બૈરામાં જવું આવવું નહિ,

માથાના વાળ કપાવવા નહિ, મરદોની સાથ હસ્તમેલાપ નહિ, નાચવું નહિ ને ગાવું બજાવવું પણ નહિ—આ સુધરેલા ભઠવેડા ! સંગતિનો પ્રભાવ ખરેખર વિચિત્ર જ છે અને તેનું પણ તેવું જ વિચિત્ર પરિણામ આવે છે. ખરું જ કહ્યું છે કે;—

જયસે સૂર્ય કલાસે આઈ દર્પણમેં ચપલાઈ;
વયસે આપ મહા પુરુષોંસે હમકો મિલી બડાઈ;
ઉંચા પદભી બદ સંગતસે રદ હો જાય નિચાઈ;
નીચે પદકો સતસંગતસે શોભા માન ઉંચાઈ.”

દર્પણ, પોતાને સૂર્યનાં કિરણોની સહાયતા મળવાથી મુખદર્શનરૂપી અલૌકિક કાર્ય બજાવી શકે છે. પરંતુ અંધકારનો વિકાર થતાં જ તે પોતે પણ અંધકારમય બની જાય છે. અર્થાત્ સારાઓની સંગતિથી જ મનુષ્યને મોટાઈ મળી શકે છે. સારો પુરુષ પણ ખરાબ સોબતથી ખરાબ બની જાય છે અને સત્સંગના પ્રભાવથી ખરાબ માણસ પણ સારો કહેવાય છે. “તુખ્મની તાસીર—સોબતની અસર !”

ખરેખર આ સંસારમાં સર્વત્ર એક સરખું જ દુઃખ, દુઃખ અને દુઃખ જ ભરેલું જોવામાં આવે છે. છતાં જો એ દુઃખના દુર્ગને ભેદીને મનુષ્યને સુખી થવાની જ આકાંક્ષા હોય, તો તેણે યુવાવસ્થામાં જ સન્માર્ગનો સ્વીકાર કરવો જોઈએ. પરંતુ જ્યાં માર્ગદર્શક જ કુમાર્ગીઓ આવી મળે ત્યાં સન્માર્ગની આશા જ ક્યાંથી રાખી શકાય ? નવીનચંદ્ર તારુણ્યના મદમાં કુમાર્ગીઓના સંગથી કુમાર્ગમાં જ વિચરતો હતો અને પિતાના અયોગ્ય ઉત્તેજનથી ઉન્મત્ત થયેલી તરુણી સુશીલા પોતાના આર્ય અબળા—ધર્મને ભૂલીને સ્વચ્છંદતાથી વર્તવામાં જ ખરું સુખ અને ખરો આનંદ માનતી હતી.

નવીનચન્દ્રની ધર્મપત્ની સરસ્વતી એક સારી સ્વરૂપવતી અને સદ્ગુણી તરુણી હતી, પોતાના પતિને તે પરમેશ્વર સમાન માનની દૃષ્ટિથી નિહાળતી હતી અને પોતાના પ્રાણનાથના મુખમાંથી પડતો બોલ ઉંચકી લેવાને તે સદા સર્વદા એક પગે તૈયાર રહેતી હતી. પરંતુ નવીનચન્દ્ર સમક્ષ તે કશી પણ ગણનામાં હતી નહિ. ખરેખર સર્વત્ર એક સમાન ગુણોનો સંયોગ હોતો જ નથી. કોયલનો કંઠ મધુર હોય છે, તો પ્રભુએ તેનું શરીર કુરૂપ બનાવ્યું છે અને બગલાનું શરીર સુંદર કરીને તેના સ્વભાવમાં નીચતાનો ભાવ વસાવ્યો છે. અહીં પણ તેવો જ પ્રકાર આપણા જોવામાં આવે છે. સદ્ગુણી રજનીકાંતને કાંતા કર્કશા મળી છે, ત્યારે દેવી તુલ્ય સરસ્વતીને સુધરેલા પતિ તરફનો સંતોષ નથી. દૈવની વિચિત્ર ગતિ કહેવાય છે, તે એ જ.

સુધરેલા નવીનની વિધવા માતા તરલાદેવીનો અને સરસ્વતીનો અર્થાત્ સાસુ વહુનો પરસ્પર સારો બનાવ હતો. પિતાના મરણ પછી નવીનચન્દ્રે પોતાના બબ્બા મિત્રો સાથે નાટકોમાં, ક્લબોમાં અને હોટલોમાં જવાનો એક સરખો તડાકો ચલાવ્યો. રાત્રે બાર બાર અને બબ્બે વાગે પી ધરાઇને પડતો લથડતો ઘેર આવવા લાગ્યો. તેના રોજના એવા જુલમથી માળાના બાકુતો પણ કંટાળી ગયા અને લોકોમાં તેની ચર્ચા થવા માંડી. વળી કોઇ કોઇ વાર તે સાધ્વી સરસ્વતીને વિના કારણ મારકૂટ

કરતો હોવાથી તેની બહુ બહુ વાતો થવા માંડી. તરલાદેવીને પોતાના પુત્રની અને સરસ્વતીને નિજ પતિની નિન્દા સાંભળીને મનમાં ને મનમાં જે ખેદ થતો હતો, તેનું વર્ણન થવું અશકય છે. તેમાં વળી નલિનીકાંત અને સુશીલાએ રજનીકાંતને અપમાન કરીને કાઢી મૂકવાની વાત સાંભળવામાં આવતાં તેમને ધરતી માર્ગ આપે તો જાણે ધરતીમાં પેસી જઇએ, એટલું બધું ખરાબ લાગ્યું.

એક દિવસે સવારમાં નિત્ય કર્મથી પરવારીને ચોખા વીણતી વીણતી સરસ્વતી શોકાતુર મુદ્રાથી પોતાની સાસૂને કહેવા લાગી કે, "સાસૂજી! હવે ખરેખર આપણો દહાડો ફરવા માંડ્યો હોય એમ મને તો સોળેસોળ આના ભાસે છે!! આટલા દિવસ તો માત્ર નાટક બાટક જ જોવાતાં હતાં, પણ હવે તો એમણે દારૂ પણ પીવા માંડ્યો હોય એમ જણાય છે. સાસૂજી! હવે આપણે કેમ કરીશું? આપણું ઘર આમ વણસી જાય, એ આપણાથી કેમ જોઇ રહેવાય? આ બધું ખરાબ સોબતનું પરિણામ! નહિ તો આવા ચેનચાળા વળી આપણા ઘરમાં તે શાના હોય! મને કહે છે કે, તું માથાના વાળ કતરાવવા મારી સાથે હેરકટીંગ સેલુનમાં ચાલ! સાસુજી! હું શું કરું? કયાં જાઉં? મને કંઈ સુઝતું નથી. હવે મને દર્શને જવાની પણ ના પાડી છે."

"દીકરી! જ્યાં ધર્મનો નાશ થવા માંડે, ત્યાં ધનનો પણ નાશ થવો જ જોઇએ. નવીન બાપડો ભોળો છે અને તેને આ મુઆ લુચ્ચાઓ પાછળ પડીને બગાડે છે. બાપની બીક તો હવે રહી નથી અને કાકા પોતે કાંઈ પણ કહી શકે તેમ નથી; કારણ કે, તે પોતે પાકા સુધરેલા અને એવા આચરણોમાં આગળ પડતો ભાગ લેનારા છે. એમ ન હોય તો દીકરીને આટલી બધી છાપરે ચઢાવીને જમાઇને ગાળો ભાંડી કાઢી મૂકે ખરા કે? લક્ષ્મીબાઇએ પોતાના પતિ અને પોતાની પુત્રીના એ અયોગ્ય વર્તનની વાત કરી, તે વેળાએ તેની આંખ્યોમાંથી એકસરખી આંસુની ધારા વહેવા લાગી હતી અને તે જોઇને મારું પણ હૈયું ભરાઇ આવ્યું. પણ આપણાથી શું થાય? હમણા તો આપણું અને તેનું દુઃખ સમાન છે. હવે પછી પરમેશ્વર જે દિવસો દેખાડે તે ખરા!" તરલાદેવીએ નિઃશ્વાસ નાંખીને પુત્રવધૂને આશ્વાસન આપતાં કહ્યું.

"અરે રે! બિચારા રજનીકાંતની હવે કેવી દશા થશે!" બીજાનું દુઃખ દેખીને દુઃખી થનારી સરસ્વતીએ એકાએક ઉદ્દગાર કાઢ્યો.

"શું થશે એટલે? શું તેણે પોતાનો પરમેશ્વર વેચી ખાધો છે? જે આખા જગતને પાળે છે, તે તેને પણ પાળશે." પરમેશ્વરમાં દૃઢ ભાવ રાખનારી તરલાદેવીએ ઉત્તર આપ્યું.

"તમારું કહેવું સત્ય છે, પણ એક રીતે જોતાં એ પણ તમારા જમાઇ જેવા જ ગણાય. માટે બની શકે તો એમને સહાયતા આપવી, એ આપણો ધર્મ છે, ખરું કે નહિ?" સરસ્વતીએ કાંઇક વધારે ઉદારતાના ભાવથી કહ્યું.

જો પૃથ્વીમાં કોઈ પણ દયાનું નિધાન અસ્તિત્વ ધરાવતું હોય, તો તે આર્યાવર્ત્તની અબળાઓનું હૃદય જ છે. એ હૃદયમાં જ્યારે અન્ય દેશીય અસંયુક્ત વિચારો

કિંવા વિકારોનો પ્રવેશ થાય છે, ત્યારે જ તે સુશીલાના હૃદય સમાન સર્વથા દયા અને સ્નેહથી વિહીન બની જાય છે; અને એવા સ્નેહહીન હૃદયવાળી સ્ત્રીને ભારતવર્ષની ભૂષણરૂપ આર્ય અબળાનું નામ શોભતું જ નથી.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### મુંબઇને રામરામ!

"આજે અને અત્યારે જ મેં અહીંથી નીકળી જવાનો નિશ્ચય કરેલો છે. હવે આ મુંબઈમાં એક દિવસ કાઢવો પણ મને વરસ જેવો લાગે છે. બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમર 'ડમરા' આજે સાંજે ચાર વાગે અહીંથી કરાંચી જવા ઉપડવાની છે, તેમાં જ ઉપડી જવાનો મારો વિચાર છે." રજનીકાંતે પોતાના મિત્ર રમણિકને પોતાનો છેવટનો નિશ્ચય કહી સંભળાવ્યો.

રમણિક જરાક વિચારમાં પડી ગયો. તેણે ધીરજથી કહ્યું કે, "હવે હું કોઈ પણ પ્રકારે તને અહીં રહેવાની ભલામણ કરી શકતો નથી. પણ મારો એવો વિચાર છે કે, ચોમાસું ચાલતું હોવાથી તું સ્ટીમરને બદલે રેલવેમાં જાય તો વધારે સારું; કેમકે આ મોસમમાં દરિયાની મુસાફરી જોખમ ભરેલી છે."

"પણ નાળિયેરી પૂનમ પછી દરિયાની મુસાફરી બહુ જોખમ ભરેલી નથી ગણાતી. એ પછી તો બધાં વહાણો ચાલવા માંડે છે." રજનીએ જવાબ આપ્યો.

"એ ખરું છે, તો પણ આગળથી સાવચેત રહેવું તે વધારે સારું! ન કરે નારાયણ ને સમુદ્રમાં તોફાન જાગે તો? વીજળી નાળિયેરી પૂનમ પછી જ વીજળીપેરે ઉડી ગઈ હતી ને?" રમણિકે કહ્યું.

"ધાર કે, તોફાન થાય, સ્ટીમર ડૂબી જાય અને મારા શરીરપર મરણની ભયંકર છાયા છવાય, તો તેથી જગતમાં શો અંધકાર થઇ જવાનો હતો? મારા મનથી તો મરણ અને જીવન બન્ને સમાન જ છે, એટલે સ્ટીમરમાં બેસવા જતાં મારું મન જરાય અચકાતું નથી." રજનીકાંતે પોતાનો નિશ્ચય જણાવ્યો.

"મરણ આવવાનું હોય છે, તો તેને કોઈ પણ અટકાવી શકતું નથી; પણ જાણી જોઇને પોતાના આત્માનો ઘાત કરવો, એ મનુષ્યનું કર્તવ્ય નથી. માટે મારું માન અને રેલવેમાં જવાની કૃપા કર. પાંચ રૂપિયા વધારે ખર્ચ થશે, તેની ચિંતા નથી. જો જીવતા હોઇશું, તો સૌ આવી મળશે. "જીવતો નર ભદ્રા પામશે." એ કહેવત હંમેશા યાદ રાખવી જોઇએ." રમણિકે શાંતિથી રજનીના મનનું સમાધાન કરતાં કહ્યું.

સસરાને ત્યાંથી નીકળીને રાત્રે રજનીકાંત પોતાના મિત્ર રમણિકને ત્યાં જ આવીને રહ્યો હતો. સવારમાં પથારીમાંથી ઉઠતાં જ બંને મિત્રોની ઉપર પ્રમાણે વાતચિત થઈ.

હા ના કરતાં અંતે રજનીએ રેલવે માર્ગે જવું એવો નિશ્ચય કર્યો. પણ તે જ દિવસે જવાનો વિચાર દર્શાવ્યો એટલે રમણિકે કહ્યું કે, "મારા ઘરમાં એક દિવસ

રહેવામાં તને શો વાંધો છે? કોઈ મારી તો નથી નાંખતું ને? આજે તને મુસાફરીનો સઘળો સામાન ખરીદી આપું, એટલે પૂરી તૈયારી કરીને આવતી કાલે સવારમાં સવા સાતે જે ફાસ્ટ પેસેંજર જાય છે, તેમાં રવાના થઈ જજે. જતાં જ ત્યાં તને કોઈ વસ્તુ જોઇશે, તો કોણ આપવાનું હતું?"

બપોરે જમ્યા પછી બન્ને મિત્રો બજારમાં જવા નીકળ્યા અને કોટ, પાટલુન, જેકેટ, શર્ટ, ધોતીજોડા, ટ્રેવેલીંગ ટ્રંક, બૂટની એક જોડ, સ્લીપરની એક જોડ, છત્રી, દીલ્લી બીસ્કીટના બે ડબ્બા અને ફ્રૂટ ઇત્યાદિ પ્રવાસને લગતા સામાનની લગભગ પચાસ સાઠ રૂપિયાની ખરીદી કરી. બિછાનું અને ઓઢવાનો રગ રમણિકે પોતાને ત્યાંથી જ આપ્યાં. સર્વ તૈયારી થઈ ચૂકી અને બીજે દિવસે સવારમાં રજનીકાંતનો મુંબઈ છોડવાનો નિશ્ચય થયો.

જ્યાં વર્ષોનાં વર્ષો વીતતાં—યુગોના યુગ વહી જતાં વાર નથી લાગતી, ત્યાં માત્ર એક જ દિવસ—માત્ર ચોવીસ કલાક વીતતાં તે શી વાર? હાં હાં કરતો કે દિવસ અને રાત્રિનો સમય પૂરો થયો અને બીજા દિવસના બાલસૂર્યનાં લાલ કિરણોનો પ્રકાશ જગતમાં વિસ્તરવા માંડ્યો. ભટને નાસ્તા પાણીની વહેલી તૈયારી કરવાનો રાત્રે જ હુકમ મળેલો હોવાથી ખાવાનું પણ તૈયાર હતું. બન્ને મિત્રોએ સાથે બેસીને ખાધું. વિકટોરિયા બોલાવીને તેઓ ઉતાવળે સ્ટેશનપર જવાને ઘેરથી નીકળ્યા. વિકટોરિયામાં રમણિકે એંસી રૂપિયાની નોટો રજનીકાંતના હાથમાં આપી અને કહ્યું કે, "અહીંથી ટીકીટ હું લઈ આપીશ, ને આ રૂપિયા સંભાળીને વાપરજે અને એમ કરતાં પણ કયાંક બહુ જ જરૂર પડે, તો મને પત્ર અથવા તારદ્વારા ખબર આપજે, એટલે હું મારાથી બનતી સહાયતા કરીશ. હિંમત રાખજે, ઈશ્વર તને અવશ્ય સહાયતા કરશે અને એકવાર તારી ઉન્નતિ થશે જ."

તેઓ ગ્રાન્ટરોડના સ્ટેશનપર આવી પહોંચ્યા. ટ્રેન આવવાને માત્ર પાંચ મિનિટનો જ વિલંબ હતો. રમણિકનો સેકન્ડ કલાસની ટીકિટ લેવાનો વિચાર હતો, પણ રજનીકાંતના આગ્રહથી તેણે કરાંચીની થર્ડ કલાસની એક ટીકિટ અને બાંદરા સુધીની પોતા માટે એક ટીકિટ મળીને બે ટીકિટો ખરીદી. તેઓ પ્લેટફોર્મપર આવ્યા. રજનીએ બુકસ્ટોલપરથી બે ત્રણ અંગ્રેજી નોવેલ્સ—વાર્તાની ચોપડીઓ વાંચવા માટે ખરીદી લીધી. ટ્રેન આવવાની તૈયારી થઈ, ટીંક ટીંક ઘંટ વાગ્યો, ગાંસડા પોટલાનું પડવું આખડવું અને ઉતારુઓની દોડધામનો એક સરખો ગડબડાટ મચી રહ્યો. "માહીમનો હલવો," "તાજો મેવો" "જરદાલુ બે આને શેર" "મુંબઈ સમાચાર" "ટાઇમ્સ" "એડવોકેટ" ઇત્યાદિ ધ્વનિઓ જુદી જુદી વસ્તુ વેચનારાઓના મુખમાંથી સંભળાવા લાગ્યા. મારામારી અને કચડાકચડી કરીને પણ અંતે બધા ઉતારુઓ ડબ્બાઓમાં ગોઠવાઈ ગયા, સ્ટેશન માસ્તરે ઓર્ડર આપ્યો, ગાર્ડે વાવટો ઉડાવ્યો અને ડ્રાઇવરે સીટી મારી. અગ્નિરથ સુરુરરર સુરુરરર, ધબધબ, ફફફ કરતો ચાલવા લાગ્યો. સ્ટેશનપર બે મિનિટમાં પાછું શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. ભકભક ધ્વનિ કરતી અને ધૂમાડાના ગોટેગોટ આકાશમાં પ્રસરાવતી ટ્રેન વીજળીના વેગે પોતાનો માર્ગ કાપવા લાગી.

"ખરેખર રમણિક ! આજે તેં "એ ફ્રેન્ડ ઇન નીડ ઇઝ એ ફ્રેન્ડ ઇન્ડીડ" એ અંગ્રેજી કહેવત અને રાજર્ષિ ભર્તૃહરિનાં–

आपद्गतं न च जहाति ददाति काले
सन्मित्रल[illegible]णमिदं प्रवदन्ति सन्तः ॥

એ વાક્યોની પૂરેપૂરી સત્યતા સિદ્ધ કરી દેખાડેલી છે. તેં મારાપર દુર્દશાની વેળામાં કરેલો મહાન્ ઉપકાર, હું મરણ પર્યંન્ત ભૂલવાનો નથી. જો જીવતા હોઇશું, તો પાછા કોઈવાર મળીશું; અને જો ન મળીયે, તો અત્યારે જ મેં તને કાંઈ પણ કુવચનો કહ્યાં હોય, તેની હું ક્ષમા માગું છું. મારી માતાને એક પત્ર લખીને મારી કરાંચી જવાની ખબર આપજે."

"ભાઈ! મેં કશું પણ કર્યું નથી. મનુષ્ય મનુષ્યપર ઉપકાર કરી શકતો જ નથી. મનુષ્ય, એક વખતનો ખોરાક કોઇને આપી શકે, એટલી શક્તિ પણ તેનામાં કયાં છે? જો કોઈ એવો અહંકાર રાખતો હોય, તો તે તેની મૂર્ખતા જ છે." રમણિકે મિત્રવિયોગથી દુઃખી થતાં કહ્યું.

દાદરના સ્ટેશનપર ઉભી રહેવા પછી ટ્રેન વાંદરાના સ્ટેશનપર આવી. રમણિક, મુંબઈ પાછો જવાને ઉતર્યો. એક ખરા મિત્રનો વિયોગ થતી વેળાએ રમણિક ને રજનીકાંતનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા માંડ્યો. રમણિકે રજનીના મનનું અનેક પ્રકારે સાંત્વન કરીને પ્રણામ કર્યા અને અંતે બંને મિત્રોના મધ્યમાંના અંતરને પ્રતિપળે વધારતી ટ્રેન આગળ અને આગળ ચાલવા લાગી.

પોતાનું ઘર અને પોતાનું વતન છોડતાં પ્રત્યેક સ્ત્રી કે પુરુષના મનમાં ઓછું આવે અને ખેદ થાય, એ સ્વાભાવિક છે. પરંતુ રજનીકાંતને આજે મુંબઈ છોડતી વેળાએ લેશ માત્ર પણ ખેદ ન થતાં, તે જેમ જેમ મુંબઈથી વધારે દૂર જતો હતો, તેમ વધારે આનંદી થતો જતો હતો. "મુંબઈ જ મારા દુઃખનું કારણ થઈ, માટે હું મુંબઈથી બહાર નીકળ્યો, એ ઘણું સારું થયું." એમ તેને ભાસવા લાગ્યું. "હવે મારા જીવનનું એક નવીન દિશામાં જ ગમન થશે." એ વિચારથી તેના દુઃખિત અંતઃકરણમાં સુખની આશાનો અંકુર ઉત્પન્ન થયો અને તેથી તેની મુખમુદ્રામાં કિંચિત્ પ્રસન્નતાનું દર્શન પણ થવા લાગ્યું. સ્વછંદ બાયડીનું ઘર–અહંકારમસ્ત સસરાનું ઘર છોડવા પછી અત્યારે તેના અંતઃકરણમાં પ્રસન્નતાની છાયા પ્રથમ જ છવાઈ હતી. આ વેળાએ તેના મનમાં ભવિષ્ય કાળના જ વિચારો આવ્યા કરતા હતા. વીતેલી વાતોને બહુધા વિસારી દેવાનો જ તે પ્રયત્ન કર્યા કરતો હતો, વચમાં વચમાં પોતાના થયેલા અસહ્ય અપમાન અને પોતાની દુઃખમય સ્થિતિનું સ્મરણ થઈ આવતું હતું. પરંતુ તે હવે પૂર્વ પ્રમાણે તેની દુઃખવૃદ્ધિનું કારણ ન થતાં, સ્હામું તેના અંતઃકરણને શાંત કરવાનું જ કારણ થઈ પડતું હતું. પાલઘડ છોડતાં તે બોલ્યો, "રે એક સમાની વ્હાલી અને આનંદ આપનારી મુંબઈ! હાલ તો તને છેલ્લા રામરામ! પાછો મળું કે ન મળું, ગમે ત્યાં જઈશ, પણ તું યાદ જ રહેશે! તું અનેકનાં સંકટ કાપનારી, અનેકની આશ્રયદાતા ગણાય છે, પણ મારા કર્મની તો કઠિનતા જ થઈ રહી છે! હાય!" આમ બોલતો, તે ગાડીમાં પડ્યો.

# પ્રકરણ ૭ મું

## અકસ્માત્

કરાંચીમાં નોકરી મળવાની આશાથી ઉત્તેજિત થઇને રજનીએ પ્રવાસનો આરંભ કર્યો હતો. લગભગ ત્રણ દિવસનો પ્રવાસ હોવાથી અને રજનીનું સમસ્ત ધ્યાન પોતાના નવીન ઉદ્યોગમાં લાગેલું હોવાથી, એક એક ક્ષણનો સમય પણ તેને એક એક દિવસ જેટલો ભાસતો હતો.

"મારા આયુષ્યનો હવે નવીનતાથી પાછો આરંભ થવાનો છે. હવે મારે કોઈના આધારે ન પડી રહેતાં જાત મહેનતથી રળી ખાવાનું છે અને પુરુષાર્થ, એક કેવી અદ્ભુત વસ્તુ છે, તે લોકોને પ્રત્યક્ષ ઉદાહરણથી બતાવી આપવાનું છે. માટે મારે હવે કેટલાક મહાપુરુષો અને ઉદ્યોગી નરોનાં ચરિત્રોનો અભ્યાસ કરીને તેમનું અનુકરણ કરવું જોઇએ." રજનીકાંત પોતાના મનમાં વિચારવા લાગ્યો.

એવા એવા અનેક વિચારોમાં તે કેટલીકવાર સુધી નિમગ્ન થઈ ગયો, અને તેમાં લગભગ દોઢથી બે કલાક વીતી ગયા. અગિયાર સાડા અગિયાર વાગે થોડોક નાસ્તો કરી પાણી પીને તે એક વાર્તા વાંચવામાં લીન થયો.

'मनसा चिन्तितं कार्यं दैवमन्यत्र चिन्तयेत्' એવી સંસ્કૃત ભાષામાં એક કહેવત છે. વાર્તા વાંચતાં વાંચતાં, પણ રજનીકાંત પોતાના ભવિષ્યના ચરિત્રચિત્રના દેખાવને પોતાનાં નેત્રો સમક્ષ જમાવતો જતો હતો. કોઈ કોઈવાર વર્ષાઋતુના પ્રભાવથી લીલા છમ ઘાસથી છવાયલા મેદાનોમાં અને જલબિંદુથી વિભૂષિત ક્ષેત્રોમાં તેની દૃષ્ટિ જતી હતી, તે વેળાએ તેના મનનું સૃષ્ટિની એ પ્રસન્નતા સાથે તાત્કાળિક તાદાત્મ્ય થઈ જતું હતું. માર્ગમાં આવતાં સમસ્ત ક્ષેત્રો ધન ધાન્યથી સમૃદ્ધ જોવામાં આવતાં હતાં. એ જોઇને દુષ્કાળને નષ્ટ થયેલો જાણી તેના મનમાં વળી વધારે આનંદ થતો હતો. પૃથ્વીમાં સમાનસ્વભાવશીલી જ એક બીજાનું આકર્ષણ કરી શકે છે. અર્થાત્ બીજાનું દુ:ખ જોઇને દુ:ખી કોણ થાય છે? જેને પોતાને જ દુ:ખનો અનુભવ થયેલો હોય છે, તે જ. તેવી જ રીતે જેની વૃદ્ધિ થઈ છે, તેને જોઈ પ્રસન્ન ને ખરેખરો સંતુષ્ટ થાય છે—બીજાને શી પડી છે? રજનીકાંતની દૃષ્ટિને સૃષ્ટિની એ પ્રસન્નતા વિશેષ રમણીય અને આકર્ષક ભાસી, તેનું એ જ કારણ કે, આજે કેટલાક મહિનાથી તેના મનને પ્રસન્નતાનો સ્પર્શ થયો નહોતો. તેનો આજે એકાએક સ્પર્શ થતાં તે જ પળે જાણે સૃષ્ટિદેવતા પણ તેનું અભિવંદન કરવા માટે હસિત મુખે આવીને તેના સમક્ષ ઉભી રહી હોયની, એમ લાગતું હતું.

સૃષ્ટિસૌંદર્યને અને ધાન્યની સમૃદ્ધિને જોઇને પાસે બેઠેલા એક વૃદ્ધ પ્રવાસીએ કહ્યું, "ભાઈ! સાત સાત આઠ આઠ વર્ષના દુષ્કાળોનાં ભયંકર સંકટો વેઠયા પછી ઈશ્વરે આજે આવી હરિયાળીનાં દર્શન કરાવ્યાં છે. હવે ઈશ્વર પાછી દુષ્કાળની ભયંકરતા ન બતાવે તો સારું."

"પણ કાકા! મુંબઈ જેવાં શહેરોમાં દુષ્કાળનું ચિહ્ન પણ જણાતું નહોતું. ત્યાં તો સર્વ મનુષ્યો હમેશ પ્રમાણે જ અમનચમન–રાગરંગ ઉડાવતાં હતાં. જ્યારે

દેશમાં પ્રસરેલા દુષ્કાળરૂપી રાક્ષસનાં ભયંકર ચિત્રો અમે વર્તમાનપત્રોમાં વાંચતા ત્યારે અમને ખરેખર બહુ જ આશ્ચર્ય લાગતું હતું કે આ શું? મુંબઈ તો અલબેલી છબીલીપેરે થનથનાટ કરે છે ને બહારવાળા કેમ રડે છે?" રજનીકાંત બોલ્યો.

"મુંબઈ જેવાં નગરોમાં દુષ્કાળનું ચિહ્ન નહોતું જણાતું ત્યારે કહો કે, કુદરતના આવા સૌન્દર્યનું ચિહ્ન પણ ત્યાં તમને કોઈવાર પણ જણાયલું છે ખરું કે? એ તો જેવી રીતે કુદરતની આવી અલૌકિક લીલા જોવાનો આનંદ ગામડિયાઓના ભાગ્યમાં જ લખાયલો છે, તેવી જ રીતે દુષ્કાળનાં કરાળ કષ્ટોની વેદનાઓ સહન કરવાનું પણ બિચારા ગરીબ ખેડુતો અને ગામડિયાઓના જ ભાગ્યમાં લખાયલું છે. આહા—દુષ્કાળનું ચિત્ર મારી આંખ્યો આગળ ખડું થતાં મારા શરીરમાં અનિવાર્ય કંપનો આવિર્ભાવ થઈ આવે છે! દુષ્કાળ વખતે લોકોની વિટંબનાની સીમા રહેતી નથી. ગત વર્ષોમાં દુષ્કાળના સમયમાં સેંકડો ગાઉ સુધી ક્યાંય પાણીનો છાંટો પણ મળતો ન હતો. ભૂખ સહન ન થવાથી જ્યાં ત્યાં માણસનાં મડદાં પડેલાં જોવામાં આવતાં હતાં અને જે જે માણસો ભૂખની વેદનાથી મરવા પડેલાં હતાં, તેઓ ગાંડાં ઘેલાં બની ગયાં હતાં. સારા સુકાળના સમયમાં જે વસ્તુને અડવામાં પણ પાપ લાગતું હતું, તે વસ્તુની શુદ્ધતા અશુદ્ધતા કે ભક્ષ્ય અભક્ષ્યતાના વિચારને એક બાજૂએ મૂકીને, ભૂખની વેદનાને બને તેટલી ઓછી કરવાની આશાથી લોકો બેધડક સર્વ વસ્તુઓ સ્વાહા કરી જતા હતા. પતિ સ્ત્રીનો ત્યાગ કરતો અને પોતાનું પેટ ભરાતું હોય તે। પત્ની પતિને છોડીને ચાલી જતી હતી; પેટનાં પુત્ર પુત્રીઓને માબાપો શેર કે બશેર અન્ન માટે પેલા ક્રીસ્તાનોને આપતાં કે વેચી નાંખવામાં જરા પણ આનાકાની કરતાં નહોતાં! દુષ્કાળ પીડિત જનોને એક એક દિવસ યુગ સમાન ભાસતો હતો. જેમ જેમ દિવસો વીતતા હતા, તેમ તેમ દુષ્કાળનું સ્વરૂપ વધારે અને વધારે ભયંકર થતું ગયું અને તેનો સમસ્ત ભારતવર્ષમાં અધિકાર વ્યાપી ગયો! ભાગ્યયોગે અન્ન ક્યાંક મળી જાય તો અકરાંતિયાપણાથી ખાતાં સહસ્રાવધિ મનુષ્ય પ્રાણીઓ રામશરણ થઈ જવા લાગ્યાં! રાત્રે તારાઓ આકાશમાં સ્વચ્છ દેખાતા હતા અને દિવસ પણ તેવો જ પૂર્ણ તેજસ્વી જોવામાં આવતો હતો. વર્ષાઋતુમાં આકાશ વાદળાં વગરનું રહે, ત્યાં મેઘની ગર્જનાનો નાદ સાંભળવાની આશા જ ક્યાંથી રહે? વીજળીનો ઝબકારો કેવળ સ્મૃતિમાં જ થયા કરતો હતો! વર્ષાદ! વર્ષાદ! પાણી! પાણી! એવી લોકો ઝંખના કર્યા કરતા જરાક ખબર પડે કે ફલાણા ગામમાં વર્ષાદના ચાર છાંટા થયા કે કંઈ આશા બંધાતી, પણ દહાડે દહાડે તે આશા નિષ્ફળ થઈ ગઈ. અન્ન તો રહ્યું, પણ કેટલાંક ગામોમાં પાણી પણ પીવાને મળતું નહિ, તળાવો સુકાઈ ગયાં હતાં, કુવાઓ ઉંડા ઉતરી ગયા હતા ને નદીનાં પાણી પીવા જેવાં ન હતાં. સારાંશ કે, તે સમયની યાતના અને ભવિષ્યકાળની ભીતિથી લોકોનાં અંતઃકરણો સર્વથા દુઃખમાં ડૂબી ગયાં હતાં! નદી, તળાવ, કુવા અને ઝરા સુકાઈ જવાથી પાણીનો એક છાંટો મળવો પણ અશક્ય હતો. ધનવાનો દુષ્કાળથી પીડાતાં માણસોને થોડું થોડું અન્ન વહેંચતા હતા, ભિક્ષુક અને ઉપાધ્યાય ઇત્યાદિકોએ પોતપોતાનાં કર્મોનો ત્યાગ કર્યો હતો.

જ્યાં જાતિ જ રહેવા નહોતી પામી, ત્યાં જાતિભેદ તે ક્યાંથી જ રહે? બ્રાહ્મણ કોણ અને શૂદ્ર કોણ, એ ઓળખવાની પણ પંચાત થઈ પડી હતી. સત્તા, શાણ-પણ, જાતિ અને કુળઆદિ સર્વ વસ્તુઓનો લોપ થઈ ગયો હતો અને અન્ન! માત્ર અન્ન જ સર્વની સાધ્ય વસ્તુ બની ગઈ હતી. ઝાડોપર ફૂલ અને પાંદડાંનું નામ પણ રહેવા પામ્યું નહોતું. વધારે તો શું, પણ પોતાના નખોવતી ખોતરી ખોતરીને ઝાડની છાલને પણ લોકોએ પોતાના પેટના ખાડામાં પૂરી દીધી હતી. એના કરતાં પણ ભયંકરતા, ક્રૂરતા, અને નિર્દયતાની સીમાને બતાવનારો બનાવ એ હતો કે, મનુષ્યો મનુષ્યોને પણ મારી ફાડીને ખાઈ જતા હતા! સહસ્રાવધિ કુટુંબ કબીલાઓનો નાશ થઈ ગયો હતો, એટલે કે જ્યાં જળનો જ અભાવ હોય, ત્યાં માછલાં જીવી જ કેમ શકે? સર્વત્ર આશાનો અસ્ત અને નિરાશાનો જ ઉદય દેખાતો હતો!"

દુષ્કાળનું એ અત્યંત ભયંકર અને હૃદયવેધક વર્ણન સાંભળીને રજનીકાંત અને એ જ કમ્પાર્ટમેન્ટમાં બેઠેલા ત્રણ પ્રવાસી દિગ્મૂઢ જેવા બની ગયા અને હવે પછી ભારતવર્ષને ભગવાન્ દુષ્કાળનું દુષ્ટ મોં ન દેખાડો, એવી તે જગન્નિયંતાને ભાવ-પૂર્વક વિનતિ કરવા લાગ્યા.

સુરત, ભરૂચ, વડોદરા અને આનંદના સ્ટેશનો કરતી કરતી ટ્રેન રાતે સાત સાડા સાતને સુમારે અમદાવાદમાં આવી પહોંચી. રજનીકાંતે રાત અમદાવાદમાં જ વીતાડી ને સવારની મેલ ગાડીમાં આગળ જવાનો વિચાર કરીને સ્ટેશનની સામે આવેલી એક વીસીમાં ઉતારો લીધો. પોસ્ટ ઓફીસવાળા ડેલામાં વીસીવાળાએ બે આના ભાડું કરીને એક કોટડી અપાવી, ત્યાં સામાન રાખીને તે વીસીમાં જમ્યો અને પાછો ઓરડીમાં આવીને સુઈ રહ્યો. સવારમાં ઉઠી ન્હાઈધોઇને જમ્યા પછી સાત વાગે તેણે ઉપડવાની તૈયારી કરી. વીસીવાળાએ બે વખતના જમવાનું આઠ આના બીલ કર્યું. એક વખતના ચાર આનાને છાજતું-જેવા પૈસા તેવું-ખાવાનું એ વીસીઓમાં મળતું નથી. એ સર્વે ખાસ પ્રવાસ કરનારાઓએ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. આઠ વાગે રાજપૂતાના માલવા રેલ્વેની મારવાડ જંકશન જતી ટ્રેનમાં બેસીને રજનીકાંત અમદાવાદથી ઉપડ્યો.

મેસાણાના સ્ટેશનપર રજની અને મિસ્ટર માધવજી મરહૂમનો અચાનક મેળાપ થઈ ગયો. મિસ્ટર મરહૂમ મુંબઈથી આવેલા હતા ને તે પાછળના ડબ્બામાં બેઠેલા હતા. મેસાણામાં ઉતરતાં બારી પાસે જ એક ડબ્બામાં બેઠેલા રજનીકાંતપર તેમની નજર પડી અને તેવા જ 'વન્દે માતરમ્' કરીને તેઓ ઉભા રહી ગયા.

મનમાં તો તેમને જોઇને રજની કાંઈ પણ રાજી થયો નહિ, તોપણ તે અણ-ગમાને દબાવીને તેણે હસ્તે મુખે પૂછ્યું કે, "કેમ મિસ્ટર મરહૂમ! તમે વળી આમ એકાએક મુસાફરીમાં ક્યાંથી નીકળી પડ્યા?"

"શું કરિયે ભાઈ! આપણે તો હુકમના ચાકર! આ આપણા નવીનચન્દ્ર ભાઇની નાટક મંડળી ઉભી થવાની છે, તે માટે તરગાળાઓના છોકરા લેવા માટે અહીં આવવું પડ્યું છે. આજકાલ કાંઈ તરગાળાઓનાં ન્હાનાં છોકરાં વિના નાટક-

મંડળી થોડી જ ચાલી શકે એમ છે? ઓછામાં ઓછા પણ વીસેક છોકરા લઈ જવાનો વિચાર છે!" મિસ્ટર મરહૂમે જવાબ આપ્યો.

"ત્યારે શું નાટક મંડળી ઉભી કરીને નવીનચન્દ્ર ભાઇના બે ચાર માળા છે, તેમાં એક બે માળાઓનો વળી વધારો કરવાની ઇચ્છા રાખી છે કે? મને આ બધો 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' જેવો જ પ્રકાર લાગે છે!" રજનીકાંતે પોતાનો ખાસ અંગત અભિપ્રાય કહી દીધો.

રાવબહાદુર સાથે થયેલી ખટપટને લીધે રજનીકાંત તેના ઘરમાંથી નીકળી ગયો હતો, એ વાતથી મિસ્ટર મરહૂમ બિલકુલ અજાણ્યા હતા, એટલે તેમણે ભોળાઈથી પ્રશ્ન કર્યો કે, "વેલ મિસ્ટર રજનીકાંત ભાઈ! આપને આમ પ્રવાસ આયમીન ટ્રેવેલમાં કેમ નીકળવું પડ્યું?"

"કાંઈ નહિ. સહજ તબીયત સારી રહેતી ન હોવાથી ચાર દિવસ હવા બદલવા માટે કરાંચી તરફ જાઉં છું. માત્ર બે ચાર મહિના જ ત્યાં રહેવાનો વિચાર છે." રજનીકાંતે સમયસૂચકતા વાપરીને ઉત્તર આપ્યું.

હમણાં ભાદરવો મહિનો ચાલતો હતો. મુંબઇથી રજની નીકળ્યો ત્યારે વરસાદનું નામ નહોતું; પણ અમદાવાદ છોડ્યા પછી થોડીવારમાં જ વરસાદ વરસવાની શરૂઆત થઈ. વાવાઝોડું વીજળીના ચમકારા ને તોપના જેવા ધડાકા સાથે તોફાનનું જોર પ્રતિપળ વધારે અને વધારે જોરથી વધવા માંડ્યું. દિવસ છતાં પણ ચોગરદમ છવાયલા વાદળાંના અંધકારને લીધે ભયંકર રાત્રિનો આભાસ થવા લાગ્યો. વાયુ તો એવી ભયંકરતાથી ફૂંકતો હતો કે, તેનું વર્ણન થવું પણ અશક્ય છે. એ વરસાદ અને તોફાનની લેશ માત્ર પણ પરવા ન કરતાં આગગાડી ઝપાટાબંધ આગળ ચાલી જતી હતી. સંધ્યાકાળ થયો. અંધકારે વિશેષ ભયંકરતા ધારણ કરી. મેઘની ભારે ગર્જનાઓ થવા લાગી અને વારંવાર વીજળીના ઝબકારા પણ થતા હતા. રેલવેની બંને બાજૂએ પાણીની રેલ આવી હોય તેમ જળ અને જળ દૃષ્ટિએ પડતું હતું. રેલ્વેની લાઇન ઉંચી છતાં, કેટલેક સ્થળે પાટાપર પાણી ફરી વળ્યાં હતાં. એમાં ગાડી સીસોટી મારતી દોડી જતી હતી. લગભગ સાત વાગ્યા. જયપુર જંકશન હવે થોડું જ દૂર રહેલું હતું, તેવામાં ઝડપથી દોડતી ટ્રેન એકાએક પાટાપરથી ઉતરી ગઈ અને તેના ઘર્રર્રર્ર ધ્વનિથી આકાશ પણ જાણે ભેદાઈ જતું હોય એવો ભાસ થયો. એ અવાજ સાંભળીને ઉતારૂઓ ડબ્બાની બારીઓમાંથી ડોકાં બહાર કાઢીને જેવા જોવા ગયા તેવા જ ધડધડ કરતા ઘણા ખરા ડબ્બા ઉંધા થઈ ગયા અને મહા અનર્થકારક બનાવ થઈ પડ્યો. કીકીયારી, બુમાટા, ચીસો, ઓ મા, ઓ બાપ, ઓ રામ, ઓ પ્રભુ, હાય! હાય! અરેરે! એવા પોકારો થઈ રહ્યા. ધડાક ધડાક કરતા ગાડીના ડબ્બા એક બીજા સાથે સપાટાભેર જઈ અથડાયા. કેટલાંક સ્ત્રી પુરુષો ગાડી તળે ચગદાઈ ગયાં, કેટલાકોના હાથ પગ ભાંગીને ભૂકા થઈ ગયા, કેટલાકોનાં માથાં ફૂટી ગયાં, કોઇનાં શરીરો છિન્નભિન્ન થઈ ગયાં અને કેટલાકોના અંગમાં લાકડાની ફાંસો અને લોઢાના ખીલા પેસી જવાથી તેઓ લોહીલુહાણ થઇને ગાડી સાથે કે ગાડીના ભાંગવાથી, બહાર

નીકળી પડી ભૂમિપર ગબડી ગયા. એક ક્ષણના અર્ધભાગ જેટલા સમયમાં પણ કેવો ભયંકર બનાવ બની જાય છે!!

જે ડબ્બામાં રજનીકાંત બેઠેલો હતો, તે ડબ્બો બહુ જ પાછળના ભાગમાં એટલે કે ગાર્ડના ડબ્બા પાસે જ હોવાથી, તેને વધારે નુકસાન થવા પામ્યું નહોતું, તોપણ તે ઉલટો થઈ જવાથી તેની એક બાજુના પાટીયાં ભાંગીને ચૂરેચૂરા થઈ ગયાં. બારીઓના કાચ તુટ્યાથી તેમના કટકા ઉડી ઉડીને ઉતારુઓને વાગ્યા અને અકસ્માતને લીધે એકાએક ઉતારુઓનાં માથાં ડબ્બાની પાટીયાંની ભીંતો સાથે ખુબ જોરથી અફળાયાં. રજનીકાંતના ગાલમાં એક કાચનો કટકો વાગવાથી તેમાંથી લોહી વહેવા લાગ્યું અને આંખની બાજૂમાં લાકડાની એક ઝીણી ફાંસ પેસી જવાથી કાંઈક ભયંકર જખમ પણ થયો. જમણા પગના નળામાં એક ખીલો પેસી ગયેલો હોવાથી તેનો તે પગ બહુધા રદ્દ બાતલ જેવો જ થઈ ગયો હતો. પ્રથમથી જ રજનીકાંતનું શરીર સુકુમાર હતું, તેમાં વળી પડેલા જખમોમાંથી અત્યંત રકતસ્રાવ થતાં તે નરમ ઘેંસ જેવો થઈ ગયો. રેલ્વેના અધિકારીઓએ તારદ્વારા ખબર આપીને આસપાસના સ્ટેશનોપરથી બીજા લોકોને સહાયતા માટે બોલાવ્યા. તે ત્યાં આવી પહોંચ્યા અને એક એક ઉતારુને ડબ્બામાંથી બહાર કાઢીને તેમણે તેમના જખમોને પાટા વગેરે બાંધવાનું કામ સપાટાથી કરવા માંડ્યું. પરંતુ મુસાફરોની સંખ્યા વધારે હોવાથી રજનીકાંતનો વારો આવવાને બહુ જ વિલંબ લાગ્યો અને ત્યાંસુધી તે મૂર્ચ્છિત અવસ્થામાં જ પડી રહ્યો. કેટલાક વખત પછી એક પાસ થયેલી મિડવાઈફ અને કેટલીક દાયાઓ તેની પાસે આવી. તેને બિલકુલ નિશ્ચેષ્ટ પડેલો જોઇને પ્રથમ તો તેમણે તેને મરી ગયેલો જ ધાર્યો. પરંતુ પાછળથી ધીમે ચાલતો શ્વાસોચ્છ્વાસ સાંભળતાં, ડાકટરને બોલાવ્યો. સર્જને તેના જખમો તપાસ્યા અને નિરાશાથી પોતાના સાથીઓ—મદદગારોને—કહ્યું કે;—

"એના પગનો જખમ શસ્ત્રક્રિયા—ઓપરેશન—કર્યા વિના સારો થાય એવી આશા નથી; અને શસ્ત્રક્રિયાને સહન કરી શકે, એટલી એનામાં શક્તિ નથી. એટલે આજે નહિ તો કાલે પણ એ મરી જશે. મરણપથારીએ પડેલા રોગીઓની સંખ્યામાં જ એની ગણના કરો અને તેમનાં નામો સાથે જ એનું નામ પણ લખો."

એમ કહી તેના જખમોને પોતાના હાથે પાટા બાંધીને ડાકટરે પોતાના નોકરોને તેને હૉસ્પિટલમાં લઈ જવાનો હુકમ આપ્યો. હુકમ પ્રમાણે નોકરો રજનીકાંતને ડોળીમાં સુવાડી હૉસ્પિટલમાં લઈ ગયા. ત્યાં બીજા પણ કેટલાક ઘવાયલા ઉતારુઓને લાવવામાં આવ્યા હતા.

દૈવની વિચિત્ર ગતિ, તે એનું જ નામ! કરાંચી પહોંચવાની આશાથી આનંદિત થતા રજનીકાંતને ક્યાં ખબર હતી કે, કરાંચી પહોંચવા પહેલાં શરીરની ભયંકર મરણતુલ્ય સ્થિતિ થઈ જશે અને વચમાં જ હૉસ્પિટલના ખાટલાનું સેવન કરવું પડશે! એ જ દુર્દૈવનો અદ્દભુત પ્રભાવ!

---

## પ્રકરણ ૮ મું

## મેયો હૉસ્પિટલમાં

રેલવે અકસ્માતમાં જખમી થયેલા બધા ઉતારુઓને જયપુરના રાજાએ અર્લ-ઓફ મેયોની સ્મૃતિ માટે બંધાવેલી મેયો હૉસ્પિટલમાં લઈ જવામાં આવ્યા હતા. જેઓને સાધારણ ઇજા થઈ હતી, તેમને સાધારણ મલમપટો કરીને રજા આપવામાં આવી, પણ વધારે ઇજાવાળાઓને સારવાર માટે ત્યાં જ રાખવામાં આવ્યા હતા. અનાથ બિચારા રજનીકાંતને નંબર * * વાળા સર્જીકલ વોર્ડમાં રાખવામાં આવ્યો હતો. એ ઇસ્પિટાલમાં એકસો દર્દીઓને રાખીને તેમની માવજત કરી શકાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે, અને હૉસ્પિટલ રાજાના ખાસ જાહેર બાગ પાસે જ આવેલી હોવાથી રોગીઓને કુદરતી લીલાના અવલોકનનો આરોગ્યદાયક લાભ મળે છે.

હૉસ્પિટલમાં લાવીને બિછાનાપર સુવડાવ્યા પછી ત્રીજે દિવસે જ્યારે રજનીકાંતને શુદ્ધિ આવી અને આંખો ઉઘાડીને તે જોવા લાગ્યો, ત્યારે પોતે ક્યાં છે તે તેણે જાણ્યું. તેના ખાટલા પાસે એક યુરોપિયન નર્સ બેઠી હતી. શરીરમાંથી લોહી ગયેલું હોવાથી તેનું ગળું સૂકાઈ ગયું હતું. બોલવા જેટલી શક્તિ ન હોવાથી ઇશારાથી જ તેણે નર્સને પાણી લાવવાની ઇચ્છા દર્શાવી. નર્સ ઘણી જ સારા સ્વભાવની અને દયાળુ હતી. તે તત્કાળ જઇને થોડુંક ઠંડું પાણી લઈ આવી અને દર્દીને ઉઠવાનો શ્રમ ન આપતાં, તેણે પોતે જ બાટલીવતી ધીમેથી તેના ગળામાં પાણી રેડ્યું. પાણીના–ઠંડા પાણીના બે ઘુંટડા ગળામાં ઉતરતાં જ રજનીના અંગમાં હુશિયારી આવવા માંડી, એટલે તેણે પોતે ક્યાં આવેલો છે અને આસપાસ એ બધો શો દેખાવ છે, તે જાણવા માટે નર્સને અંગ્રેજીમાં પૂછ્યું. નર્સે અકસ્માતની સર્વ કથા તેને કહી સંભળાવી, ને "ગભરાશો નહિ તમે જલદી સારા થઈ જશો અને પાછા ઘેર જઈ શકશો. જો તમારી ઇચ્છા હોય, તો તમારાં ઘરનાં માણસોને તાર કરીને બોલાવી લઇએ," એમ તેને ધૈર્ય આપવાના હેતુથી કહીને સંતોષ આપ્યો. તે ભલી દાઈના એ શબ્દોથી ધૈર્ય આવવાને બદલે રજનીના મનમાં તો એવો જ વિચાર આવ્યો કે "અકસ્માતમાં હું મરીજ ગયો હોત તો વધારે સારું થાત. હવે જીવીને મારે શું કરવાનું હતું! મારી પાછળ કોણ રડનાર છે!" એ વિચારથી તેણે નર્સને જવાબ આપ્યો નહિ. તેને વિચારમાં પડેલો જોઈ નર્સ આશ્ચર્યમાં પડી ગઈ. તેણે બીજીવાર પૂછ્યું કે, "તમે આવી રીતે અચાનક અહીં અકસ્માતમાં સપડાઇને સખ્ત જખમી થયા છો, એની જો તમારી મરજી હોય તો કોઇને તાર કે પત્રદ્વાર ખબર આપું. તમે માત્ર નામ અને એડ્રેસ કહો, એટલે થયું."

"કોનું એડ્રેસ આપું? કોનું નામ બતાવું? તમે પત્ર કોને લખશો? મારું આ દુનિયામાં કોઈ પણ નથી!" રજનીકાંતે નર્સનો બહુ આગ્રહ જોઇને અંતે નિરાશાથી ઉત્તર આપ્યું; "દુનિયા મતલબી છે. ગરીબનો બેલી ઈશ્વર વિના કોઈ નથી!" એ શબ્દો ઉચ્ચારવાની સાથે જ તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો.

"કાંઈ નથી એટલે? તમે ક્યાંથી આવ્યા છો? તમારો દેશ ક્યાં છે?" ભલી નર્સે પાછો સવાલ કર્યો અને ઉત્તરની વાટ જોતી ખાટલા પાસેની ખુરસીપર બેઠી.

"અહા—બાઈ! જ્યારે તમારો સદ્ભાવ અને નમ્ર સ્વભાવ જોઉં છું, ત્યારે તે અભાગણી—પતિને મૂર્ખ ગણનારી અસતીની મુખમુદ્રા મને ખરેખર રાક્ષસી જેવી જ ભાસે છે." એમ કહીને રજનીકાંતે પોતાનો સર્વ વૃત્તાંત અને મુંબઇથી નીકળવાનું કારણ ધીમે ધીમે તેને કહી સંભળાવ્યું.

સઘળો વૃત્તાંત સાંભળીને નર્સે પૂછ્યું કે, "કરાંચી જવા માટે મારવાડ જંકશનપર ટ્રેન બદલવાને બદલે તમે આ લાઇનપર શાને આવ્યા?"

"માત્ર જયપુર અને દિલ્લી જેવાં ઇતિહાસપ્રસિદ્ધ નગરો જોવાની જિજ્ઞાસાથી." રજનીએ જવાબ આપ્યો.

"ખરેખર જે બનવાનું હોય છે, તે કોઇને કોઈ કારણથી બને છે જ. તમારા ભાગ્યમાં આ કષ્ટ લખેલું હતું, તેથી જ તમને એવી જિજ્ઞાસા થઈ ને તમે આ રસ્તે આવ્યા. 'બુદ્ધિઃ કર્માનુસારિણી' એમ જે કહેવામાં આવે છે, તે કાંઈ સર્વથા ખોટું તો નથી જ." નર્સે પોતાની લાગણી દેખાડીને ભાગ્ય વિષેના પોતાના વિચારો દર્શાવ્યા. થોડીવાર સુધી તે મહાગંભીર વિચારોમાં પડી ગઈ. મનમાં બહુવાર સુધી ઘડભાંજ કરીને અંતે તેણે તેને જણાવ્યું કે, "હું જે વાત કહું તેથી ગભરાશો નહિ. ડૉકટરના કહેવા પ્રમાણે તમારી સ્થિતિ જરાક વધારે ભયંકર છે. માટે જો તમારાં લાગતાં વળગતાંને થોડી ઘણી પણ ખબર પહોંચાડી દ્યો, તો વધારે સારું. જો કે મને તો તમારો કેસ જરાય હોપલેશ—અસાધ્ય લાગતો નથી જ, છતાં પણ માણસનું ધાર્યું નથી થતું, એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ."

નર્સનાં આવાં માયા ભરેલાં વચનોથી રજનીકાંતના વિચારમાં કાંઈક ફેરફાર થયો. તેણે કાગળ, શાઈ અને કલમ ઈત્યાદિ લખવાની ચીજો લઈ આવવાની તે દાઇને આજ્ઞા આપી. તે નર્સ અત્યંત દયાળુ હતી. રજનીએ તેની વિનતિ માન્ય કરવાથી તેના મનમાં ઘણો જ સંતોષ થયો. તે તત્કાળ કાગળ વગેરે લઈ આવી અને પોતે જ લખવાને તૈયાર થઈ. રજનીકાંત પણ વિગત કહેવા માટે કાંઈક ટટાર થઇને બિછાનામાં આડો બેઠો થયો. બેઠા થઇને તેણે નર્સને કહ્યું કે, "મેડમ! તમો આટલો બધો આગ્રહ કરો છો, તેથી જ આ પત્ર પણ લખાવું છું, નહિ તો મારો તો પત્ર લખવાનો લેશ માત્ર પણ વિચાર હતો નહિ. ત્યારે માંડો લખવા. "શ્રીમંત રાજમાન્ય રાજશ્રી રાવબહાદુર નલિનીકાંત સાહેબ—"

"શું તમે આ પત્ર ગુજરાતીમાં જ લખાવવા માગો છો?" નર્સે આશ્ચર્યના કાંઈક ભાવથી વચમાં જ સવાલ કર્યો.

"હા, મડમ સાહેબ!" એમ કહીને રજનીએ પૂછ્યું કે, "શું તમે ગુજરાતી નથી જાણતાં? હા તમે યુરોપિયન છો, એ તો હું ભૂલી જ ગયો."

"યુરોપિયન છતાં પણ અમારી જાતિના ખંતીલા સ્વભાવના ગુણને અનુસરીને મ વારંવાર કામ પડવું હોવાથી ગુજરાતી ભાષાનો ઠીક અભ્યાસ કર્યો છે.

છતાં પણ આજકાલ પત્ર ઇત્યાદિ અંગ્રેજીમાં લખવાની જ વધારે રૂઢિ થઈ ગયેલી હોવાથી આવો સવાલ પૂછવો પડ્યો! નહિ તો બીજું કાંઈ પણ કારણ હતું નહિ.”

“તમે એ તો સારી રીતે જાણો જ છો કે, અંગ્રેજી નહિ, કિન્તુ અમારી માતૃભાષા ગુજરાતી જ છે; એટલા માટે પત્રલેખક અને જેનાપર પત્ર મોકલવાનું હોય, તે બન્ને ગુજરાતી ભાષા જાણતા હોય, તો પછી પરભાષામાં પત્ર શા માટે લખવું જોઇએ? જેમણે પોતે આર્યાવર્તનિવાસી છતાં પણ પોતપોતામાં અંગ્રેજીમાં જ બોલવા ચાલવાની અને અંગ્રેજીમાં જ પત્રવ્યવહાર કરવાની રૂઢિનો સ્વીકાર કરેલો છે, તેમને માટે મારા મનમાં સારો અભિપ્રાય નથી. હું પોતે એ રૂઢિને સ્વીકારનારો નથી. માટે કૃપા કરીને પત્ર ગુજરાતી ભાષામાં જ લખો તો વધારે સારું.”

“તમારા વિચારો વખાણવા જોગ છે. ખરેખર તમારા હિંદુસ્તાનીઓમાં સ્વાભિમાન જેવું કાંઈ પણ ન હોવાથી જ, આજે તેઓ અંગ્રેજો—અમારા જાતવાળાઓની આંખમાં પણ હલકા પડી ગયા છે. અમારા વિલાયતમાં આવનારા કેટલાક અહીંના તરુણો કોટ પાટલૂન ને હેટ કેપ પ્હેરીને બિલકુલ જાંગલા જ બની જાય છે, તેમની અંદરખાનેથી ત્યાં ઠેકડી જ થાય છે અને જેઓ હિંદના દાદા દાદાભાઈ પ્રમાણે પોતાની નેશનેલિટીને જાળવી રાખે છે, તેમને ત્યાં સદા માનની દૃષ્ટિથી જોવામાં આવે છે. વારુ ત્યારે લખાવો જોઇએ—”

જો કે રજનીકાંતના શરીરમાં થોડી ઘણી હુશિયારી તો આવી હતી, તો પણ તેનામાં સડસડાટ બોલી શકાય એટલી શક્તિ હતી નહિ. એટલે તેણે વચવચમાં શ્વાસ અને વિશ્રાંતિ લઈ લઇને પત્ર લખાવા માંડ્યું. તે પત્ર નીચે પ્રમાણે હતું:—

“જયપુર, મેયો હોસ્પિટલ—સરજીકલ વોર્ડ તા૦ – –૧૯૦

તીર્થ સ્વરૂપ શ્રી. રા. રા. નલિનીકાંત રાવ બહાદુર,

સી. આઇ ઇ. ની સેવામાં, મુ. મુંબઈ.

વિ. વિ. મારા જેવા એક કંગાલ અને નિર્ધન મનુષ્યનું પત્ર વાંચતાં પણ આપને જો કે કંટાળો તો આવશે જ, અને એમાં તમારો નહિ, પણ માત્ર હું મારા ભાગ્યનો જ દોષ માનું છું, તો પણ અંતઃકાળના મારા એક કર્તવ્યમાંથી સર્વથા મુક્ત થવા માટે જ, હું આ પત્ર લખવાનું સાહસ કરું છું, તે માટે ક્ષમા કરશો. હવે પછી બીજું પત્ર લખવાનો પ્રસંગ આવે, ત્યાં સુધી મારું દુર્ભાગી જીવન આ જગતમાં હશે કિંવા નહિ, એની સોળેસોળ આના શંકા જ છે. તમારી સાથે અને તમારી સુશીલ પુત્રી સાથે વિગ્રહ થવા પછી મને કરાંચીમાં નોકરી મળવાથી હું ટ્રેનમાં કરાંચી જવાને મુંબઇથી ઉપડ્યો—દિલ્લી થઇને મારો જવાનો વિચાર હતો—પણ માર્ગમાં જયપુર પાસે અચાનક ટ્રેનને અકસ્માત્ નડવાથી તેમાં હું પણ સારી રીતે જખમાયો છું. અકસ્માતના સમાચાર તમે વર્ત્તમાનપત્રોમાં વાંચ્યા હશે જ, માટે તેનું વધારે વર્ણન આપવાની હું કશી પણ જરૂર જોતો નથી. મારા બચવાની બહુ જ થોડી આશા છે. અરે, આશા નથી જ, એમ કહો તો પણ ચાલી શકે! ન કરે નારાયણ ને મારો દેહાંત થઈ જાય,—કે જે એકાદ દિવસમાં જ થવાનો સંભવ છે—તો આપને આટલા દિવસ મેં આપેલા શ્રમની હું ક્ષમા ઇચ્છું

છું. મારા મરણથી, તમે, મારા દુઃખમાંથી પુત્રી સહિત મુક્ત થશો અને હું આ સ્વાર્થસાધુ અને કૃતઘ્ન સંસારના બંધનમાંથી સદાને માટે મુક્ત થઇશ; છતાં મારી માતા સમાન, તમારાં પત્નીને દિલાસો આપશો. એ જ.

દુર્ભાગી **રજનીકાંત.**"

એ પત્ર લખાઈ રહ્યા પછી રજનીકાંતે નર્સને એક બીજું પત્ર લખવાની પ્રાર્થના કરી અને નર્સે ઘણા જ આનંદથી તે પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. રજનીકાંતે ઉપલા જ આશયનું પણ તેની મિત્રતાની પ્રશંસા અને તેના પોતાના શિરે થયેલા ઉપકારો માટે ક્ષમાની યાચનાયુક્ત એક પત્ર રમણિકપર લખાવ્યો અને વીતેલી કેટલીક વાતોનું સ્મરણ થઈ આવવાથી પાછો તેનો જીવ વ્યાકુળ થવા લાગ્યો.

પત્ર લખાવતી વેળાએ વારંવાર બોલવાથી રજનીકાંતને એટલો બધો શ્રમ થયો કે થોડીવાર સુધી તો તે બેભાન અવસ્થામાં પડી રહ્યો. તેનું અંતઃકરણ શોક અને સંતાપથી ભરાઈ આવ્યું અને તે જાણે હમણા જ મરી જશે, એમ દેખાવા લાગ્યું. તેની શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ અત્યંત મંદ પડી ગઈ. તેણે આંખ્યો બંધ કરી લીધી. નર્સ મેરિયનને તેની આવી દશા જોઇને ઘણો ગભરાટ થયો. તેણે ઝટ દોડીને મોટા ડાક્ટરને બોલાવ્યો. ડાક્ટરે આવીને લગભગ અડધા કલાક સુધી રોગીની પ્રકૃતિ તપાસી. સાધારણ રીતે અંગ્રેજી ડાકટરોનો એવો જ રીવાજ છે કે, રોગીને જોયો ન જોયો કે, કોઈપણ પ્રકારનું એક મત આપી દેવું અને પછી મુર્દો જન્નતમાં જાઓ કે દોજખમાં જાઓ, તેની જરાય દરકાર કરવી નહિ, પણ જયપુરની હોસ્પિટલના ડાકટર વિષ્ણુપ્રસાદ વર્મ્માનો એવો ઉતાવળિયો સ્વભાવ હતો નહિ. જેવો તે વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ હતો, તેવો જ તે શાંતિવૃદ્ધ પણ હતો. તેણે રજનીકાંતની નાડી હાથમાં લઈ, બીજા હાથમાં ઘડિયાળ રાખીને બે ત્રણવાર તપાસી. નાડીની ગતિ ઘણી જ મંદ ચાલતી હતી, કિંબહુના તે ચાલતી હતી કે નહિ, એ જાણવાની પણ મુશ્કેલી હતી. તેનાં નેત્રો બંધ થઈ ગયાં હતાં અને છાતીનો ધબકારો પણ સંભળાતો ન હોતો! પ્રથમ તો ડાકટરને તેના મરી જવાનો સંશય પડ્યો. પણ પાછી બારીકાઇથી તપાસ કરતાં તે જીવતો છે, એમ ખાત્રી થઈ એટલે તેણે નર્સ મેરિયનને જણાવ્યું કે, "એના માથામાં લોહી ચડી ગયું છે, માટે એના માથાપર બરફ રાખ્યા કરો. કલાક અડધા કલાકમાં જ એ શુદ્ધિમાં આવી જશે."

નર્સ મેરિયનના મનમાં કોણ જાણે એ રોગી માટે એટલો બધો શો સ્નેહ બંધાઈ ગયો હતો કે, તેના મરણની શંકા થતાં જ તેનાં નેત્ર સજળ થઈ ગયાં. ડાકટરે આશા બતાવતાં તેણે આંખ્યોપર રૂમાલ ઢાંકયો. તેણે બહુ જ સંભાળથી તેને શુદ્ધિમાં લાવવાના યત્નો કરવા માંડ્યા. પણ અડધા કલાક સુધી તે શુદ્ધિમાં આવતો દેખાયો નહિ. જતાં જતાં ડાકટર કહી ગયો હતો કે; "અત્યારે તો હજી એ મરી નથી ગયો, પણ કાલે ઓપરેશન કરવા પછી કોણ જાણે એની શી અવસ્થા થશે, તે મારાથી અત્યારે કહી શકાતું નથી; કારણ કે, એ શરીરે એટલો બધો નિર્બળ થઈ ગયો છે કે, જેની સીમા જ નથી. વળી એનું બેન–

મગજ–પણ બહુ જ તપેલું છે, એ વળી એક બીજી મોટી અડચણ છે.” એ વાતની યાદ આવવાથી વારંવાર તે બિચારી દયાળુ નર્સ શોકાતુર થઈ હતી. હોસ્પિટલનાં માણસો અને સ્મશાનનાં માણસોના નિર્દય સ્વભાવો સર્વથા એક સરખા જ હોય છે. માણસના મરી જવામાં અને કૂતરાં બિલાડાંના મરણમાં તેઓ જરા જેટલો પણ તફાવત માનતા નથી. અર્થાત્ રોજનો મહાવરો થઈ ગયેલો હોવાથી મનુષ્યના મૃત્યુ માટે તેમના મનમાં લેશ માત્ર પણ લાગણી રહેલી હોતી નથી–તેમનાં હૃદય વજ્ર જેવાં કઠિન થઈ ગયેલાં હોય છે. હોય જ, તેઓ કોને રડે? આજે એક ને કાલે બીજો, કોઈ કોઈ મરતું ને મરતું જ! રડે તો પાર જ ન આવે. છતાં પણ એક યુરોપીયન નર્સ, એક અનાથ નિર્ધન અને ઘવાયલા રજનીકાંત માટે આટલી બધી માયા બતાવે, ચિંતા ધરાવે, તે માત્ર તેના હૃદયમાં રહેલી મનુષ્ય પ્રાણી પ્રતિની દયાને લીધે જ. નર્સ પણ કેટલેક અંશે રજનીકાંત સમાન દુઃખી સ્ત્રી હતી –સંસારના એવા ચક્રમાં આવી ચૂકેલી હતી, તેથી જ તેનું દુઃખ દેખીને એનું હૃદય વધારે દુઃખી થઈ જતું હતું.

ઘણીવાર સુધી રજનીકાંત શુદ્ધિમાં ન આવવાથી અને રાત્રે બે ત્રણ વાગવાનો સુમાર થઈ જવાથી, થોડીક વિશ્રાંતિ લેવાના ઉદ્દેશથી, ઇચ્છા ન છતાં પણ એક બીજી દાઇને દરવાજાપર તેની સંભાળ માટે બેસાડીને અને જરૂર પડે તો પોતાને જગાડવાનું કહીને, મેરિયન પોતાના ઓરડામાં ચાલી ગઈ.

તેના ગયા પછી થોડીવારે ધીમે ધીમે રજનીકાંત આંખ્યો ઉઘાડીને સાવધ થવા લાગ્યો. નર્સને પોતા પાસે બેઠેલી કે ઉભેલી ન જોવાથી તે જરાક ગભરાયો અને અહીં તહીં નજર ફેરવીને જોવા લાગ્યો. અકસ્માતમાં સપડાયલા બીજા કેટલાક ઉતારુઓ આસપાસના ખાટલાઓમાં પડ્યા પડ્યા બૂમો મારતા હતા અને બેચાર જણ જાણે મરી જ ગયા હોયની, તેવી બેશુદ્ધિમાં પડેલા હતા. વચ્ચે ટેબલપર ઝાંખો બળતો દીવો જલદી જ ઓલવાઈ જવાની અણીપર આવેલો હોવાથી જાણે ત્યાં પડેલા કેટલાક રોગીઓના જીવનદીપકના નિર્વાણની સૂચના આપતો હોયની, તેવો ભાસ કરાવતો હતો. ઓરડામાં, વિચિત્ર–ભયંકર–દેખાવના ખાટલા જ ખાટલા, કોઈ ઉઉઉ કરતો, કોઈ લવારો બકારો કરતો, કોઈ મરી જતો અને તેને લઈ જતો જોઈ સારો દર્દી પણ હેબકાઈ જતો હતો. એ ભયંકર અને હૃદયવિદારક આદર્શ જોઇને રજનીકાંતના અશક્ત હૃદયમાં પાછો ભયનો આઘાત થયો અને તેથી પાછો તે બેભાન થઈ ગયો. મેરિયનને નિદ્રા ન આવવાથી તે પાછી પોતાના રોગી પાસે આવીને બેઠી. સવારમાં તેને સાવધ થયેલો જોઇને તેના મનમાં એક પ્રકારનો સ્વાભાવિક આનંદ થયો.

આજના સૂર્યનો ઉદય તો તેણે–રજનીએ–જોયો, પણ આવતી કાલના ઉદિત સૂર્યનું દર્શન કરવા માટે તે જીવતો હશે કે નહિ, એની શંકા હતી; કારણ કે, દશ અગિયાર વાગે તેને ઓપરેશન હૉલમાં લઈ જવાનો હતો.

# પ્રકરણ ૯ મું
# શોકની છાયા

સમસ્ત ભારતવર્ષના વ્યાપારની નેત્રરૂપા વિશાળ મોહમયી (મુંબઈ) નગરી, તેનો વિશાળ કાલકાદેવીનો રાજમાર્ગ અને પ્રભાતનો સમય, એટલે પછી ત્યાંની વિચિત્રતા અને મનોહરતા માટે પૂછવું જ શું હોય વારુ? પ્રભાતમાં લગભગ સાડા સાત વાગ્યાનો વખત થવા આવ્યો હતો. ભગવાન્ સૂર્યનારાયણનો આકાશમાં પૂર્ણ રીતે ઉદય થઈ ચૂક્યો હતો. રાત્રિની વિશ્રાંતિનો ઉપભોગ લઇને સ્ત્રી પુરુષો પોતપોતાના ભિન્ન ભિન્ન ઉદ્યોગોમાં મચી ગયાં હતાં. વાણિયા, બ્રાહ્મણ અને ભાટિયા વર્ગની સ્ત્રીઓ દોડાદોડ કરતી દેવદર્શન માટે જતી જોવામાં આવતી હતી. કેટલીક સ્ત્રીઓ દર્શન કરીને પાછી ઘર તરફ પણ વળી ચૂકી હતી અને માર્ગમાં ફરતા ફેરિયાઓનો વિચિત્ર ધ્વનિ પણ સાંભળવામાં આવતો હતો. કેટલાક સુધરેલા જુવાનિયાઓ મોરનિંગ ડ્રેસ પહેરી, બાઇસીકલોપર બેસીને બેકબે તરફ મૉરનિંગ વૉક કરવાને ગયેલા, તે દિવસ ચડતો જવાથી બાઇસિકલો દોડાવતા અને આગળ આવતાં માણસોને ખસી જવાની સૂચના આપવા માટે ટન ટન અને ભોં ભોંનો ધ્વનિ કરતા પાછા ફરતા નજરે પડતા હતા. પાંચ પાંચ મિનિટને અંતરે ટ્રામનું આવવું જવું પણ ચાલૂ જ હતું. શ્રીમંત સ્ત્રી પુરુષો પોતાની એક કે બે ઘોડાની ગાડીઓમાં જ જતાં આવતાં દેખાતાં હતાં. કેટલાક યુરોપિયનો અને સ્વદેશીય શ્રીમાનોની મોટારકાર પણ ભોં ભોં ને ફોં ફોં ના વિલક્ષણ ધ્વનિ સહિત અહીં તહીં વારંવાર દોડ્યા કરતી હતી. દુકાનદારો પોતાના ક્રય વિક્રયના કાર્યમાં રોકાયલા હતા. વચવચમાં કચરાપટ્ટી (મ્યુનિસીપલ) નો અધિકારી ઘોડે બેસીને જતો આવતો દૃષ્ટિગોચર થતો હતો. કેટલાક ભામટા અને લુચ્ચા લોકો માર્ગમાં ગમે તેવાં ટીખળ કર્યા કરતા હતા. કેટલાક દુકાનદારો ગ્રાહકોની વાટ જોતા પોતાના માલને સાફસૂફ કરીને ગોઠવવામાં અને આવેલા ગ્રાહકોને તેમની ઇચ્છા પ્રમાણેનો જૂદો જૂદો સામાન બતાવી, તેમને સંતુષ્ટ કરવાના પ્રયત્નમાં ગુંથાયલા હતા. એ પ્રમાણે સૂર્યના પ્રકાશ સાથે ઉદ્યોગનો સર્વત્ર પૂર્ણ પ્રકાશ થયેલો દૃષ્ટિગોચર થતો હતો. ખામી માત્ર એટલી જ હતી કે, ઉંટ અને હાથી જેવા મહાભારત પ્રાણીઓનો મુંબઈમાં મૂળથી જ અભાવ હોવાથી, તેમનું ક્યાંય દર્શન થતું નહોતું. બાકી સૌન્દર્ય ને વિચિત્રતામાં અન્ય કોઈપણ પ્રકારની ન્યૂનતા હોય, એવી કલ્પના થવી પણ સર્વથા અશક્ય હતી.

રજનીકાંતે લખાવેલું અને નર્સ મેરિયમે લખેલું પત્ર વખતસર મુંબઈમાં આવી પહોંચ્યું. પોસ્ટમેને સવારમાં આવીને તે પત્ર રાવબહાદુર નલિનીકાંતના હાથમાં આપ્યું. રાવબહાદુર એ વેળાએ પોતાના બેચાર મિત્રો સાથે ચાહ પાણી પીવામાં અને અહીં તહીંના ગપાટાઓ હાંકવામાં મશગૂલ થયેલા હતા. સ્હામેના એક ખૂણામાં સુધરેલી સુશીલા વર્તમાનપત્ર વાંચતી ઇઝીચેરમાં પડી હતી.

આજકાલના સુધરેલા જમાનામાં બધી જ નવીનતા થઈ ગયેલી છે. પૂર્વે

આપણા આર્યો શૌચ, હસ્તપાદક્ષાલન, દંતધાવન અને સ્નાન ઇત્યાદિ નિત્ય કર્મ કરીને પ્રભાતમાં સંધ્યાધ્યાન આદિ પવિત્ર વિધિ કરવામાં કાળનો વ્યય કરતા હતા; આજે તો મોઢું ધોયું ન ધોયું કે, આચમનને સ્થાને ટી કપ–ચાહનો પ્યાલો અને ગાયત્રીના પુસ્તકને સ્થળે વર્તમાનપત્રોનાં ચીથરાં જ બ્રહ્મવેત્તા પુરુષો સમક્ષ પડેલાં જોવામાં આવે છે. એ પણ કાળનો એક વિચિત્ર અને વિલક્ષણ પ્રભાવ જ!

આવતા નવા વર્ષની ખુશાલીમાં સરકાર તરફથી બહાર પાડવામાં આવતી માન અને પદવીઓની ટીપમાં કોનાં કોનાં નામો આવવાનાં છે અને ઘણું કરીને રાવબહાદુર નલિનીકાંત આ વર્ષમાં સર નાઇટ થવા જ જોઇએ, ઇત્યાદિ શુષ્ક વિષયોની જ એ વેળાએ–પ્રભાત કાળમાં ચર્ચા ચાલી રહી હતી. એટલામાં પોસ્ટમેને આવીને પત્ર આપ્યું.

પત્ર ઉઘાડીને વાંચતાં જ નલિનીકાંતની આનંદ પ્રફુલ્લિત મુખમુદ્રામાં એકાએક શોકની છાયાનો પ્રસાર થઈ ગયો. વાંચકો અહીં કદાચિત્ એવો પ્રશ્ન કરશે કે, જે નલિનીકાંતે અનેક પ્રકારના અપશબ્દો સંભળાવી રજનીકાંતને અપમાન આપીને ચાલ્યા જવાની આજ્ઞા કરેલી હતી, તે નલિનીકાંતના હૃદયમાં તેના દુઃખદર્શક પત્રના વાંચનથી શોકનો આવિર્ભાવ થાય જ કેવી રીતે? એ શંકા વ્યાજબી છે. પરંતુ વિરોધ છતાં પણ શોક ઉત્પન્ન થાય, એ જ ઈશ્વરના અને આપણાં ધર્મ શાસ્ત્રોના નિયમોની પ્રબળતાને સિદ્ધ કરનારું એક અલૌકિક સાધન છે. શોક થવો જ જોઇએ. કારણ કે, ગમે તેવો તોપણ નલિનીકાંત એક આર્ય પુરુષ જ હતો! પોતાના મગજના અજબ ફાંટાને લીધે અને શ્રીમંતાઇના મદમાં તેણે જમાઇનું ગમે તેટલું અપમાન કર્યું હતું, તો પણ જ્યારે તેની આવી દશાનું પત્ર તેણે વાંચ્યું, ત્યારે તેના હૃદયમાં એક પ્રકારનો વજ્રાઘાત થયો અને તેના પરિણામરૂપ શોકની છાયાનું તેના મુખ ઉપર દર્શન થવા લાગ્યું.

એ પત્રમાંના સમાચાર નલિનીકાંતે પોતાના મિત્રોને પણ શોક સહિત કહી સંભળાવ્યા અને પછી પોતાના વિચારો જણાવતો તે કહેવા લાગ્યો કે, "જોયું–આ સંસાર કેટલો બધો દુઃખદાયક છે! કોઇને કાંઈ પણ જરાક ઓછું પડ્યું કે બસ થઈ જ ચૂક્યું. અહીં એને એટલી બધી તે શી પીડા હતી કે, વળી નોકરી શોધવા માટે પરદેશમાં જવાની જરૂર પડી? માત્ર મારો સ્વભાવ જરાક ગરમ હોવાથી કોઇવાર કદાચિત્ મારાથી એને ઠપકો અપાઈ જતો હતો, એટલું જ; પણ એના જુવાન લોહીથી એટલું પણ સહન કરી શકાયું નહિ! શું વડિલ પોતાનાં બાળકોને સારું નઠારું જરા પણ કહી શકે નહિ? એને તો કંઈ નથી, પણ એથી મારી આબરુને કેટલો બધો ધક્કો લાગે છે, એની કોઇને શી ખબર? જ્યારે બધી બાબતોમાં મને સુખ છે, ત્યારે વળી આ જમાઈ માટે એક નવી જ ચિન્તા જાગી!" એમ કહીને રાવબહાદુરે એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો.

બધા મિત્રોએ પણ તેની હામાં હા મેળવીને એ માટે પોતપોતાનો શોક પ્રદર્શિત કરવા માંડ્યો. પૂર્વે જે મિત્રો, નલિનીકાંતને પોતાના જમાઇપર કોપાયલો જોઇને તેને રાજી રાખવાના હેતુથી રજનીકાંતના હજાર અવગુણો ગાઈ બતાવતા

હતા, તે જ મિત્રોએ રાવબહાદુરના મનની સ્થિતિ બદલાયલી જોઇને જેવો વા તેવી પીઠ ફેરવીને અત્યારે પોતાનો ખેદ બતાવ્યો. એનું જ નામ ખુશામદ અર્થાત્ એ બધા મિત્રો તે એક કે બીજે રસ્તે રાવબહાદુર પાસેથી પૈસા કઢાવીને પોતાનો સ્વાર્થ સાધનારા ખુશામદિયા મિત્રો જ હતા, ખરા મિત્રો નહોતા; અને તેથી તેમણે પ્રથમથી અંતપર્યંત એક સરખો હાજીહાનો સપાટો ચલાવ્યો. મનમાં રજનીકાંત માટે તેમને સારી કે ભુંડી કોઈ પણ પ્રકારની લાગણી હતી જ નહિ.

પોતાના સંભાષણના આનંદમાં અચાનક આવું શોકનું અનિવાર્ય કારણ આવી પડવાથી નામના મિત્રોએ એક એક કરીને ત્યાંથી ખસવા માંડ્યું, એટલે સુશીલાની માતા લક્ષ્મીબાઈ દીવાનખાનામાં આવીને પોતાના પતિ સામી કોચપર બેઠી. તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો.

લક્ષ્મીબાઇએ અંદર બેઠાં બેઠાં એ બધી વાતચીત સાંભળી લીધી હતી, અને તેથી શોકની જવાળાથી તેનું હૃદય બળી જતું હતું. જાણે પોતાની પુત્રી, સૌભાગ્યનાં સર્વ ચિન્હોથી હીન, કેશવપન, ચૂડી વગરના હાથો, ચાંલ્લા વગરનું કપાળ અને કાળાં કે રાતાં વસ્ત્ર ઇત્યાદિ વૈધવ્ય ચિન્હોથી યુક્ત થઇને પોતા સ્હામી ઉભેલી હોય, એવું ચિત્ર તેનાં નેત્રોસમક્ષ ખડું થઈ ગયું. પુત્રીના સૌભાગ્ય અને વૈધવ્યની પરસ્પર બે વિરુદ્ધ સ્થિતિઓની કલ્પના થતાં તેની ચિત્તવૃત્તિ અત્યંત શોકાકુલ થઈ ગઈ. આર્યાવર્તની એક શુદ્ધ, નિષ્કલંક, પ્રેમપ્રતિમા અને "पतिरेको गुरुः स्त्रीणाम्" ના તત્ત્વને જીવ કે પ્રાણ સમાન માન આપનારી પતિવ્રતા આર્યસ્ત્રીના મનમાં પોતાના જમાઇના અશુભ સમાચાર સાંભળીને એવા ભાવો ઉત્પન્ન થાય, એમાં કશી પણ નવાઈ નથી.

નલિનીકાંતે પોતે વાંચી લીધા પછી તે પત્ર સુશીલાને આપ્યું અને તેણે તે વાંચ્યું, તથાપિ, એથી તેના મુખમંડળમાં કાંઈ પણ જાણવા જેવો ફેરફાર થયેલો દેખાયો નહિ. અથવા તો પોતાના ગૌરવને જાળવી રાખવા માટે તેણે પોતાના શોકનો ભાવ પ્રકટ થવા દીધો નહિ, એ તેની ઉચ્છૃંખલ મનોવૃત્તિનું જ પરિણામ કહી શકાય; અને એવી ઉચ્છૃંખલ વૃત્તિ થઈ જવાનું કારણ, તે તેને બાલ્યાવસ્થાથી જ મળેલું આધુનિક ધર્મહીન પાશ્ચાત્ય શિક્ષણ જ. માનવી માત્રનો એ સ્વભાવ જ છે કે, સાથે નિવાસ હોય, તે વેળાએ પોતપોતામાં નિત્ય ગમે તેટલો વિગ્રહ થયા કરતો હોય, તોપણ જ્યારે પોતાના નિત્યના સહવાસમાંનું કોઈ પણ મનુષ્ય જ્યારે દૂર થાય છે અને તેવામાં અચાનક તેની માંદગીના કે મરણના સમાચાર સાંભળવામાં આવે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ મનુષ્યના મનમાં એક પ્રકારનો શોક ઉત્પન્ન થાય છે. એ નિયમનું પરિણામ સુશીલાના મનમાં પણ થયું; અર્થાત્ એ પત્ર વાંચીને તેના હૃદયમાં પણ શોકનો આઘાત લાગ્યો. પરંતુ એ શોકને તેણે વધવા દીધો નહિ, એ જ તેની ધીટતા. વળી એ શોક તેના મનમાં એવો ને એવો જ અચળ રહેશે કે નહિ! એ પણ એક પ્રશ્ન જ છે.

"જોયું? તમારા અવિચાર અને ઉતાવળાપણાનું શું પરિણામ થયું તે?" લક્ષ્મીબાઇએ અશ્રુભરિત નેત્રોને લુછતાં પોતાના પતિને ઠપકો આપીને કહ્યું. "ન કરે

નારાયણ ને કાંઈ ઉંધુંચત્તું થઈ ગયું, તો નાત જાતમાં આપણે આપણાં કાળાં મોઢાં કેવી રીતે બતાવી શકીશું ?"

"નાત જાતનું હવે સમજ્યા," રાવબહાદુરે હદથી વધારે શાંતિ ધારણ કરીને પોતાની પત્નીને ઉત્તર આપવા માંડ્યું. "પણ જો રજનીકાંતના જીવને કાંઈ પણ જોખમ થાય, તો તેથી આપણી સુશીલાની જે અવદશા થવાનો સંભવ છે, તેનો જ અત્યારે તો વિચાર કરવાનો છે. મેં એમ સ્વપ્ને પણ ધાર્યું નહોતું કે, મારા બોલવાથી એને એટલું બધું ખોટું લાગશે અને તેથી એ મુંબઈ છોડીને ચાલ્યો જશે."

"અરે પણ એક માણસ તે કેટલુંક ખમી શકે ? તમારો જુલમ જૂદો અને વળી આ કાલ સવારની ઉછાંછળી છોકરીનો જુલમ જૂદો. જો એને ઠેકાણે તમે હો તો તમે પણ ન કંટાળી જાઓ કે ? કહોને જોઇએ, જે સાચું હોય તે !" લક્ષ્મીબાઇએ વળી પણ ટાણો માર્યો.

રાવસાહેબે એનો કશો પણ જવાબ આપ્યો નહિ. જવાબ આપવાનો તેની પાસે કોઈ માર્ગ જ નહોતો. અંતે કેટલીક વાતચીત થયા પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, રજનીકાંતની ભાળ લેવાને કોઈ પણ ખાત્રીના માણસને જયપુર મોકલવો. કોને મોકલવો ? એ પ્રશ્ન પાછો આવીને ઊભો અને અંતે વિચાર કરીને લક્ષ્મીબાઇએ રામાને મોકલીને જયજય મહારાજને બોલાવી મંગાવ્યા.

અહીં આપણે જયજય મહારાજની થોડી ઘણી ઓળખાણ આપવી જોઇએ. જયજય મહારાજ મૂળ નિવાસી તો ગુજરાતના પ્રાચીન પાટનગર સિદ્ધપુર પાટણના હતા; પરંતુ ઉદરનિર્વાહ માટે આજે ઘણાંક વર્ષોથી તેઓ મુંબઈ નગરીમાં જ નિવાસ કરી રહ્યા હતા. તે એક ભિક્ષુક બ્રાહ્મણ હતા. તેમનો નિત્યનો પરિપાઠ એવો હતો કે, પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યા કરીને બહાર નીકળવું તે બપોર સુધી અખંડ ભિક્ષા માગતા ફર્યા કરવું, અને ફરતાં ફરતાં જો ક્યાંક જમવાનાં નોતરાં મળે, તો તેમનો પણ સ્વીકાર કરવો. ઘેર પાછાં ફરતાં સુધીમાં જે બે ચાર પાલી ચોખા એકઠા થયા હોય, તે એક માટલામાં ભરી રાખવા. અગિયારેક વાગે પાછા હોડતા પીતાંબર વગેરે ઉપાડીને જ્યાં નોતરાં હોય ત્યાં પહોંચી જવું. એક સ્થાને થોડું ઘણું ખાઇને પેટ દુઃખવાનો ઢોંગ કરવો અને કહેવું કે, "આજે તબીયત સારી ન હોવાથી મારાથી વધારે ખવાય તેમ પણ નથી અને વધારે બેસાય તેમ પણ નથી એટલે જો જવાની આજ્ઞા આપો તો વધારે સારું." એટલે જજમાન જે રોકડી દક્ષિણા આપે તે લઇને વળી બીજાને ત્યાં પોબારા ગણી જવા. એવી રીતે રોજ બેચાર સ્થાને તેમનો લાગ ફાવી જતો હતો. તેમની રોજની દક્ષિણાની કમાઈ જ રૂપિયા બાર આનાની થતી હતી અને સાંઝે ભિક્ષાના ચોખા વેચીને આઠ બાર આના પેદા કરે, તે તો જૂદા જ.

એ પ્રમાણેનો તેમનો નિત્યક્રમ ચાલ્યા કરતો હતો. તેમણે પોતાના ઘરમાં કોઈ દિવસે ચૂલો સળગાવ્યો હોય, એમ કોઇના પણ જાણવામાં હતું નહિ. વળી તેમનો પોશાક પણ એવો જ વિચિત્ર પ્રકારનો હતો. નીચે એક ટુંકું પંચિયું અને શરીરપર એક ફાટેલું ધોતિયું. માત્ર ગુજરાતી બ્રાહ્મણોને પાઘડી વિના ચાલે નહિ,

એટલે લાચારીથી એક દાદા આદમના વખતની ગોળ ગુજરાતી ડબ્બો માથે પહેરતા, પણ તે ઘણો જ જૂનો અને વળી ઉંદર મામાઓએ વારંવાર કાતરી ખાધેલો હોવાથી શોભાને બદલે અશોભાના કારણરૂપ જ થઈ પડતો હતો. અદ્યાપિ જયજય મહારાજ અવિવાહિત એટલે કે કાચા કુંવારા જ હતા, તેથી વારંવાર લોકો જ્યારે તેમને એવો સવાલ કરતા કે, "કેમ જયજય મહારાજ! ભલા માણસ તમે હજી સુધી લગ્ન જ નથી કર્યાં, એ તે શું કહેવાય!" એનું મહારાજ સાહેબ એ જ નિયમિત ઉત્તર આપતા કે, "ભાઈ! પૈસા ક્યાં છે? લગ્ન કરવાનું કામ તે કાંઈ રસ્તામાં પડ્યું છે? વળી આપણી સ્થિતિ કેવી છે, એ તો તમે જાણો છો જ. આજે મળ્યું તો આવતી કાલની ચિન્તા મનમાં રહેવાની જ. એટલે લગ્ન તે ક્યાંથી કરી શકાય, ભાઈશાબ? આપણા નસીબમાં બાયડીનું સુખ બ્રહ્માએ લખ્યું જ નથી, એમ ધારીને આપણે તો નીરાંત કરીને બેસી રહ્યા છીએ. કેમ ઠીક ને?"

અત્યારે એ મહારાજની અવસ્થા લગભગ પચાસ પંચાવનની થવા આવી હતી, તોપણ અદ્યાપિ અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને પોતાનું ધનસંચયરૂપ કાર્ય તે કર્યા જ જતા હતા. સિદ્ધપુરમાં તેમના બાપદાદાના વખતનું પુરાણું મકાન હતું, ત્યાં દર વર્ષે જઇને તે આખા વર્ષમાં એકઠી કરેલી રોકડ નાણાંની રકમ ઘડામાં ભરીને જમીનમાં દાટી આવતા હતા. વૃદ્ધાવસ્થા થઈ ગઈ હતી, ગાત્રો શિથિલ થઈ ચૂકયાં હતાં અને મરણનો કાળ સમીપ આવી પહોંચ્યો હતો, તોપણ તૃષ્ણાના બંધનમાંથી તે મુક્ત થયા નહોતા.

રાવબહાદુર નલિનીકાંત શેઠના માણસને તેડવા આવેલો જોઇને "અવશ્ય કાંઈ પણ લાભ થવાનો હશે," એવી આશાથી મલકાતા મલકાતા ભટજી મહારાજ શેઠને ત્યાં આવી પહોંચ્યા.

આ વખતે પણ ભટજીએ ઉપર વર્ણવ્યા પ્રમાણેનો પોશાક પહેરેલો હતો, હજામત મહિના દોઢ મહિનાની વધી હતી અને ધોળી દૂધ જેવી મૂછોપર તપખીરના પડેલા ડાઘથી તેમનો ચહેરો વિચિત્ર પ્રકારનો જ દેખાતો હતો. ભટજી આવીને કુરસીપર પલાંઠો મારીને બેઠા અને તપખીર સુંઘવા લાગ્યા.

"ભટજી ! આજે તમારું એક કામ પડ્યું છે." લક્ષ્મીબાઇએ કહ્યું. "તમને અમારે આજને આજ બહારગામ મોકલવા છે. કેમ જવાય એમ છે કે?"

"તમારા કામની ના તે કેમ પાડી શકાય? પણ તમે જાણો છો કે, દીવાળીના દિવસ આવી લાગ્યા છે, એટલે પાંચ પૈસા કમાવાનો વખત છે. વળી યજમાનવૃત્તિ પણ જાળવી રાખવી જોઇએ." ભટજી મહારાજે આડકતરી રીતે પોતાના સ્વાર્થનો વિષય આગળ મૂકી દીધો.

"એની જરાય ચિંતા કરશો નહિ. માત્ર આઠ બાર દિવસનું જ કામ છે અને તમારી મહેનતના બદલામાં તમને પાંચ પચીસનો લાભ થશે જ." નલિનીકાંતે જણાવ્યું.

પાંચ પચીસનું નામ સાંભળતાં જ ભટજી ભાઈ તો પાણી પાણી જ થઈ ગયા, તોપણ પોતાના આનંદને અંતરમાં જ દબાવી રાખીને વિવેક બતાવવાના ડોળથી

તેમણે કહ્યું કે, "નારે એની તે એટલી બધી શી અગત્ય છે! તમારું કામ થતું હોય, તો આપણે જવાને તૈયાર છીએ."

જયજય મહારાજના મુખમાંથી હા નીકળતાં જ, નલિનીકાંતે, રજનીકાંતનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને વધારામાં જણાવ્યું કે, "એને સમજાવી પટાવીને જેમ બને તેમ અહીં લઈ આવજો. લ્યો, આ ખર્ચને માટે સો રૂપિયા. વધારે રૂપિયાની જો ત્યાં જરૂર પડે, તો તાર કરજો. તમારી સાથે રજનીનો મશ્કરી ઠઠ્ઠાનો સારો વ્યવહાર હતો, માટે એ જેટલું તમારું માનશે, તેટલું બીજાનું ભાગ્યે જ માનશે. કદાચિત્ રમણિકલાલ માસ્તરને મોકલત, પણ તેની પરીક્ષાનો વખત પાસે આવેલો હોવાથી તેના અભ્યાસમાં ખલલ કરવાનો મારો વિચાર નથી." એમ કહીને રાવબહાદુરે જયપુરની હોસ્પિટલનું એડ્રેસ વગેરે મહારાજને લખી આપ્યું.

જયજય મહારાજના ભોજનની વ્યવસ્થા પણ ત્યાં જ કરવામાં આવી. જમી રહ્યા પછી રાવબહાદુરે મહારાજને બે નવાં ધોતિયાં, ડગલો અને એક નવી પાઘડી ઇત્યાદિ વસ્ત્રો આપ્યાં અને રાતે નવ વાગાની મેલગાડીમાં ઉપડી જવું, એવો એકમતે નિશ્ચય કરવામાં આવ્યો. ભટજી મહારાજ, મહારાજના ભોઇવાડામાં પોતાની અંધારી કોટડીની વ્યવસ્થા કરવા માટે ઘેર પધાર્યા.

ઘરની વ્યવસ્થા તો શી કરવાની હોય? માત્ર બે ચાર જજમાનોને ત્યાં ચક્કર લગાવીને અને બીજા એક બ્રાહ્મણને પોતાની બદલીમાં જમવા જવાનું કહીને સાંઝે તે તૈયાર થઇને રાવબહાદુરને ત્યાં આવી લાગ્યા. સાંઝે પણ ત્યાં જ મિષ્ટાન્નપર હાથ ચલાવીને નવ વાગાની મેલગાડીમાં તેઓ જયપુર જવા માટે મુંબઈ છોડી ગયા.

એમની મુસાફરીમાં કશી પણ જાણવા જેવી બીના બની નહિ. વચમાં તે ક્યાંય ઉતર્યા પણ નહિ. પણ આશ્ચર્ય માત્ર એટલું જ કે, જયપુર જવાને બદલે તેઓ પોતાની જન્મભૂમિ સિદ્ધપુર પાટણમાં જ ઉતરી પડ્યા અને પોતાની ખડિયા ખડખડ પુરાતન ઇમારતમાં હંકારી ગયા. ત્યાં પોતાના ધનના દાટેલા ચરૂને સહી સલામત પડેલા જોઇને તેમના મનમાં ઘણો જ આનંદ થયો.

## પ્રકરણ ૧૦ મું

### "સુધારક શંખનાદ"

ગયા પ્રકરણમાં વર્ણવેલી બીનાને લગભગ ત્રણ માસ વીતી ગયા છે. એ સમયમાં આપણી નવલ કથાની સૃષ્ટિમાં અનેક નાનાં મોટાં પરિવર્તનો થઈ ગયાં છે. પરંતુ પ્રસ્તુત પ્રકરણ તો આપણા નવીનચંદ્ર–બાપકમાઇપર તાગડધિન્ના કરતા નવીનચંદ્રની જ કેટલીક નવીન નવીન ઉત્પન્ન થયેલી કૃતિઓનું છે.

આ જગતમાં એક સમયે જૂદા જૂદા પ્રકારના કેટલા બધા બનાવો બનતા હશે તેની સીમા નથી. એક સંસ્કૃત કવિએ કહેલું છે કે, આ સંસારમાં એક સ્થાને જ્યારે વીણાનો સુસ્વર નીકળતો સંભળાય છે, ત્યારે તે જ વેળાએ બીજા સ્થાનમાં

રડારોળ થતી સાંભળવામાં આવે છે; ક્યાંક વિદ્વાનોના પરસ્પર સંવાદો આનંદભેર ચાલે છે, તો તે ક્ષણે બીજી જગ્યાએ દારૂડિયાઓની ગાળગળોચ સાંભળવાથી આપણા કાન અપવિત્ર થાય છે. અર્થાત્ સંસાર દુ:ખમય છે કે સુખમય–અમૃતમય છે કે વિષમય, એની કલ્પના કરી શકાતી નથી. જે વખતે બિચારા રજનીકાંતને આપણે જયપુરની હોસ્પીટાલમાં દુ:ખથી ખાટલાનું સેવન કરતો જોયો હતો અને ખરી લાગણી કહો કે પછી લોકલજ્જાના ભયથી કહો–રાવબહાદુરનું સમસ્ત કુટુંબ પણ શોકાતુર જોવામાં આવ્યું હતું; તે જ વખતે નવીનચંદ્ર આનંદના પ્રવાહમાં ક્યાંય વહી જતો હતો. ધનતેરસને દિવસે તેમનું નવીન નાટક મુંબઇની રંગભૂમિપર રજુ થવાનું હતું, બુધવારને દિવસે તેમના બુધવારિયા "સુધારક શંખનાદ"નો પ્રથમ અંક પ્રકટ થઈ ચૂકયો હતો.

સવારે અને સાંઝે ઓફિસમાં જવા આવવાના વખતે બોરીબંદર આગળ ટ્રામમાં ઉતારૂઓની ભીડ અને આવજા વધારે થતી હોવાથી વર્તમાનપત્ર વેચનારા ફેરિયાઓ એ વખતે જ બૂમાબૂમ કરી મૂકે છે. સવારે નવ ને દશની વચ્ચે બોરીબંદર જંકશન, ટ્રામ, વિક્ટોરિયા અને વટેમાર્ગુઓના ગમન આગમનને લીધે માણસોથી ઉભરાઈ જતું જોવામાં આવતું હતું. એટલામાં અચાનક "સુધારક શંખનાદ" " સુધારક શંખનાદ "નો ધ્વનિ કેટલાક માણસોના કાનમાં આવીને અથડાયો. "એડવોકેટ," "બોંબેગેઝેટ," "ટાઇમ્સ," "સમાચાર," "કેસરી" અને "સાંજવર્તમાન"ના પોકારોનો પૂર્ણ પરિચય થઈ ગયેલો હોવાથી તે સાંભળતાં જતા આવતાઓને વધારે આશ્ચર્ય થતું ન હતું; પણ આજના " સુધારક શંખનાદ "ના નાદથી તેઓ એક બીજાને પૂછવા લાગ્યા કે એ "શંખનાદ" વળી કયું? "સુધારક શંખનાદ"– છ પૈ, છ પૈના બેચાર છોકરાઓ બૂમ બરાડા પાડી રહ્યા હતા. વેચનારના ગળામાં મોટા અક્ષરે છાપેલું પત્રમાંના મુખ્ય વિષયોની સૂચના આપનારું એક બોર્ડ લટકાવી દેવામાં આવ્યું હતું. તેમાં નીચે પ્રમાણે વિષયોનો ઉલ્લેખ હતો:—

"સુધારાનો દિગ્વિજય !"

"કપોલણુ નાતરું !"

"મહાજનની મજા."

"જાતિભેદની વટાવટ."

"નાગર પુનર્વિવાહ કરનાર જોઇએ છીએ."

"મેટ્રીકમાં પાસ થયેલી પ્રથમ વાણીઆ લેડી !"

"એક વાણીયાએ જાહેરમાં મુસલમાનનું પાણી પીવાની બતાવેલી હિમ્મત."

"પારસીઓ મઢમ પરણે તો હિંદુઓ કાં ન પરણે ?"

મુંબઈ જેવા શહેરમાં બે તાંબાના કટકા (પૈસા) ખરચવા તે શી બિસાતમાં? ચપોચપ કેટલાકોએ "શંખનાદ"ની ખરીદી કરવા માંડી અને કેટલાક એ વર્તમાનપત્રની વિરૂદ્ધમાં ને કેટલાક તરફેણુમાં પોતાના અભિપ્રાય દર્શાવવા લાગ્યા.

"છાપાઓની મુંબઇમાં ખોટ હતી, તે આ વળી કોઈ નવો રોંણો પંડિત નીકળ્યો છે!" એકે પોતાનું મત દર્શાવતાં કહ્યું.

"અરે-ભાઈ! પણ કાંઈ ધંધો તો કરવો જોઇએને? બીજા ધંધામાં જેટલી મહેનત વેઠવી પડે છે, એટલી આ ધંધામાં મહેનત હોય એમ લાગતું નથી. ચાર પાનાં ચીતર્યાં, ધોળાપર કાળું કર્યું અને ખોટી ખરી ચાર વાતો છાપી મારી કે થયું વર્તમાનપત્ર પૂરું!" બીજાએ તેને ટેકો આપ્યો.

એટલે એક જરાક વિદ્યામાં આગળ વધેલા તરુણે સવાલ કર્યો કે, "શું વર્તમાનપત્રોવાળા ખોટી ખરી વાતો જ છાપી મારે છે કે? નહિ, નહિ. તમારો એ વિચાર સદંતર ભૂલ ભરેલો છે."

"અરે બેસોની લાલા સાહેબ! વળી ભૂલ ભરેલો શાનો? તમને જોઇતાં હોય તો એનાં ઉદાહરણો આપીએ?" એક ત્રીજાએ છાતી ઠોકીને સ્હામો જવાબ આપ્યો.

"બતાવો જોઇએ, કોઈ ઉદાહરણ!" તે તરુણે કહ્યું.

"આ પહેલું ઉદાહરણ લ્યોને ભાઇશાબ! તમારા ઓલિયા અલ્લાહાબાદના પોનિયાનું." એમ કહીને તે ત્રીજા પુરુષે વિવેચન સાથે ઉત્તર આપવા માંડ્યું. "થોડા દિવસની જ વાત છે કે, ફૂલર સાહેબ—તે ઓલા કરસન ભાઈ સાહેબની કંપનીના ભાગીદાર રાજીનામું આપીને વેલાત ગયા, તેમને માન આપવાનો ઠરાવ કરવાને અલ્લાહાબાદના મોહમેદનોની એક ઘણી જ મોટી સભા ભરાઈ હતી, એવા ચટાપટાઓ પોનિયાહેલે છાપી માર્યા અને તે પણ તેના પોતાના અલ્લાહાબાદ ખાતેના ખબરપત્રીએ મોકલેલા તારના સંદેશાને આધારે. એ 'પોનિયાહેલ' પત્ર પ્રકટ થાય છે અલ્લાહાબાદમાં અને સભા તથા તારનો સંદેશો પણ અલ્લાહાબાદમાંથી જ આવ્યો! કેવું હસવા જેવું. પણ જો એ બીના ખરી હોત, તો એ ભૂલ પણ માફ કરવા જેવી ગણાત. આ તો સભા કે સભાનું નામ નિશાન પણ ન હોતું-માત્ર છાપામાં જ વાંઝણીએ દીકરો જણ્યો. તેમ જ ચાંપેકર કેસ વખતે "એડવોકેટ ઓફ ઇન્ડિયા"માંના એક ઊતારા તરીકે ઇંગ્લંડમાં જે તાર મોકલવામાં આવ્યો હતો, તેમાં સમજ ન પડવાથી ચાંપેકરને જ ઇન્ડિયાનો એડવોકેટ ઠરાવીને ભારતવર્ષમાં વિચિત્ર રાજદ્રોહ ફેલાયાના સમાચાર જે ત્યાંના પત્રવાળાઓએ સર્વત્ર પ્રસારી દીધા, તે છાપાનું સાચું કે કૂતરાનું ડાચું? કહોને ભાઈ, એનો ભાવાર્થ શો? એ બધું શું? એનું નામ જ છાપાની સત્યતા કે? છાપાવાળાઓ તો ગમે તે રીતે પણ પોતાના પત્રને આગળ પડતું કરીને કુટિયાં કરવાની જ કાળજી રાખે છે, અને તેથી તેઓ ગમે તેવી નપગી ઠોકી મારે છે અને પોતે લેશ માત્ર પણ સમજી શકતા ન હોય તેવા વિષયોમાં પણ ડોળ બતાવવાને મોટા વિવાદો ઉત્પન્ન કરીને અમથું અમથું મુંડું ખોસ્યા કરે છે!"

એ ગૃહસ્થના ભાષણનો અસ્ખલિત પ્રવાહ અને ઉદાહરણોને જોઇને તે જુવાનીઓ તો મૂગો ને બહેરો જ બની ગયો.

"ભૂલ તો બધાય કરે છે, એમાં તે શું થયું! આપણા ગુજરાતીઓને તે વળી છાપાની શી કદર હોય?" એક બીજા જુવાને વળી પોતાના કક્કાનો પાઠ ભણવા માંડ્યો.

"તમારા બધાના કહેવામાં થોડી ઘણી સત્યતા તો રહેલી જ છે." એક બુઢે-મિયાંએ તેમને શાંત કરવાના હેતુથી કહ્યું. "સારા અને વિચારશીલ તંત્રીઓના હાથે નીકળતાં વર્ત્તમાનપત્રો રાજા અને પ્રજાની સારી સેવા બજાવે છે. પણ તક-લીદી કીર્તિ મેળવવાના હેતુથી જે કેટલાક અધૂરા ઘડાઓ એ જોખમ ભરેલા કામમાં હાથ નાંખવાનું વિના વિચારે સાહસ કરે છે, તે જ રાજા પ્રજા બન્નેના મતની ભિન્નતા ઉપજાવનારા થઈ પડે છે. તેવા તંત્રીનાં પત્રો એક દીવાળીએ નીકળ્યાં હોય, તો બીજી દીવાળી પણ ભાગ્યે જ જોઈ શકે છે. વર્ત્તમાનપત્રવાળા કહે, તે બધું જ આપણે માની લેવું જોઇએ એવું કંઈ નથી. સારાસારનો આપણે વિચાર કરવો જોઇએ અને જે પત્રમાં નિષ્પક્ષપાત લેખો આવતા હોય, તેવા પત્રને જ વધારે માન આપવું જોઇએ."

એવી રીતે કેટલાકો પ્રતિકૂલ અભિપ્રાય ધરાવતા હતા અને કેટલાકો અનુકૂલ મત દર્શાવતા હતા, તોપણ નવીન પત્ર હોવાથી તે દિવસે તો "સુધારક શંખ-નાદ"ની પરચુરણ જ એક હજાર કોપી ખપી ગઈ. દોઢસો કોપી હમેશાના ઘરાકોને મોકલવામાં આવી અને બાકીની સાડી આઠસેં કોપી પડીકાં વાળવા માટે ગાંધીને ત્યાં મોકલી દેવામાં આવી. બીજા અઠવાડિયાથી માત્ર બારસો કોપી છપાવવાનો જ તેના વ્યવસ્થાપકોએ ઠરાવ કર્યો.

લાંબા વખતથી મિસ્ટર માધવજી મરહૂમના મનમાં એડીટરાચાર્ય બનવાની આશા રમ્યા કરતી હતી. તે પણ હવે પૂરી થઈ ગઈ. પૂરી કેમ ન થાય? અહીંના વર્તમાનપત્રોમાં કયાં એડીટર બનવામાં વધારે જ્ઞાનની આવશ્યકતા જોઇએ છે કે, મરહૂમને એડીટરાચાર્ય બનવામાં વિઘ્ન આવે? પૂર્વે વચન આપ્યા પ્રમાણે જે જે વેળાએ માસ્તર જગન્નાથ ને ડૉકટર તોતારામ લખનૌનિવાસી અને જ્ઞાનાર્કાનંદ સ્વામીના લેખો આવતા હતા, ત્યારે "સુધારક શંખનાદ" ના અંકો કંઇક વાંચવા જેવા થતા હતા ખરા; પણ મી૦ માધવજી મરહૂમ અને ગોપાળજી ભાડેલા તો આદુ, સુંઠ ને લસણ ખાઇને જ યદ્વાતદ્વા બકી, સુધારાના નામને અપવિત્ર કરવા અને ગાળો ભાંડવામાં જ તન મન ધનથી પોતાની લેખન શક્તિનો ઉપયોગ કરતા હતા. વર્તમાનપત્રના તંત્રી થવા માટે વર્તમાન સમયમાં અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનું સારું જ્ઞાન, ગ્રન્થો વાંચવાની અભિરુચિ અને નિષ્પક્ષપાત સ્વભાવ, એ ત્રણ સાધનો અગ્રગણ્ય છે, પરંતુ આજ કાલના ઘણા ખરા એડીટરાચાર્યોમાં જેવી રીતે એ સાધનોનો અભાવ છે, તેવી રીતે માધવજી મરહૂમમાં પણ એ સાધનોની ખામી જ હતી.

પરંતુ માસ્તર જગન્નાથ અને ડૉકટર તોતારામ ઇત્યાદિને મિસ્ટર મરહૂમનું એ વર્તન ન ગમવાથી, તેમણે "સુધારક શંખનાદ" માં પોતાના લેખો આપવાનું બંધ કર્યું. દિવસે દિવસે તે વધારે અને વધારે જ લોકોના ધિક્કારને પાત્ર થવાથી એ ત્રણ માસમાં જન્મ પામ્યું, તેવું જ રામશરણ થઈ ગયું.

બીજો જાણવા જેવો બનાવ એ બન્યો હતો કે, જયજય મહારાજ જયપુર જવાને બદલે સિદ્ધપુરથી જ પાછા ચાલ્યા આવ્યા, અને "ત્યાં તો રજનીકાંતનો

કોઈ પસો જ આપતું નથી!" એવા સમાચાર આવીને રાવબહાદુર નલિનીકાંતને સંભળાવ્યા. રાવબહાદુરનું કુટુંબ ઘણું દિલગીર થઈ ગયું. શંકા થઈ કે રખેને રજનીકાંત મરી ગયો હોય, પણ બીજી રીતે તપાસ કરવાનો વિચાર કર્યો. સુશીલાબાઈ તો મૅટ્રિક પસાર થયાં ને વાને ઘેર ગયાં ને લક્ષ્મીબાઈ બાપડી, હાય! રજનીનું શું થયું હશે, તેની ચિંતા કરવા લાગી.

"સુધારક શંખનાદ" ના પ્રથમ અંકમાં જે મેટ્રિકમાં પાસ થયેલી પ્રથમ વાણીઆ 'લેડી'ની પ્રશંસા કરવામાં આવી હતી, તે પાસ થનારી લેડી બાઇશ્રી બાઈ પાંચ બાઈ સુધરેલી બાઈ સુશીલાબાઈ હતાં! 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો' તેમ મૂળે તો ચાર ચન્દ્રા ચઢી ને તેમાં માટલું ફોડ્યું કે ન પૂછો વાત! થોડા જ દિવસમાં તે વિલાયત ઉપડી જવાની હોવાથી તેને મુબારકબાદી આપવા માટે આવતી કાલે સાંઝે ચાર વાગે કોટમાં ટાઉન હોલમાં મુંબઇની સર્વ જાતિની સુધરેલી સ્ત્રીઓની એક ગંજાવર સભા ભરાવાની હતી. મુંબઇના લાલ લીલા પીલા છાપામાં મોટી મોટી વાતોના તડાકા ને હિંદુ સુધારાનાં બણગાં ફુંકાયાં હતાં. આપણે પણ ત્યાં જઇને આર્યાવર્તની આજકાલની અબળાઓના બાહ્ય આદર્શ અને આંતિરિક વિચારોનું અવલોકન કરીએ. ત્યાં સુશીલા અને તેવી જ બીજી કેટલીક સુંદરીઓનાં ભાષણો પણ થવાનાં છે.



## પ્રકરણ ૧૧ મું

## મહિલા મંડળ—સ્ત્રી સુધારો

ટાઉન હાલને આજે ફુલપાનથી સુશોભિત રીતે શણગારવામાં આવ્યો છે, ઓરગનની નીચેના ભાગપર અધ્યક્ષને માટે ખાસ એક સોનેરી બેઠક ગોઠવવામાં આવી છે. સ્હામે આગળના ભાગમાં સ્ત્રીઓ માટે અને પાછળ પુરુષો માટે કેટલીક કુરસીઓ રાખવામાં આવી છે. કેટલાક પુરુષો તો પ્રથમથી જ આવીને બેસી ગયા છે. પારસી, વાણીઆ, ક્રીશ્ચિયન તથા દક્ષિણી સ્ત્રીઓ પોતાના ચિત્ર વિચિત્ર પોશાકમાં સજ્જ થઈને બાઇસીકલ, વિક્ટોરીયા, મોટર અને ટ્રામમાં આવી આવીને કુરસીપર બેસી હૉલને શોભાવે છે. પોણાચાર વાગે સુશીલાબાઈ પોતાના સુધરેલા ડ્રેસમાં સજ્જ થઈ આવી પહોંચ્યાં અને તેમને સર્વ સ્ત્રીઓએ તાળીઓના ગગડાટથી વધાવી લીધાં. ચાર વાગે પ્રમુખ મેડમ શાર્લોટાનું આગમન થયું અને સભાના કાર્યનો નિયમ પ્રમાણે આરંભ કરવામાં આવ્યો.

"હું પ્રોપોજ (સૂચના) કરું છું કે, આપણી માસ્તરણ સાહેબા મડમ શાર્લોટાબાઇએ આજના પ્રસંગે અધ્યક્ષસ્થાનને શોભાવવાની કૃપા કરવી." મનોરમાબાઈ નામની એક દક્ષિણી સ્ત્રીએ પ્રથમ સૂચના કરતાં કહ્યું.

"હું એ પ્રપોઝલને સેકંડ કરું છું—એટલે કે, અનુમોદન આપું છું." અંજનીબાઇએ ટેકો આપ્યો.

મૅડમ શાર્લોટાએ અધ્યક્ષસ્થાનને દીપાવ્યું અને તાળીઓની ગર્જનાથી આખો ટાઉન હૉલ ગાજી ગયો. શાર્લોટાએ ઉપકાર માનતાં જણાવ્યું કે, "વેલ મારી બહેનો! મને આજની મહિલાસમાજની અધ્યક્ષ નીમવા માટે હું તમારી બધાની અત્યંત આભારી થયેલી છું. હવે તમારી સભાના કામકાજની શરૂઆત કરો."

"વાણીઆ કોમમાં અંગ્રેજી ભાષાનું ઉચ્ચ શિક્ષણ લઇને મેટ્રિકમાં પાસ થવાના સાહસમાં ફત્તેહમંદ ઉતરી હોય, તો તે પ્રથમ સાહસ કરનારી આપણી મૈત્રિણી આ સુશીલાબાઈ જ છે, માટે આપણે એનું ગૌરવ કરીને વિદ્યાવૃદ્ધિના કાર્યમાં આપણી બીજી બહેનોને આડકતરી રીતે ઉત્તેજન આપવું જ જોઈએ." મનોરમાબાઇએ ભાષણની શરૂઆત કરતાં કહ્યું.

"અને બીજું તો આપણે સું કરી સકિયે, પન આપરા દિલમાં એજ્યુકેશન માટેના માનને જાહેર કરી દેખારવા આય ફૂલનો હાર હું એવનના ગરામાં પેરાવુંચ, તે જરૂર એવન કબુલ કરસે જ." એમ કહીને ફ્રેંચ ને યુરોપિયન પદ્ધતિમાં હાજર થયેલાં શીરીનબાઇએ સુશીલાના ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો.

'થેંક્યુ!' કહીને સુધારાની રીતિ પ્રમાણે પોતાના શિરે ચઢાવવામાં આવેલા ઉપકારના ભારને સુશીલાએ એકદમ નીચે ઉતારી નાખ્યો, અને ત્યાર પછી કાંઇક ગંભીર મુદ્રા કરીને તે કહેવા લાગી કે;—"આજના આપણા આ સ્ત્રીસમાજમાં કેટલાક બહુ જ મહત્વના વિષયોનો વિચાર કરવાનો છે; અને તે વિચાર ગુપ્ત રીતે જ થાય તો વધારે સારું. માટે જો આ માટીડાઓ હવે અહીં હાજર ન હોય તો આપણને આપણા કાર્યમાં વધારે સગવડ થઈ પડશે. મારી એવી સૂચના છે કે, કૃપા કરીને સર્વ માટીડાઓએ હવે સભામાંથી ઉઠી જવાની કૃપા કરવી. આ સભામાં આજે જે જે ઠરાવો કરવામાં આવશે, તે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થશે જ, એટલે માટીડાઓના સહજ જાણવામાં આવી શકશે."

"એ સૂચનાને હું અનુમોદન આપું છું; કારણ કે, પોતપોતાની સ્ત્રીદ્વારા પણ અહીંનો વૃત્તાંત માટીડાઓ જાણી શકે તેમ છે." બકુલાબાઈ બોલ્યાં.

પરંતુ સરસ્વતી—નવીનચન્દ્રની પત્ની સરસ્વતીથી પુરુષોનું કરવામાં આવતું આવું અપમાન સાંખી શકાયું નહિ, તેથી તે બોલી કે, "બહેનો! મારો એવો અભિપ્રાય છે કે, જો આ સભામાં પુરુષો પણ હાજર હોય, તો તેથી કશી પણ હાનિ થવાનો સંભવ નથી. આવેલા પુરુષોનું આવી રીતે અપમાન કરવું, એ મારા મતે તો ઉચિત નથી."

મખ્યાત જાનકીબાઇએ કહ્યું કે, "ઇસ વિચારકો મયે અંતઃકરણપૂર્વક અનુમોદન દેતી હું."

"હવે અનુમોદન લેવા દેવાની કશી પણ આવશ્યકતા નથી. એકવાર ઠરાવ નક્કી થઈ ગયો, એટલે પછી અનુમોદન ને અભિપ્રાય તે શાનાં? એ સૂચના પ્રથમ કરવી જોઇતી'તી!" સુશીલાએ કહ્યું.

"બાઇઓ! આવી રીતે અહીં વકરાર ન કરો. આપણે અહીં કાંઈ ટંટો ફિસાદ કરવા મટે એકઠાં નથી થયાં. આ સભામાં સ્ત્રીઓ જે જે વિચાર ચલાવે

અને તે પુરુષોના સાંભળવામાં આવે, તો તે વધારે સારું છે. કારણ કે, આપણા કામમાં મુખ્ય મદદ તો આપણે મર્દો પાસેથી જ મેળવવાની છે. છતાં પણ સભામાં પુરુષો ન હોવા જોઇએ, એવી જેમની ઇચ્છા હોય, તેમણે પોતાનો હાથ ઉંચો કરવો."

અધ્યક્ષાણીનો એ હુકમ થતાં જ માત્ર સરસ્વતી અને જાનકીબાઈ વિના બીજી બધી સભ્ય સ્ત્રીઓએ પોતાના હાથ ઉંચા કર્યા. એટલે શાર્લોટાએ દિલગીર થઇને જણાવ્યું કે, "બસ નિકાલ થઈ ગયો. મારું શું જાય છે? જેન્ટલમેનો! તમે જો હવે અહીંથી અત્યારે ઉઠી જવાની કૃપા કરશો, તો અમારાપર તમારો ઘણો મોટો આભાર થશે."

માધવજી મરહૂમ–તે 'સુધારક શંખનાદ'ના એડીટરાચાર્ય પોતે એ સ્ત્રી સભાનો પોતાના પત્ર માટે રિપોર્ટ લેવા પધાર્યા હતા, તેમનું મોઢું એ આજ્ઞા સાંભળીને ફીકું ફ્ચ પડી ગયું. પરંતુ સુધારામાં આગળ વધેલા નવીનચન્દ્રે ઝટ ઉઠીને ભાષણ કરવા માંડ્યું કે–

"પુરુષોને અહીંથી જવાનો હુકમ કરવામાં આવ્યો છે, તે એક રીતે ઘણું જ સારું થયું છે. આજે આ સ્ત્રીસમાજને જોઇને મારા મનમાં જે આનંદ થાય છે, તે ખરેખર અવર્ણનીય જ છે. તેમાં વળી સ્ત્રીઓને હવે પુરુષોની સહાયતાની અગત્ય નથી જ રહી, એ જાણીને તો મારો હર્ષ ગગનમાં પણ સમાતો નથી! હવે આ મારા દીન આર્યાવર્તની અબળાઓ, આવા પ્રકારનાં કાર્યો સ્વતંત્રતાથી કરવાને તૈયાર થયેલી છે, એ જોઇને મારા હૃદયમાં અત્યંત સંતોષ થયેલો છે. મારી જેવી ઇચ્છા હતી, તે સ્વતંત્રતાની દિશામાં જ સ્ત્રીઓને વિચરતી જોવાથી–"બસ હવે હિંદુસ્તાનનાં નસીબ ફર્યાં સમજવાં." એવા ઉદ્ગારો મારા મોઢામાંથી અચાનક નીકળી જાય, તો તેમાં અજાયબી જેવું શું છે? હવે જ ભારતવર્ષના સારા દિવસ આવવાનો સંભવ છે. હવે જ દેશની સંપત્તિ વધશે. આર્યાવર્ત્તમાં પુનઃ રામચન્દ્ર અવતાર ધારણ કરશે અને શિવાજી જેવા શૂરવીરો પણ ઉત્પન્ન થશે–અરે હું એટલે સુધી પણ આગળ વધીને કહી શકું છું કે, હવે આપણા દેશમાં નેપોલિયન, નેલ્સન, વોશીંગ્ટન, વેલિંગ્ટન, પિટ, બિસ્માર્ક અને ગ્લેડસ્ટન જેવા આર્ય પુત્રોનો પણ જન્મ થવા માંડશે. એ મારા વચનોમાં લેશ માત્ર પણ સંશય કરવાનું હવે સ્થાન રહ્યું નથી. પુરુષોને ચાલ્યા જવાનો આગ્રહ કરવા માટેની આ સભામાં કરવામાં આવેલી સૂચના અમને સર્વને સર્વથા માન્ય અને શિરસાવન્દ્ય છે. માટે દેવીઓના આશીર્વાદ ઇચ્છીને અમે સર્વ પુરુષો અહીંથી ચાલ્યા જઇએ છીએ. એટલે પછી સ્ત્રીઓને તેમનું કામકાજ ચલાવવામાં કોઈ પણ જાતની અડચણ રહેશે નહિ."

નવીનચન્દ્રનું એ ભાષણ પૂરું થતાં જ સર્વ પુરુષો ત્યાંથી વીલે મોઢે ચાલતા થયા. તેમના ગયા પછી સ્ત્રીઓએ હસીને તાળીઓ પાડવા માંડી. પુરુષોની અને તેમાં પણ ખાસ કરીને નવીનચન્દ્રની સ્તુતિ કરતાં સુશીલાએ કહ્યું કે, "પુરુષો હોય તો આવા સમજદાર ને સેન્સિબલ હોવા જોઇએ. ચાલો ત્યારે હવે આપણે આપણા કામની શરૂઆત કરીએ." એમ કહી સુશીલાએ અદ્ભુત વકતૃત્વ કળાનો આરંભ કર્યો.

"લેડીઝ એન્ડ જેન્ટલમેન! (જો કે સભામાં જેન્ટલમેનમાં બેચાર હમાલ ને

મશાલચી જ હતા) આર્યાવર્ત્તમાં આપણા સ્ત્રીસમાજની આજકાલ જે આટલી બધી દીન અને હીન દશા થયેલી જોવામાં આવે છે, તેના મૂળ કારણરૂપ આપણા જૂના વિચારના પાષાણહૃદયી પુરુષો જ છે! ફટ પડો એ માટીડાઓપર! જૂના વિચારના માટીડા તે કેવળ એકલપેટા, કપટી, વિશ્વાસઘાતી અને નિષ્ઠુરતાનાં જ આબેહુબ પૂતળાં છે. સ્ત્રીઓને ગુલામ પ્રમાણે વર્તાવનારા, સ્ત્રીઓની સ્વતંત્રતાને છીનવી લેનારા અને સ્ત્રીઓના હાથે નીચ કર્મો કરાવનારા ચાંડાળ, દુષ્ટ અને રાક્ષસ-સમાન પુરુષોના જુલમનો જો આપણે નાશ ન કરી નાંખીએ, તો હવે પછી આપણા ઉપર કોણ જાણે કેવી વિપત્તિઓનાં વાદળ છવાશે, તેની કલ્પના પણ હું કરી નથી શકતી. જે સ્વતંત્રતારૂપ અમૂલ્ય વસ્તુનો એ પુરુષોએ અપહાર કરેલો છે, તે વસ્તુ જો તેમની પાસેથી આપણે પાછી ન મેળવીએ તો દયાળુ અંગ્રેજ સરકારે સ્ત્રીઓને જે અનિર્બન્ધ વિદ્યાદાનની સગવડ કરી આપેલી છે, તેનો ઉપયોગ શો! આપણે તેનો લાભ શો લીધો? કાંઈ જ નહિ. સારાંશ કે, કોઈ પણ જોખમે સ્ત્રીસ્વાતંત્ર્ય તો આપણે પાછું મેળવવું જ જોઇએ! શામાટે આપણે પુરુષોની તાબેદારી કરવી? શામાટે તેઓને આપણા તાબેદાર ન બનાવવા? શામાટે તેઓ જેવી છૂટ ભોગવે છે, તેવી છૂટ ન ભોગવવી? શામાટે પડદાનો રીવાજ કાઢી ન નાખવો? ને લાજની રીત શા માટે રાખવી? આપણાવડે પુરુષો છે, આપણે ન હોઇએ તે પુરુષો જંગલના એરંડા જેવા છે. એ પુરુષોની આપણે દાસીઓ નથી, પણ માલીક છીએ.”

પુરુષોની રેવડી કરવાને ઉપર પ્રમાણે વર્ણન કરતી વેળાએ જાણે કોઈ વીર પુરુષ પોતાના સૈનિકોને યુદ્ધમાં ઝુંઝવા માટે જેવી રીતે વીરશ્રીયુક્ત ભાષણ કરતો હોય, તેવી જ રીતે સુધરેલાં સુશીલાબાઈ સ્ત્રીઓને પુરુષો સામે બળવો કરવા માટે ઉશ્કેરતાં હોયની! એવો જ તેના હાવભાવ અને મુખમુદ્રાનો દેખાવ જણાતો હતો.

“વિધવા પુનર્વિવાહ માટે પુરુષો અનેક પ્રયત્નો કરી કરીને થાકી ગયા, પણ તેમના પ્રયત્નો જોઇએ તેવા ફળીભૂત થઈ શક્યા નહિ, અને અંતે એ વિશે ખાસ એક કાયદો થવાનો વખત પણ આવી પહોંચ્યો છે, છતાં પણ પરિણામ તો ઝીરા-મીંડા–માં જ રહ્યું છે. શામાટે વિધવા પરણે નહિ? મરદો બેચારવાર પરણે, બેચાર બાયડી કરે, તુરકીનો સુલતાન ૬૦૦ સુલતાના રાખે, તો સ્ત્રીઓ બેચારવાર ધણી મુવા પછી કેમ ન પરણે? શાસ્ત્રમાં કહ્યું છે, સ્ત્રી અગિયાર વાર પરણે ને પેલા પરોપકારી–શું મરદ માણસ છે ને સ્ત્રીઓ પશુ છે કે? માધવદાસના પુનર્વિવાહ હૉલમાં, પહેલી જ વારકી રંડાયલીને પરણાવે છે ને બીજીવાર રંડાયલીને કેમ પર-ણાવતા નથી? મરદ તો ચારચાર વાર પરણે છે, પણ સ્ત્રીઓએ શા પાપ કીધાં છે કે, તે એક જ વાર પરણીને, એક જ ધણીને પરણીને બેસી રહે? (તાળિયો અને એવોના અવાજો) બહેનો! હું કંઈ ખોટું કહેતી નથી, પણ પુરુષો લુચ્ચા છે, એક-લપેટા છે, તેને માટે મને ધિક્કાર છે ને એ મરદોપર હવે આધાર રાખીને બેસી રહેવાને બદલે આપણે પોતે જ એ કાર્ય માટે કાંઈ પણ વિચાર કરીને વ્યવસ્થા કરી નાંખવી જોઇએ.” મનોરમાબાઇએ વિધવાવિવાહના વિષયને સ્પર્શ કરતાં એ શબ્દો ઉચ્ચાર્યા.

"પુનર્લગ્નના સંબંધમાં મારે એવી સૂચના કરવાની છે કે, જે બિચારીપર એવો પ્રસંગ આવે, અને તેને જો પુરુષો ડિફોર્મ્ડ (વિરૂપ) કરવા માગે, પેલા મુવા હજામડાના હાથમાં માથું સોંપાવે તો તે સ્ત્રીએ આ સભામાં પોતાની પિટિશન (અર્જી) મોકલી આપવી; એટલે આ સભા તેને, એવા દુષ્ટ પુરુષપર પ્રોસીક્યુશન (ફર્યાદ) કરવાના કામમાં મદદ આપીને તેનાં રિમેરેજ (પુનર્લગ્ન) કરી આપવાનો પણ વિચાર ચલાવશે." એમ કહીને તેણે એક વિરૂપા વિધવાને ઉદ્દેશીને કહ્યું કે; "વેલ–ત્યારે નિપુણાબાઈ! પહેલી અરજી તો તમારી જ આવવી જોઇએ, નહિ?"

"મારા પોતા માટે તો મારે હજી કેટલોક વિચાર કરવાનો છે. કારણ કે, મને મારાં બન્ને તરફનાં કુટુંબોની અસ્વસ્થતાનો ઘણો જ ભય થયા કરે છે. મારાં માતાપિતા અને સાસુસસરા ઘરડાં છે. તેમના મનમાં, જો હું અચાનક પુનર્લગ્ન કરું, તો કેટલો બધો સંતાપ થવાનો સંભવ છે, તેનો બાઈ! તમે જ વિચાર કરી જુઓ!" નિપુણાએ શાંતિથી ઉત્તર આપ્યું.

"ત્યારે આવા ઠરાવો કરવાનું પ્રયોજન શું? અરે, બોલે તૈસા ચાલે ત્યાચી વંદાવીં પાઉલે! મારા પોતાના માથે જો એવો પ્રસંગ આવે, તો હું તો પંડિતા રમાબાઇનું જ અનુકરણ ઘડીના છઠ્ઠા ભાગમાં જ કરી નાખું!" મનોરમાબાઇએ પોતાના વિચારો દર્શાવ્યા.

એક સુવાસિની સ્ત્રીના મુખમાંથી આવાં વાક્યો નીકળે, એ ધર્મપરાયણા જાનકીબાઇથી સહન કરી શકાયું નહિ, એટલે તેણે તત્કાળ ઉઠીને કહ્યું કે, "માઈ તુમ્હારી જિવ્હામેં હડ્ડી હય યા નહીં? પતિ જીવિત હોનેપર અયસે કુવાક્ય ક્યોં ઉચ્ચારતી હો? ક્યા આર્યાવર્ત્તકી અબલાઆમેંસે આર્યત્વકા લોપ હો ગયા!"

"બહેનો! આમ પર્સનાલિટી–વ્યક્તિપર આવી જવાનું કશું પણ કારણ નથી." અધ્યક્ષાણીએ તેમને રોકવાના હેતુથી કહ્યું.

"મારે એક બીજી સૂચના કરવાની છે, અને તે એ છે કે," એમ કહીને સુશીલાએ કહ્યું કે; "આપણામાં હવે ઘણી સ્ત્રીઓ ભણેલી ગણેલી છે, માટે તેમને રાજકીય અધિકાર પણ પુરુષો પ્રમાણે જ મળવા જોઇએ છે. સ્થાનિક સ્વરાજ્યની વ્યવસ્થામાં સભામાં પુરુષો સાથે સ્ત્રીઓને પણ બેસવાનો અને વાદવિવાદ કરવાનો અધિકાર અદ્યાપિ આપવામાં આવ્યો નથી; જોઇએ તો ઠેઠ વિલાયત સુધી લઢીને પણ આપણે આપણો એ અધિકાર મેળવવો જ જોઇએ. કારપોરેશનમાં ને ધારાસભામાં બેસવાને આપણે શું લાયક નથી કે? શું મરદોને જ રાજ ચલાવતાં આવડે છે ને સ્ત્રીઓને નથી આવડતું? મી૦ જાફરભાઈ આપણી કુમકે આવ્યા હતા ત્યારે બીજાઓ સ્હામા થયા. તેઓ માટે શરમની વાત છે કે તે એકલપેટા બની ગયા છે. પણ ઘરમેં ખૂણે બેસી રહેવાથી આપણું કાંઈ પણ વળવાનું નથી, આપણે યાહોમ કરીને બહાર પડવું જોઇએ."

"ઑલ રાઈટ–એ હક્કો લેડીઝને મળવા જ જોઇએ." શારીનબાઇએ પોતાના શારીર હલકથી એ વાતમે ટેકો આપ્યો.

"આપણા દેશમાં પ્રજાવૃદ્ધિની રેલછેલ ઉડી રહેલી હોવાથી ધામધૂમે [illegible]

ધૂળધાણી થતી જાય છે. વર્ષાઋતુના દિવસોમાં એક પત્થર ઉચકતાં જેવી રીતે તેની નીચે હજારો રાતા કીડાઓ જોવામાં આવે છે, તેવી જ રીતે પ્રત્યેક હિંદુ કુટુંબમાં છોકરાં છૈયાંની ભરતી થયેલી નજરે પડે છે. વિલાયતમાંની એક પ્રખ્યાત બાઇએ એ વિષયનું એક પુસ્તક લખ્યું છે, અને તેથી તેનો જગતપર ઘણો જ મોટો ઉપકાર થયેલો છે. તેમાં એ પ્રજાવૃદ્ધિને અટકાવવાના ઘણા જ સારા ઉપાયો દર્શાવવામાં આવ્યા છે. એ ઉપાયોનો સર્વત્ર ઉપયોગ થઈ શકે, એટલા માટે આપણે એક નાનું ચોપાનિયું—પુસ્તક છપાવીએ અને આપણી બહેનોમાં તેનો પ્રસાર કરીએ. એ ઉપાયોને અમલમાં લાવતાં સમજુ પુરુષો તો કોઈ કાળે પણ વાંધો કાઢવાના નથી અને જો કોઈ ઈડીયટ વાંધો ઉઠાવે, તો તેવા મૂર્ખનું સ્ત્રિયોએ મુખ પણ જોવું નહિ, એવી મારી સર્વ બહેનોને હાથ જોડી નમ્ર પ્રાર્થના છે. પ્રજાવૃદ્ધિ ઓછી થવાથી આપણા ઓધરેશન પણ ઓછાં થશે, અને તેથી કેટલાક જાહેર કામોમાં પણ આપણાથી સારો ભાગ લઈ શકાશે."

"આ બાબતમાં મારી પૂરેપૂરી સંમતિ છે;" એમ કહીને મનોરમાએ પોતા તરફથી એક સૂચના રજુ કરતાં જણાવ્યું કે, "મારે જે એક સૂચના કરવાની છે, તે એ છે કે, તરુણ તરુણ કુમારિકાઓનાં જે પચાસ પચાસ ને સાઠ સાઠ વર્ષના ઢાંખરાઓ સાથે લગ્ન કરી આપવામાં આવે છે, તેનો આ સ્ત્રીસભાએ પ્રતિબંધ કરવો."

"આ તમારી યોગ્ય સૂચના છે. એમાં કોઇથી પણ વાંધો કાઢી શકાય તેમ નથી જ." સરસ્વતીએ ધીમેથી પોતાની સંમતિ દર્શાવી.

"બીજી મારી એક સૂચના છે કે, માતાપિતાએ પોતાની ઇચ્છા પ્રમાણે બાલ્યાવસ્થામાં જ પોતાની પુત્રીઓનાં લગ્ન કરી આપવાં નહિ અને શ્રીમાનોએ પોતાની દીકરીઓનાં ગરીબોના છોકરાઓ સાથે લગ્ન કરીને તેમને જ ઘરજમાઈ કરીને રાખવા નહિ. કેમ સુશીલાબાઈ! એ વિશે તમારો કેવો અભિપ્રાય છે?" મનોરમાબાઇએ સુશીલા સાથે થોડોક વિનોદ પણ કર્યો.

"એ અનુભવના જાળમાં તો બાઈ હું પૂરેપૂરી સપડાયલી છું." એમ કહીને સુશીલાએ લગ્નવિશે પોતાનો અભિપ્રાય પ્રકટ કરતાં જણાવ્યું કે, "આપણામાં હવે લવમેરેજ—પ્રીતિલગ્ન જ થવાં જોઇએ. આ પુરુષોએ પોતાનાં ભસ્તાં ભરવા માટે, વિલાસમાટે અને છોકરાં છૈયાંનાં વૈતરાં ઉઠાવવામાટે સ્ત્રીઓને પોતાના તાબામાં જે ગુલામડી—ચાકરડી—લોંડી કરી રાખવા લગ્નનો રિવાજ શોધી કાઢ્યો છે, તેનો આપણે પૂરેપૂરો નાશ કરી નાંખવો જોઇએ. શું આપણામાં પૂર્વે પ્રીતિવિવાહ ન હોતા થતા? થતા હતા જ. પણ આ એકલપેટા પુરુષો સ્ત્રીઓની એ સ્વતંત્રતાને સાંખી ન શક્યા! અંગ્રેજોમાં પ્રીતિવિવાહની પદ્ધતિ ચાલુ છે, તેથી જ આજે તેમનો સંસાર આટલો બધો સુખી અને સમૃદ્ધિવાન્ જોવામાં આવે છે. ખરેખરી સાર્થકતા તો અંગ્રેજોની સ્ત્રીઓના જન્મની જ થયેલી છે!"

"પ્રીતિવિવાહના સંબંધમાં મારું પૂર્ણ અનુમોદન છે. પરંતુ મારી એવી સૂચના છે કે, સુધારાવાળાઓમાં આજકાલ જે મદ્યપાનનું પ્રમાણ ઝપાટાથી વધવા માંડ્યું છે, તેનો અવરોધ—અટકાવ થવો જોઇએ." નિપુણાએ કહ્યું.

"એ સૂચનાના સંબંધમાં મારો એવો અભિપ્રાય છે કે, શ્રમપરિહાર માટે અથવા તો શરીર પ્રકૃતિને સુધારવા માટે મદ્યપાન કરવાની છૂટ આપીને, વધારે વ્યસનમાં ન પડવા માટેનું સ્ત્રીઓએ પુરુષોને એક પ્રાર્થનાપત્ર પાઠવવું." મનોરમાબાઇએ એ સૂચનામાં જરાક સુધારો કર્યો.

"એવી એક અરજી માતીદાઓને આપરે મોકલવી જ જોઇએ. પન મારું એમ કહેવું છે કે; તમારા હિંદુ લોકોમાં હવે સબ્સ્ટેન્શિયલ ફુડ ખાવાની શરુઆત થવી જોઇએ. તમે ફકટ દાલ ભાટ ને ભાજીપાલાપર જ ગુજરાન ચાલાવોચ, તે સારું નહીં જો! તમારામાં બૈરાં અને માતીદા ઘી લારવા ખાઇ ખાઇને ચરબીવાલાંજ થાયચ–એથી સ્ટ્રેંગ્થ જરાબી મલી સકતી નથી. વરી તમે અમારી સાથે જમતા નથી એ એટીકેટને ખરાબ લગારનારું છે, તેપર પન વિચાર કરવો જોઇએ જી. માનસો માનસ, સઇમીટી સાથે બેસીને ખાય તેમાં તમારા હિંદુઓ નાતબાર સાના કરે?" શીરીનબાઇએ બહુ જ વિચાર કરીને ખાવા પીવાનો સવાલ આગળ મૂકયો.

"અલબત્ત તમારા ગુજરાતી વાણીઆ અને બ્રાહ્મણો બહુ બુરા છે. તમારા જાતિધર્મના બધા ગાંડાઈ ભરેલા રિવાજોને તોડી નાખવા જોઇએ અને આપણે બધાં એક જ બાપનાં બાળકો છીએ અને તેથી ભાઇબહેનો છીએ, એ રિવાજને જ વળગી રહેવું. કોઈ પણ જાતિનો બીજી જાતિ સાથે શરીરસંબંધ થઈ નથી શકતો. કારણ કે, જાતિભેદનો ઝગડો વચમાં આવીને ઉભો રહે છે. માટે એ બધી સુધારણા આપણે સ્ત્રીઓએ જ કરી નાંખવી જોઇએ. પુરુષો કાંઈ પણ કરી શકવાના નથી. ખાંડી બે ખાંડી લેકચરો આપવાં હોય, તો પુરુષો તૈયાર! પરંતુ કોઈ પણ કામ કરવાનો પ્રસંગ આવ્યો કે, હેંહેં ફેંફેં જ કરવાના!" એક હિંદુમાંથી ક્રિશ્ચિયન થયેલાં બાઇસાહેબે શીરીનબાઇના મતને ટેકો આપીને પોતાનું પુરાણ કથન ચલાવતાં કહ્યું.

"શીરીનબાઇને માંસાહારકા સમર્થન કરતે સમય અપનેહી શરીરકી સ્થિતિકા બિચાર નહીં કિયા, ઇસકા અત્યંત આશ્ચર્ય હોતા હય. સ્વયં માંસાહાર કરતેભી અયસી દુબલી પતલી ક્યોં રહી હોંગી, યે કુછ સમજમે નહીં આતા." 'અહિંસા પ્રથમો ધર્મ'ના તત્ત્વને માનવાવાળી પરમાર્થિની જાનકીબાઇએ એમ કહીને માંસાહારનો નિષેધ કર્યો, અને વધારામાં જણાવ્યું કે, "શક્તિકા મુખ્ય કારણ માંસાહાર નહીં હય. ઇસમેં ઔર ઔર નૈસર્ગિક સાધનોકીભી આવશ્યક્તા હય."

સભામાં એ પછી થોડીવાર શાંતિ પ્રસરી ગઈ, એટલે અધ્યક્ષણ શાર્લોટાબાઇએ ઉઠીને કહ્યું કે, "હજી પણ જો કોઇને કાંઈ પણ સૂચના કરવી હોય તો કરવી."

"મારી એ સૂચના છે કે, સ્ત્રીઓના માથેથી ઘરનાં કામો કરવાનો બોજો પુરુષોએ ઉતારી નાખવો જોઇએ." યમુનાબાઇએ કહ્યું.

"રાંધવાનું, પાણી ભરવાનું, દળવાનું અને વાસણ ઉટકવાનું કામ સ્ત્રીઓએ બિલકુલ કરવું ન જોઇએ," એક ભાટિયાણી ઠકુબાઇએ જરાક આગળ પડી કહ્યું.

એને પૂરેપૂરો ટેકો આપીને સુશીલા બોલી કે, "કોઈ પણ કુટુંબની સ્ત્રી–પછી તે ભણેલી હોય કે ન હોય–પણ તેણે એઠવાડો કાઢવો, લીપવું, રાંધવું, અને

બાયડાઓને પીરસવું, બચ્ચાંને ઉછેરવાં ઇત્યાદિ હલકાં—ગંદાં—કામો ન જ કરવાં જોઇએ."

"સ્ત્રીએ બિછાનાં પણ ન કરવાં, પુરુષોનાં ધોતિયાં પોતિયાં પણ ન ધોવાં અને પોતાનાં કપડાં પણ ન ધોવાં." યમુનાબાઈ પાછાં બોલ્યાં.

"ત્યારે સ્ત્રીએ પાષાણનાં અથવા તાંબા પીતળનાં પૂતળાંની પૂજા કરવામાં અને તુળસીના ઝાડને પાણી પાવામાં પણ પોતાના અમૂલ્ય સમયનો ભોગ શામાટે આપવો જોઇએ?" ક્રિશ્ચિયન બાઇએ વચનરૂપી પુષ્પો વર્ષાવ્યાં.

"આપણામાં સુવાસિની સ્ત્રીએ જે પુરુષની એઠી થાળીમાં જમવાનો રિવાજ છે, તે તો આજે ને આજે જ કાઢી નાખવો જોઇએ; એ વળી મુઆ શા ચાળા!" સુશીલા બોલી.

"ત્યારે ઘરનાં બધાં કામકાજો કરવાં તે કોણે?" સરસ્વતીએ પૂછયું.

"કોણે કરવાં એટલે? જે અભાગિયાને નસીબે લખેલા હોય તેણે! મારી બાઈ, તને એટલી પણ સમજ નથી? બેટ્ટા મરદો હિંડોળે બેસી રહે ને કહે છે કે પાણી લાવ. એટલે શું સ્ત્રી તે કંઈ ઘાટણ બાટણ છે કે એવાં વૈતરાં કરે? કામ કરવા માટે પુરુષોએ નોકર રાખવા, નહિ તો જાતે કરી લે. અંગ્રેજોમાં કયાં સ્ત્રીઓ જ ઘરનું કામકાજ કરે છે? પણ તમે અંગ્રેજી કયાં ભણ્યાં છો કે, અંગ્રેજોના સુધરેલા રીતિ રીવાજો જાણી શકો?" એમ કહીને સુશીલાએ તેને હસી કાઢી.

પણ મનમાં જરાય માઠું ન લગાડતાં સરસ્વતીએ પાછો પ્રશ્ન કર્યો કે, "પણ જો કુટુંબની ગરીબ સ્થિતિ હોય, તો શું કરવું?"

"જો કુટુંબની ગરીબ સ્થિતિ હોય, તો પુરુષો પોતે જ ભલેને ઘાટી બની જાય, કોણ ના પાડે છે? માત્ર બાયડીઓએ જ ગુલામગિરી શા માટે કરવી જોઇએ?" સુશીલાએ ઉત્તર આપ્યું.

"ઠીક. માન્યું કે, ઘરનું કામકાજ પુરુષો કરી નાખે ત્યારે કુટુંબના પોષણમાટે પૈસા કોણ કમાઈ લાવે?" સરસ્વતીએ પાછો સવાલ કર્યો.

એનો કોઇથી કશો પણ જવાબ આપી શકાયો નહિ, અને તેથી કેટલીક સુધરેલીઓનાં મોઢાં ગુસ્સાથી લાલપીળાં થઈ ગયાં. આવો મામલો જોઇને શાર્લોટાએ સર્વને જણાવ્યું કે, "બાઇઓ! આમ તકરાર ન કરો. સરસ્વતી બાઈ! તમારે કાંઈ પણ બોલવું હોય, તો ખુશીથી બોલો."

"પણ ટાઈમ પૂરો થઈ ગયો છે." સુશીલાએ વાંધો લીધો.

"હું માત્ર બે ચાર શબ્દો જ બોલવાની છું." સરસ્વતીએ કહ્યું.

"હું તમને બોલવાની પરવાનગી આપું છું." અધ્યક્ષણ શાર્લોટાએ સુશીલાના વાંધાની જરા પણ દરકાર ન કરતાં સરસ્વતીને બોલવાની રજા આપી.

સરસ્વતીએ વિનીત ભાવથી સર્વને ઉદ્દેશીને નીચે પ્રમાણે પોતાના ભાષણનો આરંભ કર્યો;—

"મારી વહાલી બહેનો! તમો સર્વેએ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ લીધેલું છે, તેથી તમે વિદુષી થયેલી છો અને નિત્ય તમારા મનમાં નવા નવા વિચારોના તરંગો આવવાથી તે વિશે એક નિશ્ચય કરી નાખવા માટે તમે તૈયાર થયાં છો. તમારા

સમક્ષ બે શબ્દો ઉચ્ચારવાની પણ મારી યોગ્યતા નથી;–'ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી' (બરાબર બરાબરનો અવાજ સુશીલા તરફથી)–કારણ કે, તમારા જેવા ઉચ્ચ શિક્ષણનો લાભ મને મળેલો નથી. મને તો બિચારાં મારાં ગરીબ માબાપ ઘરમાં જ થોડું ઘણું શીખવતાં હતાં, અને એક બે ચોપડી જેટલો ગુજરાતી શાળામાં અભ્યાસ કર્યો હતો. બાકી તો ઘરમાંજ ધર્મ અને નીતિના ગ્રંથો વાંચવાથી કાંઇક જ્ઞાનમાં વધારો થયો, અને તેથી જ આજે મેં બે શબ્દો ઉચ્ચારવાની પણ હિંમત કરી છે. જો મારું બોલવું કડવું લાગે, તોપણ તેને મીઠું માનીને મને અપરાધની ક્ષમા આપવા માટેની હું આપને નમ્ર પ્રાર્થના કરું છું.

"બહેનો! આજે આ સભામાં સર્વ સુંદરીઓના મુખમાંથી જે વિચાર બહાર પડ્યા છે, તે સાંભળીને હું ઘણી જ આશ્ચર્યચકિત થઈ ગઈ છું અને તે માટે મારા મનમાં કાંઈક ખેદ પણ ઉત્પન્ન થાય છે. આજની આ સભામાં પ્રત્યેક વિષયમાં પુરુષોનું અપમાન જ કરવામાં આવ્યું છે, એ આપણને સ્ત્રીઓને ઘણી જ લજ્જા ઉત્પન્ન કરનારી બીના છે! (છી: છી:) બહેનો! મારું એમ કહેવું છે કે, જગતની ઉત્પત્તિના સમયથી જ ઈશ્વરે કઠોરતાનો પુરુષમાં અને કોમળતાનો સ્ત્રીમાં સમાવેશ કરેલો છે; અને સ્ત્રીપુરુષ ઉભયના શરીરધર્મોનો વિચાર કરીને મહાપ્રતાપી પિતાએ બન્ને વર્ગને અનુકૂળ થાય તેવાં કાર્યો જૂદી જૂદી રીતે તેમને સોંપેલાં છે, અને તે વ્યવસ્થા અનંત કાળથી યથાસ્થિત ચાલતી આવી છે, ચાલે છે અને હવે પછી પણ ચાલ્યા કરશે; સારાંશ કે, આપણો દેશ લ્યો કે, આખા જગતનું ઉદાહરણ લ્યો; જે વર્ગની જેટલી યોગ્યતા હોય છે, તે વર્ગ તેટલું જ અને તેવું જ કાર્ય કરી શકે છે. સ્ત્રીઓનો સ્વભાવ નૈસર્ગિક જ ચંચળ હોય છે, એને કોઈ પણ નાકબૂલ કરી શકે એમ નથી. વળી સ્ત્રીઓ ચંચળ છે કે નહિ, તે તેમની આજની સભામાં ખોટી સમજ અને અવિચારથી કરાયલી સૂચનાઓ જ આપણને સાફ બતાવી આપે છે. (ચુપ રહોનો અવાજ) હું તો તમારા આ પ્રજાવૃદ્ધિને અટકાવવાના, મદ્યપ્રાશનના, અભક્ષ્ય ભક્ષ્ય વિશેના અને ઘરનું કામ ન કરવા માટેના વિચારો સાંભળીને દિગ્મૂઢ જ બની ગઈ છું! બહેનો! જો તમે જરાક બારીકીથી વિચાર કરી જોશો, તો તમને એમ જ જણાશે કે, આપણાં બધાનાં વર્તન માટેના જે નિયમો આજ સુધી ચાલતા આવ્યા છે, તે અમૂલ્ય અને સુવર્ણના અક્ષરે જ લખાયલા છે. એ નિયમોનું ઉત્તમતાથી પાલન કરવું, એમાં જ સ્ત્રીનું ખરું ભૂષણ સમાયલું છે. કાલિદાસે શાકુન્તલ નાટકમાં, જ્યારે શકુન્તલા પોતાને સાસરે જવા માટે નીકળી, ત્યારે તેના પિતા કણ્વ ઋષિના મુખમાંથી એવો જ ઉપદેશ કરાવ્યો છે કે, "બાઈ! સાસરે જઇને તું પોતાના પતિના વડિલોની સારી રીતે સેવા ચાકરી કરતી રહેજે; જો અંતઃપુરમાં સપત્નીઓ–સોકયો–હોય તો તેમની સાથે પ્રેમભાવથી વર્તતી રહેજે; જો તારા પ્રિય પતિનું કોઈ વર્તન તારી ઇચ્છાથી વિરુદ્ધ થઈ જાય, તો તે માટે ક્રોધ કરીને તું તેની ઇચ્છાથી વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરીશ નહિ, સેવકોપર વાત્સલ્યભાવ રાખતી રહેજે અને સુશીલતાથી વર્તજે." અર્થાત્ એ નિયમ પ્રમાણે જે સ્ત્રીઓ પોતાનાં આચરણો રાખે છે, તે જ ભાગ્યવતી ગૃહિણીઓ

થઈ શકે છે; અને જેમનું આચરણ એ નિયમોથી વિરુદ્ધ હોય છે, તે સ્ત્રીઓ કુળને કલંક લગાડનારીઓ જ થઈ પડે છે. બે હજાર વર્ષ પૂર્વે એક પિતાએ પોતાની પુત્રીને આપેલો એ ઉપદેશ સર્વથા યોગ્ય–અમૂલ્ય છે, એમ આપણે તો શું, પણ યુરોપ દેશના વાસીઓ પણ સમજવા લાગ્યા છે! મારી વહાલી બહેનો! ઉપાડી જીભ અને અડકાડી તાળવે, મોઢામાં જે આવ્યું તે બકી નાખ્યું, એમ ન કરો. જે વિષયો અદ્યાપિ વાદગ્રસ્ત છે, તેમનો વિચાર પ્રૌઢ બુદ્ધિના પુરુષોએ જ કરવો જોઇએ. હવે આપણા હિન્દુઓના ગૃહસંહારનો વિષય લ્યો. અત્યંત બાલ્યાવસ્થામાં પણ નહિ અને તરુણાવસ્થા આવી જવા પછી પણ નહિ, એટલે કે બાર ચૌદ વર્ષના વયમાં ઉત્તમ કુળશીલ જોઇને માતાપિતાએ પુત્ર પુત્રીનાં લગ્નનો નિશ્ચય કરવો, પુત્રીને સ્ત્રીત્વ પ્રાપ્ત થવા પૂર્વે તેની લજ્જા મર્યાદા કાયમ રહે, તે માટે તેને સાસરે મોકલી દેવી, એથી સ્ત્રી અને પતિના પરસ્પર પ્રેમમાં વધારો થવો, નાની અવસ્થાથી જ સાસુ સસરાની નજર હેઠળ રહેવાથી એક પ્રકારની મર્યાદા બંધાઈ જવી, સૌમાં હળવા મળવાથી સ્નેહની જડ ઘલાવી, સગાકુટુંબીમાં મળતાં રહેવું અને વ્યાવહારિક રીતિથી સાંસારિક શિક્ષણનો લાભ મળવો, ઇત્યાદિ વિષયોનો જો નિષ્પક્ષપાતપણે અને સૂક્ષ્મતાથી વિચાર કરવામાં આવે, તો સંસારનું સંપૂર્ણ સુખ હિન્દુ કુટુંબમાં જ રહેલું છે, એમ તમારા જોવા અને જાણવામાં આવી જશે. એવી ગૃહસ્થિતિ હોવાને લીધે પતિ અને પત્નીના પ્રેમભંગના ઢેડ ફજેતા ઘણું કરીને લોકોની આંખો આગળ આવવા નથી પામતા, એની કોનાથી ના પાડી શકાય એમ છે વારુ? બાઇઓ પતિની સહાયતા વિના તમારાથી એક દિવસ પણ ગુજારી શકાશે ખરો કે? પતિનું પ્રભુત્વ તમારે સર્વકાળ માન્ય કરવું જ જોઇએ અને જગતની બધી સ્ત્રીઓ તે માન્ય કરે છે જ! બહેનો! શું પતિ તમને ગુલામો પ્રમાણે ગણે છે કે? આખો દિવસ બિચારા શારીરિક અને માનસિક પરિશ્રમો વેઠીને તમને આનંદ–સુખ આપવા મથે છે, તમારા અંગપર શેર શેર ને બબ્બે શેર સોનું લાધ્યા કરે છે અને દાગીનાથી તમને દાટી નાખે છે! છતાં પોતે બિચારા કશો પણ શણગાર સજતા નથી. પોતાને માથે અનેક સંકટો આવે, તો તે સહન કરે છે, પણ તમારા એક વાળને પણ નુકસાન થવા દેતા નથી. એથી વધારે તે હજી તમને કેવું અને કેટલુંક સુખ કે સ્વાતંત્ર્ય જોઇએ છે? શું હિન્દુઓ મુસલમાન પ્રમાણે આપણને પડદા બીબી બનાવીને જનાનખાનામાં ગોંધી રાખે છે? તમે ભરબજારમાં ફરો છો, હરો છો, લગ્ન કાર્યમાં, વરઘોડો નીકળતી વેળા તમને માન આપે છે, મેળાઠેળામાં ફેરવે છે, તમને જરા દુઃખ થાય તો તેમના મોંનું નૂર ઉડી જાય છે અને પરમેશ્વર પ્રાપ્તિ માટેનાં સર્વ ધર્મ કૃત્યો તમારા હાથે જ કરાવવામાં આવે છે; સારાંશ કે, સુખ વૈભવોની સ્વામિની માત્ર સ્ત્રિયો જ છે. પુરુષો તો માત્ર પરિશ્રમ વેઠનારા મજૂરો જ છે, એમ કહીએ તો ચાલી શકે. પુરુષો કરે છે, તે બધા વ્યવસાયો તમે પોતે કરી શકશો અને તેવાં સંકટો વેઠી શકશો, એવું તમે માનો છો કે? એ તમારી વાત ભૂલ ભરેલી અને ભયંકર હાનિકારક છે. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ કહેવામાં આવે છે તે એનું જ નામ. જો એ વિષે તમને ઉપદેશ

આપવા બેસું, તો આખા બે દિવસ પણ પૂરા થાય નહિ. માટે ટુંકામાં મારું માત્ર એટલુંજ કહેવું છે કે, ભગિનીજનો! ગંભીર વિચાર કીધા વિના આવી ઉચ્છૃંખલતા ભરેલી સૂચનાઓ કરવાથી કશો પણ સાર નીકળવાનો નથી. કાઠી ધોશો તો કાદવ જ નીકળશે, છાશને વલોવશો તો ઝેર જ મળશે. સર્વેએ પોતપોતાની યોગ્યતા પ્રમાણેજ આચરણ કરવું જોઇએ. યુરોપિયનોનું અનુકરણ કરવું, તે સારાસારનો વિચાર કરી આપણા આર્યત્વને કલંક ન લાગે, એવી રીતે સંભાળથી કરવું. મારો નિશ્ચય છે કે, મારો આ ઉપદેશ તમારા હૃદયમાં ઠસવાનો તો નથી જ! છતાં પણ મનમાં જે બે વિચારો આવ્યા, તે તમને કહી સંભળાવ્યા, એની ક્ષમા કરશો.

"બાઇઓ! સરસ્વતી બાઇનું મોભાગ્ર બુદ્ધિનું લેક્ચર સર્વેએ સાંભળ્યું. બધી બ્હેનો જાણી તો ગઈ હશે જ કે, આપણે બધી મૂર્ખ તો ઠરી ચૂકી! વખત ઘણોજ થઈ ગયો છે, માટે હવે આજની આ સભા બરખાસ્ત કરવામાં આવે, તો વધારે સારું." સુશીલાએ એમ કહીને પોતાનો ફફડાટ જાહેર કર્યો.

"બાઇઓ! કૃપા કરીને મને બે શબ્દ બોલવાની આજ્ઞા આપશો કે?" અધ્યક્ષણ શાર્લોટાબાઇએ ઉભાં થઇને વિનતિ કરી.

"હા હા—અધ્યક્ષણે તો પોતાનો ચુકાદો આપવો જ જોઇએ." મનોરમાબાઈ બોલી ઉઠયાં.

"થેંક્યુ!" એમ કહીને ઘણી જ શાંતિ અને ગંભીરતાથી શાર્લોટાએ કહ્યું:—

"બાઇઓ! મારી બ્હેનો! આજની આ સભાનું કામકાજ જોઇને મારા મનમાં ઘણોજ સંતોષ થયો છે. આ સરસ્વતીબાઈ, તે મીસીસ નવીનચંદ્રના ભાષણની હું જેટલી પ્રશંસા કરું, તેટલી ઓછી છે. તમારા હિન્દુઓની સંસારસ્થિતિ અને રીતિ રિવાજો વિશે કેટલીક નવી બાબતો પણ આજે એમના ભાષણથી મારા જાણવામાં આવી શકી છે. હિન્દુ સ્ત્રીઓની દુઃખમય સ્થિતિમાં સુધારો થવો જ જોઇએ, એવી મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે; પણ સુધારો અયોગ્ય તો ન જ હોવો જોઇએ. સ્ત્રીઓની પદવી અમુક કક્ષામાં પુરુષો કરતાં ઉતરતી છે, તે જગતના ઇતિહાસથી નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂક્યું છે, તથાપિ સર્વ દેશમાં સ્ત્રિયો પૂજ્ય જ ગણાય છે. સર્વ દેશમાં સ્ત્રીનાં મોટાં માન છે, તેમાં આર્યાવર્તમાં વિશેષ માન છે, એમ તેની સાંસારિક અને ધાર્મિક સ્થિતિપરથી જણાય છે. આર્યશાસ્ત્રમાં સ્ત્રી વિના પુરુષની ગતિ જ માની નથી; સ્ત્રી વગર પુરુષથી કોઈ શુભ કર્મ જ ન થાય ને કરે તો તે અફળ જાય, એવું મોટું પદ સ્ત્રીને આપ્યું છે, એ શું સ્ત્રીનાં પુરુષે થોડાં માન જાળવ્યાં છે? રે, એટલું જ નહિ, પણ દેવકોટિમાં પણ સ્ત્રીનાં માન વડાં રાખ્યાં છે. સીતા રામ, રાધા કૃષ્ણ, લક્ષ્મીનારાયણ, ઉમા મહેશ્વર,—એમ ઈશ્વરના વંદનમાં પણ સ્ત્રીનો પ્રથમ સત્કાર છે. આવું સ્ત્રીઓનું માન કોઈ દેશમાં—કોઈ પ્રજામાં નથી. તેનો અધિકાર સર્વોત્તમ છે. આર્ય પ્રજામાં આથી સ્ત્રીએ સ્ત્રી જ રહેવામાં, તેનું માન છે, પુરુષ થવામાં નથી. હિન્દુ સ્ત્રીઓ કરતાં યૂરોપ અને અમેરિકાની સ્ત્રીઓ વિદ્યામાં ઘણી જ આગળ વધેલી છે અને તેમનામાં પુરુષો પ્રમાણેના સર્વ અધિકારો મેળ-

વવાની ખટપટો આજ સુધી પણ ચાલૂ છે, છતાં પણ તેવા અધિકારો અદ્યાપિ તેમને આપવામાં નથી આવતા અને તેનું મુખ્ય કારણ એજ છે કે, સ્વાભાવિક રીતેજ સ્ત્રિયોની કાર્ય કરવાની શક્તિ—ધારણા અને અવધાન શક્તિ જૂદાજ પ્રકારની માનવામાં આવે છે. તેની શરીરરચના જ—નાજુક—કોમલતા સૂચવનારી, ઘર કામમાંજ પ્રવીણ નિવડનારી છે. છતાં જેમ યુરોપી સ્ત્રીઓ મરદો જેવા હકો માગે છે—ઇચ્છે છે, તેવા હકો માગી, તમે પોતાની સ્થિતિ યૂરોપિયન સ્ત્રિયોની સ્થિતિ જેવી બનાવવી ઇચ્છા રાખો છો, એમાં મને તમારી કશી પણ વિચારશીલતા જણાતી નથી. તમારા કુટુંબમાંની અને તમારા ગૃહમાંની નીતિ રીતિઓ અમારા ઘરની નીતિ રીતિઓ કરતાં ઘણીજ સારી અને સંતોષકારક છે, રે અતિ ઉત્તમ—પરમ છે એવો મારો તો દૃઢ નિશ્ચય થઈ ગયેલો છે. તમારામાં પુત્રના લગ્નની જવાબદારી માતાપિતાને માથે રહેલી હોવાથી તેઓ પોતાની પુત્રીનો જન્મારો સુખ સમાધાનમાં જાય, એવી ધારણાથીજ કાળજીપૂર્વક જે પ્રયત્ન કરવાનો હોય છે તે કરે છે, અને બહુધા તમારામાં દીકરી પંદર વર્ષની થતાંજ તેનાં લગ્ન કરવામાં આવે છે; એટલે સ્ત્રીત્વ પ્રાપ્ત થવા પહેલાંજ પતિ અને પત્નીના પરસ્પર નિષ્કપટ સંબંધ અને સ્નેહનો આરંભ થઈ જાય છે, અને બન્નેના મનમાં કોઈ પણ પ્રકારની વિપરીત કલ્પનાનો જન્મ થવા પૂર્વેજ તમારો સ્ત્રી અને પતિનો સંબંધ પૂર્ણતાને પહોંચી જાય છે. એથી આ જન્મમાં તમને પૂર્ણ સંસારસુખ ભોગવવાનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થાય છે. પરંતુ અમારા લોકોની સ્થિતિ એથી સર્વથા ભિન્નજ છે. અમારામાં કેટલીક ગરીબ માબાપની છોકરીઓને પોતાનો આખો જન્મારો ચર્ચ—દેવળમાંજ દક્ષિણ દેશની મુરલીઓ પ્રમાણે—કુમારિકા અવસ્થામાંજ ગાળવો પડે છે; અને કેટલીક દરિદ્રી માતાપિતાની પુત્રીઓ પોતાનાં લગ્ન ન થઈ શકવાથી, પોતાના અમૂલ્ય માનવ જીવનના સર્વ દિવસો લોકોની સેવા ચાકરીમાં, મીલોમાં અને બીજાં કારખાનાંઓમાં મજૂરી કરીનેજ મહા મહા દુઃખમાં પૂરા કરે છે. તમારામાં મને જે એક મહાભારત ચમત્કાર જોવામાં આવ્યો છે, તે એ છે કે, કન્યા ગરીબની હો કે પૈસાદારની હો; ખોડ ખાંપણવાળી હો કે રૂપાળી હો, ગમે તેવી હો—પરંતુ કોઈ પણ રીતે તેનાં લગ્ન તો થઈ જાય છેજ. અમારા દેશની સ્થિતિ જુઓ. સેંકડો બલ્કે હજારો સ્ત્રિયો, પ્રીતિવિવાહના પ્રસંગથી અવિવાહિત રહીને મનમાં ને મનમાંજ દિનરાત ઝુર્યા કરે છે. હાલની તમારા પારસીઓની રીત જુઓ. સ્ત્રી પસંદ કરવાનું પુરુષના પોતાના હાથમાં રાખવાથી, ઘણી સ્ત્રીઓ બાપડી કુંવારી રખડે છે, ને જે પરણે છે તેનાં માતાપિતાએ હજારો રૂપિયા વરને આપવા પડે છે. આથી ઘણી પારસણોને હું દુઃખમાં ગરકાવ જોઉં છું ને ઘણાં માતાપિતાને સંતાપ કરતાં જોયાં છે. અમારા દેશની વિવાહરીતિ મને તો સારી નથી જણાતી. રસ્તે ચાલતાં મેળાપ થયો—પાર્કમાં, કોઈ સ્ને હીને ત્યાં, નાટકમાં કે ચેટકમાં મેળાપ થતાં એક બીજાને ઓળખાણ થાય છે, પછી રોજ રોજ મળે છે, ધીમે ધીમે એક બીજાનાં મન હળી જાય છે, હસે છે, બોલે છે, ફરે છે, હરે છે, મનનો ભેદ ટળી જાય છે. પરણીને બંને સાથે રહેશે તો સુખી

થશે, એમ માની બંને એક બીજાપર ઘરાંપરાં કરે છે ને પરણવાનો વિચાર કરે છે. પરણે છે ને પછી સહેજ વાતમાં વાકું પડતાં બંનેની જીંદગી સદા જ કજીયામાં જાય છે; કેમકે ઉપરચોટિયો પ્રેમ નાશ પામતાં વિલંબ લાગતો નથી. સ્વભાવ જોયા વિના જોડાયલું જોડું, એક બીજાના સ્વભાવ જરાક ઉલટા થતાં, સ્વતંત્રતાના ફાંકાથી, સદા કલેશ કરે છે અને આવા કારણોથી પત્નીને માતા થવાનો અવસર જોવામાં પણ આવતો નથી. અમારામાંની ઘણીક કન્યાઓનાં લગ્નસંબંધ થોડા પગારવાળા ગરીબ લોકો સાથે જ થાય છે, અને સંતતિનો વધારો થતાં ઘર અને છોકરાંનો ખર્ચ અને બીજી આફતોથી માતા થનારીને કેટલાં બધાં કષ્ટો સહન કરવાં પડે છે, એની ગણના જ કરી શકાય તેમ નથી. જો અહીંની સ્ત્રિયો પ્રીતિ-વિવાહ માટે બહુ જ ઉંચા વિચારો ધરાવતી હોય તો તેમણે અમારા દેશમાં દર વર્ષે છુટા છેડા–ડાયવોર્સ–ના કેસો કેટલી સંખ્યામાં થાય છે, એનો પણ સાથે સાથે વિચાર કરવો જોઇએ. અમારા લોકો અને તેમની સ્ત્રીઓ આ દેશમાં આવે છે. તેમની બાહ્યસ્થિતિ જોઇને ઉતાવળથી તમારે તેમની સ્પર્ધા કે બરાબરી કરવા માટે એકદમ તૈયાર થઈ જવાનું નથી. અહીં આવનારા અંગ્રેજોને પગારો મોટા મળતા હોવાથી તેઓ શ્રીમંત અને સુખી હોય છે. એટલે એમની જે સ્થિતિ છે, તે જ યૂરોપિયન સંસારની સ્થિતિ હોવી જોઇએ, એમ ધારવું નહિ. જો સર્વ સાધારણ રીતે તમારા અને અમારા સંસારવ્યવહારનો વિચાર કરવામાં આવે, તો તમારો સંસાર વધારે સુખી ને વધારે ઉંચો છે, એમ કહ્યા વિના કોઇનો પણ છુટકો થાય તેમ નથી. તાત્પર્યકે સરસ્વતી બાઇના સર્વ વિચારો બહુ જ ગંભીર અને પ્રૌઢ છે. આજે સભામાં કરવામાં આવેલી સર્વ સૂચનાઓ વિશે તમને બધી બહેનોને ફરી પણ શાંતિ અને ગંભીરતાથી વિચાર કરવાની મારી નમ્ર પ્રાર્થના છે અને હવે પછી કોઈ પણ વાર પુરુષોને આવી રીતે અપમાન આપવાનું સાહસ કરશો નહિ, એટલું જ નહિ, પણ મનમાં પણ તેમના પ્રતિ નઠારો ભાવ રાખશો નહિ. અત્યારે તમારી તરુણાવસ્થા છે અને તારુણ્યમાં સદા સર્વદા સર્વના મનમાં પુષ્કળ પ્રકારના કલ્પનામય સુખોના વિચારો આવ્યા કરે છે, પરંતુ જ્યારે તમારી અવસ્થા કાંઇક પ્રૌઢ થશે, ત્યારે તમારા એ વિચારોમાં ઘણો જ ફેરફાર થઈ જશે. રાત્રિનો સમય થવા આવ્યો છે, માટે હું વધારે બોલવા નથી માગતી; પણ સુશીલાબાઇને એટલી સૂચના આપી મૂકું છું કે, હવે પછી પોતાના અભ્યાસને આગળ વધારવા માટે તે વિલાયત જવાનાં છે, ત્યાં જો તે બારીકીથી અવલોકન કરશે, તો અમારા સંસારનું ખરું રહસ્ય શું છે, તે તેમના જાણવામાં આવશે. હવે આપણે સભા બરખાસ્ત કરવી જોઇએ."

અધ્યક્ષણનું ભાષણ—એક પ્રકારે ચુકાદો—સમાપ્ત થતાં જ તાળીઓનો હર્ષનાદ કરવામાં આવ્યો. એટલે સરસ્વતીએ કહ્યું કે, "આજની આ સભાનું કામકાજ અધ્યક્ષણ બાઇએ બહુ જ શાંતિ અને નિષ્પક્ષપાતતાથી બજાવ્યું, તે માટે આપણે એમનો આભાર માનવો જોઇએ, એવી મારી સૂચના છે." "એ સૂચનાને હું અનુમોદન આપું છું." એમ નિપુણાએ કહ્યું.

"હા–હા–જાણ્યું–એ તો ચાલો છાનાંમાનાં–બહુ મોડું થયું છે! આજની સભા બરખાસ્ત" એમ કહી કપાળમાં કરચોળિયો નાખી સુશીલા બધાંથી પહેલાં ઉઠીને ચાલતી થઈ.

"આજ દિન સભોંકી ઠીક રેવડી દાનાદાન કી, સરસ્વતી બાઇ! આપ તો સરસ્વતીકા હી અવતાર હો." જતાં જતાં સરસ્વતીને ધન્યવાદ દેતાં જાનકીબાઇએ ઉદ્દગારો કાઢ્યા.

સહુ પોતપોતાને ઘેર ગાડી, ટ્રામમાં કે પાઉં પ્યાદી ચાલી ગયાં.

---

# પ્રકરણ ૧૨ મું

## રજનીકાંતની સ્થિતિ

જયપુરની હૉસ્પિટલમાં ઓપરેશન કર્યા પછી રજનીકાંતની પ્રકૃતિ સુધરવા લાગી હતી, છતાં સારી રીતે આરામ થતાં તેને લગભગ ત્રણ ચાર મહિના વીતી ગયા. એટલો લાંબો કાળ તેને હૉસ્પિટલના ખાટલામાં વીતાડવો પડ્યો નહોતો. ડૉક્ટર વિષ્ણુપ્રસાદનો એક ભત્રીજો મેટ્રિકમાં અભ્યાસ કરતો હતો, તેની સેકન્ડ લૅંગ્વેજ સંસ્કૃત હતી. રજનીકાંતને સંસ્કૃતનો સારો અભ્યાસ હોવાથી એક દિવસે અચાનક તેણે તેની કેટલીક ભૂલો બતાવી. એ વાત ડૉક્ટરને કાને આવી અને મેરિયને પણ તેને માટે કેટલીક ભલામણ કરી, એટલે ભલા ડૉક્ટર વિષ્ણુપ્રસાદે તેને હૉસ્પિટલમાંથી કાઢી પોતાના ઘરમાં રાખીને તેનો ઇલાજ કરવા માંડ્યો. નર્સ મેરિયને પણ તેને માટે ઘણો પરિશ્રમ વેઠ્યો. રજનીકાંત ડૉક્ટરના ભત્રીજાને ભણાવતો હતો અને ઔષધિનું પણ સેવન કરતો હતો. પરદેશમાં અને દરદીની અવસ્થામાં પણ રજનીને વિદ્યાનું ફળ મળ્યા વિના રહ્યું નહિ.

બે મહિને રજનીકાંત બિલકુલ સારો થઈ ગયો. ત્રણ ચાર દિવસથી તેને પથ્ય છોડીને પ્રત્યેક વસ્તુ ખાવા પીવાની આજ્ઞા પણ મળી ચૂકી. નિરાશારૂપ નિશા નિકળી જતાં જીવન–આકાશમાં આશારૂપ અરૂણનો પુનઃ એકવાર ઉદય થયો, છતાં પણ રજનીકાંતની ચિત્તવૃત્તિ ઉલ્લસિત રહેવાને બદલે ઉદાસીન જ રહ્યા કરતી હતી.

આજે સાંજે ચાર સવાચાર વાગ્યાનો સુમાર થયેલો હશે, એ વેળાએ રજની ડૉક્ટરના બંગલાના વરંડામાં ઈઝી ચેરપર એક અંગ્રેજી ચોપડી વાંચતો પડ્યો છે. મનમાં વારંવાર ચિંતાની જ્વાળા ભડકી આવવાથી વાચનમાં પણ જોઇએ તેવું તેનું મન લાગતું નથી. અંતે ચોપડીને છાતીપર એમની એમ પડી રહેવા દઈ, લમણે હાથ મૂકી તે કોઈ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગયો. વિચારમાં તે એટલો બધો લીન અને એકાકાર થઈ ગયો હતો, કે મેરિયન ક્યારની આવીને પાછળ ઉભી હતી તેનું પણ એને ભાન હતું નહિ. અંતે, મેરિયને તેના લમણે ટેકેલા હાથપર ચીમકી મારીને કહ્યું કે, "મિસ્ટર રજનીકાંત! તમારા વિચારમાં ખલેલ કરું છું, એટલા માટે માફ કરજો, આપની તબીયત કેમ છે?"

"આપની અને ડાકટર સાહેબની કૃપા અને દયાથી તબીયત તો હવે સારી રહે છે. નખમાં પણ રોગ રહેલો લાગતો નથી. તમારો હું જેટલો પણ ઉપકાર માનું તેટલો થોડો જ થશે." રજનીએ ઉત્તર આપ્યું.

"ઉપકાર પરમેશ્વરનો જ માનો, કે જેણે તમને નવીન જીવન આપ્યું!" મેરિયને કહ્યું. "પણ મિસ્ટર રજની! તબીયત સારી થવા છતાં પણ તમારી મુખમુદ્રા નિત્ય મ્લાન અને ઉદાસીન જ રહ્યા કરે છે, તેનું કારણ શું છે, તે હું નથી સમજી શકતી. જો અડચણ ન હોય, તો કૃપા કરીને જણાવશો?"

"તમને હું સાક્ષાત્ દેવી સ્વરૂપ જોઉં છું; માટે તમારા આગળ મારા મનની વાત ખોલીને કહેવામાં હું કોઈ પણ જાતની આનાકાની કરવા નથી ઇચ્છતો." એમ કહીને રજની પોતાના હૃદયનો ભેદ ખોલતાં કહેવા લાગ્યો કે, "હવે ડૉકટરના ભત્રીજાને શીખવવાનું કાર્ય પણ પૂરું થઈ ચૂક્યું છે. ડૉકટરે મારાપર જે અત્યંત કૃપા બતાવી છે, તેનો ખોટો લાભ લઇને હવે હું ભારરૂપ થઈ અહીં વધારે દિવસ રહેવા ઇચ્છતો નથી. કરાંચીમાં મને જે નોકરી મળવાની હતી, તે પણ ત્રણચાર મહિના વીતી જવાથી હવે મળી શકવાની આશા નથી અને પાછું મુંબઈ જવું એના કરતાં તો મરી જવું હું વધારે સારું ગણું છું. મારે હવે કયાં જવું, કોનો આશ્રય લેવો, કોની પાસે જઇને મદદ માગવી, ઇત્યાદિ વિચારોએ મારા અંતઃકરણમાં ભયંકર તોફાન મચાવી મૂકયું છે. અપાર સમુદ્રના મધ્યભાગમાં તોફાનમાં સપડાયલી નૌકાના કર્ણધાર જેવી જ મારી સ્થિતિ થઈ પડેલી છે. હવે કઈ દિશામાં જવાથી સુખરૂપ કિનારે પહોંચી શકાશે, એની મને સમજણ પડતી નથી." એ શબ્દો ઉચ્ચારતાં તેનાં નેત્રોમાંથી બેચાર અશ્રુબિંદુ પણ સરી પડ્યાં.

તેને આશ્વાસન આપતી મેરિયન કહેવા લાગી કે, "મિસ્ટર રજની! તમે આવા શીખેલા ભણેલા હોવા છતાં પણ આવા એક ક્ષુદ્ર વિચારને હૃદયમાં સ્થાન આપીને ઈશ્વરની દયાળુતાને અન્યાય આપો છો, એથી મારા મનમાં ઘણો જ ખેદ થાય છે. જેનું આ જગતમાં બીજું કોઈ પણ સગું હોતું નથી, તેનો સહાયક ઈશ્વર તો હોય છે જ. જેણે અકસ્માતમાંથી તમારા પ્રાણનું રક્ષણ કર્યું છે, અહીં ઓળખાણ ન છતાં પણ તમારી સુશ્રૂષાનો માર્ગ જેણે ઉઘાડી આપ્યો અને નવીન જીવન આપ્યું, તે હવે પછી તમને છોડી દેશે અને દુઃખી કરશે, એ કલ્પના જ તમારા મનમાં કેમ આવી શકે છે? અહીં તમને કોઈ વાતનું દુઃખ તો નથી જ, છતાં પણ જો તમારી ઇચ્છા હશે, તો નોકરીનો બંદોબસ્ત પણ હું કરી આપીશ. ચિંતા ન કરો."

આપત્તિના અંધકારથી છવાયલા આકાશમાં જાણે એકાએક કોઈ સૌખ્યસૂચક તારો ચમકવા માંડ્યો હોય, એવો જ મેરિયનના આશ્વાસનદાયક શબ્દોના શ્રવણથી રજનીકાંતને ભાસ થયો. થોડીવાર સુધી તો કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર તે મેરિયનના મુખ સામું એક ધ્યાનથી જોઈ રહ્યો અને ત્યાર પછી ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો કે, "મિસ મેરિયન! તમારા હૃદયની આ નામને છાજતી દયા અને કૃપાનો ભંડાર ભરેલો છે, એમ મેં સ્વપ્નમાં પણ ધાર્યું ન હોતું."

"ત્યારે તો તમે અમને કોઈ પણ જાતની લાગણી વગરના અને નિર્દય

મનુષ્ય જ સમજો છો, નહિ?” મેરિયને કિંચિત્ હસીને કહ્યું. “પરંતુ એ પ્રમાણે સમજવામાં તમારી ભૂલ છે. કારણ કે, બધા યુરોપિયનો ને બધી સ્ત્રીઓ એવાં જ હોતાં નથી. સોમાં પાંચ નરસાં પણ નીકળે.”

“ખરું છે. આપના ઉદાહરણે આપના કહેવા વિના જ મારા હૃદયમાં એ ભાવના ઠસાવી દીધી છે;” રજનીએ કહ્યું. “આપના મારાપર અત્યાર સુધીમાં જે અનંત આભારો થયેલા છે, તેમાં જો આપ મને નોકરી અપાવશો, તો એકનો વળી વધારો થશે.”

“અત્યારે જ નોકરી કરવાનો વિચાર કર્યો છે કે?” બંગલામાંથી બહાર નીકળતાં જ રજનીના મુખના છેલ્લા શબ્દો સાંભળીને ડૉક્ટર વિષ્ણુપ્રસાદે એકાએક પ્રશ્ન કર્યો અને એક કુરસીપર પોતાનું સ્થાન લીધું.

“જી હા—જો નોકરી મળે, તો અત્યારે જ મારો નોકરી કરવાનો વિચાર થયેલો છે.” નમ્રતાથી રજનીકાંતે ઉત્તર આપ્યું.

ડૉક્ટર ઘણો જ ચતુર મનુષ્ય હતો. તત્કાળ તે રજનીકાંતના મનોભાવને જાણી ગયો, એટલે તેણે બીજો કોઈ પણ પ્રકારનો આગ્રહ ન કરતાં તેને પૂછ્યું કે, “ત્યારે અહીંના પોલીસખાતામાં તમે નોકરી કરી શકશો?”

“નોકરી એટલે શું, એનો અર્થ પણ અદ્યાપિ સારી રીતે મારા સમજવામાં આવ્યો નથી. નોકરી માટે કયું ખાતું સારું અને કયું ખરાબ, એ હું જરા પણ જાણતો નથી. આપ જે ખાતામાં મને નીમશો, તે ખાતામાં હું કામ કરવાને તૈયાર છું.” રજનીકાંતે બધો ભાર એમ કહીને ડૉક્ટરના શિરે જ નાંખી દીધો.

“અહીંના બીજા કોઈ પણ દરબારી ખાતામાં મારી ઓળખાણ નથી. માટે જો પોલીસખાતામાં તમારી નોકરી કરવાની ઇચ્છા હશે, તો હું યત્ન કરીશ. પરંતુ તમારા જેવા એક નિર્મળ મનના ગૃહસ્થને અસત્ય અને કારસ્થાનોથી ભરેલાં પોલીસખાતામાંની નોકરી અનુકૂળ થશે કે નહિ, એની મને શંકા છે. પોલીસખાતું—પછી તે રજવાડી હોય કે અંગ્રેજ સરકારનું હોય, પણ તે કાવત્રાંથી જ ભરેલું હોય છે. કારણ કે, હલકા લોકોની સાથે પ્રસંગ વિશેષ પડે છે. નિરપરાધીને અપરાધી અને અપરાધીને નિરપરાધી બનાવવાની જો તમારામાં શક્તિ હોય, તમારી બુદ્ધિ એટલી બધી કાવાદાવાથી ભરેલી હોય, તો જ પોલીસખાતામાં નોકરી કરવાની હિંમત કરજો. નહિ તો વળી કોઈ બીજું સ્થાન શોધિયે.”

“જુઓ ડૉક્ટર સાહેબ! આજના આ ‘ઇંગ્લિશમેન’માં એક યુરોપિયન વ્યાપારીની પેઢીમાં એકાઉંટંટની એક જગ્યા ખાલી હોવાની જાહેર ખબર છે અને પગાર પણ શરૂઆતમાં જ પોણોસો રૂપિયાનો છે.” મેરિયને ટેબલપર પડેલો ‘ઇંગ્લિશમેન’નો અંક ડૉક્ટરને બતાવતાં કહ્યું. “વળી સદ્ભાગ્યે એ પેઢીનો માલેક મારો સારી રીતે ઓળખીતો છે. પણ મિસ્ટર રજનીકાંત! નોકરી કરવાને તમારે કલકત્તે જવું પડશે. એ ગૃહસ્થ ને હું વિલાયતથી સાથે એક જ સ્ટીમરમાં અહીં આવ્યાં હતાં. હું આ ખાતામાં રહી, અને તેણે જઇને કલકત્તામાં વ્યાપાર કરવા માંડ્યો. મારો સોળેસોળ આના નિશ્ચય છે કે, મારી માગણી તે કદાપિ ના કબૂલ કરશે

નહિ. જો તમારો કલકત્તા સુધી જવાનો વિચાર હોય તો અત્યારે જ હું તેને તાર કરીને પછી પત્રદ્વારા તે સંબંધી ખબર જણાવું. આજ રાત્રે એ બાબતનો વિચાર કરીને કાલે મને જવાબ આપજો. એટલે આપણે તાર રવાના કરીશું."

"બહુ સારું, રાત્રે વિચાર કરીને હું આવતી કાલે સવારમાં આપને મારો શો નિશ્ચય થયો છે, તે જણાવીશ." રજનીકાંતે આભારથી અવનત થયેલી દૃષ્ટિથી ઉત્તર આપ્યું.

મેરિયનને પોતાનો વિચાર ઉતાવળો અથવા અવિચાર ભરેલો ન ભાસે, એટલા માટે જ રજનીકાંતે તેની ઇચ્છા પ્રમાણે એ રાત વિચાર કરવા માટે લીધી હતી. વાસ્તવિક કહીએ તો તે જ ક્ષણે કલકત્તે જવાનો તેનો નિશ્ચય થઈ ચૂક્યો હતો. કારણ કે, રજવાડામાંના પોલીસખાતામાં રહીને આખી જીંદગી પણ જો પૂરી કરી નાંખવામાં આવે, તો પણ પોણોસો રૂપિયાનો પગાર મળવો અશક્ય હતો અને વળી કાવાદાવા કરીને વિના કારણ પાપના ભાગિયા થવું પડે, તે તો જૂદું જ—એ વાત તે સારી રીતે જાણતો હતો. "જો મેરિયનનો સ્નેહી મેરિયન જેવો જ દયાળુ અને ઉદાર સ્વભાવનો હશે, તો તો અવશ્ય મને તેના હાથે લાભ થવાનો સંભવ છે જ. અત્યારે મને પઇસાની પણ વધારે અગત્ય છે, માટે પઇસા મેળવવાને કલકત્તા સુધી જવું, એ કાંઈ મોટી વાત નથી જ. વળી કલકત્તે જવાથી સ્વામી રામકૃષ્ણ પરમહંસના સમાધિસ્થાનનું પણ દર્શન કરી શકાશે." આવો વિચાર મનમાં આવતાં જ કલકત્તે જવા માટેનો તેનો નિશ્ચય થવામાં એક પળ માત્રનો પણ અવકાશ લાગ્યો નહિ. પોતાનો જ્યાં દૃઢ નિશ્ચય જ થઈ જાય, ત્યાં પછી વિચાર કરવાની આવશ્યકતા જ શી હોય? રજનીને નોકરી તો જોઇતી હતી જ અને તે સારી જોઇતી હતી. મેરિયનની સહાયતાથી તેનો એ હેતુ સિદ્ધ થતો હતો, એટલે પછી કલકત્તે જવામાં વાંધો જ શો હોય? તરુણ અવસ્થા અને કટાકટીનો પ્રસંગ, એ બન્નેનો આવીને જ્યાં મેળાપ થયો હોય, ત્યાં કલકત્તા તો શું, પણ પૃથ્વીને બીજે છેડે જવાને પણ મનુષ્ય તૈયાર થઈ જાય છે!

"રજનીકાંત ભાઈ! આજકાલ આપણા આર્યાવર્ત્તમાં સ્વદેશહિત અને સ્વદેશાભિમાનની ઘણી જ ચર્ચા ચાલવા માંડી છે, માટે દેશની રુડી સ્થિતિ થાય, ત્યારે દેશનું હિત થયેલું કહેવાય. એ વિશે તમારો શો અભિપ્રાય છે, તે હું આજે જાણવા માગું છું." ડૉકટર વિષ્ણુપ્રસાદે રજનીકાંતના મનને બીજા વિષયમાં વાળવાના હેતુથી સવાલ કર્યો.

"અત્યારે ઇંગ્લંડ અને જાપાન ઇત્યાદિ જે સુધરેલાં રાષ્ટ્રો છે, તેમના જેવી જ આપણા દેશની સ્થિતિ થવી જોઇએ અને એવી સ્થિતિ થવી, તે જ આપણા દેશનું હિત છે, એવો મારો અભિપ્રાય છે." રજનીકાંતે કહ્યું.

રજનીકાંતનું ઉત્તર સાંભળીને વિષ્ણુપ્રસાદને કાંઇક આશ્ચર્ય પણ થયું અને તેની દેશહિત વિશેની કલ્પના પ્રમાણે દેશનું હિત થવા માટે હાલની પરિસ્થિતિ અનુકૂળ નથી, એ જોઇને તેના મનમાં કાંઇક ખેદ પણ થયો. કોઈ પણ દેશના હિતમાં દેશાભિમાન અને સ્વાર્થત્યાગ ઇત્યાદિ ગુણોની આવશ્યકતા હોય છે, એવો જો કે

તેનો દૃઢ નિશ્ચય થયેલો હતો; તો પણ દેશહિતનો કોઈ પણ એક નિશ્ચિત માર્ગ હજી તેણે ઠરાવેલો નહોતો. દેશ, કાળ, પરિસ્થિતિ ને દેશહિતની કલ્પના, એ જે પ્રમાણે ભિન્ન હોય, તે પ્રમાણે જ દેશહિતના માર્ગો પણ ભિન્ન હોવા જોઇએ. પ્રથમ રજનીકાંતની દેશહિત વિશેની કલ્પના શી છે, તે જાણી લેવા માટે જ તેણે ઉપર પ્રમાણેનો સવાલ પૂછયો હતો. એટલે હવે તેણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં કહેવા માંડ્યું કેઃ—

"રજનીકાંત! દેશહિતવિશેની તમારી કલ્પના ઘણી ઉદાત્ત છે. પરંતુ એ કલ્પના પ્રમાણે દેશનું હિત સાધવામાં અતિશય સ્વાર્થત્યાગની આવશ્યકતા છે. એ કાર્ય માટે અંગમાં દેશાભિમાન અને ધર્માભિમાન ઓતપ્રોત ભરેલાં હોવાં જોઇએ. સુખ અને વિષયોપભોગની કલ્પનાને તો હૃદય અને મસ્તિષ્કમાંથી એકદમ જ કાઢી મૂકવી જોઇએ. જે વેળાએ આપણા હૃદયમાંથી સુખની લાલસાનો લોપ થશે, તે વેળાએ જ આપણા હાથે દેશહિતનું કાંઈ પણ કાર્ય થઈ શકશે. આ વાત હમેશાં ધ્યાનમાં રાખજો કે, દેશહિત, માત્ર તમારા કે મારા એકલાના જ પ્રયત્નથી કોઈ કાળે પણ થવાનું નથી. દેશના હિતમાટે પોતાના હિતને લાત મારનારા પુરુષો આપણા દેશમાં સેંકડો બલ્કે હજારોની સંખ્યામાં તૈયાર થવા જોઇએ. કંસને જેવી રીતે જળમાં, સ્થળમાં, કાષ્ઠમાં અને પાષાણમાં દિનરાત કૃષ્ણ, કૃષ્ણ અને કૃષ્ણ જ દૃષ્ટિગોચર થતો હતો, તેવી રીતે જેમનાં નેત્રો સમક્ષ દિનરાત સ્વદેશ હિતની મૂર્તિ જ સાક્ષાત્ ઊભેલી દેખાતી હોય, એવા સહસ્રાવધિ પુરુષો દેશહિતના કાર્યમાં પ્રવૃત્ત થવા જોઇએ. એમ થાય તો જ ભાવી ઉન્નતિનું બીજ તૈયાર થઈ શકવાનો સંભવ છે. એ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થઈ તેમાં ખળ આવે, તેને બેચાર પેઢીઓ જેટલો સમય વીતવો જોઇએ. આપણા સ્વાર્થત્યાગના પ્રમાણમાં આપણને અત્યારે જ ફળ મળે, એવો અત્યારનો કાળ ન હોવાથી, ફળની આશાથી કોઈ પણ ઉત્તમ કાર્ય કરવું, એ મોટી ભૂલ છે. આપણા કાર્યનું ફળ આપણે જ ચાખીશું, એવી આશાથી નહિ, કિંતુ આપણે અત્યારે જે હીન અને દીન અવસ્થામાં છીએ, તેવી પતિત સ્થિતિમાં આપણા વંશજો રહેવા ન પામે, એટલા માટે જ આપણે દેશહિતનો પ્રયત્ન કરવો જોઇએ. જો કોઈ પણ કૃત્ય આપણે ફળની આશાથી કરવા માંડીશું, તો આપણા હાથે દેશનું કશું પણ ભલું થવાનું નથી. આપણી ભાવી પ્રજાના સુખ માટે જ આપણે સ્વાર્થત્યાગ કરીને દેશહિતના કાર્યમાં તન મન ધનથી મથતા રહેવું, એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે."

"એ આપનું કહેવું અક્ષરેઅક્ષર યથાર્થ છે; પરંતુ ડૉક્ટર સાહેબ! આપે જે જણાવ્યું કે, તમારા કે મારા એકલાના હાથે કશું પણ થવાનું નથી જ, એમાં માત્ર હું તમને મળતો આવી શકતો નથી. જો પ્રત્યેક મનુષ્ય એમ જ ધારી બેસે કે, મારા એકલાના હાથે શું થવાનું છે, તો તો પછી બધા જ એમ ધારી આળસુ થઇને બેસી રહેશે. પણ એમ થવું ન જોઇએ. પ્રત્યેક મનુષ્યે એવી જ ધારણા રાખવી જોઇએ કે, મારા વિના કશું પણ થવાનું નથી, જે કરવાનું છે તે મારે પોતે જ કરવાનું છે અને દેશહિતનો સઘળો આધાર મારા ઉપર જ અવલંબેલો છે,

એવી ભાવના જો પ્રત્યેકના મનમાં થશે, તો પોતપોતાના પક્ષે પ્રત્યેક જન દેશહિતના કાર્યમાં પ્રવૃત્ત થશે અને એથી પોતાની મેળે જ એક સમૂહ બંધાઈ જતાં સર્વની કૃતિ બળવાન્ થવા માંડશે. 'આપ સમાન બળ નહિ' એ તત્ત્વનું અવલંબન કરીને પ્રત્યેક ભારતવાસીએ પોતાથી જ દેશહિતના પરમ પવિત્ર કાર્યનો આરંભ કરવો જોઇએ !" રજનીકાંતે આત્મબળના તત્ત્વને અનુસરીને દેશહિતના કાર્યની આરંભ-પદ્ધતિ માટેનો પોતાના હૃદયમાં જે અભિપ્રાય હતો, તે જણાવી દેતાં કહ્યું.

એટલામાં ઘડિયાળમાં પાંચનો ટકોરો થયો. ડૉક્ટરે રજનીકાંતને કહ્યું કે, "ઠીક, ત્યારે આ વિષયનો વાદવિવાદ વળી કોઈ બીજી વેળાએ આપણે આગળ ચલાવીશું. અત્યારે તો તમને સાથે લઇને મારો ફરવા જવાનો વિચાર છે, માટે જાઓ, ઘરમાંથી ઓવરકોટ વગેરે પહેરી આવો."

રજની પણ ઘણા દિવસ ખાટલાપર પડ્યો રહીને અને ઘરમાં બેસી બેસીને કંટાળી ગયો હતો, એટલે તેને પણ આ વાત ગમી. 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' એવો જ હિસાબ થયો. ગરમ કપડાં પહેરવાને તે ઘરમાં ગયો.

"આજે કઈ તરફ ફરવા જવાનો વિચાર છે, ડૉક્ટર?" રજનીના બંગલામાં જવા પછી મેરિયને ડૉક્ટરને પૂછ્યું.

"આજે શહેર બહાર જંગલમાં ખુલ્લા મેદાન અને ખુલ્લી હવામાં જ ફરવાની ઇચ્છા થઈ આવી છે. પ્રથમ તો ગાડીમાં બેસીને તમને પણ સાથે લઈ જવાનો વિચાર હતો, પણ રજનીને એક્સરસાઇઝ કરવાનો પણ પ્રસંગ મળે, એવા ઉદ્દેશથી ચાલતાં જવાનો નિશ્ચય કર્યો છે," ડાકટરે જવાબ આપ્યો.

"ઓહ–નેવર માઇન્ડ–વળી બીજીવાર આપણે બધા સાથે જઇશું. ભલે, ત્યારે સિધાવો ગુડ ઇવિનીંગ!" એમ કહીને મેરિયન હોસ્પિટલમાં ચાલી ગઈ.

કોટ, પાટલૂન, ઓવરકોટ, બૂટ અને માથે કેશ્મીરીશાલ ઇત્યાદિ વસ્ત્રો પહેરી ઓઢી, રજનીકાંત બંગલામાંથી બહાર આવ્યો અને બન્ને ત્યાંથી ચાલતા થયા.

"જયપુરમાં આજે ફરવા નીકળવાનો આ મારો પ્રથમ પ્રસંગ જ છે, માટે પૂછીશ, તો ગેરવ્યાજબી તો નહિ જ ગણાય, કે આપણે કયા સ્થાને જવાના છીએ?" રજનીએ સવાલ કર્યો.

"સાંજનો વખત થઈ ગયેલો હોવાથી જંગલમાં ફરવાથી જ આપણને વધારે આનંદ મળશે. વળી અહીંના મુસલમાનોના કબ્રસ્તાનમાં એક સૂફી મતનો બુઢ્ઢો ફકીર રહે છે અને કોઈ કોઈવાર તે શાંતરસનાં કીર્તન ઘણાં જ સારાં ગાય છે. જો બનશે તો તેની પાસે પણ જઇશું. બુઢ્ઢો છતાં પણ તેનો કંઠ એવો તો મધુર છે કે, સારા સારા ગાનારાઓ પણ તેના મોઢા આગળ શરમાઇને નીચું જોવા માંડે છે." ડાકટરે જણાવ્યું.

"ખરેખર એ પણ એક કુદરતની જ બક્ષીસ છે!" રજનીએ કહ્યું.

એ પ્રમાણે વાતચિત કરતા તેઓ પોતાનો માર્ગ કાપવા લાગ્યા, અને ચાલતા ચાલતા પ્રથમ તે કબ્રસ્તાનના દરવાજા આગળ જ આવી પહોંચ્યા. દૂરથી તેમને એકતારા ઉપર કોઇનો ગાવાનો અવાજ સંભળાયો.

# પ્રકરણ ૧૩ મું

## કબ્રસ્તાનનો પંખો

સૂર્યનારાયણ અસ્તાચળના શિખર ઉપર જવાની તૈયારીમાં હતા, અને આસપાસ ઘાટાં વૃક્ષોથી છવાયલું અરણ્ય વિસ્તરેલું હતું. પક્ષીઓ પોતાના માળાઓમાં ભરાઈ જવાની તૈયારી કરતાં હતાં અને સર્વત્ર શાંતિ પથરાતી જણાતી હતી. જ્યાં મનુષ્ય પોતાના અલ્પ જીવનની સમાપ્તિ કરીને કબરરૂપી નિર્ભયગૃહમાં સદાની શાંત નિદ્રામાં ઘોરતા પડ્યા હોય, ત્યાં અશાંતિ અને કોલાહલનો સંભવ જ ક્યાંથી હોય? બીજી દિશાએ આવેલી હિંદુઓની સ્મશાનભૂમિમાં ભયંકર જવાળાઓ પ્રકટેલી જોવામાં આવતી હતી, અને તેથી કોઈ પણ આર્ય નર નારીના અસ્ત થયેલા જીવન સૂર્યને નિહાળીને ક્ષણભંગુર વિશ્વના અસ્તની મૂર્તિ નેત્રોસમક્ષ આવીને ઉભી રહેતી હતી.

કબ્રસ્તાનના દ્વાર પાસેની એક તૂટી ફૂટી ઝૂંપડીમાં બેઠેલા એક વૃદ્ધ ફકીરના શાંત રસથી ભરેલા સંગીતના આલાપથી શાંતિમાં વધારો થતો હતો.

"ઝૂટી જગકી રીત હય—ઝૂટા સબ સંસાર;
જયસે ખાબ સુહાવના, આખિર કુછ નહિ સાર—
*   *   *   *
નાદાન ગાફિલ! કિસ જહાનપર હરદમ હય ભૂલા?
શાહો જીશાન ચુન ચુન હરઆન મારે—
અમીરો વજીરો ગરીબ ફકીર—કિસજહાનપર હરદમ હય ભૂલા?
પાયે આરામ કોઈ કયું કર નિસ દિન પલછિન—
અય આસમાન! અય આસમાન! અય આસમાન!—
નાદાન ગાફિલ."

"શાહ સાહબ! આપના ગાયનનો ભાવાર્થ ખરેખરો અને અક્ષરે અક્ષર સત્ય છે. મનુષ્યની જિંદગી આટલી ટુંકી હોવા છતાં અને નિત્ય અનેક નરનારીઓને મૃત્યુના મુખમાં પડતાં જોવા છતાં પણ નાદાન અને ગાફિલ જીવો પળે પળે દુનિયાની જાળમાં ફસાઈ જવાની ભૂલ કર્યા કરે છે!" ડાકટર વિષ્ણુપ્રસાદે ફકીરનું ગાયન સમાપ્ત થતાં જ કહ્યું.

"બેટા! માણસની જિંદગાની એવી જ છે, બે દિવસની છે, આ દુનિયા ફાની છે. આજકાલના જમાનામાં હદમાં હદ તો માણસની ઉમ્મર પચાસ સાઠ વર્ષથી વધારે ભાગ્યે જ થઈ શકે છે. તેમાં પણ અડધો કાળ રાત્રિમાં વીતી જાય છે—એટલે રહ્યાં પચીશ ત્રીસ વર્ષ. એમાંનાં દશપંદર વર્ષ બાલ્યાવસ્થાની રમત ગમતોમાં કપાય છે. બે ચાર વર્ષનું બીમારીઓમાં બળિદાન અપાય છે—એટલે કે, કાંઈ પણ સમજીને સારાં કૃત્યો કરવા માટે મનુષ્યને માત્ર દશબાર વર્ષનો જ કાળ મળી શકે છે. છતાં પણ કોઈ માણસ પોતાની પરલોકની મુસાફરીનો સામાન તૈયાર નથી કરતા, એ ખરેખર અજાયબી જ છે." એમ કહીને ફકીરે પાછો ગાવાનો આરંભ કર્યો;—

"તઅજ્જુબ ઠોકરોંસે ક્યું સરે કુગરૂર હોતા હય?
ગુરુરે જોરો જર ઇસ સરસે યુંહી દૂર હોતા હય!
જવાનીમેં અદમ કે વાસ્તે સામાન કર ગાફિલ!
મુસાફિર સબસે ઉઠતે હયેં જો જાના દૂર હોતા હય!
હમારી જિન્ગાની હમ્રે મિટ્ટીકા ખિલૌના હય–
અજલકી એક ઠોકરસે જો ચકનાચૂર હોતા હય!"*

સર્વ જન ત્યાંથી ઊઠયા અને ઝૂંપડીમાંથી બહાર આવીને કબ્રસ્તાનના મધ્ય ભાગ તરફ ચાલવા લાગ્યા. કેટલીક કબરો સારી હાલતમાં હતી અને કેટલીક કબરોનું ચણતર તૂટી ફૂટી ગયેલું અને તેમાંના પથરા અહીં તહીં વિખરાઈ ગયેલા હોવાથી થોડા વખતમાં તે નાબૂદ થઈ જવાની અણીપર જ આવી પહોંચેલી દેખાતી હતી. એવી કબરોને જોઇને બુઢ્ઢા ફકીરે કહ્યું કે;—

"જોયું જવાન! મોતની એક જ ઠોકરથી ચૂર થઈ ગયેલા મનુષ્યોની આ કબરના રૂપમાં જે થોડી ઘણી પણ નિશાનીઓ જોવામાં આવતી હતી, તેમનો પણ કાળના વહેવા સાથે થોડા જ વખતમાં નાશ થઈ જશે. નામ તેનો નાશ!"

તેઓ જરાક આગળ વધ્યા અને એક અદ્દભુત દેખાવ જોઇને આશ્ચર્યચક્તિ થઈ એકાએક ઊભા રહી ગયા. કાળો પોશાક પહેરીને એક લગભગ પચીસ વર્ષની સુંદરી, એક તરતની ચણેલી કબરને પોતાના હાથમાંના મોતીથી જડેલા પંખાવતી વાયુ ઢોળતી બેઠેલી હતી. તેની મુખમુદ્રામાં ગંભીરતા કરતાં એક પ્રકારની આતુરતાનો ભાવ વિશેષ જણાતો હતો. મરેલા મનુષ્યની કબરને પંખો નાંખવામાં એ સ્ત્રીનો શો હેતુ સમાયલો હશે? પોતાના કોઈ પ્રિયજનના મરણનો આઘાત સહી ન શકવાથી એ અબળા ગાંડી તો નહિ બની ગઈ હોય? અથવા કોઈ જાદુ ટોણા કરનારી આવો દેખાવ કરીને માણસની ખોપરી કાઢી લેવા તો નહિ આવી હોય? એવા એવા અનેક પ્રકારના શંકાયુક્ત પ્રશ્નો ડૉક્ટર અને રજનીકાંતના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. પરંતુ હર્ષ અને વિષાદથી મુક્ત તે ફકીરના મુખમંડળમાં તેવી વિસ્મયતાનો લેશ માત્ર પણ ભાવ દેખાયો નહિ.

"શાહ સાહેબ! કબરને પંખો ઢાળવામાં આ સ્ત્રીના મનનો શો ઉદ્દેશ હશે વારુ?" રજનીકાંતે ફકીરને પૂછ્યું.

"ખુદાની કરામત એવા અનંત ભેદોથી ભરેલી છે, માટે કોઇના મનના ઉદ્દેશને જાણવાની આપણને શી જરૂર છે? છતાં પણ તમે પોતાની ઉત્સુકતાને ન સમાવી શકતા હો, તો એ સ્ત્રીને પોતાને જ પૂછી જુઓ." ફકીરે શાંત મુદ્રાથી ઉત્તર આપ્યું.

---

* "ઓ ફુગરૂરના મસ્તક! તું ઠોકરોથી આશ્ચર્યચકિત કેમ થાય છે? કારણ મસ્તકમાંથી ધન અને બળનો ગર્વ આવી રીતેજ દૂર થાય છે! ઓ ગાફિલ! જવાનીમાં જ પરલોકની બધી તૈયારીઓ કરી લે; કારણ કે, જ્યારે દૂરના પ્રવાસે જવાનું હોય છે, ત્યારે પ્રવાસીઓ થોડી રાત બાકી હોય ત્યારથી જ ઊઠીને ઊભા થઈ જાય છે. હે હમ્રે, આપણી જિન્દગાની માટીનું એક રમકડું છે, કે જેના કાળની એક જ ઠોકરથી કકડેકકડા થઈ જાય છે."

હમ્રે

ડૉક્ટર વિષ્ણુપ્રસાદ આટલો બધો ગંભીર સ્વભાવનો મનુષ્ય હોવા છતાં પણ એ અપૂર્વ બનાવના રહસ્યને જાણવાની ઉત્સુકતા દબાવી ન શક્યો અને તેથી તેણે વિનયપૂર્વક તે સ્ત્રીને સવાલ કર્યો કે, "બીબી! આ કબરના અંતર્ભાગમાં સદાની ઉંઘમાં તમારું કોણ સૂતેલું છે? એક મરી ગયેલા માણસની કબરને પંખાવતી પવન નાંખવામાં તમારો શો ઉદ્દેશ છે?"

"સાંભળો, મારી જિન્દગીનો કિસ્સો, તે એક ચમત્કારિક અને વિલક્ષણ કિસ્સો છે." એમ કહીને તે સ્ત્રીએ પોતાનો વૃત્તાંત કહેવા માંડ્યો. "મારો પતિ અફગાનીસ્તાનનો એક મોટા દરજ્જાનો અમીર હતો અને હું તેની સાથે શાદીની પવિત્ર ગાંઠથી જોડાયલી હતી. એક વખત રાજખટપટને લીધે અમને અફગાનીસ્તાન સદાને માટે છોડવું પડ્યું અને ત્યારથી—આજે ચાર પાંચ વર્ષથી અમે આ નગરમાં આવીને વસ્યાં હતાં. મારો પતિ જેમ અંગે સુંદર હતો, તેમ જ તે દિલનો પણ ઘણો જ નેક, ભલો અને ઉદાર તથા સખાવતી જવાન હતો. અમારા ઘરમાં પૈસા ટકા અને સોના રૂપાની પણ કશી કમી ખુદાએ રાખી નથી. મારાપર મારા પતિનો એટલો બધો પ્યાર હતો કે, મને જોયા વિના તેને અન્ન કે પાણી પણ ભાવતાં નહોતાં. જ્યાં મારા પરસેવાનો છાંટો પડતો ત્યાં તેના લોહીનો છાંટો પડતો અને મને પાણીની પ્યાસ લાગે તો દૂધનો પ્યાલો મારી આગળ લાવીને હાજર કરવામાં આવતો! હું કેટલી સુખી ઔરત હતી તેનો ખ્યાલ કરો. પરંતુ જાલિમ મૌતના ફરિશ્તાથી મારું એ સુખ સાંખી શકાયું નહિ. તેણે માત્ર બે ત્રણ દિવસની બીમારીમાં જ મારા પ્યારા પતિનો જાન હરી લીધો. મારા ઉપર તેની ઘણી જ પ્રીતિ હોવાથી મરતાં મરતાં તેણે મને પોતાની ઇચ્છા દર્શાવી હતી કે, "બીબી! તારી ઊછળતી જવાની છે, અને તેથી તું જો બીજો ખાવિંદ કરવા માટેની ઇચ્છાને રોકી ન શકે, તો પણ એટલી તો મહેરબાની કરજે કે, મારી કબર લીલી હોય—ત્યાં સુધી બીજો નિકાહ કરીશ નહિ." મેં તેને એ કરવાનું વચન આપ્યું અને તેણે પ્રાણ છોડ્યા. મારો તેનાપર બેહદ પ્યાર હતો, તેથી આ કબર સૂકાય તેની હું રાહ જોઉં છું, ને મારા વહાલાની ઇચ્છા તૃપ્ત કરું છું! ખાવિંદને મેં જે વચન આપેલું છે, તેને તોડીને નિકાહ કરવાનું હું વ્યાજબી વિચારતી નથી, અને તેથી મારા આશકને આ કબર સૂકાયા પછી નિકાહ કરવાનો મેં વાયદો કર્યો છે. આ કબરને આખો દિવસ પંખો ઢાળવામાં મારો એ જ હેતુ છે કે, તે જેમ બને તેમ જલ્દી સૂકાઈ જાય અને તે નવા આશક સાથે મારા નિકાહ વહેલા વહેલા થઈ જાય."

"બીબી! તમારા ખાવિંદનું નામ શું છે અને તમારું પોતાનું નામ શું છે?" રજનીકાંતે સવાલ કર્યો. ડૉક્ટર વિષ્ણુપ્રસાદ તો તેનો વૃત્તાંત સાંભળીને એટલો બધો આશ્ચર્યચકિત અને દિગ્મૂઢ જેવો બની ગયો હતો, કે સવાલ કરવાનું તેને ભાન જ રહ્યું નહિ.

"મારા પતિનું નામ શેખ અમીન હતું અને મારું નામ નૂરુન્નિસા બેગમ છે?" તે સ્ત્રીએ પોતાના પતિનું અને પોતાનું નામ વ્યક્ત કરતાં કહ્યું.

"બીબી! તમારો પતિ તમને પ્રાણ કરતાં પણ વધારે ચાહતો હતો અને

તમારા પરસેવાને બદલે પોતાનું લોહી વહેવડાવતો હતો, તેના મરણનો શોક તમે આ કબર કુદરતી રીતે સુકાઈ જાય ત્યાં સુધી પણ પાળી નથી શકતાં?" રજનીકાંતે તે સ્ત્રીને કહ્યું.

"એક મરી ગયેલા પાછળ જીવતી સ્ત્રીએ પોતાનું જીવતર શા માટે બાળવું જોઇએ?" તે સ્ત્રીએ સ્હામો સવાલ કર્યો.

"ત્યારે દુનિયામાં મહોબત કે પ્રેમ જેવી વસ્તુ તો કશી છે જ નહિ કે?" ડૉક્ટર વિષ્ણુપ્રસાદે પ્રશ્ન કર્યો.

એના જવાબમાં નૂરુન્નિસા બેગમે જણાવ્યું કે, "મહોબત જીવતાઓ માટે છે, મરી ગયેલાઓ માટે નહિ!"

એ વાક્ય સાંભળીને બધા ચકિત થઈ ગયા. ફકીરે કહ્યું કે;—

"બુતોં કો મહબ્બત હુઈ હયકિસીકી ?
હસીનોંકો ચાહત હુઈ હય કિસીકી ?"
મરે કોઈ મર્દે ખુદા કિસકી ખાતિર;
જમાનેમેં ઔરત હુઈ હય કિસીકી ?"*

"તિલસ્મી સુરતેં હયેં ઔરતેં ઇસ સેહરખાને મેં;
નજિસ રૂહેં પર્ડી ફિરતી હયેં યે સારે જમાને મેં;
જરૂર હોતા હય ઇન નામેહરમોંસે દિલ લગાને મેં;
નહી કોશિશ પલીદોં કો જરા અસ્મત બચાને મેં;
જલાદું આગમેં ઇનકો જો કાબૂ હો જલાને મેં?"†

પછી ડૉક્ટરે કહ્યું;—

"હય સાંપકો સીનેસે લગાના અચ્છા;
બિચ્છૂ કો હય મુઠ્ઠીમેં દબાના અચ્છા;
સબ કામ ખતરનાક હયેં અચ્છે લેકિન;
ઔરતપે નહીં યકીન લાના અચ્છા!"‡

ફકીરે કહ્યું; "સ્ત્રીઓનો તો જાણે એવો સ્વભાવ જ છે, પણ તાત્વિક દૃષ્ટિથી જોશો તો આખી દુનિયા જ તમને એવી બેવફાઈ, દગાબાજી અને મતલબથી ભરેલી

---

* "પૂતળાં (પ્રમદાઓ) ને કોઇનો પ્રેમ થયો છે કે? સુંદરીઆન કોઇના સ્નેહ થયો છે કે? કોઈ પ્રભુનો દાસ—મનુષ્ય—કોના માટે પ્રાણ આપે? કારણ કે, આ જગતમાં સ્ત્રી કોઇની થઈ છે ખરી કે?" **બેતાબ**

† "આ જગતરૂપ જાદૂખાનામાં ઔરતો જાદૂઈ સુરતો છે અને એ અપવિત્ર આત્માઓ સમસ્ત વિશ્વમાં પડતા ફર્યા કરે છે. એ નિર્દયો સાથે મન લગાડવાથી મહા હાનિ થાય છે; કારણ કે, એ પલીદોને પોતાનું પાતિવ્રત્ય બચાવવાનો જરા પણ પ્રયત્નયુતભાવ નથી—એટલા માટે જો મારું ચાલી શકે, તો હું એમને (જીવતી જ) આગમાં નાંખીને બાળી મૂકું." **એહસન**

‡ "સર્પને છાતી સાથે ચાંપવો, વીંછીને મુઠીમાં દબાવવો વગેરે સર્વ ભયંકર કાર્યો સારાં છે, પરંતુ સ્ત્રીમાં વિશ્વાસ રાખવો, એ સારું નથી." **બેતાબ**

જોવામાં આવશે. કાંઈ પણ સારા ફળની આશાથી ભલાઇનાં કામો કરવામાં આવે છે, માટે ભલાઈ પણ મતલબ-સ્વાર્થથી ખાલી તો નથી જ. જો એક એકના મનમાં એક એકની સાચી મહોબત વસેલી હોય, તો તો પછી મનુષ્ય તે દેવ અને આ જમીન તે સ્વર્ગ જ થઈ જાય, પણ દુનિયાની હાલત તો આવી છે:—

'બહોત દુનિયાસે ઉલ્ફત કી, મગર યે બેવફા પાઈ;
ભરી ચાલો ચલનમેં લાખ લાખ ઈસ્કે દગા પાઈ;
જરો માલ ઔર સુરુરો અયશ સબ ચલતી હવા પાઈ;
યહાં હર શયકી હસ્તીમેં છુપી આખિર ફના પાઈ;
નહીં કુછ દૌલતો યકબાલ સબ ધોકેકિ બાજી હય;
કમીની હય યે દુનિયા, કામ ઈસ્કા ફિત્નાસાજી હય!'*

"શાહ સાહબ! આપનું કથન ઠીક છે—રાસ્ત છે!" ડૉકટર વર્માએ શાંતિથી અને ગંભીર ભાવથી કહ્યું.

"ભલાઇના કામોમાં પણ ઇન્સાનની એક જાતની મતલબ તો સમાયલી છે જ, છતાં પણ તે મતલબ પરમાર્થ કરીને સ્વાર્થ સાધવા માટેની હોવાથી ઘણી નેક છે. દુનિયા ફાની છે અને તેથી જવાનીમાં દરેક ઇન્સાને ભલાં કામો કરીને બેહેસ્તનાં સાધનો મેળવી રાખવાં જોઇએ. કારણ કે બાલ્યાવસ્થામાં મનુષ્યને સારાસારનો વિવેક નથી હોતો, અને વૃદ્ધાવસ્થામાં ઉદ્યોગ કરવાની શક્તિ નથી રહેતી, એટલે પછી વ્યર્થ કાર્યોમાં—સંસારના મોહ પાશમાં વીતાડેલા જવાનીના દિવસોની યાદ આવ્યા કરે છે, પણ તે ગયેલો સમય પાછો આવી નથી શકતો અને વ્યર્થ પશ્ચાત્તાપ થયા કરે છે. એક શાયરે કહ્યું છે કે;—

'બસો સયરે જહાને ફાની દેખી;
હર ચીજ યહાંકી આની જાની દેખી;
જો આંકે ન જાયે વો બુડહાપા દેખા;
જો જાકે ન આયે વો જવાની દેખી.'†

એટલા માટે "જવાનીમાં જ જે કામો કરવાનાં છે, તે મનુષ્યે કરી લેવાં." બુઢ્ઢા ફકીરે વિશ્વની ક્ષણભંગુરતાનું દર્શન કરાવીને યોગ્ય ઉપદેશ આપતાં કહ્યું.

---

* "આ જગત્ સાથે બહુ સ્નેહ રાખ્યો, પરંતુ તે કૃતઘ્ન જ જોવામાં આવ્યું. એની બધી હિલચાલોમાં કપટ અને કપટ જ ભરેલું જોયું. ધન, માલ, આરામ અને અપયશ સર્વ ચાલતી હવા જ જોઈ અને અહીંની પ્રત્યેક વસ્તુના અસ્તિત્વમાં અંતે છૂપાયલી ફના જ જોઇ—આ લક્ષ્મી અને ભાગ્ય કાંઈ પણ નથી—એ બધી ઠગબાજી જ છે—આ દુનિયા કમજાત છે અને કપટવિદ્યા જ એનો પરમ ધર્મ છે."

**અફસું**

† "ઘણાં વર્ષો સુધી આ ફાની દુનિયાની સ્હેલ કરી જોઈ; પણ અહીંની દરેક ચીજ જતી આવતી (ચળ) જોઈ. કેવળ એક વૃદ્ધાવસ્થા જ એવી છે કે, જે આવીને પાછી જતી નથી અને કેવળ એક તરુણાવસ્થા જ અવી છે કે, જે જઇને પાછી આવતી નથી."

**અનીસ**

ડૉકટર વિષ્ણુપ્રસાદના મનમાં એનું કાંઈ એવું તો વિચિત્ર અને વિલક્ષણ પરિણામ થઈ ગયું કે, તેની સદાની આનંદિત મુખમુદ્રામાં એકાએક ગહન ગંભીરતાની છાયા છવાઈ ગઈ. તેણે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ અને ત્યાંથી ચાલવા માંડ્યું. રજનીકાંત પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. શાહસાહેબ–બુઢ્ઢો ફકીર પોતાની પર્ણકુટીમાં જઇને પાછો એકતારાપર 'નાદાન ગાફિલ કિસજહાનપર હરદમ હય ભૂલા'નો આલાપ કરવામાં પ્રવૃત્ત થયો.

રાત્રિ પડી ગઈ, અંધકાર છવાયો, પણ થોડીજવાર પછી નભોમંડળમાં ચન્દ્રનો ઉદય થવા સાથે જ તે અંધકારનો પ્રતિકાર થઈ ગયો. ડૉકટર વિષ્ણુપ્રસાદના મનમાં પણ એવો ભાસ થયો કે, "આજ સુધી મારા મનરૂપી આકાશમાં જે મોહરૂપ અંધકારનો વિસ્તાર થઈ ગયો હતો, તેનો આજે આ કબ્રસ્તાનમાંના અદ્ભુત દેખાવ અને ફકીરના ઉપદેશરૂપ ચન્દ્રના પ્રકાશથી પ્રતિકાર થઈ ગયો છે."

નિશા શાંત, અરણ્ય શાંત, નિદ્રામાં પડેલાં પક્ષીઓ શાંત અને વાયુ ગતિમાન ન હોવાથી તરુવરો પણ શાંત હતાં. અત્યારે એ શાંત જંગલમાંથી ચાલ્યા જતા ડૉકટર વર્મા અને રજનીકાંત પણ શાંત! સર્વત્ર એવું શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું જોઇને ડૉકટર વિષ્ણુપ્રસાદનું સાંસ્કારિક મન શાંત રસથી ભરેલા શાંત પ્રદેશમાં જવા માટે તલપી રહેલું જોવામાં આવ્યું. લગભગ રાતે આઠ વાગે તેઓ ઘેર આવ્યા.

## પ્રકરણ ૧૪ મું
## વિચિત્ર ગતિ

વર્ષાઋતુમાં જેવી રીતે સ્વચ્છ આકાશ એકાએક વાદળાંથી ઘેરાઈ જાય છે તેવી જ રીતે ડૉકટર વિષ્ણુપ્રસાદનું મન ઘેર આવતી વેળાએ અનેક પ્રકારના વિચાર વમળમાં ઘેરાઈ ગયું હતું. કબ્રસ્તાનમાંના બનાવે તેના મનમાં એક પ્રકારનું વિચિત્ર પરિણામ ઉપજાવી દીધું હતું. ઘેર આવતાં જમવાનો વખત થઈ ગયેલો હતો, એટલે તેની સ્ત્રી શ્રીમતીએ થાળીઓમાં ભોજન પીરસ્યું. ડૉકટર, તેનો ભત્રીજો અને રજનીકાંત જમવા બેઠા. પરંતુ ડૉકટરની દૃષ્ટિ તો માત્ર પોતાની સ્ત્રીપર જ હતી ખાવામાં તેનું જરા પણ ધ્યાન હતું નહિ.

શ્રીમતી જો કે ડૉકટર વિષ્ણુપ્રસાદની વિવાહિતા સ્ત્રી હતી, પરંતુ તે બીજી વારની સ્ત્રી હોવાથી ડૉકટર કરતાં વયમાં ન્હાની હતી. ડૉકટરનું વય ચાલીસેક વર્ષનું થવા આવ્યું હતું, ત્યારે શ્રીમતીની અવસ્થા ઓગણીસ કે બહુ બહુ તો વીસ વર્ષની જ હશે. શ્રીમતી એક ધનાઢ્ય માબાપની દીકરી હતી, ભણેલી ગણેલી હતી અને સ્વરૂપમાં પણ સુંદર હતી. એટલે ડૉકટરને જો કે સર્વ પ્રકારનો સંતોષ હતો, તોપણ આજના બનાવે તેને કાંઇક વિચિત્ર બનાવી દીધો હતો. ભોજન વિધિની સમાપ્તિ થઈ અને સર્વ જણ ઓરડામાં આવીને પાનસોપારી ખાતાં બેઠાં

"કાકા! આજે જમતી વખતે આપના મનની કાંઇક વિચિત્ર સ્થિતિ થઈ ગઈ હોય એમ દેખાતું હતું. આપ વારંવાર મારી કાકીના મોઢા સામું જોયા કરતા.

હતા અને ખાવામાં પણ આપનું ધ્યાન જોઇએ તેવું હતું નહિ. એનું શું કારણ વારુ ? આજે આમ એકાએક આપનો સ્વભાવ બદલાઈ ગયા જેવું કેમ જણાય છે ?" સોપારીનો ચૂરો કરતાં ભત્રીજીએ કાકાને વિનયપૂર્વક પૂછ્યું.

"જગતમાં ફેરફારો થયા જ કરે છે. આજે હું અને રજનીકાંત ફરવા ગયા હતા. ત્યાં કબ્રસ્તાનમાં એક તાજી ચણેલી કબ્રને એક સ્ત્રી પંખાવતી વાયુ ઢોળતી બેઠી હતી. તેને પૂછતાં એમ કરવાનું કારણ એ જણાયું કે, એ કબ્ર તેના પતિની હતી. પતિની તે ઘણી જ પ્રિયતમા હતી. મરતી વેળાએ પતિએ કહ્યું કે, "જો તારે મારા મરણ પછી બીજો પતિ કરવો હોય, તો મારી કબ્ર સૂકાઈ જવા પછી ભલે તેમ કરજે." એટલે જો બીજો પતિ કરવો હોય, તો મારી કબ્ર સુકાઈ જાય તેટલા સમય સુધી થોભજે; એટલા માટે લીલી કબ્રને પંખો નાખતી તે બેઠી હતી, એથી મારા મનમાં ત્યારનો એનો એ જ વિચાર ઘોળાયા કરે છે કે, શું સ્ત્રીઓનો પ્રેમ આવો જ ક્ષણભંગુર અને તકલીદી હશે ? મરણ પછી તો કોઈ કોઇનું નથી જ ને ? એ વિચારથી જ હું વારંવાર તારી કાકીના મુખ સ્હામું એક ધ્યાનથી જોયા કરતો હતો. એમ કરવાનું બીજું કશું પણ કારણ હતું નહિ !" વિષ્ણુપ્રસાદે એક નિ:શ્વાસ નાંખીને ભત્રીજાને ઉત્તર આપ્યું.

"હું ક્યારનો મનમાં ને મનમાં વિચાર કર્યા કરતી હતી કે, કોઈ દિવસે નહિ ને આજે આમ તમે શા માટે વારંવાર મારી સ્હામું જોયા કરતા હશો, તે હવે સમજાયું." પાનની બીડીઓ બનાવતાં શ્રીમતી એકાએક બોલી ઉઠી. "પણ એક સ્ત્રીને જોઇને બધી સ્ત્રીઓ માટે તેવો વિચાર બાંધી લેવો, એ મને તો યોગ્ય નથી લાગતું. શું પાંચ આંગળીઓ એક સરખી જ હોય છે ? શું બધી રાતો અંધકાર-વાળી જ હોય છે ? શું બધા કુવામાં ખારું જ પાણી ભરેલું હોય છે ? ના—કદાપિ નહિ. તેમ જ—તેવી જ રીતે કાંઈ બધી સ્ત્રીઓના હૃદયમાં દુર્ગુણો ભરેલા હોતા નથી. જો એમ જ હોત, તો આજે આપણા આર્યાવર્તનાં ભૂષણરૂપ જે સીતા, તારા, દમયંતી અને દ્રૌપદી ઇત્યાદિ સતી અને પતિપરાયણ સ્ત્રીઓનાં પવિત્ર નામો આપણા સાંભળવામાં આવે છે, તે કોઈ કાળે પણ સંભળાત નહિ. માટે આવા વિચારોને આજે આપે પોતાના મનમાં સ્થાન આપ્યું છે, તે સ્થાન બીજા સારા વિચારોને આપો."

"આજે હું મારા માટે એક ઘણો જ આનંદનો દિવસ માનું છું." વિષ્ણુપ્રસાદે થોડીવાર વિચાર કરીને ઉત્તર આપતાં કહ્યું. "મને સાંઝથી—એ બનાવ જોયા પછી એવી કલ્પના થયા કરતી હતી કે, મારી સ્ત્રી પણ કદાચિત્ આવો જ માર્ગ તો નહિ સ્વીકારે ? તે મારી શંકાનો તમારા વિદ્વત્તા ભરેલા ભાષણથી નાશ થઈ ગયો છે અને અત્યારે મારા મનમાં અત્યાર સુધીના મારા જીવનક્રમને એકદમ બદલી નાંખવાનો એક નવો જ વિચાર ઉત્પન્ન થયો છે !"

"તે વળી શો વિચાર છે ?" રજનીકાંતે આતુરતાથી પૂછ્યું.

"એ જ કે, આપણને જે મનુષ્યજન્મ મળેલો છે, તે કેવળ પશુ પ્રમાણે આહાર નિદ્રા આદિ કર્મો કરવા માટે જ નહિ, કિન્તુ પોતાના દેશની અને પરમે-શ્વરની કાંઈ પણ સેવા બજાવવા માટે જ મળેલો છે. આ દેહ મળમૂત્રથી ભરેલો

છતાં પણ મોટા મોટા ઋષિ મુનિઓએ જે નરદેહની આટલી બધી પ્રશંસા કરેલી છે, તેનું મુખ્ય કારણ એ જ છે કે, કેવળ આ માનવ શરીરના આધારે જ મનુષ્ય મોટાં મોટાં સત્કૃત્યો કરી અને કરાવી શકે છે. ઈશ્વરની કૃપાથી જ્યારે આપણને મનુષ્યનો અવતાર મળેલો છે, ત્યારે અવશ્ય થોડી ઘણી પણ આપણે તેની સાર્થકતા કરવી જ જોઇએ." એમ કહીને વધારામાં વિષ્ણુપ્રસાદે જણાવ્યું કે, "મારી અવસ્થા ચાળીસ વર્ષની થયેલી છે, અને બીજાં બધાં સાધનો પણ મને અનુકૂળ છે, ત્યારે હવે પછીનો મારા આયુષ્યનો કાળ જો હું દેશની અને પરમેશ્વરની સેવામાં વીતાડું તો વધારે સારું, એવી મારી ભાવના છે. કેમ મિસ્ટર રજનીકાંત! આપનો એ વિશે શો અભિપ્રાય છે?"

"હું આપના મતને જરાએ જરા મળતો છું." રજનીએ ઉત્તર આપ્યું.

"ત્યારે દેશસેવાનો કયો માર્ગ સ્વીકારવાની આપની ઇચ્છા છે?" ભત્રીજાએ કાકાને સવાલ કર્યો.

"સ્વાર્થત્યાગ!" વિષ્ણુપ્રસાદે ઉત્તર આપ્યું. "પરંતુ માત્ર બોલવાથી કે લખવાથી જ સ્વાર્થત્યાગ શબ્દનો અર્થ ખરેખરો સિદ્ધ થઈ શકતો નથી. સ્વાર્થત્યાગ કરીને બતાવી દેવું જોઇએ કે, સ્વાર્થત્યાગ આમ અને આવી રીતે કરી શકાય છે. એટલી જ આપણા ભારતવાસી બંધુ જનોમાં ન્યૂનતા રહેલી છે. પોતાના દેશના કલ્યાણની જેમના મનમાં ખરેખરી જ ઇચ્છા રહેલી હોય અને પોતાના દેશની હીન અવસ્થાનું અવલોકન કરીને ખરેખર જ જેમના મનમાં અનિવાર્ય શોક છવાઈ જતો હોય, તેમણે પોતાના ધન, દેહ અને પ્રાણની પણ આસક્તિ ન રાખતાં તત્કાળ સ્વાર્થત્યાગ કરી દેવો જોઇએ. દેશના કલ્યાણ માટે પોતાની સકળ સંપત્તિ અને સર્વ સુખોનો ત્યાગ કરીને, ગમે તેટલાં સંકટો આવે અને પોતાની ગમે તેટલી દુર્દશા થઈ જાય, તો પણ પોતાનો પ્રયત્ન કોઇએ છોડવો ન જોઇએ."

"ત્યારે આપ કેવી રીતે અને કેવા પ્રકારે સ્વાર્થત્યાગ કરવા માગો છો?" શ્રીમતીએ વિનયપૂર્ણ ભાવથી પોતાના પતિને પ્રશ્ન કર્યો.

એના ઉત્તરમાં ડૉક્ટર વિષ્ણુપ્રસાદે જણાવ્યું કે, "હું સ્વાર્થત્યાગ સાથે આપણા ગૃહનો અને તારો પણ ત્યાગ કરવા માગું છું. ઘરમાં ખાવા પીવાનાં સાધનોની કશી પણ ન્યૂનતા નથી. સાધારણ રીતે ધન પણ જોઇએ તેટલા પ્રમાણમાં છે અને તું ઘણી જ સુશીલ, સુશિક્ષિત અને સતી સ્ત્રી છે, એટલે મારે પાછળની તો કશી પણ ચિન્તા કરવાની જ નથી. માટે હું સંન્યાસ લઇને વિદેશગમન કરું અને સર્વત્ર આપણા દેશની ઉન્નતિનું બીજ વાવું, તો તેમાં તારે વાંધો લેવાનું કશું પણ કારણ છે ખરું?"

"પરંતુ પુત્ર થયા વિના સંન્યાસ લેવો ઉચિત નથી, એ તો આપે સાંભળ્યું હશે જ." શ્રીમતીએ મંદ સ્વરે નીચું જોઇને કહ્યું.

"પુત્ર થવો કે ન થવો, એ વાત દૈવાધીન છે. માટે એમ થવાની વાટ જોઇને બેસી રહેવું અને અમૂલ્ય પ્રસંગને વ્યર્થ હાથમાંથી જવા દેવો, એ મને તો યોગ્ય લાગતું નથી. પાછળથી આપણા હૃદયમાં પશ્ચાત્તાપ થાય, એ સારું ન કહેવાય. એક પુસ્તકમાં મેં વાંચ્યું હતું કે;

'બાલ્યા અવસ્થા રમત ગમતે વીતતી બહુધા ભવે,
વૃદ્ધા અવસ્થા માંહિ નરથી કાર્ય થાય નહીં લવે;
માટે મનુજ તારુણ્યમાં કર દેશહિત એ કવિ કવે,
યદિ તેમ તેં કરિયું નહીં, તો શોક કરતો કયમ હવે ?'

કેમ આ મારો વિચાર વ્યાજબી છે ખરો કે નહિ?" વિષ્ણુપ્રસાદે કહ્યું.

"આપનો વિચાર વ્યાજબી નથી, એમ તો કહી જ ન શકાય;" રજનીકાંતે ઉત્તર આપતાં કહ્યું. "પરંતુ મારા મનમાં વારંવાર એ જ શંકા આવ્યા કરે છે કે, વર્તમાન કાળમાં આપણા દેશહિતરૂપી વૃક્ષમાં જે આટલો બધો સડો પેઠેલો દેખાય છે, તે એવો તે શો ભયંકર સડો છે કે, આપણે એ વૃક્ષની આટલી બધી સંભાળ લેતા હોવા છતાં પણ એ પ્રફુલ્લ થઈ નથી શકતું? કોંગ્રેસ. સામાજિક પરિષદ્ અને ઔદ્યોગિક પ્રયત્ન જેવાં અનેક આંદોલનો આજે આર્યાવર્તમાં દિનરાત ચાલુ છતાં પણ, દેશની ઉન્નતિનું યત્કિંચિત્ ચિહ્ન માત્ર પણ જોવામાં નથી આવતું. આપણી બધી ખટપટો અને આપણા સર્વ પ્રયત્નો આજે સર્વથા નિષ્ફળ થતા જ દેખાય છે, એનું કારણ શું? આપણે ગમે તેટલી ખટપટો કરતા હોઇએ અને ગમે તેટલો ઉદ્યોગ આદરતા હોઇએ, છતાં પણ તેનું ફળ આપણને કાંઇ જ ન મળે, ત્યારે અવશ્ય એનું કોઈ મહાન્ બળવાન્ કારણ હોવું જ જોઇએ, એવો મારો તો અભિપ્રાય છે. પરંતુ તે કારણ શું છે, એ હું અદ્યાપિ જાણી શકયો નથી!"

"આજે વેડર્બર્ન જેવાઓનો સ્વાર્થત્યાગ વ્યર્થ થાય છે; સુરેન્દ્રનાથ બેનરજી જેવાઓના વક્તૃત્વનું ફળ જોઇએ તેવું નથી મળતું; પ્રોફેસર બોઝ જેવાની કલ્પનાશક્તિનો લય થઈ જાય છે; રાનાડે જેવા વિદ્વદ્રત્નોની વિદ્વત્તાનું મૂલ્ય અંકાતું નથી અને રોમેશચંદ્ર દત્ત જેવાઓના લેખોનો કશો પણ ઉપયોગ થતો જોવામાં નથી આવતો, એ વિશે પણ તમારા મનમાં કેટલીકવાર વિચારો આવ્યા હશે જ અને તેથી તેવા પ્રયત્નો કરનારાઓમાં મારા જેવા એક સાધારણ મનુષ્યનો વધારો થવાથી, દેશને એટલો બધો તે શો લાભ થવાનો હતો, એવી પણ કદાચિત્ કોઇના મનમાં શંકા આવવાનો સંભવ છે ખરો." ડાકટર વિષ્ણુપ્રસાદે રજનીના કથનનું વિશેષ વિવેચન કરીને પછી પોતાના પક્ષને સિદ્ધ કરવાના હેતુથી કહ્યું કે; "પરંતુ એ શંકાનું નિરસન કરતાં મારે જણાવવું જોઇએ કે, આપણા અગ્રેસરોના કેટલાક પ્રયત્નો વ્યર્થ થતા જોવામાં આવે છે. તેનું મૂળ કારણ એ છે કે, કોંગ્રેસ જેવી મોટી મોટી અનેક સંસ્થાઓ સ્થાપીને પણ અંતે તો આપણે રોદણાં જ રોવાનાંને? આપણે ગમે તેટલો પોકાર કરીએ અને આપણા અગ્રેસરો કમર કસી કસીને ઇંગ્લંડ સુધી પણ દોડી જાય, તો પણ જ્યાં સુધી આપણામાં પરસ્પર તિરસ્કાર, કુસંપ અને સ્વાર્થપરાયણતા તથા દેશદ્રોહ આદિની પ્રબળતા છે અને અનુકંપા તથા સંપ તેમ જ દેશભક્તિનો અભાવ છે, ત્યાં સુધી આપણો ઉદય કદાપિ થવાનો નથી. જાપાન જેવો આપણા દેશનો યશોદુંદુભિ સર્વત્ર ગાજવાનો નથી, સુધરેલાં રાષ્ટ્રોની પંક્તિમાં આપણો દેશ બેસનાર નથી અને જે સુખનો આસ્વાદ આજે ભાગ્યશાળી યુરોપિયન, અમેરિકન અને જાપાની જનોને મળ્યા કરે છે, તે આશીર્વાદ આપણા હત-

ભાગી આર્યાવર્ત્તવાસીઓને મળવાનો લેશ માત્ર પણ સંભવ નથી, ત્યારે આપણા એ પ્રયત્નોથી લાભ શો? આવા આવા વિચારોથી સર્વના મનમાં નિરાશા ઉત્પન્ન થવાનો પૂરેપૂરો સંભવ છે."

"ત્યારે કોંગ્રેસ જેવી સંસ્થાઓથી કશો પણ લાભ થવાની શક્યતા નથી જ કે શું? જો એમ જ હોય, તો પછી આટલા બધા જીવસટોસટના પ્રયત્નો કરવાની અગત્ય શી?" રજનીકાંતે અત્યંત આતુરતાથી સવાલ કર્યો.

" નહિ, એમ ધારવું બહુ જ ભૂલ ભરેલું છે. કદાચિત્ હાલ થોડા વખતમાં જ આપણને એનું ફળ પણ મળે, તો પણ કોઈ વેળાએ તો અવશ્ય એનો લાભ આપણને મળવો જ જોઇએ. કહ્યું જ છે કે, કોઇક કાળ ફળદાયક થઈ પડે છે. આપણને નહિ તો, એનું ફળ આપણી ભાવી પ્રજાને મળશે, એમ ધારીને આપણું કર્ત્તવ્ય તો આપણે બજાવવું જ જોઇએ. કેટલાક દેશહિતૈષી નરો સ્વર્ગવાસી થયા છે અને કેટલાક વૃદ્ધ થઈ ગયા છે, માટે હવે કેટલાક તરુણોએ દેશહિતનાં કાર્યો કરવા માટે સ્વાર્થનો ત્યાગ કરી કમર કસીને તૈયાર થઈ જવું જોઇએ. આપણા વેદાંત જેવા વિશ્વવ્યાપક ધર્મનો પણ યૂરોપ આદિ દેશોમાં આપણે પ્રચાર કરવો જોઇએ. એથી ત્યાંના લોકોની આપણાપ્રતિ સારી લાગણી થવાથી ભવિષ્યમાં આપણને ઘણો જ લાભ મળી શકવાનો સંભવ છે. રાજકીય વિષયોનો હું સારો અભ્યાસી ન હોવાથી મારી સંન્યાસ લઇને ધર્મ-વેદાંત ધર્મ-નો ઉપદેશ આપવાની જ પ્રબળ ઇચ્છા છે; અને આવતી કાલે જ મારો સંન્યાસ લેવાનો નિશ્ચય થઈ ગયો છે અને તે આપ પૂરો થયેલો જોઈ શકશો જ."

"ત્યારે હું એક સંન્યાસિનીના વેશમાં આપની સાથે શામાટે ન આવી શકું? મને પણ સાથે લેતા જશો, તો આપનો અત્યંત ઉપકાર થશે!" શ્રીમતીએ પોતાના પતિનો આવો નિશ્ચય થયેલો જોઇને વિનતિ કરતાં કહ્યું.

"ના; મારી એવી ઇચ્છા નથી. હું એકલો જ ભ્રમણ કરવા ઇચ્છું છું, એમાં મારા બે ત્રણ ઉદ્દેશ અને હેતુ સમાયલા છે. જો તારી પણ દેશસેવા કરવાની જ ધારણા હોય, તો તું તારી દેશભગિની અશિક્ષિત અબળાઓને યોગ્ય શિક્ષણ આપીને તેમને જ્ઞાનનું દાન આપવાના વ્રતનો સ્વીકાર કર અને એકનિષ્ઠ પતિપરાયણ રહીને અહીં જ બેસી રહે. મારી આજ્ઞાને શિરસાવંદ્ય કરવી, એ તારો પરમ ધર્મ છે. માટે હું ધારું છું કે, તું વધારે બોલીશ નહિ!" વિષ્ણુપ્રસાદે કહ્યું.

"હું આપની ઇચ્છાને આધીન છું." શ્રીમતીએ સવિનય ઉત્તર આપ્યું.

"પણ અત્યારે ને અત્યારે જ આપ હૉસ્પિટલનો ચાર્જ કોને આપી જશો, એનો આપે કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે?" રજનીકાંતે એક નવીન પ્રશ્ન શોધી કાઢ્યો.

"હું અહીંનો કામચલાઉ ચીફ મેડીકલ ઑફીસર છું, એ તો આપ જાણો છો જ. આજે સવારમાં જ મને કાગળ આવી ગયો છે અને તેમાં જણાવ્યા પ્રમાણે આવતી કાલે સવારમાં જ, પહેલાંના ડાક્ટર સાહેબ અહીં આવીને પોતાની જગ્યાનો ચાર્જ સંભાળી લેવાના છે. એટલે મારા કાર્યમાં કશો પણ બાધ આવે તેમ નથી જ." વિષ્ણુપ્રસાદે રજનીના પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર આપ્યું.

"ઈશ્વરેચ્છા બલીયસી !" એવો ઉદ્ગાર કાઢીને સર્વ જનો રાત બહુ મોડી થઈ ગયેલી હોવાથી પોતપોતાની શય્યામાં જઇને સુઈ ગયાં. સર્વને શાંતિથી નિદ્રા આવી ગઈ. માત્ર શ્રીમતીના ભાગ્યમાં જ એ રાત્રે નિદ્રાનું સુખ સમાયલું નહોતું. મનમાં અનેક પ્રકારના તરંગ ઉઠવાથી શય્યામાં આખી રાત તેણે આમથી તેમ પાસાં ફેરવવામાં જ ગાળી નાંખી.

બીજા દિવસના સૂર્યનો ઉદય થયો અને તે સાથે જગતના નાના પ્રકારના ઉદ્યોગોનો ઉદય થયો. વિષ્ણુપ્રસાદની સ્વદેશસેવા માટેની ઉત્કંઠાનો ઉદય થયો, અનાથ રજનીકાંતની વ્યવસાય મેળવવા માટેની આશાનો ઉદય થયો અને મેરિયનના મનમાં રજનીકાંતના થનારા વિયોગના વિચારને લીધે અસહ્ય શોકનો ઉદય થયો. શ્રીમતીને આજનો દિવસ કાંઇક ભિન્ન પ્રકારનો ભાસવા લાગ્યો હતો. સવારમાં જ હૉસ્પિટલનો પ્રથમનો ડૉક્ટર આવી પહોંચ્યો અને વિષ્ણુપ્રસાદ તેને ચાર્જ આપવા ગયો. એ વેળાએ રજનીકાંત પોતાની મહેરબાન નર્સ મેરિયન પાસે આવ્યો. મેરિયન તેની વાટ જોઇને જ બેઠી હતી. કારણ કે, કલકત્તેથી પોતાના ઓળખીતા અંગ્રેજ પેઢીવાળા પાસેથી તાર મારફતે જોઈતો ખુલાસો તેને સવારમાં જ મળી ચૂકયો હતો. રજનીકાંતના આવતાં જ તેણે સવાલ કર્યો કે, "કેમ મિસ્ટર રજની ! કલકત્તે જવાનો તમે વિચાર કર્યો કે નહિ ?"

એનું રજનીકાંતે વિનયપૂર્વક ઉત્તર આપતાં કહ્યું કે, "અહીં પોલીસખાતામાં અથવા બીજા કોઈ દરબારી ખાતામાં નોકરી કરીને પચીસ ત્રીસ રૂપિયાપર આધાર રાખીને બેસી રહેવા કરતાં કલકત્તે જવાનું હું વધારે પસંદ કરું છું. કદાચિત્ ત્યાંનાં હવાપાણી મને માફક ન આવ્યાં, તો હું પાછો અહીં આવતો રહીશ."

"બહુ સારું. ત્યારે આજે જ તૈયારી કરવા માંડો. કલકત્તેથી મારા મિત્રનો તાર આજે સવારના પહોરમાં જ આવી ગયો છે અને તેમાં તે જણાવે છે, કે જો એ માણસ તમારી ખાત્રીનો હોય અને તે સારો સુશિક્ષિત હોય તો તેને તત્કાળ મોકલી આપો. જો તે મહેનતુ અને હાર્ડવર્કીંગ હશે, તો સો રૂપિયાનો સ્ટાર્ટ આપવામાં પણ કશો વાંધો આવે એમ નથી. રજનીકાંત ! તમે જાઓ છો, એ બહુ જ સારું કરો છો. જો તમારો જીવ ત્યાં ભળી ગયો, તો ભવિષ્યમાં તમને સારો લાભ થવાનો સંભવ છે; પણ ત્યાંની હવા જરાક સારી ન હોવાથી તબીયતની ઘણી જ સંભાળ રાખજો."

"થેંક યૂ ! તમારા ઉપદેશ પ્રમાણે જ વર્તીશ." રજનીએ કહ્યું.

"તેમ જ વારંવાર મને પત્ર પણ લખતા રહેજો અને ત્યાંની બધી હકીકત મને જણાવતા રહેજો. અહીંની કાંઈ વસ્તુ જોઇએ તો કોઈ પણ જાતનો સંકોચ ન કરતાં, પોતાનું ઘર જાણીને એકદમ મંગાવી લેજો."

એમ કહીને મેરિયને કલકત્તાવાળા પોતાના મિત્રના નામનું રજનીને એક પત્ર લખી આપ્યું અને "રજની આવે છે, સ્ટેશનપર માણસ મોકલજો," એવા અર્થનો કલકત્તે એક તાર પણ કરી દીધો.

રજનીકાંત સાંઝ સુધીમાં તૈયાર થઈ ગયો. ડૉક્ટર વિષ્ણુપ્રસાદ પણ માત્ર

ત્રણ વસ્ત્રો પહેરીને જ કલકત્તે જવાને નીકળ્યો. 'માનસિક નિશ્ચય જ પ્રબળ સંન્યાસ છે.' એવા વિચારનો તે એક કર્તવ્યપરાયણ પુરુષ હોવાથી ક્રિયા અને વિધિપૂર્વક સંન્યસ્ત દીક્ષા લેવાનું તેણે ઉચિત ધાર્યું નહોતું. બંને સ્ટેશનપર આવ્યા. રજની અને ડૉક્ટર ગાડીમાં બેઠા. મેરિયને એક સોનાની વીંટી, સોનાનો છેડો અને સોનાનું ઘડિયાળ રજનીકાંતને પ્રેઝંટ આપ્યાં ને રજનીએ ઘણી જ અનાકાની પછી ન છૂટકે તે લીધાં. ગાડી ઉપડી અને મેરિયનનાં નેત્રોમાંથી ખળખળ અશ્રુનો પ્રવાહ વહેવા માંડ્યો. શ્રીમતીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું કે, "તમારી આંખોમાં આટલાં બધાં આંસુ આવવાનું કારણ?"

મેરિયને રડતાં રડતાં જ જવાબ આપ્યો કે, "અનાથ અને વિનયમૂર્તિ રજનીકાંતના વિયોગથી થતું દુઃખ!"

## પ્રકરણ ૧૫ મું
## રજની કલકત્તામાં

"વકતે રફતાકો કરેં યાદ તો કયા હોતા હય!
વહી હોતા હય જો મંજૂરે ખુદા હોતા હય!!"*

ઈશ્વરની લીલા કેવી વિચિત્ર અને અગમ્ય હોય છે તથા ભાગ્યનું ચક્ર કેટલું બધું પ્રબળ હોય છે, એનો રજનીકાંતને આજે પૂરેપૂરો અનુભવ થયો. કયાં કરાંચી જવા માટે નીકળવું, વચ્ચે દિલ્લી જોવાની ઇચ્છા થવી, અકસ્માતના ભોગ થવું; અજ્ઞાત નગરમાં વિષ્ણુપ્રસાદની અને મેરિયનની સહાયતા મળવી! એ સર્વ વિચિત્ર ઘટનાઓના વિચારથી રજનીનો એ જ નિશ્ચય થયો કે, વિશ્વની દોરી તો પરમેશ્વરના જ હાથમાં છે અને મનુષ્ય જે કાંઈ પણ કરવાનું અભિમાન રાખે છે, તે સર્વથા વ્યર્થ જ છે. વળી ડૉકટર વિષ્ણુપ્રસાદની એકાએક બદલાયલી સ્થિતિની સ્મૃતિ થતાં તેના વિચારો એક જૂદી જ દિશામાં વહન કરતા હતા.

બે દિવસના પ્રવાસ પછી ટ્રેન હાવરાના સ્ટેશનપર આવી પહોંચી. ગાડી પ્લેટફોર્મપર આવીને ઉભી રહેતાં જ "બાબૂ રજનીકાંત! બાબૂ રજનીકાંત!" એમ બૂમ પાડતો એક પટાવાળો અહીંતહીં ફરતો રજનીના જોવામાં આવ્યો. રજનીકાંતે ધાર્યું કે, આ નવા પ્રદેશમાં આપણો કોઈ ઓળખીતો નથી, તો મને કોઈ બોલાવે, એવો સંભવ કયાંથી હોય? મારા નામના જ બીજા કોઈ મનુષ્યને એ બોલાવતો હશે. એવો વિચાર થતાં પ્લેટફોર્મપર ઉતરીને તે સ્વસ્થતાથી એક બાજુએ ઉભો રહ્યો અને ખીસામાંથી મેરિયને લખાવેલું પેઢીવાળા સાહેબનું સરનામું વાંચવા લાગ્યો. પાંચેક મિનિટ જેટલો વખત થયા છતાં પણ તે પટાવાળાના પોકારો તો ચાલુ જ રહ્યા, એટલે રજનીએ તેને પૂછ્યું કે, "કયા રજનીકાંતને તમે શોધો છો?"

---

* ગયેલા સમયને યાદ કરવાથી શું થાય એમ છે? કારણ કે, ઈશ્વરની જેવી ઇચ્છા હોય છે, તે પ્રમાણે જ સર્વ થાય છે. લેખક

"જયપુરથી અમારા સાહેબને ત્યાં આવવાના છે તેને!" સિપાઇએ નમ્રતાથી જવાબ આપ્યો.

"જયપુરથી તો હું જ આવેલો છું." રજનીએ કહ્યું.

"ત્યારે ચાલો મારી સાથે."

એમ કહીને તે સિપાઈ રજનીકાંતનો સામાનસુમાન સંભાળીને ઉપાડવા લાગ્યો. પછી રજનીએ આશ્ચર્યથી પૂછ્યું; "તમારા સાહેબે મારું નામ કેમ જાણ્યું? અને હું આજની ટ્રેનમાં જ આવવાનો છું, એ તેમને કેવી રીતે ખબર મળી? હું કોની ભલામણથી અહીં આવેલો છું, તે તમે જાણો છો?"

"જયપુરથી સાહેબને ગઈ કાલે રાત્રે તાર આવ્યો હતો અને તેથી જ તમે આજની ટ્રેનમાં આવવાના છો, એ અમારા જાણવામાં આવ્યું. આપ નર્સ મેરિયનની ભલામણથી જ આવેલા છો. અમારા સાહેબ પાસે બીજા ચાર પાંચ ઉમેદવારો આવ્યા હતા, પણ નર્સ મેરિયનનો પહેલો તાર આવ્યો, એટલે તમારા માટે તે જગ્યા રાખી મૂકીને તેમણે બીજા કોઇને પણ નોકરીમાં રાખ્યો નથી;" સિપાઇએ સંતોષકારક ઉત્તર આપતાં કહ્યું.

તેનું આ ઉત્તર સાંભળીને રજનીકાંતે મનમાં ને મનમાં નર્સ મેરિયનના અનંત આભાર માન્યા—કૃતજ્ઞબુદ્ધિથી તેનાં નેત્રોમાં નીર ભરાઈ આવ્યું. મેરિયનને મનમાં, સહસ્રાવધિ ધન્યવાદ આપતો તે સ્ટેશનથી બહાર આવ્યો; એટલે ડૉકટર વિષ્ણુપ્રસાદે કહ્યું, "હું હવે આપથી છૂટો પડીશ."

"આપ કોને ત્યાં ઉતરશો?" રજનીએ પૂછ્યું.

"ભાગલપુરના સબૉર્ડિનેટ જજ મહાશય કાલીકુમાર બસુ મારા પરમ પ્રિય મિત્ર છે, તેમનો બંગલો કોર્નવાલિસ સ્ટ્રીટ પાસેના હાથીબગાનમાં સ્ટાર થિયેટર પાછળ આવેલો છે. ત્યાં ઉતારો લેવાનો મારો વિચાર છે. એક બે દિવસ પછી રામકૃષ્ણ મઠમાં જવાની હું ઇચ્છા રાખું છું." ડાકટરે કહ્યું.

"અમારી ઑફિસ પણ કોર્નવૉલિસ સ્ટ્રીટમાં જ આવેલી છે;" સિપાઇએ વચમાં ઑફિસના ઠેકાણાનો ઉલ્લેખ કરીને કહ્યું.

"ત્યારે તો ઘણું જ સારું. હું ઑફિસ પાસે ઉતરીશ અને આપ આગળ ચાલ્યા જજો. અહીંથી તો ગાડીમાં સાથે જ ચાલીશું." રજનીકાંતે સાથે જવાની ઇચ્છા દર્શાવી.

"જેવી તમારી ઇચ્છા." ડૉકટરે કહ્યું.

બંને ભાડાની ઘોડાગાડીમાં બેઠા. ગાડીએ કલકત્તા નગરમાં જવા માટે જીર્ણ ગંગા નદીપર બાંધેલા પુલપરથી ચાલવા માંડ્યું. રાત પડી ગઈ હતી, તેથી માર્ગની વિશેષ શોભાનું તેમનાથી અવલોકન કરી શકાયું નહિ. તો પણ ગંગા નદીના ઉદરમાં તરતી નૌકાપરના દીપકોનો આંદોલિત પ્રકાશ, પાણીમાં પડતા પ્રતિબિંબો અને તીર પ્રાંતમાં પ્રસરેલી કેટલીક ચિત્ર વિચિત્રતાને નિહાળીને તેમનામાં અમુક અંશે તો આનંદ થયા વિના રહ્યો નહિ. ગાડી આવીને ઑફિસના બારણા પાસે ઉભી રહી અને રજનીકાંત ઉતર્યો. સિપાઇએ ગાડીવાળાને ભાડું ચૂકવી આપ્યું અને ડૉકટરને હાથીબગાનમાં પહોંચાડવાનું કહ્યું. બીજે દિવસે મળવાનો વાયદો કરીને ડૉકટર

ચાલતા થયા. રજનીકાંતને એક ઓરડો આપવામાં આવ્યો અને સિપાઇએ તેના ખાવા પીવાની પણ વ્યવસ્થા કરી આપી. ખાઈ પીને તૃપ્ત થયા પછી તે એક પુસ્તક વાંચવા લાગ્યો, પણ પ્રવાસનો શ્રમ હોવાથી વાંચતાં વાંચતાં તે નિદ્રાને આધીન થઈ ગયો.

સવારમાં જેવો નિદ્રામાંથી જાગ્રત થઇને રજનીકાંત ન્હાઈ ધોઈ રહ્યો, તેવો જ તેને સાહેબ પાસે લઈ જવામાં આવ્યો. સાહેબે રાતે જ ટેલીફોનદ્વારા સિપાઇને જણાવી દીધું હતું કે, રજની બાબૂને સવારમાં આઠ વાગે મારે બંગલે લઈ આવજો. જે વેળાએ રજનીકાંત સાહેબના બંગલામાં પહોંચ્યો, તે વેળાએ સાહેબ પોતાની મડમ અને બચ્ચાં સાથે નાસ્તો કરતો હતો. રજનીકાંત ત્યાં જઈ સલામ કરીને ઉભો રહ્યો. ઉભા રહેવાનું કારણ એ હતું કે, વિના રજાએ બેસી જવાથી કદાચિત્ બડા સાબ ચીડાઈ જાય! બેચાર મિનિટ સુધી તેને એમ ઉભેલો જોઇને સાહેબે કહ્યું, "વેલ બાબૂ, ઉભા છો શા માટે, આ ચેરપર બેસી જાઓ."

"થેંક્યુ!" કહી રજની ચેરપર બેઠો.

"તમે સારા એજ્યુકેટેડ મેન છો, હું તમારે માટે નાસ્તો મંગાવું?" સાહેબે પૂછ્યું.

"હું આપને ત્યાં નોકરી કરવા આવ્યો છું, માટે બોલવાની વધારે છૂટ લઈ શકતો નથી; પરંતુ મારાથી અહીં નાસ્તો લઈ શકાય એમ ન હોવાથી આશા છે કે, આપ મને માફ કરશો." રજનીકાંતે ખંચાતાં ખંચાતાં, ધીમે ધીમે કહ્યું.

"ગભરાઓ છો શા માટે ? જે કહેવું હોય તે ખુશીથી કહો." સાહેબે તેના ગભરાટનું કારણ સમજી જઇને કહ્યું. "અમારા દેશમાંથી અહીં આવી પોતાની ઓખાતને ભૂલી જઈ શિકારને બદલે ગરીબ ખેડુતોનો જંગલમાં શિકાર કરનારા, પંખાકુલીઓને લાત મારી તલ્લી તોડનારા, સલામ ન કરવાના વાંક માટે કલાર્ક કે નોકરને બૂટનો સ્વાદ ચખાડનારા અને જે ઇન્ડિયનોના પ્રતાપે તથા જેમની લક્ષ્મી-વડે અમારો દેશ આજે આબાદાની ભોગવે છે, તે ઇન્ડિયનોને બ્લેકમેન કહીને નિંદનારા, તુંદ મિજાજી યુરોપિયનો જેવો હું પણ એક યુરોપિયન છું, એમ ન સમજતા. પ્રત્યેક નિયમનો અપવાદ તો હોય છે જ. હું ઇન્ડિયનોને માનની દૃષ્ટિથી જોનારો અને તેમના જ પ્રતાપે અમારી ઉન્નતિ માનનારો છું. મારા સમક્ષ તમારા વિચારો દર્શાવવામાં જરા પણ બ્હીતા નહિ. જે કહેવું હોય, તે ખુશીથી કહો."

"સારી નોકરી મળી, એ પ્રથમ ભાગ્ય અને મારા માલેકનો આવો ઉદાર સ્વભાવ, એ વળી મારું બીજું સદ્‌ભાગ્ય છે; આવા શેઠો ઈશ્વર બધાને આપો!" રજનીકાંત મનમાં જ ગણગણ્યો.

રજનીકાંતે કહ્યું; "હું આપણા કે બીજા કોઇના ધર્મપર કોઈપણ પ્રકારનો આક્ષેપ કરીને તેમાંના દોષો દેખાડવા નથી માગતો; પરંતુ ટુંકામાં એટલું જ જણાવું છું કે, અમારા ધર્મનાં બંધનો એવા પ્રકારનાં છે કે, અન્ય જાતિ સાથે ભોજન-વ્યવહાર કરવાથી અમને જાતિબહાર કરે છે અને એમ કરવાથી અમારા સ્વાભિમાનનો પણ નાશ થઈ જાય છે, એટલા માટે એ રીતિનો સ્વીકાર કરવામાં હું સંમત નથી."

"જો કે પુરાતન આર્યધર્મ તો સર્વશ્રેષ્ઠ હતો જ, પણ હાલના હિંદુ ધર્મની

સ્થિતિ વિશે મારો સારો અભિપ્રાય નથી. અમારા બંગાળમાં ન્યાતબહારનો ભય જ નથી. તમે અમારી સાથે ભોજન કરો અને તમારા જાતિવાળા જાણે તો થોડા ઘણા બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કરી દક્ષિણા દાન આપશો તો તમે પાછા તમારી જાતિમાં જઈ શકશો." સાહેબે કાંઇક કટાક્ષપૂર્વક કહ્યું. "આજના સમયમાં પોતાના મતને દૃઢ કરીને તમારા જેવા જુવાનોએ તો જૂના મતના માણસો સામે ટક્કર લેવી જોઇએ. બાયલાપણાથી તેમના વહેમને વશ થવામાં એજ્યુકેશનને કલંક લાગે છે."

રજનીકાંતે વિનયપૂર્વક કહ્યું, "હિંદુ ધર્મ વિશે તમારો જે અભિપ્રાય બંધાયલો છે, તે અમારામાં અત્યારે સુધારકોના નામથી ઓળખાતા અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ ભારતવાસી આર્યોના પ્રમાદથી જ કરેલા કર્ણદૂષણનું ફળ છે. જેનો હિંદુ ધર્મનાં તત્ત્વો સાથે ઘણો જ સારો પરિચય થયેલો છે, એવા કોઈ મનુષ્ય સાથે જો તમારો સંસર્ગ થયો હોત, તો અત્યારે તમારા મુખમાંથી હિંદુ ધર્મની વિરુદ્ધનાં વાકયો નીકળ્યાં જ ન હોત."

"એ બધી વાતો માનીનતાની જ છે. શિક્ષણ પામેલા અને વિચારમાં આગળ વધેલા મનુષ્યોએ કેવળ લોકાપવાદની ભીતિથી જ પોતાની ઉન્નતિનો આવો અચાનક પ્રાપ્ત થયેલો અમૂલ્ય પ્રસંગ, તેનો કશો પણ લાભ મેળવ્યા વિના, વ્યર્થ તો જવા ન જ દેવો જોઇએ." સાહેબે પુનઃ પોતાના મતની સિદ્ધતા કરતાં કહ્યું.

"ખરું છે, અમને અત્યારે અમારી ઉન્નતિનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયેલો છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી;" રજનીકાંતે ઉત્તર આપ્યું. "પરંતુ એ ઉન્નતિનો માર્ગ સ્વીકારવાની રીતિમાં જ માત્ર મતભેદ છે. લોકોની રૂઢ થયેલી માનીનતાને માન ન આપતાં સ્વચ્છંદ વર્તન કર્યા કરવું, એનો બીજો અર્થ એવો થાય છે કે, જનસમૂહના મનને દુઃખી કરીને થતી સુધારણાને વચ્ચે જ અટકાવવી. એવાં ઉદ્ધત ઉચ્છૃંખલતાનાં કૃત્યોથી આજકાલના સુધારકોએ સમાજ અને દેશની અતિશય હાનિ કરી નાંખી છે. છતાં હજી પણ જો તેઓ સમજે, તો જાગ્રત થઇને માર્ગની એ વક્રતાને સુધારવાનો અવસર કાંઈ દૂર ગયો નથી. જનસમાજને માન આપી જનસમાજની અનુમતિથી સુધારાનો જેટલો ઉતાવળથી પ્રસાર થઈ શકે છે, તેટલો સ્વેચ્છાચારથી કોઈ કાળે પણ થઈ શકવાનો નથી."

ત્યારપછી સાહેબે મુંબઇ ઇલાકાના સંબંધમાં અને ત્યાંના પુષ્કળ પ્રસિદ્ધ પુરુષો-વિશે, તેમ જ સમાજ, ધર્મપંથ, રાજકીય મંડળ ઇત્યાદિની સ્થિતિ વિશે રજનીકાંતને અનેક પ્રશ્ન પૂછ્યા અને પોતાની જેટલી શક્તિ હતી, તેટલા પ્રમાણમાં રજનીએ તે પ્રશ્નોનાં સંતોષકારક ઉત્તર આપ્યાં. પછી ગંભીર મુદ્રા ધારણ કરીને સાહેબે રજનીને કહ્યું;–

"વેલ–મિસ્ટર રજનીકાંત! જેટલો આજે તમારા આ સ્વાભિમાન માટેના સ્વતંત્ર વિચારોને જાણીને હું સંતુષ્ટ થયો છું, તેટલો સંતોષ જો તમે મારી હાએ હા ભણી હોત તો મને ભાગ્યે જ થઈ શકત. આજકાલ કેટલાક ઇંડિયનોમાં અમારા લોકોની વાંદર નકલ કરવાની કુટેવ પડી ગયલી છે, તેમને હું અંતઃકરણપૂર્વક ધિક્કારું છું. હું પણ તમારા વિચારોને જ મળતો છું. જે મેં આ બધો પ્રશ્નોનો

આડંબર કર્યો, તે માત્ર તમારા ખરા વિચારોને જાણવા માટે જ. મારા મત પ્રમાણે ઇંડિયનોએ—ખાસ કરીને ત્રણ નિયમોનું તો દૃઢતાથી પાલન કરવું જ જોઇએ. મદ્યપાનનો નિષેધ, પોતાના દેશનું અને યોગ્ય રીતિ રિવાજોનું પૂર્ણ અભિમાન રાખીને દેશ કે પરદેશમાં પોતાના દેશના વેશનો ત્યાગ ન કરવો—દેશ જાય પણ વેશ ન જાય તે તપાસવું ને ખુશામતનો ત્યાગ કરવો. જાતિબાંધવોનો અને તેમના રીતિ રિવાજોનો તિરસ્કાર કરવો, એના જેવું મૂર્ખતાભરેલું બીજું એક પણ કૃત્ય નથી. સ્વદેશભક્તિનો એથી જ લોપ થાય છે."

એ ઉપદેશનું રજનીના મનમાં સારું પરિણામ થયું. તેણે જે પ્રથમથી જ સંકલ્પો કરેલા હતા, તે એ ઉપદેશથી વધારે દૃઢ થયા. આડી નીકળેલી ચર્ચાનો એટલેથી અંત આવ્યો. સાહેબ નાસ્તો કરી ઉઠચા પછી રજનીને ગાડીમાં સાથે બેસાડી ઑફિસમાં લઈ ગયો અને પોતાના એસિસ્ટંટ મેનેજરનો ચાર્જ તેના હાથમાં સોંપીને પેઢીના બીજા માણસો સાથે તેની ઓળખાણ કરાવી. ત્યાર પછી પોતાના ખાનગી ઓરડામાં લઈ જઇને સાહેબે કહ્યું;—

"મિસ્ટર રજનીકાંત! મને આશા છે કે, તમારાથી મને ઘણો સારો લાભ મળી શકશે. મિસ મેરિયનની ખાસ ભલામણ હોવાથી અને તમારો સ્વભાવ મને ગમતો હોવાથી આ પોસ્ટ જો કે પોણોસોની છે, છતાં પણ એક સ્પેશિયલ ફેવર તરિકે હું તમને સોનો સ્ટાર્ટ આપું છું. રહેવાનું મકાન પણ તમને અહીં જ આપવામાં આવશે. તમે બનતા પ્રયત્ને હાર્ડ અને ઓનેસ્ટલી વર્ક કરશો."

"આપનો એ વિશ્વાસ ફળીભૂત થાય અને મને યશ મળે, એટલી જ મારી તે જગત્પિતાને અનન્ય ભાવે નમ્ર પ્રાર્થના છે;" રજનીકાન્તે શરમાતાં શરમાતાં સંક્ષેપમાં જ બે વાકયો ઉચ્ચાર્યાં.

"જાઓ હવે તમારી ખાવા પીવાની વ્યવસ્થા કરો અને આજનો દિવસ રેસ્ટ લઇને આવતી કાલથી કામપર બેસજો." સાહેબે કહ્યું.

ઉપકાર માનીને રજની ત્યાંથી પોતાના મુકામપર આવ્યો.

મીસ મેરિયનના એ સ્નેહી અને રજનીકાંતના નવા શેઠનું—સાહેબનું—નામ સ્માઇલ હતું. ઇંગ્લિશમાં 'સ્માઇલ' (Smile)નો શબ્દાર્થ 'સ્મિત હાસ્ય' થાય છે એ અર્થ પ્રમાણે જ સ્માઇલ સાહેબ પણ હસમુખો હતો અને સાથે ભલો તથા સત્યાનુવર્તી હોવાથી કલકત્તામાં તેની સારી કીર્તિ હતી. એવા શેઠની પેઢીમાં એસિસ્ટંટ મેનેજરની જગ્યાએ નીમાવા માટે રજનીકાંત પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો.

મુકામપર આવ્યા પછી તે પોતાના ભાગ્યની પ્રબળતા વિશે અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. આજે કોઇને ત્યાં નોકરી શોધવા જાય, તો મોટી અને સારી નોકરી મળવાનું તો જહન્નમમાં ગયું, પણ બૂટપૉલિશ કરવાની નોકરી હોય, તો પણ એમ જ કહેવામાં આવે છે કે, બી. એ. અને એમ. એ. નું સર્ટિફિકેટ લઇને પછી આવો. આજે જ્યાં પેટ ભરવા માટે પણ આટલી બધી પીડા થઈ પડી છે, ત્યાં પારકા પરદેશમાં શરૂઆતમાં જ સો રૂપીઆની નોકરી મળી, એ કાંઈ રજનીનું જેવું તેવું ભાગ્ય કહેવાય નહિ!!

સાંજે પોતાના સુખરૂપ કલકત્તે પહોંચવાના, સ્માઇલ સાહેબના સારા સ્વભાવ વિશેના અને પોતાને નોકરી મળવાથી થયેલા આનંદ વિશેના સમાચાર મિસ મેરિયન તથા રમણિકલાલને જણાવવા માટે તેમનાપર તેણે બે પત્રો લખી નાંખ્યા. રમણિકપરના પત્રમાં તેણે કબ્રસ્તાનમાંના બનાવ અને ડૉકટર વિષ્ણુપ્રસાદ વર્માને અથેતિ વૃત્તાંત લખી જણાવ્યો. પછી નગરમાં જરાક ચક્કર મારવા નીકળ્યો.

* * * *

બીજે દિવસે સવારમાં રજનીકાંત, હાથીબગાનમાં જજ કાલીકુમાર બસુને ઘેર ડૉકટર વિષ્ણુપ્રસાદને મળવા માટે ગયો, પણ ત્યાંથી તેને એવો જવાબ મળ્યો કે, એ ડૉકટર અમારા મિત્ર છે ખરા, પણ અહીં તેમનું આગમન થયું નથી. અમને છેલ્લા મળ્યાને પણ આજે લગભગ ત્રણ વર્ષ થઈ ગયાં છે. આ જવાબથી રજનીકાંતના આશ્ચર્ય અને વિસ્મયનો પાર ન રહ્યો. તેણે વિચાર્યું કે, કદાચિત્ તે રામકૃષ્ણ મઠમાં ગયા હશે. એટલે તેણે પત્ર લખીને ત્યાં પૂછાવ્યું, તો ત્યાંથી પણ ત્રીજે દિવસે ઉપરના જેવો જ જવાબ મળ્યો. ગામમાં પણ તેને શોધવામાં રજનીએ ઘણો પરિશ્રમ લીધો, પણ સર્વ નિષ્ફળ ! અંતે નિરાશ થઇને વિષ્ણુપ્રસાદના કયાંક નીકળી જવાના સમાચાર તેણે મેરિયનને લખી જણાવ્યા. મેરિયને એ વાત ડૉકટરની સ્ત્રી શ્રીમતીદેવીને જણાવી. મેરિયનના ધારવા પ્રમાણે તેની મુખમુદ્રામાં એ શોક સમાચાર સાંભળીને કશો પણ દુઃખસૂચક ભાવ દૃષ્ટિગોચર થયો નહિ !

## પ્રકરણ ૧૬ મું

### નાટક

આપણી વાર્તાનો નાયક શનૈશ્ચરની પીડામાંથી મુક્ત થઇને આજકાલ તો સારી સ્થિતિમાં આવી શકયો છે, માટે તેને તેના કાર્યમાં પ્રવૃત્ત રહેવા દઇને આપણે મુંબઇનો પ્રવાસ કરીએ. ત્યાં નવીનચન્દ્રભાઇએ નવીન ઉભી કરેલી નાટક મંડળીના નાટકના ચેટકને જોઇને મનને નવીન વિષયમાં વાળવા માટે કાંઇક નવીન ચેષ્ટા જોઇએ. ક્ષણે ક્ષણે નવીનતાને પ્રાપ્ત થવામાં જ વિશ્વની ખરી રમણીયતા સમાયલી છે. નવીન વિષયની પ્રાપ્તિ સાથે એથી રુચિવૈચિત્ર્યનો પણ આપણને લાભ થશે. આ વિશ્વ પણ વિચિત્રતાથી ભરપૂર છે અને તેથી જ બાહ્યતઃ સર્વને આટલું બધું રમણીય ભાસ્યા કરે છે.

શનિવારે રાત્રે લગભગ સાડાસાત આઠ વાગ્યાને સુમારે આનંદભુવન નાટકશાળા આગળ લોકોની એટલી તો ભીડ જામેલી હતી કે, બીજાં માણસોને જવા આવવાનો માર્ગ પણ રહ્યો નહોતો. નાટકશાળાનો દરવાજો આઠ વાગે ઉઘડીને નવ વાગે નાટકનો આરંભ થવાનો હતો, પણ આપણી આજકાલની મુંબઇની પ્રજાનો શોખ જૂદો જ છે. તેમાં પણ નાટકનું ચેટક સાંભળ્યું કે, ગમે ત્યાંથી પણ દોડીને તેઓ ત્યાં એકઠા થવાના. એકવાર ખેલ ગમી ગયો કે, પચ્ચીસ પચાસ વાર જોતાં પણ મુંબઇના નાટકખાંઓને તેનો ભાગ્યે જ કંટાળો આવે છે! પાસે પૈસા ન હોય તો મુક

દાગીનો મારવાડીને ત્યાં. ઘર બાળીને પણ તીર્થ તો કરવું જ. એકવાર ખાધા વિના ચાલે, પણ નાટક જોવા વગર ન ચાલે. એવા પોતાના સ્વભાવને લીધે નવીનચન્દ્રની 'ભારત નાટ્યકલોત્તેજક સમાજ'ના 'વિધવાદુ:ખદર્શન' નામના નવીન નાટકના નિરીક્ષણ માટે લોકો સાત વાગ્યાથી જ નાટકશાળા આગળ એકઠા થવા માંડ્યા હતા. આઠ વાગે દરવાજો ઉઘડ્યો ને સૂકી જમીનપર જેમ એકાએક પાણીનું પૂર ફરી વળે, તેમ ત્રીજા અને ચોથા વર્ગના પ્રેક્ષકો નાટકગૃહના અંત ભાગમાં ફરી વળ્યા. પ્રત્યેક પોતામાટે આગળની જગ્યા મેળવવાની ધાંધલ કરવા લાગ્યા, ધક્કાધક્કીના વેપારથી બીજાને કાંઈ પણ ત્રાસ થતો હશે, એનો કોઇને પણ વિચાર હોય એમ લાગતું નહોતું. કોઇનો હાથ મરડાયો, કોઇનો પગ દબાયો, કોઇની ટોપી ઉડી, કોઇની લાકડી ભાંગી, કોઇને લાગી અને કોઈ બાંકડા નીચે પટકાઈ પડ્યો, એ તો જાણે સાધારણ નિત્યની રીત પ્રમાણે બન્યું. ક્ષણ પછી પીટની પીટાપીટ બંધ થઈ. બધા ગોઠવાઈ ગયા. બેસી ગયા પછી પણ તેમનો ગડબડાટ એટલો બધો થવા લાગ્યો કે, "ઓર્ડર ઓર્ડર" કરતાં કરતાં બિચારા આઠ આના અને બાર આનાના રોજે આવેલા ડોરકીપરો અને આડિયન્સ મેનેજરોના ઘાંટા બેસી ગયા. માધવજી મર્હૂમ પણ નવ વાગતાં સુધી બહારની બધી વ્યવસ્થા કરતાં કરતાં પરસેવાથી તરબોળ થઈ ગયા. ધીમે ધીમે ઓર્ચેસ્ટ્રા અને પ્રથમ વર્ગ (ફર્સ્ટ કલાસ)ની રિઝર્વ્હડ બેઠકો પણ આબરુદાર ગૃહસ્થો અને બાનુઓથી ભરાઈ ગઈ. કાયદા પ્રમાણે ત્રણ ઘંટડી થઈ અને ડ્રોપસીન ઉંચકાવાને બદલે નાટક મંડળીના મેનેજર મિસ્ટર ગટર પટરશંકર વિલાસીએ નાટ્યકળાની ઉત્કૃષ્ટતા વિશેના ગટરપટરીયા ભાષણનો પ્રારંભ કર્યો. નવું કંઈ ન હોવાથી, પીટની પઇકડી વાગી;–'અમે ભાષણ સાંભળવા નથી આવ્યા નાટક કરો,' 'સીટ ડાઉન,' 'ગો આવે' 'હુરીઓ'ના પોકારથી નાટકશાળા ગાજી રહી. અંતે ભાષણ આટોપાયું. પાંચ પચાસ તાળીઓના ભયંકર માન સાથે મેનેજર સાહેબ અંદર પધાર્યા અને સૂત્રધાર તથા નટીના પ્રવેશથી આપણી પુરાતન પદ્ધતિ પ્રમાણે નાટકનો આરંભ કરવામાં આવ્યો. વાંચકોને નાટકની વસ્તુ જાણવાની ઇચ્છા હશે જ. તે આ પ્રમાણે છે:—

'રાજનગરના અમૃતરાય મજમુદારની ભાર્યાને આધેડ અવસ્થામાં એક કન્યા જન્મી. તેનું નામ જ્યોતિઃશાસ્ત્રાનુસાર વિમળા રાખવામાં આવ્યું હતું. પોતાની સ્ત્રી અંબાની પજવણીથી, અને પાડોશીઓના વચન બાણથી પરાજિત થઇને અમૃતરાયે પોતાની પુત્રી વિમળાનું સાત વર્ષની કુમળી વયે હરિપ્રસાદ નામના આઠ વર્ષના એક છોકરા સાથે લગ્ન કરી, એક મહાન્ ઋણમાંથી મજમુદારજી મુક્ત થયા. લગ્ન પછી થોડા વખતમાં જ હરિપ્રસાદનું મરણ થતાં બાળક વિમળા વિધવા થઈ. રાંડવું તે શું? એ તે બિચારી વિમળાને ખબર જ ન હોતું અને યુવાવસ્થા પ્રાપ્ત થતાં સુધી રંડાપાનું દુઃખ પણ તેને લાગતું ન હોતું. યુવાવસ્થામાં સધવા સખી કપિલાનું સુખ જોઈ વિમળાને ઓછું આવે છે. એ સ્થાનેથી નાટકનો આરંભ થયો. વિમળા પોતાના પિતાને ત્યાં રહેતા ઉપેન્દ્ર નામના યુવક સાથે સ્નેહમાં પડે છે; તોપણ શરીરથી શુદ્ધ રહે છે. વિમળાની સ્થિતિ દિનપ્રતિદિન કથળતી જાય છે અને

અંતે તે એવા પ્રકારના રોગમાં સપડાઈ જાય છે કે, 'તેને ગર્ભ રહ્યો છે' એવી લોકોને શંકા ઉત્પન્ન થાય છે. તેનાં માતાપિતાને પણ એવી જ શંકા ઉદ્ભવે છે, ને તેથી તેઓ ઉપેન્દ્રને પોતાના ઘરમાંથી હાંકી કાઢે છે. તેઓ દવાથી ગર્ભપાત કરાવવા એક દાઇને વિમળા પાસે મોકલે છે, પણ તે બિચારી વિશુદ્ધ હોવાથી દાઇને ધમકાવીને કહાડી મેલે છે. વિમળાના પિતા અમૃતરાયને પુત્રી નિર્દોષ છે, એવી ખાત્રી થાય છે, પણ લોકો તો ગર્ભપાત કર્યો, એવો બેવડો આરોપ મૂકવા લાગે છે. 'વિમળાને ઘરમાં રાખશે, તો તે નાતબહાર થશે,' એવી લોકોની ગપ્પોથી અમૃતરાય ગભરાય છે. એથી તે પ્રથમ કપિલાને ત્યાં અને પછી કપિલાના એક સગાને ત્યાં રાખે છે. લોકો તેને ત્યાં પણ જંપવા દેતા નથી. અંતે મુંબઈમાં સહકુટુમ્બ રહેતા તેના એક જ્ઞાતિબંધુ મોહનલાલ વકીલને ત્યાં રહેવા અમૃરાય વિમળાને મોકલે છે. અહીંયાં કેટલાક સુધારાવાળા વિમળાને પુનર્વિવાહ કરવા સમજાવે છે, પણ લગ્નનું સ્વરૂપ વિમળા સમજીને ના પાડે છે ને વર્તમાનપત્રોમાં તેના વગોણાં થાય છે. દિવસે દિવસે તેનું શરીર લથડાતું જાય છે. રોગ વધતો જાણી, તેના માબાપ મુંબઈ છોડી જાય છે. મરણપથારીએ પડેલી વિમળા શરમ છોડી પોતાની માતાને બંધુ ઉપેન્દ્રના એકવાર દર્શન કરાવવા વિનવે છે. કપિલા અને તેના પતિ ભોગીન્દ્રને પણ તેડાવવા કહે છે. ઉપેન્દ્રનો પત્તો નથી, તેથી અંગ્રેજી અને ગુજરાતી પત્રોમાં અમૃતરાય ઉપેન્દ્રને સંબોધી એક પત્ર પ્રસિદ્ધ કરે છે ને તેમાં તેને આવવાની પ્રાર્થના કરે છે. એ પત્ર એક ગુજરાતી વર્તમાનપત્રમાં કપિલાના વાંચવામાં પણ આવે છે અને તે બધી બીનાથી વાકેફ થાય છે. તરત જ ટપાલવાળો કાગળ લાવે છે. તે ફોડતાં અમૃતરાય પોતાને તેડે છે, એવી મતલબનો પત્ર નીકળે છે. કપિલા અને ભોગીન્દ્ર મુંબઈ જઈ પહોંચે છે. આણીગમ ઉપેન્દ્ર પણ છાપાનું પ્રસિદ્ધપત્ર વાંચે છે ને મુંબઈ આવે છે. પરંતુ એ સ્નેહસંયોગના પ્રથમ સુખ પહેલાં તો વિમળાનો અમર આત્મા આ વિશ્વાસઘાતક વિશ્વને છોડીને ચાલ્યો જાય છે. સોનાપુરમાં તેના શબને અગ્નિસંસ્કાર કરી ઉપેન્દ્ર સંન્યાસી થઈ ચાલ્યો જાય છે, અને નાટકનો એ સાથે અંત આવે છે.'

સારાંશ કે, નાતજાતનો જુલમ, પુરાણા વિચારોની નિરર્થકતા અને રૂઢિથી થતી હાનિનું દર્શન કરાવીને, સુધારાના એક મુખ્ય સિદ્ધાંત–વિધવાવિવાહને સ્થાપિત કરવા માટેની એ નાટકમાં જેટલી બને તેટલી પ્રબળતાથી ચેષ્ટા કરવામાં આવી હતી. નાટકમાં 'વિધવા દુ:ખદર્શન'ની પૂરેપૂરી સાર્થકતા કરેલી હતી!! નાટકનો અંત પણ અસરકાર રીતે આણેલો હતો—એટલે કે, વિમળા અને ઉપેન્દ્રનો પુનર્વિવાહ કરાવવાને બદલે બન્નેને ઝુરતી અવસ્થામાં સદાને માટે વિખૂટાં પાડી દીધાં હતાં; અને એવો ટ્રેજેડી–દુ:ખાન્ત નાટક કરીને જૂનો હિંદુ સમાજ કેટલો બધો નિર્દય અને કરુણાહીન છે, એ દેખાડવા અને સિદ્ધ કરવાનો કેટલાંક પાત્રોના ભાષણદ્વારા વારંવાર પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

પરંતુ નવીનચન્દ્રની આશા પ્રમાણે એ નાટકનું જોઇએ તેવું સારું પરિણામ આવ્યું નહિ. સુધરેલા પુરુષો તો એ જ વિચારના હોવાથી તેમને એમાં કશી નવી-

નતા ન લાગી. જૂના વિચારવાળાઓને વારંવાર હીણવાનો અને તેમની અયોગ્ય અને અનુચિત ટીકા કરવાનો પ્રયત્ન કરવામાં આવેલો હોવાથી તેમને પણ એ નાટક ન રુચે, એ સ્વાભાવિક જ હતું. બાકી રહ્યો કોઇપણ પ્રકારના ઉદ્દેશ વિનાનો માત્ર મનોરંજન માટે જ નાટક જોવા આવનારો સાધારણ વર્ગ. તેમને પણ નાટક પસંદ આવ્યું નહિ. એટલે કે, નાટકમાં શૃંગારનું ટાહેલું બહુ જ થોડું—નખરાં અને લટકાં મટકાં ભાગ્યે જ ક્યાંક જોવામાં આવે અને હાસ્ય રસ—મશ્કરી ઠઠ્ઠાનો તો એ નાટકમાં અભાવ જ, એટલે ગોડસ ઓફ્ ગેલેરી અને પૅટ્રિયટસ્ ઑફ્ પિટ્—ત્રીજા અને ચોથા વર્ગના દેવો—એ બૂમો મારી મારીને નાટકને નાપાસ કરી દીધું. નાટક ચાલતી વેળાએ પિટ અને ગેલેરીમાંથી વારંવાર વિચિત્ર પોકારો થયા કરતા હતા. જેમ તેમ નાટકનો પ્રયોગ તો બે વાગે પૂરો થયો, પણ નવીનચંદ્ર, માધવજી મરહૂમ અને ગટરપટરશંકર ભાઇનાં હૃદય નિરાશ થઈ ગયાં.

માધવજી મરહૂમ અને ગટરપટરશંકર વિલાસીની નિરાશાનું કારણ માત્ર એટલું જ હતું કે, તેમને ભવિષ્યમાં થનારા લાભનો નાટક નાપાસ થવાથી અટકાવ થયો, પણ નવીનચન્દ્રને તો 'સુધારક શંખનાદ'ના પડી ભાંગવાથી જે હજારેક રૂપિયાનું નુકસાન થયું હતું, તેમાં આજે નાટક નાપાસ થવાથી પંદર સોળ હજારની બાઈ બેઠી. સુધારાના અગ્રેસરનું પદ લીધા પછી આજ સુધીમાં પચ્ચીસેક હજારનો ચાંદલો તો તેના કપાળે ચોંટી જ ચૂક્યો. લક્ષ્મી પગ કરવા માંડે છે, ત્યારે ખબર નથી પડતી, એમ જે કહેવામાં આવે છે, તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. 'સાહબ રૂઠે કયા કરે, અવળી મતિયાં દેત !' એ કહેવત કાંઈ ખોટી તો નથી જ. ફરવા હરવા, ખાવા પીવા અને છાંટા પાણીનો રોજનો પાંચ પચ્ચીસનો ખર્ચ તો ચાલૂ અને આવા ઉંધા ધંધાથી પૈસાની પાયમાલી થાય તે વધારવામાં ! નવીનચન્દ્રને આજકાલ અવળી મતિ જ સૂઝતી હતી. દિવસે દિવસે તેની પડતીનાં ચિન્હો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતાં જતાં હતાં.

આપણી નવલકથાનાં પરિચિત પાત્રોમાંની માત્ર સુશીલા અને સરસ્વતી જ નાટક જોવાને આવેલી હતી. સરસ્વતીનો જો કે નાટકચેટકમાં જવાનો સ્વભાવ નહોતો, પણ પતિની આજ્ઞાનો તિરસ્કાર થાય, તેથી નિરુપાયે તેને નાટકશાળા જેવા એક મર્યાદારહિત અને સાર્વજનિક સ્થાનમાં આજે આવવું પડ્યું હતું. માત્ર સુશીલાએ જ આરંભથી અંતપર્યંત એક ધ્યાનથી નાટકનું અવલોકન કર્યું. જેમ જેમ નાટકનો પ્લોટ આગળ અને આગળ ચાલતો ગયો, તેમ તેમ તેના મનમાં કેટલાક વિચિત્ર ભાવોનું આગમન થતું ગયું. નાટકની નાયિકા વિમળા અને તેની પોતાની સ્થિતિ ઘણેક અંશે મળતી આવતી હતી. વિમળાનો પતિ પ્રત્યક્ષ મરણશરણ થયો હતો, સુશીલાનો પતિ રજનીકાંત દૂર દેશમાં મરી ગયાનો બીજાઓના કહેવાથી નિશ્ચય થઈ ગયો હતો; સુશીલા પોતે સુધરેલા વિચારની હતી, એવામાં નાટકની નાયિકા વિમળાની આવી વૈધવ્યમાં થતી દુર્દશાને દેખીને પુનર્લગ્ન કરવાની એક નૂતન ઇચ્છા તેના હૃદયમાં ઉત્પન્ન થઈ. એ તો જગતનો એક નિયમ જ છે કે, કોઈ પણ સારા કાર્ય કરતાં નઠારા કાર્યનું કોઈપણ મનુષ્યના મનમાં સત્વર અને તાત્કાલિક પરિ-

ણામ થાય છે. સુશીલા જેવી એક ઉચ્છૃંખલ અને ચંચળ મનની ચપળાના હૃદયમાં એવી ભાવના ઉદ્ભવે, એમાં આશ્ચર્ય જ નહતું.

"મારે આ જન્મપર્યન્ત વિધવાપણું વેઠીને મારા સ્ત્રીજન્મનો સંહાર શા માટે કરવો? સ્ત્રી મરી જાય, તો તેની ચિતામાં બળીને પુરુષો સતા થયા હોય, એવું એક પણ ઉદાહરણ મળ્યું નથી, ત્યારે મુવા ધણીની ચિતામાં બળી મરીને સ્ત્રીઓ શા માટે સતી થઈ હશે? માત્ર તેમના મનની નિર્બળતા અને લોક અપવાદની બીકને લીધે જ. પણ મારા જેવી વીસમી સદીના સુધરેલા જમાનામાં જન્મેલી અને એક સુશિક્ષિત સ્ત્રીએ એમ કરવાની કશી પણ જરૂર નથી! કહ્યું છે કે જ્યાં સુધી જીવવું, ત્યાં સુધી સુખમાં જ જીવવું. કારણ કે, ભસ્મીભૂત થઈ જવા પછી આ દેહ કાંઈ ફરી ફરીને પ્રાપ્ત થઈ નથી શકતો. માટે મારે હવે કોઇપણ યોગ્ય પુરુષ શોધીને શા માટે પુનર્વિવાહ કરવો ન જોઇએ?"

આવો સુશીલાનો નિશ્ચય થયો, અને એ વિશેના વિચારો એક પછી એક તેના મનને અશાંત કરતા રહ્યા, તેથી આખી રાત તેની આંખોએ નિદ્રાનો લેશ માત્ર પણ ઉપભોગ અનુભવ્યો નહિ.

*            *            *            *

એ પ્રથમ પ્રયોગ થઈ જવા પછી 'વિધવા દુઃખદર્શન' નાટકના બીજા પણ બે ત્રણ પ્રયોગો કરવામાં આવ્યા, પણ દરેક વખતે પચાસ પોણોસોથી વધારે આવક થઈ નહિ. લાચારીએ 'સુધારક શંખનાદ' પ્રમાણે જ નાટક કંપનીને પણ બંધ કરવાની નવીનચંદ્રને માથે ફરજ આવી પડી. એકટરોને પગાર ચૂકવી દેવામાં આવ્યા, અને તેઓ ત્યાંથી નીકળીને જૂદે જૂદે સ્થાને વિખરાઈ ગયા. નાટકના ડ્રેસ અને બીજા સામાનની પેટીઓ તથા પડદા, સીનરી અને ફરનીચર વગેરે એક ગોડાઉનમાં ભરી રાખવામાં આવ્યાં. વર્તમાનપત્ર અને નાટક કંપની કાઢીને સુધારાનો ફેલાવો કરવાના તેના હવાઈ વિચારો હવામાં જ ઉડી ગયા, અને "ભાઈ ક્યાં ગયા હતા?' તો કહે કે, "જ્યાંના ત્યાં," એવી જ તેની સ્થિતિ થઈ પડી. વિરુદ્ધ પક્ષવાળાઓને તેની ટીકા કરવાનું આ એક અચાનક નવીન સાધન આવી મળ્યું. ગાંઠના ગોપીચંદન કરવાં અને લોકોમાં બદનામ થવું, એ જ લાભ તેને મળ્યો. શરમને લીધે થોડા દિવસ તો તે ઘરમાંથી પણ બહાર ન નીકળ્યો—આવો ઉપદેશ જો પ્રથમ તેને કોઇએ આપ્યો હોત, તો તે ભાગ્યે જ માનત! એટલા માટે જ મોટાઓએ કહ્યું છે કે, 'માણસ વાળ્યો ન વળે, પણ હાર્યો વળે છે.' હાલ તો નવીનચંદ્રભાઈ;—

"ન ગયા કાશી ન ગયા ગામ;
ઝખ મારીને આવ્યા ઠામ."

## પ્રકરણ ૧૭ મું

### કાલીઘાટ

રજનીકાંતને કલકત્તામાં આવ્યાને અને નોકરીમાં રહ્યાને આજે લગભગ બે માસ વીતી ગયા છે. મી૦ સ્માઇલની તેનાપર અત્યંત કૃપા હોવાથી તે સર્વ પ્રકારે સુખી

છે. જેને તે સદા એક સદ્ગુણી સ્ત્રી સમાન માને છે, તે મેરીયનનાં પત્રો તેને વારંવાર મળતાં હોવાથી, દિવસે દિવસે તેનું હૃદય વધારે અને વધારે જ પ્રફુલ્લિત રહ્યા કરે છે. માત્ર વિષ્ણુપ્રસાદ ડૉકટર વિશે જ કોઈ કોઈ વાર તેના મનમાં ચિંતા થયા કરે છે.

જેવી રીતે મુંબઇમાં ચોપાટી, ઍન્ડસ્ટેન્ડ અને પાલવા બંદર આદિ ફરવા હરવા અને હવા ખાવાનાં સ્થાનો છે, તેવાં જ કેટલાંક સ્થાનો કલકત્તામાં પણ છે. કાલીઘાટ તે સ્થાનોમાંનું એક છે. રજનીકાંત ઘણીકવાર સાંઝે ઓફિસના કામમાંથી મુક્ત થતાં કાલીઘાટપર ફરવા જતો હતો અને કાલીમાતાનાં દર્શન કરીને એક પંથ દો કાજવાળી કહેવતને સાર્થક કરતો હતો.

આજે પણ સંધ્યાકાળનો સમય થઈ ગયો હતો અને સૂર્ય, રાત્રિ દેવીના અંકમાં પોઢી વિશ્રાંતિ લેવા જવાને ઉત્સુક થયેલો દેખાતો હતો. સકલ જગત્ પણ ઉદ્યોગના પરિશ્રમથી મુક્ત થઈ વિશ્રાંતિ લેવાના પ્રયત્નમાં લીન થતું હતું. રજનીકાંત પણ પોતાના વ્યવસાયથી મુક્ત થઇને નિત્યના નિયમ પ્રમાણે કાલીઘાટપર આવી, એક બાંકડાપર બેઠો.

કાલીઘાટમાં કાલીનું મંદિર છે અને કલકત્તા નામ એના આધારે જ પડેલું છે. આદિ ગંગાના પ્રવાહના તીરે કલકત્તા નગરથી લગભગ એક માઇલપર, દક્ષિણ દિશામાં કાલીઘાટ આવેલો છે. એની આસપાસનો પ્રદેશ પુરાણા સમયમાં કાલીક્ષેત્રના નામથી ઓળખાતો હતો. જે સ્થાનેથી પ્રથમ ગંગાનો પ્રવાહ, હુગલી નદીના રૂપમાં ફેરવાઈ જવા પહેલાં વહેતો હતો, તે સ્થાન અદ્યાપિ પૂજ્ય મનાય છે. અત્યારે તે પ્રવાહના સ્થાનમાં કયાંક કયાંક કેટલાંક ખાબોચિયાં છે. એ સ્થાને કેટલાંક મંદિરો અને સ્મશાનભૂમિનાં ચિન્હો પણ જોવામાં આવે છે. કાલીનું વર્ત્તમાન મંદિર લગભગ ત્રણસો વર્ષનું પુરાતન છે, પરંતુ તે વધારે શોભાયમાન કે રમણીય નથી.

કાલીને ઘણીકવાર માત્ર દેવીના નામથી પણ ઓળખવામાં આવે છે. એ હિમાલયની પુત્રી અને શિવની ભાર્યાનાં બે સ્વરૂપો માનવામાં આવે છે—એક સૌમ્ય અને બીજું ક્રૂર. જયારે તે પોતાના સૌમ્ય સ્વરૂપમાં હોય છે, ત્યારે ઉમા, અથવા પાર્વતીના નામથી લોકોમાં ઓળખાય છે, તથા જે વેળાએ તે પોતાના ભયંકર અને ભયાનક સ્વરૂપમાં હોય છે, તે વેળાએ તે દુર્ગા, કાલી, ચંડિકા અને ભૈરવીના નામથી ઓળખાય છે. કાલીઘાટમાંની કાલી, તે શિવભાર્યાનું ભયંકર સ્વરૂપ છે.

કાલીનાં દર્શન કરીને તે નદીતીરે ચાલતો ચાલતો એક બાંકપર આવી બેઠો. એ વેળાએ સૂર્યાસ્ત થઈ ચૂકયો હતો, સર્વત્ર અંધકારનું આવરણ પથરાઈ ગયું હતું. રજનીકાંતના મનમાં ઘણાક વિચારો અને અનેક તર્કવિતર્કો થતા હોવાથી તે વારંવાર એ સ્થાને કલાકોના કલાક સુધી આવીને બેસી રહેતો હતો. બાંકપર બેસવા પછી માથાપરની ટોપી ઉતારીને જેવો તે તેને બાંકપર બાજૂના ખાલી ભાગમાં મૂકવા જતો હતો, તેવો તેનો હાથ અચાનક એક ઓફિસ બૅગપર અથડાયો. તે એક ચામડાનું પાકીટ હતું. પ્રથમ તેને એવો વિચાર આવ્યો કે, "આ પાકીટ કોઈ

ગૃહસ્થનું હશે, અને તે અહીં મૂકીને આટલામાં જ ક્યાંક ગયો હશે!" પણ અરધો કલાક વીતી જવા છતાં પણ જ્યારે કોઈ આવ્યું નહિ, ત્યારે તે પાકીટ ઉપાડીને તેણે જોયું તો તે બંધ કરેલું નહોતું. ચાંપ દાબતાં જ ઉઘડ્યું–અંદર શું હતું? અલભ્ય વસ્તુ! તે વસ્તુને હાથમાં લઈ ખોલી જોતાં જ તે ચિત્તભ્રમ જેવો બની ગયો–તેને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ! એ પાકીટમાં નોટોનાં પાંચ બંડલ હતાં અને બંડલમાં, દશ દશ, વીશ વીશ ને પચાસ, સો, પાંચસો ને હજારની નોટનાં જૂદાં જૂદાં બંડલ હતાં. એ પાંચ બંડલમાં બધી મળીને અઢી લાખની ચલણી નોટો હતી. રજનીકાંત જાણે એ સમયે પોતે કુબેરના ધનકોષના ભંડારગૃહમાં જ બેઠો હોય, એવો તેને ક્ષણ માત્ર ભ્રમ થઈ ગયો!

લક્ષ્મીની અચાનક પ્રાપ્તિ થતાં સર્વનું મન પ્રસન્ન થાય છે, તો આવી એક ન ધારી શકાય તેવી મોટી રકમ આવી મળતાં જો રજનીકાંત પણ કાંઇક અસાધારણ આનંદમાં આવી જાય, તો તે બનવા જોગ છે. કારણ કે રજની પણ એક મનુષ્ય જ હતો અને મનુષ્યના મનમાં થોડે કે ઘણે અંશે લક્ષ્મીનો લોભ હોય, એ સ્વાભાવિક જ છે.

જેની કૃપાથી ચોર પણ શાહુકાર કહેવાય છે, કૃપણ દાની ગણાય છે અને આ વિશ્વમાં રાત દિવસ દીવાળીનાં સુખો અનુભવાય છે, તે ધન કોને ન ગમે? દરિદ્રી–ધનહીન મનુષ્યનો જન્મ જ વૃથા છે, એમ શાસ્ત્રકારો અને નીતિવેત્તાઓ પણ કહી ગયા છે. ભંડારમાં ધનની વિપુલતા હોય છે, ત્યારે મિત્ર, સગાં સંબંધી બધાં પાસે પાસે આવતાં જાય છે અને મનુષ્યને જેવી જોઇએ તેવી મહત્તા મળી શકે છે. ધનના પ્રભાવે કોઈ પણ પ્રકારની ન્યૂનતાની સત્વર પૂર્તિ કરી શકાય છે, વધારે તો શું પણ ધનના યોગે પરમેશ્વરને પણ જઈ ભેટી શકાય છે! અને ધન ન હોય તો કશું પણ થઈ શકતું નથીઃ–

"પૈસા હોતો મરનેપેભી આબરૂ મિલે;
રોરો કે ખેશ ભાઈ જનાજે કો લે ચલે;
મુલ્લાં કફ્નકી દૌડકે તૈયારિયાં કરે;
પૈસા ન હો તો ફાતેહાભી કોઈ ના પહ્ડે."*

એવા પૈસા વિશે રજનીકાંતના મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લગ્યા. તે મનમાં જ વિચાર કરતો કહેવા લાગ્યો કે, "મનુષ્યનું નસીબ જ્યારે સારું થાય છે, ત્યારે તેને ચારે તરફથી એકસરખા જ લાભો થવા માંડે છે. એમ જે કહેવામાં આવે છે, તે કાંઈ ખોટું તો નથી. મેરિયન અને ડૉક્ટર વિષ્ણુપ્રસાદની સહાયતા મળી, મેરિયનના પ્રતાપે સો રૂપિયાની નોકરી મળી, અને આજ અચાનક આ અઢી લાખની સામટી રકમ કોઇપણ પ્રકારના પ્રયત્ન વિના હાથમાં આવી પડી! ઈશ્વરની કેવી વિચિત્ર લીલા! આટલાં દુઃખો દેખાડીને આજે એકદમ તેણે મને

* "જો પૈસા હોય તો મરવા પછી પણ મનુષ્યને માન મળે છે. ભાઈ અને સગાં રોઈ રોઇને જનાજાને લઈ ચાલે છે, તેમ જ મુલ્લાં દોડીને કફ્નની તૈયારીઓ કરે છે. પણ જો પૈસા ન હોય તો કોઈ ફાતેહા પણ ભણતું નથી!" મુરાદ.

તવંગર બનાવી દીધો! મરતાને જીવાડી દીધો! બસ. હવે ભાગ્ય કે પરમેશ્વરને દોષ આપવાનો પ્રસંગ જ રહ્યો નથી. ભાગ્યના ભુવનમાં જે દારિદ્રયસ્વરૂપ અંધકાર છવાઈ ગયો હતો, તેનો આજે આ ધનના દીપકથી પ્રતિકાર થઈ ગયો છે! હવે સર્વત્ર પ્રકાશ છે, સર્વત્ર આનંદ છે અને સર્વત્ર વિલાસ છે. વાહરે ભાગ્ય વાહ!"

પરંતુ છેલ્લા શબ્દો ઉચ્ચારતાંની સાથે જ એકાએક તેના આનંદનો લોપ થઈ ગયો અને તેને સ્થાને તેની રમણીય મુખમુદ્રામાં એક પ્રકારનો અત્યંત ગંભીર ભાવ છવાઈ રહ્યો.

તેના મનમાં પ્રથમ કરતાં સદંતર વિરુદ્ધ ભાવનાઓ જ આવવા લાગી, પણ એકનો શોક તે બીજાનો આનંદ અને એકનો આનંદ તે બીજાનો શોક! એ નિયમનું હું વિસ્મરણ કેમ કરું છું? મારામાં આ શયતાન ક્યાંથી ભરાય છે? મને અચાનક આ માલ મળવાથી આ ક્ષણે જેટલો આનંદ થાય છે, તેટલો જ એ માલ ખોનારના મનમાં શોક નહિ થતો હોય? તેમાં પણ જો કોઈ કલાર્ક ઇત્યાદિના હાથે આ ભૂલ થઈ હશે, તો તેના પ્રાણ જ ઉડી ગયા હશે! મારે આ પૈસાની આશા કોઈ પણ પ્રકારે ન જ રાખવી જોઇએ. હું દુ:ખી છું, નિર્ધન છું, તોપણ મારે મારી પ્રામાણિકતાનો ત્યાગ ન કરવો જોઇએ. જો હું આ માલ પચાવી પાડીશ, તો ઈશ્વરની સભામાં અવશ્ય અપ્રામાણિક અને પાપી બનીશ. આ હરામના માલનો સ્વીકાર કરવો સર્વથા અયોગ્ય જ છે. લોકોનો તો એવો જ રિવાજ છે કે, અચાનક જે હાથમાં આવી જાય, તેમાં હરામ હલાલનો વિચાર શા માટે કરવો જોઇએ? પણ મારું હૃદય મને એમ કરવા ના પાડે છે. જે ઈશ્વરનો ભય રાખે છે, તેઓ હરામપર પોતાની નજરે કરતા નથી. જો આ માલ હું રાખું તો એવા મારા ખ્યાલપર પણ લઅ્નત હો! હલાલની કમાઇની દાળરોટીમાં સંતોષ માનીને હરામના દૂધપાક પૂરીપર જે થુંકતા પણ નથી, તે જ ખરા પ્રમાણિક અને પ્રતિષ્ઠિત પુરુષો ગણાય છે. તવંગર થવા કરતાં એવા પ્રતિષ્ઠાવાન્ થવું, એ હજાર દરજ્જે વધારે સારું છે. દૌલત કોની થઈ છે ને કોની સાથે ગઈ છે? ચાર દિવસના જીવન માટે શાશ્વત ધર્મ અને સત્યનો શા માટે નાશ કરી નાંખવો! નહિ નહિ—હું આ માલનો ઉપયોગ નહિ કરું, તેના માલિકને પહોંચાડીશ.

"ઇકબાલમન્દ બનકે સિકંદર કિધર ગયા? દારાકા વો ગુરૂરભરા સર કિધર ગયા?
જમશેદકા ખજાના ઔર લશ્કર કિધર ગયા? કારૂન મરકે દૌલતો જરપર કિધર ગયા?
શદ્દાદને બિહિશ્ત બનાઈ તા ક્યા કિયા? ફિરઔનને ખુદાઈ ચલાઈ તો ક્યા કિયા?*

"જ્યારે એવા એવા નરો પણ રહેવા નથી પામ્યા, તો હું ક્યાંથી આબાદ રહી શકીશ? બધાના ખજાના જ્યારે ખાકમાં મળી ગયા છે, તો આ દોલત ક્યાં કાયમ રહી શકે એમ છે? જ્યારે સૃષ્ટિનો નષ્ટ થવાનો પરાપૂર્વનો ધર્મ અને સ્વ-

---

* "ભાગ્યવાન્ બનીને સિકંદર ક્યાં ગયો? દારાનું તે ગર્વથી ભરેલું મસ્તક ક્યાં ગયું? જમશેદનાં ખજાનો અને લશ્કર ક્યાં ગયાં? શદ્દાદે સ્વર્ગ બનાવીને શું કર્યું? અને ફિરઔને ખુદાઈ ચલાવીને શો લાભ મેળવ્યો?" આફસું.

ભાવ જ છે, તો હે રજની! તું પણ અહીં લાંબો વખત રહેવાનો નથી. જ્યારે તું નથી રહેવાનો ત્યારે આ ક્ષણિક સુખદાયક ધનની લોલુપતા રાખી સ્વર્ગના અક્ષય સુખનો નાશ શા માટે કરે છે?" એવો તેણે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો.

પ્રમાણિકતા, એ શ્વાનના અંગમાં રહેલો એક સર્વ સામાન્ય ગુણ છે. પરંતુ મનુષ્ય પ્રાણીમાં તે કવચિત જ મળી આવે છે. શ્વાન મનુષ્યમાં પ્રેમ રાખે છે, અને પ્રમાણિક રહે છે; પણ મનુષ્યો તો જ્યાં સુધી પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત ન થઈ હોય, ત્યાં સુધી જ પ્રમાણિકતા બતાવે છે. એકવાર હેતુ સિદ્ધ થયો કે, અલાસ! એમ છતાં પણ તેઓ પોતાના નરજન્મ માટે અનિવાર્ય અભિમાન ધરાવે છે. ખરેખર જો આ લોકમાં સત્યતા, પ્રમાણિકતા અને ભક્તિ જ સદ્‌ગુણ મનાતા હોય, તો તો શ્વાન જ બધા કરતાં શ્રેષ્ઠ છે; અને સ્વાર્થતા, અસત્ય અને દાંભિકતા જ ખરા સદ્‌ગુણો હોય, તો મનુષ્યો શ્રેષ્ઠ છે! આવો નિયમ છતાં રજનીકાંત જેવા કેટલાક અપવાદરૂપ પ્રમાણિક પુરુષો નીકળી આવે છે—નહિ તો શયતાનોથી તો આ દુનિયા ભરેલી છે જ.

વિચારમાં ને વિચારમાં સાડા આઠ નવ વાગ્યાનો અમલ થવા આવ્યો. સર્વત્ર પ્રસરેલા અંધકારરૂપ વાદળામાં માર્ગમાંના સરકારી દીપકરૂપ તારાનો મંદ પ્રકાશ કવચિત્ દૃષ્ટિગોચર થતો હતો. મનમાં એકાએક એક વિચાર આવતાં જ રજનીકાંત ત્યાંથી ઉઠ્યો અને ભાડાની ગાડી કરી થોડી જ વારમાં મી૦ સ્માઇલને બંગલે આવ્યો.

સાહેબ જમી ખાઇને ઇઝીચેરપર સિગાર પીતા પડ્યા હતા. કોઈ દિન નહિ ને આજે રાતના સમયે રજનીકાંતને અચાનક આવેલો જોઇને તે વિસ્મય પામ્યો. અધુરામાં પૂરું રજનીના મુખમાં કાંઈક આતુરતા અને ગભરાટનો ભાવ છવાયલો જોઇને તેના મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ ઉઠવા લાગી. રજનીકાંતે હાથમાંના બેગને ખોલીને નોટોનાં પાંચ બંડલ ટેબલપર મૂક્યાં અને કહ્યું કે, "સાહેબ! કૃપા કરીને જુઓ કે આ શું છે?"

નોટો જોઇને અને ગણી જોતાં તે અઢી લાખની રકમની થતાં, સાહેબના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ બધો જાદૂ ટોણાનો ભેદ તેના સમજવામાં આવી ન શક્યો, અને તેથી મુખમાંથી કાંઈ પણ શબ્દ ન ઉચ્ચારતાં તે એક ધ્યાનથી રજનીકાંતના મુખ સ્હામું જોઈ રહ્યો. થોડીવાર પછી તેણે સવાલ કર્યો કે, "મિસ્ટર રજનીકાંત! આ તમે ક્યાંથી લાવ્યા?"

રજનીકાંતે કાલીઘાટપર જવાનો અને ત્યાંથી એ નોટોવાળું પાકીટ મળવાનો બધો વૃત્તાંત સાહેબને કહી સંભળાવ્યો. તે સાંભળીને સાહેબે કહ્યું કે, "હવે આનું તમે શું કરવા માગો છો?"

"હું અહીં એક પરદેશી છું, માટે આપ મારી સાથે પોલીસ કમીશનરની ઓફીસમાં ચાલો. આ માલ મળવાની ખબર આપણે ત્યાં નોંધાવી દઇએ. આ નોટો હાલ આપના કબજામાં રાખો. એનો ખરો માલિક જો બરાબર નિશાનીઓ આપશે તો તેને તેનો માલ જેમનો તેમ પાછો આપવામાં આવશે એવી એક કાલે પેપરમાં જાહેર ખબર પણ આપીએ," રજનીકાંતે પોતાનો વિચાર જણાવ્યો.

"રજનીકાંત! દુનિયામાં આવો દલ્લો ભાગ્યે જ કોઇને હાથ લાગે છે. આપણે જાહેર ખબર છપાવવાની શી જરૂર છે? જેના રૂપીયા ગયા છે, તે પોતે જ જાહેરખબર છપાવશે, અને જો નોટોના નંબર નહિ હોય, તો તો સહેલાઇથી આ રકમ તમને પચી જશે. એમ શા માટે નથી કરતા? હું તમારું ભલું ઇચ્છનાર છું, માટે આ વાત હું બહાર નહિ પાડું." સાહેબે રજનીકાંતની પરીક્ષા કરવાના હેતુથી કહ્યું.

એના પ્રત્યુત્તરમાં રજનીએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે, "મારા મહેરબાન માલેક! મારા પ્રમાણિકપણાની કીંમત આ અઢી લાખ તો શું, પણ અઢી કરોડ, અઢી અબજથી પણ મોટી છે! ઈશ્વર મને મારી ખરી મહેનતનો પૈસો આપે છે ને આપશે જ! અત્યાર સુધી જે ઈશ્વર પાળતો આવ્યો છે, તે હવે પછી શું છોડી દેશે? મિસ મેરિયને પણ એકવાર મને એવો જ ઉપદેશ આપ્યો હતો અને તે ઉપદેશ પ્રમાણે મરણપર્યન્ત વર્ત્તવાની મેં દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે.

"જિસને યે જર દિયા હય, ફિર વોહી ધન ભી દેગા;
માલો, મકાં, હવેલી, બાગો ચમન ભી દેગા;
જીતે રહેંગે જબતક ખાનેકો અન ભી દેગા;
મર જાયેંગે તો વોહી હમકો કફન ભી દેગા;
દિલકી ખુશીકી ખાતિર ચખ ડાલ માલ ધનકો;
ગર મર્દ હય તો હરગિજ, કૌડી ન રખ કફનકો!"*

રજનીની આવી વૃત્તિ જોઈ, સ્માઇલ ઘણો પ્રસન્ન થયો, "રજનીકાંત! આટલા દિવસ હું તમને સાધારણ મનુષ્ય ધારતો હતો, પણ ખરેખર તમે એનજલ છો! આજથી તમારો પગાર મારી પેઢીમાં બમણો છે. હવેથી તમને રૂ. ૨૦૦ નો પગાર મળશે." સાહેબે એકાએક પોતાના હૃદયના ઉદ્‌ગાર કાઢી સંભળાવ્યા.

"એ માત્ર આપની લાયકી અને ઉદારતા જ છે. બાકી હું તો એક સાધારણ મનુષ્ય જ છું. જ્યારે મનુષ્યનો અવતાર મળ્યો છે, ત્યારે મનુષ્યનું કર્ત્તવ્ય કેટલેક અંશે બજાવવું જ જોઇએ, એટલી જ માત્ર મારા હૃદયની ભાવના છે." રજનીકાંતે સાહેબનો ઉપકાર માનતાં કહ્યું.

"અંગ્રેજીમાં એક કહેવત છે કે, 'Never make money at the expense of your reputation' અને તે તમે આજે અક્ષરે અક્ષર ખરી પાડી આપી છે. આજકાલ એ કહેવત પ્રમાણે વર્ત્તનારા ઘણા જ થોડા જોવામાં આવે છે. તમે અપવાદરૂપ છો, અને તેથી જ મારા મુખમાંથી તમારી પ્રશંસાના આવા શબ્દો નીકળવા પામ્યા છે!" સ્માઇલે કહ્યું.

---

* "જેણે આ ધન આપ્યું છે, તે ફરીથી પણ ધન આપશે; તે જ માલ, મકાન, હવેલી, બાગ અને ચમન પણ આપશે; જ્યાં સુધી જીવતા રહીશું ત્યાં સુધી ખાવાને અન્ન આપશે અને મરી જઇશું ત્યારે તે જ કફન પણ આપશે. અર્થાત્ મનના આનંદ માટે માલ અને ધનને ઉડાવી દે અને જો તું મર્દ હોય તો કફન માટે પણ એક કોડી ન રાખ." નઝીર.

પોતાની અત્યંત પ્રશંસા સાંભળીને શરમાઈ જવાથી રજનીકાંતે કશો પણ જવાબ આપ્યો નહિ. પછી સાહેબે કહ્યું કે, "વેલ, ત્યારે ચાલો હું આવવાને તૈયાર છું." એમ કહી તેણે નેટોવાળું પાકીટ પોતાની તીજોરીમાં સંભાળથી મૂક્યું અને ડ્રેસ કરીને રજનીકાંત સાથે નીચે ઉતર્યો. રજનીકાંતે ગાડી તો ઊભી જ રાખી હતી, એટલે બન્ને જણ ગાડીમાં બેઠા અને ગાડીવાળાને કમીશનર સાહેબના બંગલા તરફ લઈ જવાનો હુકમ આપ્યો.

કમીશનર સાહેબનો બંગલો જરાક દૂર આવેલો હતો. એટલે માર્ગમાં પંદર વીશ મિનિટ જેટલો વખત વીતી ગયો.

"તમે આટલા બધા અસ્પૃહી અને અલોલુપ કેમ થઈ શકયા છો, એ વાતનો મને વિચાર થયા કરે છે!!" વળી પણ ગાડીમાં સ્માઇલે આશ્ચર્યયુક્ત ઉદ્ગાર કાઢયો.

"દુનિયાના સારામાં સારા લોકોને સ્પૃહા અને લોભને લીધે થયેલાં નુકસાનોનાં ઉદાહરણોને વાંચી વાંચીને અને કાને સાંભળીને બેકનને જે વેળાએ ઇંગ્લંડમાં ન્યાયાધીશની પદવી મળી હતી, તે વેળાએ તે આવો તત્ત્વજ્ઞાની અને મહાન્ પુરુષ હોવા છતાં પણ, માત્ર એકવાર લાંચ લેવાના એટલે કે, લોભના કારણથી જ તેને અયોગ્ય વિશેષણ પ્રાપ્ત થયું હતું. તેના વિશે પોપે ઉદ્ગાર કાઢતાં એમ જણાવ્યું હતું કે, "Bacon, Wisest greatest and meanest of the man kind." માત્ર જો તેના હાથે એટલી ભૂલ ન થવા પામી હોત, તો તેને નીચતમનું વિશેષણ મળ્યું ન હોત." રજનીકાંતે કહ્યું.

ગાડી કમીશનરના બંગલા પાસે આવીને ઉભી રહી. બન્ને અંદર ગયા અને સિપાઈ સાથે કમીશનર સાહેબને પોતાના આવવાની ખબર પહોંચડાવી દીધી. કમીશનરે તત્કાળ તેમને આવવા માટે પરવાનગી આપી, અને ઘણા જ માનથી બોલાવી કુરસીપર બેસાડ્યા.

કમીશનર એ વખતે એક ચોપડી વાંચતો હતો. તેને શ્રમ આપવા માટે ક્ષમા માગવાનો શિષ્ટાચાર થઈ રહ્યા પછી સ્માઇલ સાહેબે આવવાનું કારણ કહી સંભળાવ્યું. કમીશનરે તે વાતની પોતાની ખાનગી ડાયરીમાં નોંધ કરી લીધી. તેનું હૃદય પણ આશ્ચર્યચકિત થયા વિના રહ્યું નહિ.

ગુડ બાય કરીને રજનીકાંત ઓફીસમાં અને સાહેબ પોતાને બંગલે ગયા.

---

## પ્રકરણ ૧૮ મું

## જાગીરદાર વિધવા

"ઉસકે દરપરસે ન ઉઠ્ઠે, કોઈ દામન ઝાડકર;
જિસ્કો દેતા હય ખુદા, દેતા હય છપ્પર ફાડકર."*

---

* "તે (પરમેશ્વર)ના દ્વારમાંથી કોઈ પાલવ ઝાટકીને (ખાલી હાથે) ઉઠતું નથી. જેને ઈશ્વર આપે છે, તેને છપ્પર ફાડીને પણ આપે છે." બેતાબ.

બીજા દિવસના કલકત્તાના જુદાં જુદાં અંગ્રેજી બંગાળી દૈનિક વર્તમાનપત્રોમાં નીચે પ્રમાણેની એક ખાસ જાહેર ખબર જોવામાં આવી;—

**રૂપિયા ૫૦૦૦ નું**

ગઈ કાલે સાંઝે છથી સાત વાગ્યાની વચમાં, કાળીના મંદિરમાં કે કાળીઘાટના બીજા કોઈ ભાગમાં કાનપુરી બનાવટની એક ઓફિસબેગ ભૂલથી રહી ગઈ છે. તેમાં રૂપિયા બે લાખ પચાસ હજારની કરન્સી નોટો છે. જેને એ બેગ હાથ લાગે, તે જો પ્રમાણિકપણાથી અમને એ પહોંચાડી દેશે, તો તેની પ્રમાણિકતાના બદલામાં તેને રૂપિયા ૫૦૦૦) પાંચ હજારનું ઇનામ આપવામાં આવશે. બેગના અંદરના ભાગમાં 'સરલાદેવી જાગીરદાર' એવું નામ લખેલું છે.,

**સરલાદેવી જાગીરદાર—**

બડાબાજાર—કલકત્તા.''

રજનીકાંત સવારમાં ઉઠતાં જ લાયબ્રેરીમાં ખાસ એવી કોઈ જાહેર ખબર આવી હોય, તો તે જોવા માટે ગયો હતો. ઉપલી જાહેર ખબર વાંચતાં તે ખુશી થયો. જાહેર ખબર તો જો કે બેચાર પત્રોમાં હતી, પણ બહાર નીકળીને તેણે માર્ગમાંથી "અમૃતબાજાર પત્રિકા" નો તે દિવસનો અંક ખરીદી લીધો, અને ઓફિસમાં આવી ન્હાઈ ધોઈ નાસ્તો પાણી કરી સાહેબને ઘેર ગયો. મી૦ સ્માઇલે પણ એ જાહેર ખબર વાંચેલી હતી અને અત્યારે રજનીકાંતના હાથમાં વર્તમાનપત્ર જોતાં તે તેના આવવાનો હેતુ તત્કાળ સમજી ગયો અને તેથી આશ્ચર્યનો તેણે કશો પણ ભાવ દેખાડ્યો નહિ. આવતાંની સાથે જ રજનીકાંતે કહ્યું કે, "સાહેબ! અંતે નોટોનો ખરો માલેક મળી આવ્યો છે. આપણે ખુશી થવું જોઇએ!"

"આપણે ખુશી થવું જ જોઇએ, કારણ કે આજે આપને અચાનક રૂપિયા પાંચ હજારનો દલ્લો મળવાનો છે!" સાહેબે મશ્કરીમાં કહ્યું.

"એ પણ આપની જ કૃપાનું મિષ્ટ અને સ્વાદિષ્ઠ ફળ છે!" રજનીકાન્તે નમ્ર અને માર્મિક ઉત્તર આપ્યું.

મી૦ સ્માઇલ અને રજનીકાંત ત્યાંથી પોલીસ કમીશનરના બંગલાપર આવ્યા. તેને બધી હકીકત જણાવી. તે પણ તેમની સાથે ગયો. બેગ અને નોટો તો તેઓ સાથે લઇને જ નીકળ્યા હતા, કારણ કે, જાહેર ખબરમાં જણાવ્યા પ્રમાણે બેગના અંદરના ભાગમાં 'સરલાદેવી જાગીરદાર' એ નામ તેમણે વાંચી લીધેલું હોવાથી તેની માલેકીમાં તેમને કોઈ પણ પ્રકારનો શક રહ્યો નહોતો. થોડી જ વારમાં મી૦ સ્માઇલ, કમીશનર અને રજનીની ત્રિપુટી બડાબાજારમાં સરલાદેવી જાગીરદારની હવેલી પાસે આવી પહોંચી. માણસ માર્ફત પ્રથમ ખબર મોકલાવી, રજા મેળવીને તેઓ દીવાનખાનામાં જઈ બેઠા. ગૃહસ્વામિની સ્નાન કરવામાં રોકાયલી હોવાથી કાર્યભારીએ આવેલા અતિથિઓનો યોગ્ય આદર સત્કાર કર્યો. એ કાર્યભારી વૃદ્ધ અને શાંત પ્રકૃતિનો હતો. તેની સુશીલતા અને નમ્રતા તેના બોલવાથી અને મુખથી જ જણાતી હતી. 'આદમીકા તોલ એક બોલમેં પિછાનિયે' તે પ્રમાણે એ વચનથી જ પરખાઈ જતો હતો.

લગભગ અડધા કલાક પછી ઘરના અંદરના ભાગનું મધ્યદ્વાર ઉઘડ્યું અને લગભગ બાવીસ ત્રેવીસ વર્ષની એક તરુણ અબળાએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો. તેના શરીરપર આભૂષણ કે અલંકારોનું નામે ન હોવું. તેણે એક સાદી કાળી કંચુકી અને એક શ્વેત સાડી પહેરી હતી. એ વેળાએ તેનો ચોટલો વિખરાયલો પડ્યો હતો અને ઉપર સાડી ઓઢી લેવા છતાં પણ કેશકલાપ સ્પષ્ટ જોવામાં આવતો હતો. આવા સાદા પોષાકમાં હોવા છતાં પણ તેનું સૌન્દર્ય એવું તો અવર્ણનીય હતું કે. જોનારનાં નેત્રોમાં અને હૃદયમાં તેના સૌન્દર્યનો તત્કાળ પ્રભાવ પડી જતો હતો. ઓરડાના એક ભાગમાં લગભગ દોઢ બે હજાર પુસ્તકો કબાટોમાં ગોઠવેલાં હતાં, તેથી એ સ્ત્રી વિદ્યાવિલાસિની પણ હોવી જોઇએ, એવો સ્પષ્ટ ભાસ થતો હતો. સર્વથા અલંકારહીત હોવાથી કોઈ પણ સહજમાં અનુમાન કરી શકે કે, એ કોઈ વિધવા છે. રજનીકાંતના મનમાં તેને જોતાં જ એક–માત્ર એક જ વિરુદ્ધ વિચાર ઉત્પન્ન થયો, અને તે એ કે, "બંગાળાની સર્વ ઉચ્ચ જાતિઓમાં વિધવાઓના કેશવપનની પદ્ધતિ ચાલૂ હોવા છતાં પણ આ બાઇને માથે ચોટલો કેમ?" એને જોઇને રજનીને પતિવિયોગમાં સંન્યાસિની સમાન બની બેઠેલી અરણ્યવાસિની શકુન્તલાના સ્વરૂપની સ્મૃતિ થઈ આવી.

કોચ કે કુરસીપર બેસવાને બદલે તે બાઈ પોતા માટે જમીનપર નાંખી રાખેલા કુશાસનપર બેઠી, અને તેની ઓળખાણ કરાવતાં વૃદ્ધ કારભારીએ કહ્યું કે, "આ જ અમારાં શેઠાણી સરલાદેવી જાગીરદાર."

"ઓ થેંક્યૂ!" કમીશનરે કહ્યું અને પછી તે સરલાદેવીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "બાઈ! આજનાં કેટલાંક વર્તમાનપત્રોમાં આ પાંચ હજાર રૂપિયાના ઈનામ-વાળી જાહેર ખબર આપે છપાવી છે? શું અઢી લાખ રૂપિયાની નોટો ખોવાઈ છે તે આપની જ કે?"

"જી હા!" સરલાદેવીએ મૃદુ અને નમ્ર સ્વરથી ઉત્તર આપ્યું.

કમીશનર નામથી એ બાઇને સારી રીતે જાણતો હોવાથી, તેણે તેને વધારે આડા અવળા સવાલ પૂછવાનું યોગ્ય ન ધાર્યું. બાઇનું એ ઉત્તર મળતાં જ તેણે કહ્યું કે, "હું પોલીસ કમીશનર છું અને આ સાહેબ અહીંના એક સારા અને પ્રતિષ્ઠિત અંગ્રેજ વ્યાપારી છે. અમારી સાથે જે આ હિન્દુ ગૃહસ્થ છે, તે આ મી૦ સ્માઇલની પેઢીના એસિસ્ટંટ મેનેજર છે, અને એમનું નામ રજનીકાંત છે.–"

"શું, એ કોઈ બંગાળી ગૃહસ્થ છે? નામ તો બંગાળી જેવું જણાય છે." સરલાદેવીએ પ્રશ્ન કર્યો.

"નો! એ મુંબઇના રહેવાસી છે. આપની બેગ ગઈ સાંઝે કાલીઘાટપરથી એમને મળી હતી અને રાતે ને રાતે જ પોતાના શેઠ માર્ફત એ વાતની એમણે મને ખબર આપી હતી. આજે જાહેર ખબર વાંચતાં જ પાછા એ સવારમાં મારે બંગલે આવ્યા અને મને અહીં તેડી લાવ્યા; કારણ કે, મારી રૂબરૂમાં એમનો આપને આપની રકમ પાછી સોંપવાનો વિચાર છે; એનું કારણ કે, પાછળથી કોઈ પણ પ્રકારનો વાંધો ઉઠવા ન પામે!" કમીશનરે કહ્યું.

"આપે લીધેલા શ્રમ માટે હું જેટલો આભાર માનું, તેટલો થોડો છે અને જે મનુષ્યે આ કળિયુગમાં અને આજકાલના જડવાદી અને સુખલુબ્ધ સમયમાં અઢી લાખની એક મોટી નાણાંની રકમને તુચ્છ માનીને આવી પ્રમાણિકતા બતાવી છે, તેના ગુણનું વર્ણન કરવાને મારા જેવી એક અબળા સમર્થ થઈ શકે નહિ. હું મારા વચન પ્રમાણે પાંચ હજારનું ઈનામ આપવાને બંધાયલી છું." એમ કહીને તેણે રજનીકાંતને ઉદ્દેશીને કહ્યું કે, "આપ જાતે કોણ છો, અને મુંબઈ છોડી કલકત્તે નોકરી કરવા શા માટે આવવું પડ્યું છે, એ જણાવશો તો મોટી કૃપા થશે. કદાચિત્ આપના જેવા એક દેવતુલ્ય મનુષ્યપર આપત્તિ પણ આવી હોય, તો મારી આપને સહાયતા કરવાની ફરજ છે."

તેની વિનતિને માન આપીને રજનીકાંતે પોતાના જન્મથી તે કલકત્તે આવવા સુધીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને વધારામાં જણાવ્યું કે, "અત્યારે જેવી મારી સ્થિતિ છે, તેવી સ્થિતિમાં જ હું સંતોષ માનું છું. કહ્યું જ છે કે, સંતોષ કરતાં વિશેષ કોઈ સુખ છે જ નહિ. મેં જે આ પ્રમાણિકતા બતાવી છે, તે કાંઈ પાંચ હજારની લાલચથી નહિ, કિન્તુ હકદારનો હક હકદારને જ મળવો જોઇએ, એ ભાવનાથી જ. આપનો જ માલ પાછો આપના હાથમાં સોંપ્યો, એમાં મારો ઉપકાર કે આભાર માનવાની ખરી રીતે તો કશી પણ આવશ્યકતા નથી; છતાં પણ આપ મારી પ્રશંસા કરો છો. એ માત્ર આપની ઉદારતા અને ઉચ્ચભાવનાનું જ પરિણામ છે!"

"આપના જેવા પ્રામાણિક અને સત્યના માર્ગમાં વિચરનારા મનુષ્યો જ બહુધા વિશ્વમાં દુઃખી દેખાય છે, એ જ ઈશ્વરની વિચિત્ર લીલા છે. રજનીકાંત! મારી પાછળ મારી આટલી બધી સંપત્તિનો ઉપભોક્તા બીજો કોઈ પણ નથી અને તેથી મારી સંપત્તિનો કોઈ પણ યોગ્ય માર્ગમાં વ્યય થાય, એવી મારી ઘણા દિવસથી ઇચ્છા છે. અઢી લાખ રૂપિયાની રકમ તો હું ખોઈ જ બેઠી હતી, પણ સારા ભાગ્યે તે આપના જેવા એક પ્રામાણિક પુરુષના હાથમાં આવવાથી આજે તે મને પાછી મળી છે. તો હું મારી રાજીખુશીથી પાંચ હજારમાં બીજા વીશ હજાર ઉમેરી પચીસ હજારની રકમ આપને આ કમીશનર સાહેબ અને આપના શેઠના દેખતાં ઇનામ તરીકે આપું છું. એ ધનની સહાયતાથી આપ બનતાં સુધી કોઈ પણ દેશહિતનું કાર્ય આદરો, એવી મારી મનોભાવના છે."

રજનીકાંતે એ રકમ લેવા માટે ઘણી હા ના કરી, પણ સરલાદેવીના અતિ આગ્રહને લીધે અંતે તેને એ રકમનો સ્વીકાર કરવો પડ્યો. કમીશનરે ખોવાયલી બેગ સરલાદેવીને સોંપી અને કહ્યું કે, "કૃપા કરીને આની પહોંચ લખી આપશો?"

સરલાદેવીએ કાગળ અને ખડિયો કલમ મગાવીને અંગ્રેજીમાં જ રૂપિયા મળવાની પહોંચ કાયદા પ્રમાણે લખી આપી, અને અઢી લાખમાંથી પચીસ હજારની નોટો ગણીને રજનીકાંતને આપતાં કહ્યું કે, "તમારા ગુણના પ્રમાણમાં આ બદલો કાંઈ પણ હિસાબમાં નથી."

પહોંચમાંની અંગ્રેજી ભાષા અને ઉત્તમ હસ્તાક્ષરને જોઇને સર્વ આશ્ચર્ય-ચકિત થઈ ગયા. કમીશનર સાહેબે વિસ્મયતાથી જ સવાલ કર્યો કે, "વેલ, આપે અંગ્રેજી ભાષાનો અભ્યાસ ક્યાં સુધી કરેલો છે?"

"હું સેકન્ડ બી. એ. ની પરીક્ષામાં બેસવાની હતી, એવામાં મારાં લગ્ન થવાથી અભ્યાસ છોડી દેવો પડ્યો." સરલાદેવીએ કહ્યું.

"એને કેટલોક સમય થયો હશે?" મી૦ સ્માઇલે પૂછ્યું.

"લગભગ અઢીથી પોણાત્રણ વર્ષ." સરલાએ જવાબ આપ્યો.

"અવિવેક થાય તો માફ કરશો, આપનું વય કેટલુંક હશે?" કમીશનરે સવાલ કર્યો.

"ત્રેવીસ વર્ષનું." સરલાદેવીએ લજ્જા બતાવીને કહ્યું.

"અમારા કેટલાક યૂરોપિયનો કહે છે કે, ઇન્ડિયનોમાં બુદ્ધિની ન્યૂનતા છે અને ઇન્ડિયન લેડીઓ તો પશુતુલ્ય છે, એ તેમના વિચારો અત્યંત ભૂલભરેલા હોય, એમ જ લાગે છે. મેકસ મૂલરના 'India, what can it teach us?' નામના ગ્રંથમાં મેં જે પ્રાચીન આર્ય નરનારીઓની પ્રશંસા વાંચેલી છે, તેની સત્યતાનો આજે પણ પ્રત્યક્ષ અનુભવ થઈ શકે છે. માત્ર ઓગણીસ વીસ વર્ષના વયમાં એક લેડી બી. એ. ની પરીક્ષામાં બેસે, એ થોડી ઘણી બુદ્ધિ કહેવાય નહિ!" મી૦ સ્માઇલે આંતરિક ઉદ્ગારો કાઢ્યા.

"ત્યારે આપને આ દુઃખદાયક વૈધવ્ય પ્રાપ્ત થયાને કેટલુંક થયું?" રજનીકાંતે નમ્રતાથી પૂછ્યું.

"બે વર્ષ." દીનમુદ્રા કરીને સરલાએ ઉત્તર આપ્યું.

"માત્ર ચાર છ માસ જ વિવાહિત જીવનનો આસ્વાદ મળ્યો ન મળ્યો અને આવું એક સ્ત્રીરૂપ વૃક્ષ સદાને માટે ફળહીન રહી ગયું." રજનીએ મનમાં જ વિચાર્યું, અને કહ્યું કે;—

"ફૂલ તો દો દિન બહારે જાંફિજાં દિખલા ગયે;
હસરત ઉન ગુન્ચોંપે હય, જો બે ખિલે મુરઝા ગયે."

બીજી પણ અહીં તહીંની કેટલીક વાતો નીકળી, એવામાં જમવાનો સમય થવા આવ્યો; એટલે સાહેબે ઉઠવાની રજા માગી. તેમને થોડીકવાર બેસવાનો આગ્રહ કરીને સરલાદેવીએ એક ચિઠ્ઠી લખીને પોતાના કાર્યભારીના હાથમાં મૂકી. કાર્યભારી તે લઇને અંદર ગયો અને થોડીવારમાં બે હીરાની વીંટીઓ લઇને પાછો આવ્યો. સરલાદેવીએ તે બે વીંટીઓ કમીશનર તથા મી૦ સ્માઇલને ભેટ આપતાં નમ્રતાથી કહ્યું કે:—

"આજની આપણી એક બીજા સાથે થયેલી ઓળખાણના સ્મરણ તરીકે હું આ નજીવી ભેટ આપ સાહેબોને અર્પણ કરું છું, તેનો સ્વીકાર કરીને મને માન આપશો જ."

બન્ને અંગ્રેજોને ભેટનો સ્વીકાર કરવો જ પડ્યો. તેમણે તેની ઉદારતાની પુનઃ સ્તુતિ કરીને તેનો અત્યંત આભાર માન્યો.

"રજનીકાંત! અમારે ત્યાં જમવાની સઘળી તૈયારી થઈ ચૂકી છે, માટે કોઈ રીતની હરકત ન હોય, તો આજે અહીં'જ ભોજન લેવાની કૃપા કરશો?" સરલાદેવીએ વિનતિ કરી.

"મારો ઓફિસમાં જવાનો ટાઇમ થઈ ગયો છે." રજનીએ કહ્યું.

"નેવરમાઇન્ડ. આજનો દિવસ ઓફિસમાં નહિ આવો તો ચાલશે. અમે જઇયે છીએ, તમે ભલે ભોજન લઈ સુખેથી પછી આવજો." મી૦ સ્માઇલે રજા આપી. રજનીકાંતથી ના પાડી શકાઈ નહિ. બન્ને લાયક અંગ્રેજ બચ્ચાઓ ત્યાંથી ચાલ્યા ગયા અને રજનીકાંત ત્યાં જ બેઠો.

એ ધનાઢ્ય વિધવાના રસોડામાં પચીસ ત્રીસ માણસો નિત્ય જમતાં હતાં. પણ રજનીને તો એક જૂદા જ ઓરડામાં જમાડવાની તેણે વ્યવસ્થા કરી. રજની, કાર્યભારી અને સરલાદેવી પોતે એક ઓરડામાં જમવા માટે બેઠાં. જોઇતી વસ્તુઓ કાર્યભારી અને રજનીની થાળીમાં પીરસાઈ અને વિધવા સરલાદેવીએ તો માત્ર ભાત અને દાળ વિના બીજી એક પણ વસ્તુનો આહાર કર્યો નહિ. રજની તેનું એ કઠિન વ્રત જોઇને આશ્ચર્યમાં વધારે અને વધારે લીન થતો ગયો. "ભારતવર્ષમાં, હજી નારીરત્નો છે તો ખરાં જ! વિદ્યાવિલાસનાં સાધનો, સંપત્તિ અને સૌંદર્ય સર્વ હોવા છતાં પણ આટલી બધી નમ્રતા, સુશીલતા અને ધર્મપરાયણતા પાળનારી પ્રમદાને ખરેખર દેવી નામ જ યોગ્ય છે, અને સરલાદેવી તે સરલાદેવી જ છે! ક્યાં નરકની અધિકારિણી સુશીલા અને કબ્રસ્તાનવાળી મોતી બેગમ અને ક્યાં આ સ્વર્ગીય દેવી સરલા!" એવા એવા વિચારો જમતાં જમતાં રજનીના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા.

જમી રહ્યા પછી બધાં પાછાં દીવાનખાનામાં આવી બેઠાં. સહુએ પાનસોપારી આદિ મુખવાસ લીધો. પણ સરલાદેવી એ વસ્તુઓને અડકી પણ નહિ. સાધ્વી! સાધ્વી! નો રજનીના હૃદયમાં ગુપ્ત ધ્વનિ થવા લાગ્યો. થોડીવાર પછી સરલાદેવીએ રજનીકાંતને કહ્યું;—

"સૃષ્ટિમાં પ્રામાણિક મનુષ્યો તો અનેક હશે, પણ આપની અલૌકિક પ્રમાણિકતાનો આજે મને પ્રત્યક્ષ અનુભવ થઈ ચૂકયો છે. આ મારા પૂજ્ય સસરાજીના સમયના વૃદ્ધ કાર્યભારી હવે શિથિલ થવાથી અમારી મોટી જાગીરની વ્યવસ્થા એમનાથી જોઈ તપાસી શકાતી નથી; માટે એમના સ્થાને જો આપ રહો, તો મને કોઈ વાતની પણ ચિન્તા કે શંકા રહે નહિ. આપ મારી આ માગણી સ્વીકારી શકો એમ છે? આપને ત્યાં શો પગાર મળે છે?"

"બસો રૂપિયા આજથી મળે છે, અને વર્ષ પછી પચીસેક વધવાની આશા છે." રજનીકાંતે ઉત્તર આપ્યું.

"હું આપને નિવાસ માટેનું સ્થાન, ભોજન અને ત્રણસો રૂપિયાનો પગાર આપીશ; અને ભવિષ્યમાં એથી પણ વધારે આપને પ્રાપ્ત થઈ શકશે." સરલાદેવીએ કહ્યું.

"પણ જેણે મને મારા દુઃખના સમયમાં એકદમ સો રૂપિયાનો પગાર આપી, મારાપ્રતિ આટલી બધી પ્રીતિ દાખવી છે, તેવા એક માયાળુ શેઠની નોકરી કોઈ પણ જાતના અસંતોષ વિના, માત્ર તુચ્છ વધુ દ્રવ્યની લાલચથી હું છોડી દઉં, એ મારાથી બની શકે નહિ."

"એની ચિન્તા નહિ. સ્માઇલ સાહેબને હું એક ચિઠ્ઠી લખીને એ વાત જણાવીશ અને આશા છે કે, તે આનંદથી અને સંતોષથી આપને અહીં રહેવાની રજા આપશે." સરલા બોલી.

રજનીએ જવાની આજ્ઞા માગી અને જતી વેળાએ પચીસ હજારની નોટો પાછી તે બાઇના હાથમાં આપતાં કહ્યું કે, "મારી આ રકમ અત્યારે તો આપના ભંડારમાં જ અનામત રહેવા દ્યો. કારણ કે, હું એટલી મોટી રકમ ક્યાં સંભાળીને રાખીશ? મને જ્યારે જોઇશે, ત્યારે લઈ જઇશ."

"જેવી આપની ઇચ્છા!" એમ કહીને સરલાદેવીએ તેને સોનાનું ઘડિયાળ, સોનાનો છેડો અને એક હીરાની વીંટી વધારાની બક્ષીસ તરીકે આપ્યાં, અને તે લઇને હર્ષ સહિત રજની પોતાની ઓફિસમાં ગયો.

બીજે દિવસે મી૦ સ્માઇલને સરલાદેવીનું એક પત્ર મળ્યું, અને તે વાંચીને રજનીકાંતને તેણે આઠ દિવસ પછી બધું કામ બીજાને સોંપીને તે ધનાઢ્ય વિધવાને ત્યાં જઈ રહેવાની ખુશીથી રજા આપી. એક અજ્ઞાત પ્રવાસી તરીકે મુંબઇથી હાલહવાલ થઇને નીકળેલો રજનીકાંત કલકત્તામાં કરોડોની જાગીરનો કર્તાકારવતા થઈ પડ્યો. અપ્રમાણિકતાથી કદાચિત્ ધનની પ્રાપ્તિ થાય છે, પણ પ્રમાણિકતાથી રજનીને ધન અને પ્રતિષ્ઠા ઉભય વસ્તુઓનો લાભ મળી શકયો. પુરુષનું ભાગ્ય ને સ્ત્રીઓનાં ચરિત્ર વિશ્વંભર પણ જાણી શકતો નથી, તો તુચ્છ માનવી કોણ?



## પ્રકરણ ૧૯ મું

### પુનર્લગ્ન

કલકત્તાના બ્રહ્મસમાજી 'પુનર્વિવાહ હોલ'માં આજે ઘણી ધામધૂમ ચાલી રહી છે. હોલના ખૂણેખૂણામાં અંગ્રેજી શબ્દ, અંગ્રેજી પોશાક, અંગ્રેજી સામાન, અંગ્રેજી પદ્ધતિ, અંગ્રેજી આચાર ને અંગ્રેજી વિચારની વિપુલતા વિના બીજું કશું પણ જોવામાં આવતું નથી. પાઘડી પહેરનારાં માથાં, ખેસ ધારણ કરનારા ખભા, અંગરખાં પહેરનારાં શરીર, ધોતિયાંને ધારણ કરનારી કમરો, યજ્ઞોપવીતથી વિભૂષિત કંઠ અને સાદા જોડા પહેરનારા પગોને એ સ્થાનેથી બોયકોટ કરવામાં આવેલા છે. જ્યાં ત્યાં જુલ્ફાંવાળાં ખોડકાં કે હેટ કેપવાળાં માથાં, કોટ ને પહેરણ પહેરનારાં શરીરો, પાટલૂનમાં છૂપાયલી કમરો, બૂટ અને સ્ટોકીંગ્સમાં ઘુસી બેઠેલા પગો, કોલર ને નકટી (નેકટાઈ) ધારણ કરનાર ગળાં, ધૂમ્રપાનથી ભારતવર્ષને શ્યામ બનાવનારા ઓષ્ઠો, પાઉં બિસ્કીટનું ચૂર્ણ કરનારા કામમાં દેવાઈ રહેતા દાંત, પાટ-

લુનના ખીસારૂપ ગૌમુખીમાં જપ કરતા હાથો, સેંટેડ હેંડકર ચીફ (સુવાસિક હાથ રૂમાલ) નો વાસ લેનારી નાસિકા અને સ્પેક્ટેકલ્સ (ચશમા) ની સહાયતાથી ઉંચી નીચી નજર કરનારાં નેત્રોનો જોઇએ તેટલો સુકાળ જોવામાં આવે છે. બાબુઓએ સર્વ વિલાયતીને બાયકોટ–દેશનિકાલ કરવાનું બીડું ઝડપ્યું છે, પણ તેમના તનમાં અને મનમાં જ્યાં ત્યાં અમે વિલાયતી ને વિલાયતી જ જોઇએ છીએ. થોડાક સ્વદેશાભિમાની વીરરત્નો! પણ બહ્મી ઋષિઓના સર્વ આચાર ને વિચારમાં વિલાયતી વિના બીજું શું છે? બહ્મી ઋષિઓની ગૃહિણીઓને જુઓ તો જાણે 'નન્સ'જ! પોશાક જુઓ તો વિલાયતી વાંદરી, ને મોંમાં જુઓ તો ગોટપીટ સાટપીટ! વળી એ વિલાયતના માલને ધિક્કારનારાઓએ વિલાયતી સ્ત્રી પુરુષોની અને બીજી જાતની છબીઓથી ભીંતો સુશોભિત કરેલી છે. સોડાવોટરની બાટલીઓ, સિગાર, સિગારેટ્સ, સેફ્ટી મેચની ડબ્બીઓ, બિસ્કીટના દાબડા ને દાબડી, ચાહના કપ અને ચમચા ઇત્યાદિ વસ્તુઓને એક બીજા રૂમમાંના એક વિશાળ ટેબલપર પ્રથમથી જ ગોઠવી રાખવામાં આવેલ છે.

સ્ત્રી પુરુષ પ્રેક્ષકો અને શ્રોતાઓથી એ પુનર્લગ્નીઓ હોલ ભરચક થઈ ગયા પછી સુધારાબાઇના અધ્વર્યુ આન. બેરીસ્ટર મી૦ કાલીચંદ્રસેન બોલવા માટે ઉભા થયા, અને અંગ્રેજીમાં જ બોલ્યાઃ—

"લેડીઝ એન્ડ જેન્ટલમેન!

"આજે આટલાં બધાં સ્ત્રી પુરુષ પ્રેક્ષકોને એકઠાં થયેલાં જોઇને મારા મનમાં જે અલૌકિક આનંદ થાય છે, તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. પોતાના સ્વાભાવિક લજ્જાળુ અને શર્માળ સ્વભાવનો ત્યાગ કરીને આજે અહીં આવી અનેક કુલીન સ્ત્રીઓએ પુરુષસમાજમાં બેસી પુનર્વિવાહ જેવા એક દેશોદ્ધારના સર્વોત્કૃષ્ટ કાર્યમાં ઉત્તેજન આપવાની હિંમત દેખાડી છે, એ પણ આજકાલના સુધારાની ઉન્નતિનું દ્યોતક ચિહ્ન છે! 'સુધારકો કાંઈ પણ કાર્ય કરી બતાવવાને બદલે માત્ર મોઢેથી જ મોટી મોટી ડીંગો હાંકયા કરે છે,' એવા નિરર્થક પ્રલાપ કરનારા સુધારાના શત્રુઓને આજના આ સમાજનું અવલોકન કરવાની મારી નમ્રતા પ્રાર્થના છે કે, તેઓએ આંખ મીંચીને નહિ, પણ આંખ ખોલીને જોવું ? સુધારો કેવા વેગથી દોડે છે. આંખ ખોલીને જોનારને જણાશે કે, સુધારકોએ આજ દિવસ સુધીમાં શું શું કર્યું છે. (તાળીઓના ગગડાટ.) આજે આપણે બધાં અહીં શા માટે એકઠાં થયેલાં છીએ, એ કાંઈ નવેસરથી કહી સંભળાવવાની અગત્ય તો નથી જ. મારી બાજુમાં બેઠેલા શ્યામાકાંત બંદોપાધ્યાય કોણ છે, એ તમો સર્વના જાણવામાં છે. એમનાં આજે એક સુશિક્ષિત અને સુશીલ બાઈ સાથે પુનર્લગ્ન થવાનાં છે, વધૂ અને વર સુશિક્ષિત અને ડેવેલપ્ડ પ્રિન્સિપલ્સ (પ્રગલ્ભ વિચાર) ધરાવનારાં છે, અને એમણે સુપરસ્ટિશીયસ આઇડિયાઝને ક્યારનાય બોયકોટ કીધા છે. વર્તમાન સુધારાબાઇનાં એ બન્ને શ્રદ્ધાળુ સેવક છે અને એ સુધારણાના પ્રચાર માટેના એમના પ્રયત્નો અવ્યાહત ચાલૂ જ છે. આજનો પ્રસંગ તે એમના એ પ્રયત્નોનું જ એક મધુર ફળ છે. શ્યામાકાંત બાબુની સ્ત્રીના મરણને આજે લગભગ મહિનો કે

દોઢ મહિનો જ થયો છે; અને બીજા સંબંધ માટે એમનું વય સર્વથા યોગ્ય અને શરીર પણ અદ્યાપિ સુદૃઢ જ છે!! બહુ બહુ તો એમનું વય અત્યારે પંચાવનનું જ હશે. એટલે એ કાંઈ વધારે તો ન જ ગણાય. કારણ કે યુરોપીયન લોકોમાં તો પંચાવન વર્ષનું વય તે 'પ્રાઇમ ઓફ્ યૂથ' (તારુણ્યનો વસંતકાળ) સમજવામાં આવે છે. તાત્પર્ય કે, શ્યામાકાંતનું એ વય મેરેજ–લગ્ન કરવા માટે યોગ્ય છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી. એમનાં પત્ની પણ પોતાના 'વુડબી હસબંડ' (ભાવિ ભર્ત્તા) ની ઇચ્છા પ્રમાણે સર્વગુણસંપન્ન છે—એમનું વય પણ વધારે નથી. વીસ બાવીસ વર્ષનાં તરુણી છે. સંસ્કૃત અને હિન્દી ભાષાનો એમનો અભ્યાસ પ્રશંસા કરવા યોગ્ય છે. એ નવાં જોડાંના હવે પછીના દિવસો આનંદમાં વીતો અને એમને હાથે દેશની આવી સેવા થતી રહો. તેમ જ હવે પછીની ભાવિ પ્રજાને પણ આવા માર્ગમાં પ્રવૃત્ત થવાનું ઉત્તેજન મળ્યા કરો; એવી તે પ્રભુ–પરમાત્માનાં ચરણમાં પવિત્ર હૃદયથી નમ્ર પ્રાર્થના કરીને હું બેસી જવાની રજા લઉં છું." એમ કહીને ઓન. મી૦ કાલીચંદ્ર બેસવા જતા હતા, એટલામાં કોઈ વાત અચાનક યાદ આવવાથી પાછા તે ઊભા થયા અને બોલ્યા કે;—

"અરે હાં–એક વાત કહેવાની તો હું ભૂલી જ ગયો. એ વાત ઘણી જ અગત્યની અને ઉદાહરણ લેવા જેવી છે. એ વાત સાંભળતાં જ શ્યામાકાંતનું નીતિ-બળ કેટલું જબ્બર છે, તે સહજ સર્વના જાણવામાં આવી શકશે. શ્યામાકાંતના જમાઈ તારાનાથના સ્વર્ગવાસી થવાના સમાચાર–શોકકારક સમાચાર તારદ્વારા આજે જ એમને મળ્યા છે; એથી એમના મનમાં જે શોકનો આઘાત થયો છે, તેને એકદમ દૂર કરીને, અત્યારે પુનર્વિવાહ જેવું મહત્કાર્ય કરવામાં એ ઉદ્યુક્ત થયેલા છે; એ શું એમનું જેવું તેવું ધૈર્ય કહી શકાય? ના. એવું જ બળ આપણા સર્વ સુધારાના મદદગારોની રગેરગમાં વ્યાપે, એટલી જ મારી પુનઃ પ્રાર્થના છે."

અધ્વર્યુના બેસી જવા સાથે જ શ્યામાકાંત ઉઠીને ઊભા થયા, અને પોતાના વક્તૃત્વામૃતનું શ્રોતૃવર્ગને પાન કરાવવાના હેતુથી, ગણેશ બેસાડી પૂજન આરંભ્યું કે—

"ઓન. મી૦ કાલીચન્દ્ર સાહેબે અત્યારે જે મારી પ્રશંસા કરી, તે પ્રશંસાને હું પાત્ર હોઉં, એવું મારું પોતાનું તો માનવું નથી. મારા જમાઇના મરણથી થયેલા દુઃખને વિસારીને આજે આ શુભ પ્રસંગનો લાભ હું મેળવું છું, એમાં વળી મેં અદ્વિતીય ધૈર્ય તે શાનું બતાવ્યું? જે મારું કર્ત્તવ્ય હતું તે હું કરું છું. કોઈ પણ થઈ ગયેલી વાત માટે દુઃખ માનીને બેસી રહેવું, તે મારા અભિપ્રાય પ્રમાણે મૂર્ખ-તાનું જ કૃત્ય છે. મારા જમાઈના મરણ માટે શોક કરવાને બદલે મારી પુત્રીનો પુનર્વિવાહ કરવાનો મને એ એક અમૂલ્ય પ્રસંગ જ મળ્યો છે, ને તે માટે જે આનંદ થાય છે તે અવર્ણનીય છે! હું આ અવસર મળવા માટે હૃદયમાં પરમા-ત્માનો બહુ જ આભાર માનું છું. આજે મને જે એક સ્વરૂપવતી અને સુશિક્ષિત પત્નીના મળવાનો લાભ થાય છે, તેથી જો હું મને પોતાને અહોભાગ્ય માનું તો તેમાં જરાએ નવાઈ નથી. આનાં જેવાં એક વિદ્યાવિભૂષિત વિદુષી વનિતાના પ્રેમને હું પાત્ર થયો, એથી મારા મનમાં હું જે એક પ્રકારનું અભિમાન માનું

છું, તે સર્વથા અવર્ણનીય અને અકથનીય જ છે. મારી પત્નીની સહાયતાથી હું આના કરતાં પણ વધારે મોટાં મોટાં દેશોદ્ધારનાં કાર્યો કરીશ, એવી મારા મનમાં દૃઢ આશા છે."

શ્યામાકાંત બેસી ગયા અને તેમનાં ભાવીપત્ની લજ્જા અને મર્યાદાનું દર્શન કરાવવાની કિંચિત્ ચેષ્ટા કરતાં સાંગામાંચિને બદલે મખમલની કુરસીપરથી ઉભાં થયાં. પ્રથમ તેમણે આસપાસ દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી જરાક હિમ્મત રાખીને બોલવાનો આરંભ કર્યો;—

"લેડીઝ અને જેન્ટલમેન !

"આજે મને જણાવતાં ખુશી ઉપજે છે કે, આજે શ્યામાકાંત બાબુ જેવા એક સુશિક્ષિત અને સુધારક પતિનો મને લાભ થવાનો છે. મારો પ્રથમનો પતિ જોકે સુશિક્ષિત અને વિદ્વાન્ હતો, છતાં પણ તે જૂના વિચારનો હોવાથી 'સ્રીસ્વાતંત્ર્ય' શબ્દનો ઉચ્ચાર પણ તેને ગમતો નહોતો. 'પ્રેમ' શબ્દની વ્યાખ્યાથી તે સર્વથા અજ્ઞાત હતો ! મારા આ પતિ સ્રીસ્વતંત્રતાના પ્રેમી છે, એ જાણીને મારા મનમાં અપાર હર્ષ થાય છે. સ્રીસ્વાતંત્ર્ય, પુનર્વિવાહ અને કેશવપનનિષેધ ઈત્યાદિ જે દેશહિતનાં મોટાં મોટાં કાર્યો છે, તેમની ઉન્નતિમાં હું મારા પતિને પૂર્ણ સહાયતા કરીશ; અને મારી મારા જેવી બીજી ભગિનીઓનાં દુઃખોને ટાળવાના બનતા પ્રયત્નો કરીશ. ઈશ્વર મને તેમ કરવાની શક્તિ આપો !"

બાઈ સાહેબના વ્યાખ્યાનને શ્રોતાઓએ તાળીઓની ગર્જનાથી વધાવી લીધું. પાંચ મિનિટ સુધી તેને એક સરખી 'ચીઅર્સ આફ્ટર ચીઅર્સ' (તાળીઓપર તાળીઓ) મળતી રહી. પ્રત્યેકના મુખમાંથી 'વેલ્ડન,' 'વેલ્ડન,' કેટલું વિશાળ જ્ઞાન,' "કેવા પ્રૌઢ વિચારો !" ઇત્યાદિ ઉદ્ગારો નીકળવા લાગ્યા. બાઈ સાહેબના શબ્દામૃતના ઘુંટડા પ્રત્યેક જન તૃષાતુર શ્વાન પ્રમાણે ગળામાં ઉતારવા લાગ્યો !

બાઈ સાહેબ પોતાના આસનપર બેસી જતાં જ એક બીજા ગૃહસ્થ ઉઠયા. એ ગૃહસ્થ સંસ્કૃત ભાષામાં પૂર્ણ નિષ્ણાત હતા. શાસ્રીય ગ્રંથોમાંથી એમણે પુનર્વિવાહ અને કેશવપનનિષેધ માટેના અનેક આધારો શોધી કાઢયા હતા. આજે પુરોહિતનું કર્ત્તવ્ય એમને માથે આવી પડયું હતું. પાસે જ એક ટેબલ અને બે કુરસીઓ ગોઠવી રાખવામાં આવી હતી. ત્યાં શ્યામાકાંતનો હાથ તેમની ભાવી પત્નીના હાથમાં આપીને, પુનર્લગ્નિયા મંત્રનો ઉચ્ચાર કરવાની આજ્ઞા કરી;—

"હું આજે આપનો મારી ધર્મપત્ની તરીકે સ્વીકાર કરું છું; આપને હું મારી એક સહચારિણી જાણીને મારા જેટલા ને જેવા જ અધિકાર આપીશ; આપને હું કોઈપણ રીતે મારા કરતાં ન્યૂન પદવીની ગણીશ નહિ; આપને હું દાસી કે ગુલામ પ્રમાણે ગણીશ નહિ; આપની સર્વ ઇચ્છાઓ હું પૂર્ણ કરીશ; આપના ધર્મ, અર્થ અને કામની હું પૂર્ણતા કરીશ."

એ મંત્રનો પુરોહિત મહારાજની ઇચ્છા પ્રમાણે પૂર્ણ ઉચ્ચાર થઈ રહેતાં ભવંતુ ભવંતુ ચાલુ થયું. પછી રીતિ–શિષ્ટ સંપ્રદાય–પ્રમાણે પત્નીને પુરોહિતે નારીધર્મદર્શક મંત્ર ઉચ્ચારવાની આજ્ઞા કરી. તે મંત્ર આ પ્રમાણે છે;—

"હું આજે આ સભા સમક્ષ આપનો સ્વામી તરીકે સ્વીકાર——"

એ મંત્રના ઉચ્ચાર માટે જેવી તે સ્ત્રી મુખ ઉઘાડવા જતી હતી, તે જ ક્ષણે હોલના દ્વારમાંથી "સબર! પુરોહિતજી થોભો, શ્રીમતી! પ્રતિજ્ઞા કરવા પહેલાં ચાર શબ્દો સાંભળી લો!" એવો પોકાર એકાએક સાંભળવામાં આવ્યો. સ્ત્રી પુરુષની દૃષ્ટિ દ્વારતરફ ચોંટી ગઈ. તત્કાળ એક કાષાયવસ્ત્રધારી, કેશશ્મશ્રુહીન ભવ્ય સંન્યાસીએ હોલમાં પ્રવેશ કર્યો. સભાજનોના હૃદયમાં તેનો ભવ્ય પ્રભાવ વિસ્તરી રહ્યો; તેણે સર્વને મુગ્ધ બનાવી દીધાં. બીજા દ્વારમાંથી એ જ વેળાએ એક યુરોપીયન લેડી અને એક હિન્દુ ગૃહસ્થ પોતપોતામાં વાતચીત કરતાં દાખલ થયાં. સંન્યાસી તો એકદમ તે પરણતાં વરવધૂ પાસે જ ચાલ્યો ગયો, અને તે સ્ત્રીની પાસે જ ઉભાં રહેતાંની સાથે પ્રશ્ન કર્યો કે, "શ્રીમતી! મને તમે ઓળખો છો?"

તે સ્ત્રી થોડીવાર જોઈ રહી અને પછી બે હાથે પોતાની આંખો બંધ કરી, "કોણ મારા પતિ! વિષ્ણુપ્રસાદ!" એમ કહેતાંની સાથે જ ત્યાંની ત્યાં જ અચેતન–મૂર્ચ્છિત–થઈ પડી!

પડદો ઉઘાડીએ? હા, ઉઘાડો. પુનર્વિવાહ કરવાને તૈયાર થયેલી એ તરુણી તે બીજી કોઈ નહિં, પણ જયપુરવાળા ડૉક્ટર વિષ્ણુપ્રસાદવર્માની ધર્મપત્ની શ્રીમતી હતી. નવી આવનાર યુરોપીયન લેડી તે નર્સ મેરીયન હતી અને તેની સાથેનો આર્ય તરુણ આપણી નવલકથાનો નાયક સુશીલ રજનીકાંત હતો. એ સર્વ અચાનક એ સ્થાને કેવી રીતે આવી શક્યાં, એ આપણે આગળ જતાં જાણીશું. અત્યારે, તો પુનર્વિવાહ હોલમાં શું બનાવ બને છે, તેનું જ અવલોકન કરીએ.

વાયુ અને વારિસિંચનના પ્રયોગથી થોડીવારમાં જ શ્રીમતીને શુદ્ધિમાં લાવવામાં આવી. તેનાં નેત્રો ઉઘડતાં જ સંન્યાસી થયેલા ડૉક્ટરે કહ્યું, "શ્રીમતી! દેવી જયપુરમાં કબ્રસ્તાનવાળા બનાવથી જે વેળાએ મારું મન સ્ત્રીઓવિશે કલુષિત થઈ ગયું હતું, તે વેળાએ સ્ત્રીઓનો અને ખાસ કરીને તમારો બચાવ કરવાના ઇરાદાથી તમે શાં વાક્યો ઉચ્ચાર્યાં હતાં અને કયાં કયાં ઉદાહરણો આપ્યાં હતાં, એની તમારા હૃદયમાં સ્મૃતિ છે ખરી? જો ભૂલી ગયાં હો તો હું એની સ્મૃતિ કરાવવા અત્ર આવ્યો છું!"

રજનીકાંત અને મેરિયનને જોતાં તો વળી શ્રીમતીના હૃદયમાં વધારે ગભરાટ થવા લાગ્યો. જેવી રીતે યમના દૂતોને દેખીને મરણ પથારિયે પડેલા પાપી પ્રાણીનું હૃદય કંપી જાય છે, તે પ્રમાણે જ એ પવિત્ર ત્રિપુટીને જોઇને શ્રીમતીના હૃદય અને સમસ્ત શરીરમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. પ્રથમ તો તે એક શબ્દ પણ બોલી શકી નહિ; તોપણ અંતે હિંમત લાવીને તે કહેવા લાગી, "કૃપા કરીને ધામધૂમ બંધ રાખો, મારું માથું ભમે છે. મારાથી એક શબ્દ પણ બોલી શકાતો નથી. આ સર્વ શ્રોતા અને પ્રેક્ષકોને અહીંથી જવાની પ્રાર્થના કરો અને પછી એકાંતમાં મને જે પૂછવાનું હોય તે પૂછો!"

"આ આપના શા સગા થાય છે?" ગભરાયલી શ્રીમતીને શ્યામાકાંતે સવાલ કર્યો. "આપણા આવા રંગમાં ભંગ નાંખવાનો એમનો શો અધિકાર છે, તે હું

જાણવા માગું છું. જો આવા અડધા જંગલીઓ આપણા શુભ કામમાં અડચણ કરવા આવ્યા હોય તો મૅજીસ્ટ્રેટ હાજર છે."

"એ એમના પતિ થાય છે, અને તેથી એમને એમ કરવાનો આપણા હિંદુ લૉ પ્રમાણે જોઇએ તેટલો અધિકાર છે. કાંઈ અમર્યાદા થતી હોય, તો ક્ષમા કરજો સાહેબ!" રજનીકાંતે જવાબ આપ્યો.

"છટ! જૂઠું! તદ્દન જૂઠું!" બારીસ્ટર શ્યામાકાંતે કહ્યું.

'એ સત્ય જ છે!' મેરીયન બોલી.

"હેં—શું આ બાઇના પતિ હયાત છે?" શ્યામાકાંતે આશ્ચર્યથી પૂછ્યું.

"હાં—હયાત છે—અને અત્યારે તે આપનાં નેત્રો સમક્ષ ઉભેલા છે." પુનઃ મેરિયને ઉત્તર આપ્યું.

સર્વ સભાસદો આ બધી વાતો સાંભળીને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા બની ગયા અને પોતપોતામાં અનેક પ્રકારની વાતો ચલાવવા લાગ્યા. એટલામાં આ૦ મી૦ કાલીચંદ્ર બાબુએ ઉઠીને વિનયથી સર્વને વિનતિ કરતાં કહ્યું કે, "બાનુઓ અને ગૃહસ્થો! આજના ખુશાલીભર્યા સમારંભનું પરિણામ આવું શોકપર્યવસાયી થશે, એવી કોઇને સ્વપ્ને પણ કલ્પના હતી નહિ; છતાં પણ એમ બન્યું છે તો ખરું જ. આ બધો શો ભેદ છે, તે મારી સમજમાં આવી શકતો નથી. એટલા માટે આપે અહીં પધારવામાં વેઠેલા પરિશ્રમ માટે આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનીને આજનો આ મેળો બરખાસ્ત કરવાની હું રજા લઉં છું. આશા છે કે, આપ તેને માન આપશો."

સુધારાવાળાના દાદાઓ મૂગે મોઢે ને નીચી મુંડીએ ઉઠી ઉઠીને ચાલતા થયા. જતાં જતાં એક સુધારકે કહ્યું કે, 'હસ્બન્ડ જીવતો હોય તો પણ રીમેરેજ, કેમ નહિ થાય? થવા જ જોઇએ." બીજાઓ બીજો બડબડાટ કરતા ચાલ્યા કે, "આ તો શરમાવનારું થયું." થોડીવારમાં સભાગૃહ હતું તેવું ખાલીખમ થઈ ગયું. ચાહ, સિગરેટ આદિ પદાર્થો વાપરવા વિનાના જ પડી રહ્યા. હોલમાં માત્ર ડૉકટર વિષ્ણુપ્રસાદ, રજનીકાંત, કાલીચન્દ્ર, શ્યામાકાંત, મેરિયન અને શ્રીમતી એટલાં જ માણસો રહ્યાં.

"આ બાઈ વિધવા ન હોવા છતાં પુનર્લગ્ન કરવાને અહીં આવેલાં છે, એ વાતની અહીં કોઇને પણ ખબર નથી. નહિ તો, અમે આવું સાહસ કરવાને કોઈ કાળે પણ તૈયાર થાત નહિ." આનરેબલે કહ્યું.

"અને એવી અબળાને હું કોઈ કાળે પણ મારી પત્નીનું પદ આપત નહિ." શ્યામાકાંતે 'બાઈ ગેમી'નો કાયદો સંભારી પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"મેં શાસ્ત્રમાં—હું ન ભૂલતી હોઉં તો કોઈ સ્મૃતિમાં એવો એક શ્લોક વાંચ્યો હતો કેઃ—

'नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ।'

—એટલે કે નષ્ટ થયો હોય પતિ જેનો, અથવા જેનો પતિ મરી ગયો હોય,

સંન્યાસી થઈ ગયો હોય, શંઢ હોય અને તેવી જ રીતે પતિત થયો હોય, એ પ્રમાણે જો કોઈ પણ અવસ્થા બની હોય, તો એ પાંચ અવસ્થામાં સ્ત્રી બીજો પતિ કરી શકે છે. એ નિયમને ધ્યાનમાં રાખીને જ મેં જીવતા ધણીએ પુનર્લગ્ન કરવામાં ખોટું નથી, એવો વિચાર કર્યો હતો; કારણ કે, મારા પતિ સંન્યાસી થઈ ગયા છે એમ મેં સાંભળ્યું હતું; એટલે મને બીજો ભર્ત્તા કરવામાં પ્રત્યવાય આવે એમ નથી, એમ મારું માનવું હતું." શ્રીમતીએ ખુલાસો કરતાં કહ્યું.

"જે વિશ્વમાં આટલાં બધાં વિપરીત પરિણામો થતાં જોવામાં આવે છે, તે શાસ્ત્રાર્થના ખરા રહસ્યને ન સમજી શકવાને લીધે જ;" વિષ્ણુપ્રસાદે જવાબ આપતાં જણાવ્યું. "પરંતુ એ નિયમને અનુસરનારી સ્ત્રી પોતે વિકારવશ તો હોવી જ જોઇએ, એ તો નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. મનોનિગ્રહવાળી અને કામવિકારને ધિક્કારનારી નારીઓને પ્રથમ તો એવા નિયમોને શોધવાની જ આવશ્યકતા હોતી નથી. તારા કરતાં તો હું મોતી બેગમ–કબ્રસ્તાનવાળી મુસલમાન સ્ત્રીને જ વધારે સારી માનું છું! તેની પદવી તારા કરતાં વધારે ઉંચી છે."

"કેવી રીતે?" મેરિયને વચમાં જ સ્ત્રીના નૈસર્ગિક આતુર સ્વભાવને અનુસરીને સવાલ કર્યો.

"સાંભળો! એક તો તેનો પતિ તેનાં નેત્રો સમક્ષ જ કાળની વિકરાળ દાઢનો ભક્ષ થયેલો હતો; બીજું તે પોતે પોતાને ભણેલી ગણેલી કે વિદૂષી વનિતા કહેવડાવતી નહોતી. એટલે તેનામાં જો વિકારનો અગ્નિ પ્રજળવા માંડે, તો તેને શમાવી દેવા માટે જ્ઞાનરૂપ જળનો તેના હૃદયમાં પૂરેપૂરો અભાવ હતો. આ શ્રીમતીની સ્થિતિ તેનાથી સર્વથા બીજા જ પ્રકારની છે." સંન્યાસી વિષ્ણુપ્રસાદે પ્રત્યુત્તર આપ્યું.

"બસ! મને માફ કરો! હું ભૂલી! મને સુધારાવાળાઓએ ફસાવી! હું પાપિની છું! મને ક્ષમા કરો" શ્રીમતીએ નેત્રોમાંથી અશ્રુ વર્ષાવીને કહ્યું.

"ભૂલને જાણો કે ન જાણો, તેની સાથે મારો હવે કશો પણ સંબંધ રહ્યો નથી;" વિષ્ણુપ્રસાદે ગંભીરતા અને નિઃસ્પૃહતાના ભાવથી શાંત ઉત્તર આપતાં કહ્યું. "તેં એકવાર એમ કહ્યું હતું કે, પાંચ આંગળીઓ એક સરખી હોતી નથી; બધા કુવાઓનું પાણી ખારું હોતું નથી, અને બધી રાતો અંધકારવાળી હોતી નથી–વિશેષતઃ તેં વળી દમયંતી અને સીતા ઇત્યાદિ આર્ય સતીઓનાં ઉદાહરણો પણ આપ્યાં હતાં. આજે તને મારે એ જ બતાવી આપવું હતું કે, આજના વખતમાં સીતા અને દમયંતી ભાગ્યે જ મળી શકશે. સર્વ મનુષ્યો સત્યની તો પ્રશંસા જ કરે છે, પણ તે સત્ય પ્રમાણે જ વર્ત્તનારા પુરુષો ઘણા થોડા છે. તેમ જ સતી સ્ત્રીઓ પણ ક્વચિત્ જ મળી આવે છે. એટલા માટે જ સંતજનોનાં વચન છે કે, "બોલે તૈસા ચાલે ત્યાચી વંદાવીં પાઉલેં." રાતના ઉદાહરણમાં પણ એક ગુપ્ત રહસ્ય છે. રાત ગમે તેટલી અજવાળી હોય, તોપણ તેમાં અંધકારનો ભાગ તો અવશ્ય રહેવાનો જ. તેવી જ રીતે સ્ત્રી ગમે તેટલી પણ સદ્‌ગુણી હોય, તોપણ તેનામાં વિકારની વિશેષતા તો નિઃસંશય હોવાની જ. એટલા માટે જ પુરુષો કરતાં સ્ત્રીને જે કેટલાક અધિકારો ઓછા આપવામાં આવ્યા છે, તે સર્વથા યોગ્ય જ છે. 'न स्त्री स्वातंत्र्यमर्हति'

એ સૂત્ર પણ મનુનું જ કહેલું છે." એમ કહીને કાલીચંદ્ર તથા શ્યામાકાંતને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે, "ઓન. મી૦ કાલીચંદ્ર! તમે ભલે સરકારના માનપાત્ર હો—પણ પ્રભુના માનપાત્ર જ મોટા છે! તમે આના પુનર્લગ્નનો સમારંભ આનંદથી કરો. મારો એમાં કશો પણ વાંધો નથી. મેં સંસારનો ત્યાગ કરી સ્વદેશસેવા માટે સંન્યાસનો સ્વીકાર કરેલો છે, માટે સ્ત્રીની અને પરિવારની મને કશી પણ આવશ્યકતા નથી."

એમ કહી તેણે ત્યાંથી ચાલવા માંડ્યું. શ્રીમતી દોડીને તેનાં ચરણોમાં પડી અને કહેવા લાગી; "મારા પરમેશ્વર! મારા આ એક અપરાધની મને ક્ષમા આપો. આજથી એક આપમાં જ મારી પતિ તરીકેની ભાવના રહેશે—બાકી સર્વ પુરુષો મારા બંધુ અને પિતા સમાન છે. મારો સ્વીકાર કરો—મને નરકવાસથી બચાવો."

"સંન્યાસિની થવું પડશે—ભિક્ષાવૃત્તિ કરવી પડશે!" વિષ્ણુપ્રસાદે કહ્યું.

"મને કબૂલ છે." શ્રીમતીએ જવાબ આપ્યો.



## પ્રકરણ ૨૦ મું
## એ કેમ બન્યું?

સરલાદેવી જાગીરદાર વિધવાના નિવાસમંદિરમાં સર્વ મળેલા છે. રજનીકાંતે ડોકટર વિષ્ણુપ્રસાદની પ્રશંસા તો પોતાની શેઠાણી સમક્ષ પ્રથમથી કરેલી હતી. એટલે તેનું પ્રત્યક્ષ દર્શન થતાં દેવીતુલ્ય સરલાદેવીના હૃદયમાં હર્ષની સીમા સમાતી નથી. પરંતુ સાથે જ તેની સ્ત્રી શ્રીમતીના નિન્દ્ય વર્તનથી તે શોકથી ખેદિત થતી પણ જોવામાં આવે છે. ગઈ કાલના પુનર્લગ્ન હોલમાં બનેલા બનાવ વિશે આખા કલકત્તા નગરમાં ચર્ચા ચાલી રહી છે, વર્તમાનપત્રમાં અનેક ગપાષ્ટકી ગોળા ગબડયા ગયા છે. કંઈક સત્ય ને ઘણું અસત્ય વર્તમાનપત્રમાં ભરેલું હતું. જૂના વિચારનાં વર્તમાનપત્રોએ મોઢે આવ્યું તે ભરડયું ને નવીન વિચારના વિલાયતીઓએ શ્રીમતીનું સંરક્ષણ કરી, ડોકટરને ખૂબ ચોપડમંડી કીધી હતી. તે વાંચીને સરલાદેવીએ સાધારણ રીતે ઉદ્દગાર કાઢયો કે, "સ્ત્રીની જે સહસ્રમુખે નિંદા થવી, એ જ સ્ત્રી માટેનું આ જગતમાં સર્જેલું જીવતું જાગતું નરક છે."

રજનીએ કહ્યું;—"એ વિશે આપણા દેશમાં એક ઉત્તમ દંતકથા ચાલતી સાંભળવામાં આવે છે. એક બુદ્ધિશાળી વેશ્યા એક નગરમાં વસતી હતી. તે નગરમાં જ્યારે પણ કોઈ મરી જતું, ત્યારે "એ સ્વર્ગમાં ગયું કે નરકમાં? એની જઇને ખબર કાઢી આવ." એવી આજ્ઞા આપીને પોતાની દાસીને તે ચૌટામાં મોકલતી હતી. દાસી જઇને ખબર કાઢતી. તે લોકમુખે એમ સાંભળતી કે, "એ ઘણું સારું માણસ હતું અને જગતને એથી લાભ મળી શકવાનો સંભવ હતો." તો તેને સ્વર્ગમાં ગયેલું જણાવતી, અને જો મૃત મનુષ્યની નિન્દા સાંભળવામાં આવતી, તો તેને નરકમાં ગયેલું માની પોતાની શેઠાણીને પણ તેવી જ ખબર સંભળાવતી

હતી. એ એક અત્યંત બોધદાયક ઉદાહરણ છે. પ્રશંસા સદ્ગુણોની જ થઈ શકે છે અને સદ્ગુણી મનુષ્ય સ્વર્ગમાં જાય, એમાં શંકા શાની? આ જગતમાં સદ્-ગુણ કિંવા દુર્ગુણ છૂપા રહી શકતા નથી. જે હોય છે તે સ્પષ્ટ જણાઈ આવે છે, અને તેટલા માટે જ સદ્ગુણી થવાનો વારંવાર ઉપદેશ કરવામાં આવે છે:—

"The world is a looking-glass
Wherein ourselves are shown
Kindness for kindness, cheer for cheer,
Coldness for gloom, repulse for fear,
To every soul its own;
We can not change the world a whit,
Only ourselves which look in it."

—અંગ્રેજ કવિ સુસન કુલીજનાં એ વચનો આપણી એ દેશીય આખ્યાયિકાને કેટલાં બધાં મળતાં આવે છે, એની કલ્પના સર્વ કરી શકે એમ છે. હું નથી સમજી શકતો કે, શ્રીમતી દેવીને–શ્રીમતી જેવાં એક સુશિક્ષિત અને નીતિશાલિની સ્ત્રીને આ કાર્ય કરવાની મતિ કેમ આવી શકી હશે!"

ડાક્ટર બોલ્યા; "આહાર, નિદ્રા, ભય અને કામવિકારની પ્રબળતા થતાં જ્ઞાનીની વૃત્તિઓ પણ અજ્ઞાની–પશુ–સમાન બની જાય છે. એટલા માટે શ્રીમતીની થયેલી આ ભૂલ સર્વથા ક્ષમાને જ પાત્ર છે. હવે પછી એવી ભૂલ એના હાથે થવા ન પામે, એની જ એણે સંભાળ રાખવાની છે. અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરવાથી કરેલા અપરાધનો ભાર ઓછો થઈ શકે છે. એક કવિનાં આ વચનો સદા સર્વદા મનન કરવા જેવાં છે કે;–

"હો જાય ખતા ગર કોઈ નાદાનીસે; માયૂસ ન હો રહમતે યજદાનીસે;
હો બારે ગુનાહ જિસ બશરકે સરપર; કુછ હોતા હય હલકા વો પશેમાનીસે!"*

પોતાના આવા અક્ષમ્ય અપરાધને નજરોનજર નિહાળવા છતાં પણ પતિના આવા શાંત સ્વભાવ અને તેનાં અમૃતતુલ્ય શાંતિદાયક વચનોના શ્રવણથી, શ્રીમતીના હૃદયમાં પોતાના પતિ માટે એક પ્રકારનો અદ્વિતીય પૂજ્યભાવ ઉત્પન્ન થયો. મુખમાંથી શબ્દદ્વારા પોતાના તે ભાવને વ્યક્ત ન કરી શકવાથી, નેત્રોમાંથી તેણે અસ્ખલિત અશ્રુધારા વહેવડાવવા માંડી અને અંતે ધૈર્ય લાવીને તેણે નમ્રતાથી કહ્યું કે:–

"હું આપ સર્વ સમક્ષ પરમેશ્વરની સાક્ષીથી પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મારું મન તો જો કે પાપી થઈ જ ચૂક્યું છે અને પુનર્લગ્ન થઈ ગયું હોત, તો શરીર ભ્રષ્ટ થવાની પણ તૈયારી જ હતી: પણ તેમ થતું અટકી ગયું, એટલા માટે હું મને

* જો અવિચારથી કોઈ અપરાધ થઈ જાય, તોપણ ઈશ્વરની ક્ષમાથી નિરાશ થઈશ નહિ; કારણ કે, જે મનુષ્યના શિરપર અપરાધનો ભાર લદાયલો હોય છે, તે પશ્ચાત્તાપ કરવાથી કાંઈક હલકો થઈ જાય છે." હાલી.

પોતાને બહુ જ ભાગ્યશાળી માનું છું. અદ્યાપિ મારા પાતિવ્રત્યનો ભંગ નથી થયો, તોપણ મનસાવાચા હું પાપિણી છું; કર્મેથી જ બચી ગઈ છું. ઈશ્વરે મારી પવિત્રતાને જાળવી રાખી છે, તો હવે એ જ પવિત્રતાના પ્રભાવથી હું મારી બીજી સ્વદેશભગિનીઓને પણ પવિત્રતાનો પાઠ ભણાવીશ; અનીતિના માર્ગમાંથી કાઢીને નીતિના અનંત સુખકારક માર્ગમાં વિચરાવીશ; મારા પતિ તે આજથી મારા પરમેશ્વર છે ! હું આજથી એમને મનુષ્ય નહિ, કિન્તુ દેવરૂપ જ માનું છું!" હૃદય ભરાઈ આવવાથી તેનાથી વધારે બોલી શકાયું નહિ.

રજનીકાન્તે ડાકટર તરફ દૃષ્ટિ કરી કહ્યું; "મહા પુરુષ ! કલકત્તામાં આપણે સાથે આવ્યા ને તે દિવસે જ આપણે છૂટા પડ્યા હતા. બીજે દિવસે આપનો શોધ કરવા છતાં પણ ક્યાંય પત્તો ન મળ્યો. છતાં આટલા દિવસ પછી એકાએક આવા અણીના પ્રસંગે અચાનક આપ અહીં ક્યાંથી આવી પહોંચ્યા, એ જાણવાની અમને બધાંને ઘણી જ ઉત્કંઠા છે, માટે અમને તમારો વૃત્તાંત સંભળાવાની કૃપા કરશો ?"

રજનીની વિનતિ માન્ય કરીને ડાકટરે પોતાનો વૃત્તાંત નીચે પ્રમાણે કહેવા માંડ્યો:—

"અહીંથી હું તે જ દિવસે દેહરાદૂન મેલમાં હરિદ્વાર તરફ જવાને ઉપડી ગયો હતો; કારણ કે ત્યાં મારા સાંભળવા પ્રમાણે એક મેળો ભરાવાનો હતો અને તેથી મારી ત્યાં કેટલાંક ધાર્મિક વ્યાખ્યાનો કરવાની ઇચ્છા હતી. હું ત્યાં પહોંચ્યો, પરંતુ જે આશાથી હું ત્યાં ગયો હતો, તે આશા પૂર્ણ થવાનો રંગ મને ત્યાં દેખાયો નહિ. જે સાધુઓએ દેશનું હિત જ કરવું જોઇએ અને લોકોને ધર્મના માર્ગમાં પ્રવર્ત્તાવી પોતે સર્વથા ઉદાસીન વૃત્તિમાં જ પોતાનો કાળ વીતાડવો જોઇએ, તે સાધુઓને ત્યાં ન કલ્પી શકાય તેવા અમીરી ઠાઠમાઠમાં જોઇને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હાથીના હોદાપર બેસીને ઢોલ નગારાંના ધ્વનિ સહિત, દાસ દાસીઓના સમૂહથી ઘેરાયલા રાજા જેવા સાધુઓને ગંગાસ્નાન માટે જતા જોઈ પ્રથમ હું એમ જ ધારવા લાગ્યો કે, એ કોઈ રાજાની જ સ્વારી હશે, પણ પાછળથી જ્યારે લોકમુખે ખરી વાત સાંભળવામાં આવી ત્યારે મારો એ ભ્રમ ભાગી ગયો. એ પછી મેં એવા સાધુઓના આશ્રમો અને મઠોમાં ફરી ફરી ત્યાંની ચર્ચા જોવાનો આરંભ કર્યો. સાધુઓના મઠમાં મિષ્ટાન્ન અને પકવાન્ન એવાં તો ખવાતાં હતાં કે, કોઈ રાજા કે ધનાઢ્ય ગૃહસ્થ પણ ભાગ્યે જ એવા પદાર્થોનો ઉપભોગ લઈ શકે. કેટલેક સ્થાને ધાર્મિક વ્યાખ્યાનો અપાતાં હતાં ખરાં, પણ સાધુઓનો એ વ્યાખ્યાનોથી લોકોને સારે માર્ગે દોરવા કરતાં માત્ર તેમની પાસેથી જેમ બને તેમ વધારે પૈસા કઢાવવાનો હેતુ વિશેષ ભાગે જોવામાં આવતો હતો; 'ભજકલદારં ભજકલદારં'ની તેમની રીતિપર મને બહુ તિરસ્કાર છૂટચો, કેટલાક સાધુઓ રામકી ને રામકા બની સંસાર માંડી બેઠા હતા, ને કેટલાકને તો કુટુંબ પરિવારનો સમુદાય જ વળગેલો હતો. ધર્મનો ઉપદેશ આપનારા સાધુઓનાં વચનોમાં મેં બેચાર શંકાઓ કાઢી ત્યારે તેનો શાંતિથી જવાબ આપવાને બદલે મારી સાથે તેઓ

મારામારી કરવાને તૈયાર થઈ ગયા. હું કાંઈ પણ બોલ્યો નહિ. એવા સાધુઓથી દેશ અને ધર્મની શી ઉન્નતિ થઈ શકતી હશે, એ હું સમજી શકતો નથી. પરંતુ એ બધો દોષ વિના વિચારે અને પાત્ર અપાત્રની પસંદગી કર્યા વગર દાન કરવામાં અતિ ઉદાર બની ગયેલા આપણા ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરુષોનો જ છે. એવી અંધ ઉદારતાથી ભારતવર્ષમાં નિવૃત્તિપરાયણ સાધુઓને બદલે માત્ર વિષયી, આળસુ, અને ભિક્ષુક સ્ત્રી પુરુષોનો જ હદ ઉપરાંત વધારો થઈ ગયેલો છે. ધનનો ઉપયોગ કેવી રીતે કરવો, એ કળાને ન જાણવાથી જ આવું વિપરીત પરિણામ આવેલું આપણા જોવામાં આવે છે. એક સ્થાને લગભગ પચાસ સાઠ, બારથી પંદર વર્ષના વયના અશિક્ષિત છોકરાઓને સંન્યસ્ત દીક્ષા આપવાની ક્રિયા જોઇને તો હું દિગ્મૂઢ જ થઈ ગયો. વૈરાગ્ય વિના સંન્યાસ હોઈ જ કેમ શકે? એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સર્વ વર્ણોનાં બાળકો હતાં, અને તે દેશની અવનતિ કરવાની જ દીક્ષા લેતા હતા, એમ મારો નિશ્ચય થવાથી મને નીચેનાં વચનો સાંભરી આવ્યાં;–

"જ્યાં ઘરમાં કંઈ થઈ ખટપટ, જઈ જોયો બાવાનો મઠ;
બાવાજીએ કાતર લઇને–દાઢી મૂછો કાપી ઝટ;
હલકી તુમડી હાથ દઇને–મોટો ભારી આપ્યો લઠ;
બોધ કર્યો કે, "બેટા માંગો–ભિક્ષા ત્યજિ કે સબ ઝંઝટ!
એમજ પોતાને હાથે, નિજ હાથ પગોને ભાગ્યા છે;
ચોથે ભાગે ભારતવાસી–ભીખ માગવા લાગ્યા છે!"

"ખરેખર ભારતવર્ષની અત્યારે એવી જ દુર્દશા થયેલી છે. એમાં એક અક્ષર પણ અસત્ય નથી. પ્રતિષ્ઠિત મનુષ્યો પાસે સાધનોનો અભાવ હોવાથી અને તેમને કોઈ સહાયતા કરતું ન હોવાથી, પૂરું પાધરું ખાવાને પણ મળી નથી શકતું, અને આળસુ અને કાષાય વસ્ત્રોને કલંકિત કરનારા સાધુઓ અમનચમન ઉડાવી યથેચ્છ કુકર્મો કરે છે. આનો કોઈપણ રીતે અટકાવ નહિ થાય, તો હજી પણ વિશેષ ભયંકર દુર્દશા થવાનો સંભવ છે." રજનીકાંતે કહ્યું.

"માત્ર મને સંતોષ થયો હોય, તો તે સ્વામી વિવેકાનંદે સ્થાપેલા કનખલમાંના ધાર્મિક ઔષધાલય અને રામકૃષ્ણ મઠના અવલોકનથી જ થયો છે. એથી લોકોને જે લાભ મળે છે, તે જગતપ્રસિદ્ધ હોવાથી તેનું વિશેષ વર્ણન કરવાની કશી પણ આવશ્યકતા નથી. કાંગડીનું 'ગુરુકુળ' નામનું પુરાતન પદ્ધતિનું વિદ્યાપીઠ પણ દેશની અને પ્રજાની ઠીક ઠીક સેવા બજાવે છે. સામ્પ્રતમાં સાર્વજનિક ઉદારતાની જ વધારે અગત્યતા છે. હું હરિદ્વારમાં ફરતો હતો, એવામાં એક દિવસે અચાનક "હરકી પૈડી" નામના ઘાટપર ગંગામાં સ્નાન કરતી શ્રીમતીપર એકાએક નજર પડી. પ્રથમ તો મેં માન્યું કે, એ પુણ્યાર્થ ગંગાસ્નાન કરવા માટે આવેલી હશે, પણ એક બંગાળી ગૃહસ્થ સાથે વાતચીત કરતાં જ્યારે તે મારા જોવામાં આવી, ત્યારે મારા મનમાં એ બંગાળી કોણ હશે, તે જાણવાની ઇચ્છા થઈ. સ્નાન કરીને બંને ચાલ્યાં. હું પણ પાછળ પાછળ ચાલ્યો. કનખલના ડેમની પેલી બાજુએ આવેલા એક બંગાળી સાધુ કેશવાનંદના આશ્રમમાં બંનેએ પોતાનો ઉતારો કર્યો હતો. મેં

ત્યાંના એક સાધુને વાતના પ્રસંગમાં એમના વિશે પૂછ્યું અને મારા જાણવામાં આવ્યું કે, એ બંને બીજે દિવસે સાંઝની ગાડીમાં કલકત્તે જવાનાં છે. બીજો દિવસ થયો. બન્ને સ્ટેશનપર આવ્યાં, ટીકીટ લીધી અને ગાડીમાં બેઠાં. હું પણ પાસેના ડબ્બામાં બેઠો. કલકત્તામાં આવતાં તે બંગાળી ગૃહસ્થે શ્રીમતીને પુનર્વિવાહ હોલમાં ઉતારો આપ્યો. પાંચમે દહાડે પ્રભાતમાં જ વર્તમાનપત્રમાં એક પુનર્લગ્ન થવાની જાહેર ખબર મારા વાંચવામાં આવી. હવે મારો કેટલેક અંશે નિશ્ચય થયો કે, ઘણું કરીને શ્રીમતી પુનર્લગ્ન કરવા અહીં આવેલી હોવી જોઇએ. વખતસર હું ત્યાં આવ્યો અને મારી એ ધારણા અક્ષરે અક્ષર ખરી પડી. હરિદ્વારમાં શ્રીમતી સાથે જે બંગાળી ગૃહસ્થને મેં જોયો હતો, તે બીજો કોઈ નહિ, પણ કાલે જેને તમે બધાંએ જોયો, તે એનો થનારો પતિ શ્યામાકાંત હતો. ત્યાર પછીની બધી બીના તો આપ સર્વ જાણો છો!" એ પ્રમાણે પોતાના વૃત્તાંતની સમાપ્તિ કરીને વિષ્ણુપ્રસાદે કહ્યું કે, "પણ મેરિયનને કલકત્તામાં અને તેમાં પણ પુનર્વિવાહ હોલમાં જોઈ મને જે આશ્ચર્ય થયું હતું, તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી."

"મિસ મેરિયનના અચાનક અહીં આવવાના કારણને હજી હું પોતે પણ જાણી શકયો નથી. પરંતુ એ પણ એક રીતે ઠીક જ થયું. અત્યારે આપણે બધાં સાથે જ એમના આગમનના હેતુને એમના મુખે સાંભળી શકીશું." રજનીકાંતે કહ્યું.

મેરિયને પોતાના આગમનનું નીચે પ્રમાણે વર્ણન કરવા માંડ્યું;–

"આપ બન્નેના જયપુરથી ચાલ્યા જવા પછી મારું ચિત્ત બહુધા રાત દિવસ ઉદાસ રહ્યા કરતું હતું. તો પણ મારી ડયુટી બજાવવામાં અને શ્રીમતી પાસે આવી વાતચીત કરવામાં હું મારો વખત ગાળતી હતી. એટલામાં 'ડાક્ટર ગુમ થઈ ગયા છે, તેમનો પત્તો નથી,' એવા આશયનો મને એક કાગળ મળ્યો અને તેથી મારી ચિન્તામાં વધારો થયો. એ વાત મેં શ્રીમતીને જણાવી, પણ એની મુખમુદ્રામાં આશ્ચર્ય કે ચિન્તાનો કશો પણ ભાવ જોવામાં આવ્યો નહિ. એથી મારા મનમાં શ્રીમતી માટે કેટલીક શંકાઓ થવા લાગી. રજનીકાંતની દિવસે દિવસે કલકત્તામાં ઉન્નતિ થવાના સમાચાર સાંભળીને મારા મનમાં આનંદ થયા કરતો હતો, પણ શ્રીમતીની વિપરીત વૃત્તિથી મને અપાર શોક થતો હતો. જોતજોતામાં ચાર માસ વીતી ગયા. એટલામાં જયપુરમાં એક બંગાળી ગૃહસ્થનું આગમન થયું. કોણ જાણે તેની સાથે શ્રીમતીની ક્યાંથી ઓળખાણ થઈ કે, રહેતાં રહેતાં તે રોજ ડાક્ટરને ઘેર આવવા જવા અને કલાકોના કલાકો સુધી એકાન્તમાં વાતચીત કરતો બેસી રહેવા લાગ્યો. એ સમયમાં હરિદ્વારની યાત્રાનો સમય આવ્યો ને શ્રીમતીએ યાત્રાનું નિમિત્ત કાઢીને પ્રયાણ કરવાની તૈયારી કરી. હું એને વળાવવા સ્ટેશનપર ગઈ અને ત્યાં તે બંગાલી ગૃહસ્થને પણ મેં ગાડીમાં બેસતાં જોયો. એનું નામ અને જયપુરમાં રહેવાનું ઠેકાણું હું જાણતી હતી, એટલે તે જેને ઘેર રહેતો હતો, તેને પૂછતાં એમ જણાયું કે, પ્રથમ હરિદ્વાર જઈ ત્યાંથી તેઓ કલકત્તે જવાનાં છે અને ત્યાં તેમનાં પુનર્લગ્ન થવાનાં છે. બસ–દુનિયાની બેવફાઈ અને દગાબાજીની એ વાત સાંભળતાં જ મારું માથું ફરવા લાગ્યું, રાત દિવસનું ચેન જતું

રહ્યું. રજનીકાંતને મળવાની મને ઇચ્છા હતી,–કેમકે હું એને ચાહું છું,–એવામાં ત્યાં જવાનું એક નવીન કારણ આવી મળ્યું, તેથી મેં બે મહિનાની રજા મંગાવી અને એકદમ કલકત્તા તરફ નીકળી આવી. મારો તો રજનીકાંતને ત્યાં જ ઉતરવાનો નિશ્ચય હતો, પણ મારા સ્નેહી સ્માઇલને ત્યાં જ પાછળથી ઉતરવાનું મેં વ્યાજબી વિચાર્યું. રજનીને હું મળી, કંઈક વાત કરી, અને દુનિયાની બેવફાઈ જોવાને અકસ્માત્ હું એને તેડી લાવી. હું નિત્ય તપાસ કર્યા જ કરતી હતી ને ગઈ કાલે વર્તમાન પત્રમાં એ પુનર્લગ્નની ખબર વાંચતાં, મારા મનમાં ધારકો પડ્યો. અમે ત્યાં સાથે જ આવી લાગ્યાં અને બીજા દ્વારમાંથી તમને પ્રવેશ કરતા જોઈ, મારા આશ્ચર્ય અને હર્ષનો પાર રહ્યો નહિ. નાટકનો દેખાવ એકાએક ફેરવાઈ ગયો અને શ્રીમતી કલંકિની થવાને બદલે પોતાની પવિત્રતાનું–શુદ્ધતાનું રક્ષણ કરવાને ભાગ્યશાળી બની. પ્રકાશે અંધકારને ટાળી દીધો. અમે એ વખતે હાજર થઇને જે શ્રીમતીને શરમાવવાની ધારણા રાખી હતી, તે આપના પધારવાથી પૂર્ણ રીતે સફળ થઈ શકી. હવે જે થવાનું હતું તે થઈ ચૂક્યું છે, એટલે એ વિશે વિવેચન કરવું સર્વથા વ્યર્થ જ છે. તમે લોકો કહો છો કે, સ્ત્રીની મતિ પગની પાનીએ છે, તે વાસ્તવિક છે. પદાર્થ માત્રમાં અપવાદ તો છે જ, પણ સ્વાભાવિક ગુણ એક જ સરખાં હોય છે. સ્ત્રીઓનો સ્વભાવ નૈસર્ગિક ચંચળ હોય છે, પણ જો તેમને અભ્યાસથી સ્થિર કરવામાં આવે, તો સ્ત્રીઓ પણ સારા માર્ગમાં વર્તીને વિશ્વમાં પોતાની કીર્તિનો રણદુંદુભિ વગડાવી શકે છે."

"આપના જેવી એક યુરોપીયન અને વિધર્મીય બાઇના વિધવાવિવાહ વિશેના આવા પ્રતિકૂલ વિચારો જાણીને મને જેટલો હર્ષ થાય છે, તેટલું જ આશ્ચર્ય પણ થયા વિના રહી નથી શકતું !" સરલાદેવીએ કહ્યું.

"મારા દેશના અને મારા ધર્મના વિચારોની પ્રબળતા તો મારા હૃદયમાં હોવી જ જોઇએ;" મેરિયને જવાબ આપતાં કહ્યું. "એટલે હું કાંઈ વિધવાવિવાહની વિરુદ્ધમાં તો નથી જ, પણ મારા વિચાર કેવળ નિરાળા છે–પ્રેમની ઉચ્ચતાનું સ્વરૂપ ને એકપતિવ્રતની કીંમત હું ઉંચી આંકું છું. આજે આર્યાવર્ત્તમાં વિધવાઓની સંખ્યા એક કોટિ કરતાં અધિક છે, એમ કહે છે. એમનાં જો લગ્ન કરી આપવામાં આવે તો પોતાને સુખ મળવાથી એ અબળાઓ કેટલા બધા આશીર્વાદ આપે, એનો વિચાર આપ પોતે જ કરી જુઓ. પણ જે વિધવા પોતે જ લગ્ન કરવાની ઇચ્છા ન ધરાવતી હોય, તેનાં બળાત્કારે લગ્ન કરવાની કશી પણ આવશ્યકતા નથી. તથાપિ તમારા સુધારાવાળા ખોટે માર્ગે દોરાય છે ને તેથી વિધવાવિવાહને ઉત્તેજન આપે છે. તેઓ વિધવા ઓછી થાય, તેનો વિચાર જ કરતા નથી. જે બાળવિધવાઓ છે અને પતિસુખની જે વેળાએ કલ્પના પણ તેમના મનમાં ન હોતી, એ વેળાએ જે બાળાઓના માથાપર વૈધવ્ય દુઃખના પર્વત તૂટી પડેલા છે, એવી અબળાઓની ઇચ્છા છતાં, તેમની તે ઇચ્છા તૃપ્ત કરવા ન દેવામાં સમાજ અન્યાય જ કરે છે, એવો મારો અભિપ્રાય છે. પણ એનું કારણ શું છે, તે તો કોઈ જોતું નથી ને ઔષધ કરતું નથી."

"ત્યારે, શું વિવાહ વગર વિધવાઓ માટે સુખનું બીજું એક પણ સાધન નથી?" રજનીએ પૂછ્યું.

"મેં ક્યારે એમ કહ્યું છે?" મેરીયને કહ્યું. "જો એમ જ તમારું સમજવું હોય, તો તેમાં તમારી મોટી ભૂલ છે. સંસાર કરતાં વિશેષ ઉચ્ચ પ્રકારનું બીજું કોઈ સુખ નથી જ, એમ તમારે ન ધારવું. પરમાત્મસૌખ્યમાં વિધવાઓનાં મન વાળવાના પ્રયત્નો કરવામાં આવે, તો તેથી અબળાઓને અધિક લાભ થવાનો સંભવ છે. સમાજની સેવા કરવાનાં ને તે દ્વારા તેમનો નિર્વાહ થવાનાં પણ સાધનો છે જ. વિવાહ કરતાં બ્રહ્મચર્ય વધારે ઉત્તમ છે, અને તે જ શ્રેષ્ઠ સાધન છે. વિધવાને પુનર્વિવાહના માર્ગમાં પ્રવૃત્ત કરવા કરતાં, જો તેને બ્રહ્મચર્યમાં જ રહેવાનો ઉપદેશ આપવામાં આવે, તો તેની યોગ્યતા ઘણી જ વિશેષ છે. આજકાલ 'સ્વદેશી'નો વા વાય છે, તે વેળાએ જન્મ–મરણ પર્યંત વૈધવ્ય વ્રત પાળનારી દીન અને ઉદર-નિર્વાહનાં સાધનહીન અનાથ વિધવાઓ માટે, મુખ્ય મુખ્ય સ્થાને આશ્રમો બાંધી ત્યાં તેમને વિત્તોપાર્જન માટેના જૂદા જૂદા ઉદ્યોગો સુશિક્ષિત–સ્ત્રીઓદ્વારા શીખવવા માટે ઉદ્યોગશાળાઓ સ્થાપવામાં આવે, સુખ સંપત્તિવાળી વિધવાઓને સદ્બોધ આપવામાં આવે, તેમ જ સમાજ, કુટુંબ અને દેશ પ્રત્યેના ધર્મ–કર્તવ્ય શીખવવામાં આવે તો એથી સ્ત્રીઓની પવિત્રતા જળવાઈ રહેવા સાથે દેશની કીર્તિ થવાનો પણ સંભવ ખરેખરો જ છે."

એટલામાં જમવાનો વખત થવાથી સર્વ ભોજન લેવા બેઠાં. મેરિયનને પણ ત્યાં જ જમાડવાની વ્યવસ્થા કરવામાં આવી. બપોર પછી ડાકટર વિષ્ણુપ્રસાદ અને શ્રીમતીનો થોડો ઘણો સામાન હતો, તે બાંધીને તૈયાર કરવામાં આવ્યો. કારણ કે, ડાકટર પોતાની સંન્યાસિની સ્ત્રી સહિત સાંઝની ગાડીમાં બેસીને મુંબઈ તરફ સફર કરવાના હતા. મુંબઇમાં રામકૃષ્ણ મઠ નથી, તેની બને તો ત્યાં સ્થાપના કરવી અને બ્રહ્મચર્ય પળાવવા, ને આબરૂને જાળવી નિર્વાહ કરી શકે, સમાજને ઉપયોગી થતાં શીખે, સ્વકુટુંબ ને સ્વધર્મમાં રહી લોકોપકાર કરતાં શીખે તેવા એક વિધવાશ્રમની પણ સ્થાપના કરવી, એ જ તેમના મુંબઇના પ્રવાસનો ઉદ્દેશ હતો. વિધવાશ્રમ જ્યાં સ્થાપવામાં આવે, ત્યાં તેને પોતાથી બની શકતી સહાયતા આપવાનું સરલાદેવીએ વચન આપ્યું.

સાંઝે ડાકટર અને શ્રીમતીને ટ્રેનમાં બેસાડી અને મેરિયનને સ્માઇલને બંગલે મૂકી, રજની ઘેર આવ્યો. તેના ટેબલપર તરતનું જ મુંબઇથી આવેલું એક પત્ર પડેલું જોવામાં આવ્યું. ઉઘાડી જોતાં તે રમણિકનું જણાયું. પણ વિગત વાંચતાં જ તેની મુખમુદ્રા એકાએક શ્યામવર્ણ બની ગઈ. તેમાં માત્ર આટલું જ લખેલું હતું;–

મુંબઇ તા૦ ૧૯૦

"પ્રિય રજની!

સાંભળ્યું છે કે તું મરી ગયો છે! હા, જીવતો છતાં મરી ગયો છે! પુનર્લગ્નિયા સાહેબો સુશીલાનું પુનર્લગ્ન કરવા મથે છે, એવી અફવા આજકાલ આખા ગામમાં ચાલી રહી છે. કદાચિત્ તે સત્ય પણ થાય, એવું મારું અનુમાન છે. વિશેષ હવે પછી.

તારો રમણિક."

# પ્રકરણ ૨૧ મું

## પુનઃ હિંડોળામાં!

એક સમયના દુઃખી અને હાલહવાલ થઈ ગયેલા રજનીકાંતને અત્યારે ધન કે બીજાં સાંસારિક સાધનોની કોઇપણ પ્રકારની ન્યૂનતા હતી નહિ. ન ધારી શકાય તેવા અલૌકિક સુખના ઢગલાપર તે આવી બેઠો હતો. ભાગ્ય દેવીએ તેનાપર પૂરેપૂરી કૃપા કરેલી હતી. પરંતુ એક જ વાતથી તેનું હૃદય ઉદાસીન રહ્યા કરતું હતું. તે ઉદાસીનતાનું કારણ સુશીલા હતી. રજનીકાંતની મનોવેદના તો નિત્યની જ થઈ પડેલી હતી, એટલે "અતિ રણિયાને રણ નહીં ને બહુ દુઃખિયાને દુઃખ નહિ!" એ કહેવત પ્રમાણે તે થોડાક દિવસથી કાંઇક શાંતિનો ઉપભોગ લેતો થયો હતો, એટલામાં રમણિકના પત્રે તેના હૃદયમાં દુઃખનો એક નવીન અને અસહ્ય આઘાત કર્યો. 'રજનીકાંતની સ્ત્રીએ પુનર્લગ્ન કર્યું,' એમ લોકો નિન્દા કરશે અને મુંબઈમાં મોઢું બતાવવાનો પણ માર્ગ નહિ રહે, એ વિચારથી તેને આખી રાત ઉંઘ આવી નહિ. પ્રભાતમાં પણ એની એ જ અવસ્થામાં તે બેસી રહ્યો. ન્હાઈ ધોઇને સરલાદેવી પાસે એકવાર જવાનો નિયમ હતો, તે નિયમનો પણ આજે તેણે ભંગ કરી નાંખ્યો. તે પોતાના ખાનગી ઓરડામાંથી બહાર જ નીકળ્યો નહિ. ખરેખર આ લોકમાં જેના સંસારની સ્ત્રીના નિંદ્ય કૃત્યથી પાયમાલી થાય છે, તે સદાનો જ રઝળી જાય છે. તેને જે ચટકો લાગે છે, તે કોઇથી મટતો નથી. મનુષ્ય પ્રકૃતિનો એ એક ધર્મ જ છે. રજનીકાંત મનુષ્ય હતો અને તેથી પ્રકૃતિના એ ધર્મને તે અનુસરતો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું. તેને જાણે પોતાનું ભાગ્ય સર્વથા બદલાઈ ગયું હોય, અને સમયમાં અદ્ભુત પરિવર્તન થઈ ગયું હોય, એવો જ ભાસ થવા લાગ્યો. વિચારોના વમળમાં મસ્તક ચક્કરપર ચઢી જવાથી તે ઈઝીચેરમાં માથે હાથ દઇને પડી રહ્યો અને મનમાં બોલ્યો કે;

"ન વો જિસ્મ રહા ન વો ગાત રહી;
ન વો જાતે બુલન્દ સિફાત રહી;
ન વો આંખ રહી ન વો બાત રહી;
ન વો દિન હી રહે ન વો રાત રહી!"

"અંદર આવવાની આજ્ઞા છે કે?" અચાનક બહારથી કોઇના બોલવાનો અવાજ રજનીના કાનમાં પડ્યો અને તે પોતાની દુઃખમૂર્ચ્છામાંથી જાગૃત થઇને બારણા પાસે આવ્યો. ત્યાં પોતાની કૃપાળુ શેઠાણીને જોતાં જ તે આશ્ચર્યચકિત થઈ ગયો. વિનય અને નમ્રતાથી તેણે કહ્યું કે;—

"આ ગૃહ આપનું છે અને હું પણ આપનો આજ્ઞાંકિત સેવક છું, એટલે તમારે આજ્ઞા માગવાની શી અગત્ય છે, એ હું સમજી શકતો નથી! એવાં મારાં ભાગ્ય કયાંથી હોય કે, મારા ઓરડામાં આપનાં પવિત્ર ચરણોનો સંચાર થાય. કોઈ અગત્યનું કાર્ય તો નથીને?"

"અગત્યનું કાર્ય એ કે, તમારી તબીયતના સમાચાર ને તમારા જેવા પ્રતિષ્ઠિત પુરુષના દર્શનની અભિલાષા!" સરલાદેવીએ હસતાં હસતાં કહ્યું. "રજનીકાંત! કાંઈક જ્યારથી તમે આવીને મારી આ પર્ણકુટીમાં નિવાસ કરેલો છે ત્યારથી મારા મનની ચમત્કારિક સ્થિતિ થઈ ગઈ છે. તમારી મૂર્ત્તિનાં દિવસમાં બેચારવાર દર્શન કર્યા વિના મને ક્યાંય ચેન જ પડતું નથી."

"એ આપની અત્યંત ઉદારતા અને કૃપાશીલતા જ છે કે, પોતાના એક સાધારણ સેવકપર પણ આટલો સ્નેહ રાખો છો." રજનીકાંતે કૃતજ્ઞતાપૂર્વક આભાર માનતાં કહ્યું, પરંતુ એ વેળાએ પણ તેનું મુખ તો નિસ્તેજ અને મ્લાન જ હતું. નિત્યના આનંદની છટા તેના મુખમંડળમાં જોવામાં આવતી નહોતી.

પુરુષના સ્વભાવની સ્થિતિને તે જ ક્ષણે ઓળખી કાઢવાની કળામાં પુરુષો કરતાં સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ વિશેષ કુશળ હોય છે; અને સરલાદેવી તો વળી વિદ્યાસંપન્ન સુશિક્ષિત સુંદરી હતી, એટલે રજનીની ઉદાસીનતાને તે તત્કાળ પામી ગઈ. તેણે સવાલ કર્યો કે, રજનીકાંત! આજે તમે વેળાસર મારી પાસે ન આવ્યા, તેથી મેં એવું અનુમાન કર્યું કે, તમારી પ્રકૃતિ કદાચિત્ અસ્વસ્થ હશે. પરંતુ મારું તે અનુમાન અસત્ય થયું છે; છતાં પણ હું એટલી કલ્પના તો કરી શકું છું કે, તમે અત્યારે કોઇપણ માનસિક વ્યાધિથી પીડાઓ છો અને તેના પરિણામે જ તમારા ચહેરાપર આજે મલિનતાનો ભાસ થાય છે."

"આપની કલ્પના સત્ય છે. આપની પાસે ન આવવાનું મૂળ કારણ એ જ છે." એમ કહીને રજનીકાંતે મુંબઇથી આવેલો રમણિકનો કાગળ મર્યાદાપૂર્વક સરલાદેવીના હાથમાં આપ્યો. સરલાદેવી તે વાંચીને સ્તબ્ધ બની ગઈ.

રજનીકાંતે મનોવેદના સહન ન થવાથી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને તેના મુખપર દુ:ખની છાયા છવાઈ ગઈ.

"રજનીકાંત! તમે પુરુષ છો અને વળી સુશિક્ષિત, બુદ્ધિમાન્ અને વિચારશીલ પુરુષ છો; એટલે સંસારની આવી ઘટનાઓથી તમારે નિરાશ થવું નહિ. સંસારશકટ એવી જ રીતે ચાલ્યા કરે છે. કોઇવાર એની ગતિ સરળ હોય છે, તો કોઇવાર વક્ર પણ થઈ જાય છે. એક સ્ત્રી તમને ધિક્કારે છે, તો બીજી કોઈ કામિની વળી તમને પ્રેમદૃષ્ટિથી અને આદર બુદ્ધિથી પણ નિહાળતી હશે. તમારી ઇચ્છા હોય, તો સારી અને સુશીલ અબળાને પોતાના સુખદુ:ખની ભાગિની બનાવીને સંસારને સુખી બનાવી શકશો." સરલાદેવીએ રજનીકાંતના મનનું સમાધાન કરવાના હેતુથી કહ્યું.

"જો મારાથી કાંઈ પણ અયોગ્ય શબ્દોનો પ્રયોગ કરી જવાય, તો તેની ક્ષમા કરશો. આપને તો જો કે હું એક પૂજ્યદેવી માનું છું, પરંતુ સાધારણતઃ સ્ત્રીઓ માટે મારા મનમાં ઘણો જ ધિક્કાર આવી ગયો છે, ને તેથી મારી વિવાહ કરવાની ઇચ્છા જ નથી." રજનીએ કહ્યું.

"હું તમારી સ્વામિની છું અને તમે મારા સેવક છો, એવું ધારીને સેવ્ય સેવક ધર્મનો તમારે આજથી વિચાર કરવો નહિ, પણ મને તમારી એક મૈત્રિણી જ

સમજાવી. તમે સ્ત્રીઓ માટે ગમે તેવા વિચારો ધરાવતા હો, એની સાથે મારે કશું પણ લાગતું વળગતું નથી. છતાં પણ મારી તો એ જ ભાવના છે કે, જો તમે કોઈ પ્રેમી સ્ત્રીના પ્રેમનો સ્વીકાર કરશો, તો અવશ્ય સુખી થશો. તેની ભલાઈથી સુશીલાની ભુંડાઇને ભૂલી જશો. જો તમારી ઇચ્છા હોય તો જલદીથી લગ્ન કરીને, તમે એક સદ્ગુણવતી, સૌન્દર્યવતી, આજ્ઞાધારક અને કુલીન યુવતીના પતિની પદવી પામી શકશો; અને મારી ધારણા પ્રમાણે તો તમારે એમ કરવું જ સારું છે. જ્યારે તમારી સ્ત્રીએ આવી નિર્લજ્જતા દેખાડવા માંડી છે, ત્યારે તમે પણ લગ્ન કરી સુખી થઇને તેના હૃદયને બાળો ! શું આ કહેવત તમે નથી સાંભળી કે,

"કિયા ઉસ્ને જયસા કરો તુમ ભી વયસા;
મસલ હય કે બન જાય જયસે કો તયસા."

રજનીકાંત આટલો બધો બુદ્ધિમાન્ અને ચતુર હોવા છતાં પણ સરલાદેવીના ભાષણનો મર્મ લેશ માત્ર પણ સમજી શકયો નહિ અને તેથી કાંઈ પણ ઉત્તર આપ્યાવિના તે મુગ્ધ થઇને જ બેસી રહ્યો.

રજનીકાંત ! તમે મારા પ્રશ્નનું ઉત્તર નથી આપતા, એથી સ્પષ્ટ અનુમાન થઈ શકે છે કે, કદાચિત્ મારી વિનતિને માન આપશો. **Silence is a half consent**–મુગ્ધતાથી અર્ધ અનુમોદન જ વ્યક્ત થાય છે!" સરલાદેવીએ તેના મુખ સ્હામું એક ધ્યાનથી જોયું.

"આમ ધારવામાં આપ ભૂલ કરો છો !" રજનીએ નીચી નજર કરીને નિરુપાયે ઉત્તર આપ્યું. "હું આપનો દાસ છું અને આપ મારાં અન્નદાતા છો. આપની અને મારી વચ્ચે આવો સંવાદ શામાટે થવો જોઇએ ? આપ કદાચિત્ મારી પરીક્ષા લેતાં હશો, પણ એ નક્કી સમજજો કે, હવે હું મારા નિશ્ચયથી કોઈ કાળે પણ ચળવાનો નથી અને ફરીથી લગ્ન કરવાનો પણ નથી. સુશીલાથી છૂટો પડતી વેળાએ તો જો કે, તેને મેં એમ જ કહ્યું હતું કે, હું બીજી સ્ત્રી કરીશ; પણ પાછળથી સંસારની કેટલીક વિચિત્ર ઘટનાઓ અને ક્ષણભંગુરતાનું અવલોકન કરતાં, મારો તે વિચાર સદાને માટે બદલાઈ ગયો છે; નિદાન હાલ તો મારો એવો વિચાર નથી જ."

"હું મને પોતાને તમારી શેઠાણી કે અન્નદાતા ધારતી જ નથી." સરલાદેવીએ પુનઃ પોતાના ભાષણનો પ્રવાહ વહેવડાવતાં કહ્યું. "બીજાની જો કે હું આજ્ઞા કરનારી રાણી પણ હોઉં, તોપણ તમારી તો મૈત્રિણી જ છું. અત્યારે તો હવે હું જાઉં છું, પણ મારા ઉપદેશનો વિચાર કરજો. મુંબઈ અને સુશીલાની વાતને ભૂલી જાઓ; કલકત્તાને જ મુંબઈ બનાવો, પરણો અને સુખી થાઓ !" એમ કહી રજનીકાંતના ઉત્તરની વાટ જોયાવિના જ, જાગીરદાર વિધવા સરલાદેવી ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

રજનીકાંત પાછો એકલો જ રહ્યો. સુશીલા વિશેના વિચારો તેના મનમાંથી ચાલ્યા ગયા, અને તેનું સ્થાન સરલાદેવી વિશેના વિચારોએ લીધું. જેવી રીતે સૌન્દર્ય સ્ત્રીના શત્રુની ગરજ સારે છે અને મૃગનો કસ્તુરીરૂપ ગુણ સ્હામો તેને જ મારે છે, તેવી રીતે રજનીકાંતના સદ્ગુણો જ આજે તેની અશાંતિ અને મનો-

વ્યથાનું કારણ થઈ પડ્યા. આજના સંભાષણથી સરલાદેવીવિશે તેના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા. એ વિચારમાં ને વિચારમાં પડી રહેવાથી તેને ક્ષુધા કે તૃષાનું પણ ભાન રહ્યું નહિ. તે વિચારવા લાગ્યો;–

"સરલાદેવીએ જે 'જો તમારી ઇચ્છા હોય, તો આજે જ લગ્ન કરીને તમે એક સદ્ગુણવતી, સૌન્દર્યવતી, આજ્ઞાધારક અને કુલીન યુવતીના પતિની પદવી પામી શકો એમ છે' એ પ્રમાણેના વાક્યનો ઉચ્ચાર કર્યો, એનો ખરેખરો ભાવાર્થ શો ? ગમે તેવી સુશિક્ષિત હોય, તોય એ પણ એક સ્ત્રી જ છે. એના મનમાં વિકારનો તો ઉદ્ભવ નહિ થયો હોય ? એમ થવું અસંભવિત તો નથી જ. પરંતુ 'હું તમને ચાહું છું,' એમ એણે સ્પષ્ટ જણાવ્યું નથી; એથી મારી ધારણા કદાચિત્ ભૂલભરેલી પણ હશે. મારા હિતનો વિચાર કરીને એ ઉદાર અબળાએ અહીં જ બીજી કોઈ કુલીન બાળા સાથે મારો વિવાહસંબંધ કરાવી આપવાનો નિશ્ચય કરેલો હોય, તો તે પણ સંભવનીય છે." થોડીવાર તે શાંત થઈ ગયો અને પુનઃ વિચારોની પરંપરા તેના મનને વિશેષ ક્ષુબ્ધ કરવા લાગી, "પણ ના; એમ પણ બની શકવું અશક્ય છે. કારણ કે હું એક ગમે તેટલો સારો, તો પણ વિદેશીય મનુષ્ય હોવાથી, અહીંનો કોઈ પણ કુલીન અને ધનાઢ્ય ગૃહસ્થ તો પોતાની પુત્રીનો હાથ મારા હાથમાં ન જ સોંપે. અર્થાત્ સરલાદેવીએ સ્પષ્ટતાથી ન જણાવ્યા છતાં પણ એના મનનો એ જ ભાવ હોવો જોઇએ. બસ–કલકત્તામાંથી મારાં દાણોપાણી ઉઠી ચૂક્યાં–પુનઃ મારા સુખનો સંહાર થયો." એમ કહીને મનમાં જ પ્રભુની પ્રાર્થના કરતો તે કહેવા લાગ્યો કે, "પરમાત્મન્, મારો સહાયક થા ! પ્રભો ! મારાપર કૃપા કર. કલકત્તામાં તેં મને મારી યોગ્યતા કરતાં ઘણી જ ઉચ્ચ પદવીએ ચઢાવ્યો છે. અત્યારે હું સંપત્તિ અને સત્તાનો સ્વામી છું, એટલું જ નહિ, પણ આવી રાણી જેવી સુશીલ, સુંદર અને સંપત્તિશાલિની શેઠાણીના પ્રેમને પણ હું પાત્ર થયેલો છું ! એટલે મારાં સદ્ભાગ્ય અને સુખની સીમા જ થયેલી કહી શકાય. તો પણ હે દયાઘન ! મારી અન્નદાતા સ્વામિનીમાં પવિત્ર અને પૂજ્ય ભાવના જ રાખવાની મારા મનમાં શક્તિ આપ અને સરલાદેવીને પોતાના સત્વનું સંરક્ષણ કરવા માટેની બુદ્ધિ અને શક્તિ આપવાની કૃપા કરો!!!" તે ઉઠ્યો અને બોલ્યો; "આજે જ અને આ પળે જ એકવાર જેવી રીતે મુંબઇને છેલ્લા રામ રામ કર્યા હતા, તેવી જ રીતે મારે કલકત્તાને પણ છેલ્લા રામ રામ કરવા જોઇએ. અહીં રહીને પવિત્રતાને સદાને માટે કલંકિત કરવી, એ કોઈ પણ રીતે યોગ્ય નથી!"

એમ કહીને તેણે એક પત્ર લખ્યું અને તેપર સરલાદેવીનું નામ લખીને ટેબલપર મૂક્યું. ત્યાંથી ઉઠીને તે તિજોરીવાળા ઓરડામાં આવ્યો.

તિજોરી ઉઘાડીને પ્રથમ કાગળોનું એક બંડલ તેણે તિજોરીમાં રાખ્યું અને પછી તેવું જ બીજું એક બંડલ ઉપાડીને પોતાના ખીસામાં મૂક્યું. તિજોરી બંધ કરી અને તે બહાર આવ્યો. જૂના વૃદ્ધ કાર્યભારીને કુંચીઓ સોંપીને તેને તેણે કહ્યું કે, "હું એક અગત્યના કાર્યમાટે જરા ભાગલપુર જાઉં છું; માટે આ કુંચીઓ

કૃપા કરીને બાઈ સાહેબને આપજો અને મારા ટેબલપર એક પત્ર લખીને મેં રાખેલું છે, તે વાંચવાની તેમને પ્રાર્થના કરજો." તે વૃદ્ધે એ વાત ખરી માની. કારણ કે, તેને સંશય લાવવાનું કશું પણ કારણ ન હતું. રજનીકાંત ઘરમાંથી બહાર નીકળ્યો અને હૃદય ભરાઈ આવવાથી તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. તોપણ મનને વજ્ર સમાન કઠિન કરીને ગયો–તે તો ગયો જ !

* * * *

જમવાનો વખત થયો. સરલાદેવીએ રજનીકાંત ન આવેલો હોવાથી તેને તેના ઓરડામાંથી બોલાવી લાવવા માટે માણસ મોકલ્યું. એટલામાં વૃદ્ધ કાર્યભારી ત્યાં આવ્યો અને તેણે કુંચીઓ આપીને સરલાદેવીને રજનીકાંતનો સંદેશો કહી સંભળાવ્યો. જાગીરદાર સરલાદેવી એ સંદેશો સાંભળતાં જ દિગ્મૂઢ જેવી બની ગઈ, અને જમ્યાવિના જ રજનીના ઓરડામાં ગઈ. ટેબલપર પત્ર પડેલું હતું, તેને ઉખેડીને નીચે પ્રમાણે વાંચવા લાગી;–

"ઉદાર અને સત્વશીલ અન્નદાતા સરલાદેવીની સેવામાં, હું આજ સુધી તમારા ગૃહમાં, સુખ અને આનંદપૂર્વક મારા આયુષ્યના દિવસો વીતાડતો હતો, તે ગૃહનો પુનઃ રખડી રઝળીને દુઃખી જીવનની સમાપ્તિ કરવા માટે આજે સદાને માટે ત્યાગ કરું છું. એમ કરતાં મારું હૈયું ચીરાઈ જાય છે, તોપણ આપની અને મારી પવિત્રતાને જાળવવા માટે ફરજિયાત મારે એમ કરવું પડે છે, એની મને ક્ષમા કરશો. મારાં દર્શનથી કોઈ વિકાર આપના હૃદયમાં ઉત્પન્ન થવા પામ્યો હોય, તે વિકાર મારાં અદર્શનથી નષ્ટ થશે, એવી ભાવનાથી જ આજે મારાં સર્વ સુખોપર પાણી ફેરવીને હું કલકત્તાને છેલ્લા રામ રામ કરું છું. કૃપા કરીને મને શોધવાનો પ્રયત્ન કરશો નહિ. કારણ કે, હું એવા માર્ગે મારો પ્રવાસ કરવાનો છું કે, મારો પત્તો આપને ભાગ્યે જ મળી શકશે. આપે જે પચ્ચીસ હજારની નોટો મને પોતાની ઇચ્છાથી ભેટ આપી'તી, તે હું લઈ જાઉં છું અને આપનાં કાગળ પત્રો અને દસ્તાવેજોનું બંડલ તિજોરીમાં મૂકી જાઉં છું. કુંચીઓ વૃદ્ધ કાર્યભારીને આપી છે અને આશા છે કે, આપ પોતાની માલમત્તા સંભાળી લેશો. એ જ.

લી. આપનો સેવક દુર્ભાગી–**રજનીકાંત**."

રજનીકાંત વિનાનો તે ઓરડો સરલાદેવીને સ્મશાન સમાન ભાસવા લાગ્યો. રૂપાની દેશી કારીગરીની ફ્રેમમાં મઢેલો રજનીનો એક ફોટો તેના ટેબલપર પડેલો હતો, તેને તે એક ધ્યાનથી જોવા લાગી. ઉન્માદના પ્રભાવથી તે, તે ચિત્રને જ અનુલક્ષીને કહેવા લાગીઃ–

"રજનીકાંત! તારું મન આવું પવિત્ર હતું, ત્યારે મારા હૃદયમાં વિકાર થયો છે, એવી કલ્પના જ તારા મનમાં કેમ આવી શકી? હું પવિત્ર છું, એમ કેમ ન માન્યું? તેં તને દુઃખી અને મને સુખી ધારી મને માલમત્તા સંભાળી લેવાની સૂચના કરી છે, એ કદાચિત્ તારી ધારણા પ્રમાણે સત્ય હશે; પણ હું તો એ ધારણાને અસત્ય જ માનું છું. શું સંપત્તિ અને સત્તામાં જ ખરેખરું સુખ સમાયલું છે? ગુલાબનાં ફૂલ દૂરથી જોનારને ઘણાં જ રમણીય દેખાય છે, પણ તેમાંના

કાંટાનો અનુભવ તોડનારને જ થઈ શકે છે. તારાં માટે મારા મનમાં વિકાર હતો કે ન હોતો, એ એક જૂદી વાત છે, પરંતુ તારા દર્શનથી મારા મનમાં એક પ્રકારનો આનંદ થતો હતો. એ આનંદને–પ્રેમને તેં વિકાર ગણી મારા પાતિવ્રત્યને કલંકિત કર્યું છે !"

સરલાદેવી પોતાના ઓરડામાં આવી અને પ્રકૃતિની અસ્વસ્થતાનું મિષ કરી શય્યાપર બેઠી. કબાટમાંથી એક શીશી કાઢીને તેણે તેમાંનાં બેચાર ટીપાં એક ગ્લાસમાં નાંખીને તેમાં થોડુંક પાણી મેળવ્યું. થોડીવાર સુધી કાંઈક ચિંતન કરી પ્રભુનું નામ લઇને સરલાદેવી એકદમ તે મિશ્રણ પી ગઈ.

* * * * * * *

રાતના સાત સાડા સાત વાગ્યા, તો પણ સરલાદેવી પોતાના ઓરડામાંથી બહાર ન આવી. તેની અસ્વસ્થતાની વાત તો સર્વ સેવકો જાણી જ ચૂકયા હતા, એટલે તેમના મનમાં ગભરાટ થવા લાગ્યો. તેમણે જઇને ઓરડાનાં દ્વાર ખખડાવ્યાં અને "બાઈ સાહેબ !" "બાઈ સાહેબ !" કરીને ઘણી બૂમો પણ મારી, પરંતુ કશો પણ જવાબ મળ્યો નહિ. અંતે નિરુપાય થઇને તેમણે બારણાં તોડી નાંખ્યાં. સરલાદેવી મડદા પ્રમાણે પોતાની ભૂમિશય્યામાં પડેલી જોવામાં આવી. એક દાસીએ તેના શરીરને સ્પર્શ કર્યો. તેનું શીતાંગ જોઇને અને નાડીની ગતિ પણ અટકી ગયેલી છે એમ જાણતાં જ, તેણે આક્રંદ કરવા માંડ્યો. એટલામાં રજનીકાંતને મળવા માટે મેરિયન ત્યાં આવી. તપાસ કરતાં મેરિયનનો એવો નિશ્ચય થયો કે, સરલાએ વિષપાન કરીને આત્મહત્યાનો પ્રયત્ન કરેલો છે; પરંતુ એ વાત કોઇને પણ ન જણાવતાં, તેણે નોકરોને કહ્યું કે, "ચિંતા કરવા જેવું હજી તો કાંઈપણ નથી. કોઈ જાઓ અને સત્વર હોસ્પિટલના સર્જ્યનને બોલાવી લાવો. હજી બાઈનું મરણ થયું નથી. એક પ્રકારનું વિષ એમના ખાવામાં આવી ગયું છે, પણ વેળાસર ઉપચાર કરવામાં આવશે, તો કદાચિત્ એમના પ્રાણ બચી શકશે."

અડધા કલાકમાં તો સર્જ્યન આવી પહોંચ્યો. તેણે સરલાદેવીને હોસ્પિટલમાં લઈ જવાની ઈચ્છા દર્શાવી. તેને હોસ્પિટલમાં એક જૂદા જ ઓરડામાં રાખવામાં આવી. પંપ અને ઉલટીઓથી ઝેરને બહાર કાઢવાનો શ્રમ કર્યો; છતાં પણ આશા જેવું વધારે જણાયું નહિ. મેરિયનને કાંઈક આશા હતી; એટલે ડાકટરને કહી કેટલીક દવાઓ ત્યાં રખાવી. હોસ્પીટલની બીજી બે નર્સોને પોતાની મદદમાં રાખીને તે પોતે સરલાદેવીની સારવાર કરવા લાગી. રજનીકાંત કયાં ગયો અને કયાં નહિ, એ વાતથી મેરિયન પણ સદંતર અજાણી જ હતી. અડધી રાત્રે જ્યારે અચાનક સરલાદેવીની કંચુકીમાંથી રજનીએ સરલાદેવીપર લખેલું પત્ર તેને મળી આવ્યું ને તેણે તે વાંચ્યું, ત્યારે જ એ બીના તેના જાણવામાં આવી. તે પણ એકાએક શોકાતુર થઈ ગઈ. તેને પણ વિશ્વ શૂન્યવત્ ભાસવા લાગ્યું. તે બોલી:—

"તેરી જિંદગીપે મુનહસર હય જિંદગી મેરી;
વર્ને યે જાન નિકલનેમેં નહીં જાં ! દેરી !"*

---

* તારા જીવનપર જ મારા જીવનનો આધાર છે; નહિ તો (તારા વિના) હે જીવ ! આ જીવ નીકળવામાં વિલંબ નથી." એક ઉર્દૂ કવિ.

# પ્રકરણ ૨૨ મું
## વિલાયત! વિલાયત!

આજે ભારતવર્ષના નેત્રરૂપ મુંબાપુરીમાં એક પ્રકારનો અદ્વિતીય કોલાહલ સાંભળવામાં આવે છે. વર્તમાનપત્રવાળાઓને આજે એક નવો ખોરાક મળ્યો છે, કોલમના કોલમ ભરીને વિલાયત, ત્યાંની ખૂબી અને હિંદુ સુધારાની ફતેહના ગુણો ગવાયા છે. સાધારણ હિંદુ જનસમાજમાં પણ એ જ વિષયની ચર્ચા ચાલી રહી છે. એ બાબત તે સુશીલાનો વિલાયતનો પ્રવાસ છે. સુધારકોના આનંદનો આજે અવધિ થયો છે. એક વણિકકન્યા વિદેશગમન કરતી હોય, અને સુધારકોનાં હૈયાં હર્ષથી ફાટી ન જાય, એ બને જ નહિ! સુધારકોના મનમાં કેવા પ્રકારના આનંદનો અનુભવ થતો હતો, એની કલ્પના સુધારક થયા વિના કોઈ પણ કરી શકે નહિ. કેટલાક જૂના વિચારના પત્રકારોએ વિદેશગમનનો નિષેધ કર્યો, એટલે સુધારકોએ પોતાના પત્રોમાં ચિત્રી વાળ્યું કે "રાજા દુર્ષ્યંતે મ્લેચ્છોના અનેક દેશોમાં પણ પોતાનો અધિકાર સ્થાપ્યો હતો; તેમ જ યુધિષ્ઠિરનો અશ્વ સમુદ્રપાર સર્વ દેશોમાં ગયો હતો, એમ મહાભારતના આદિપર્વ અને અશ્વમેધ પર્વમાં સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે, ત્યારે આપણે પરદેશગમનના લાભથી વંચિત શા માટે રહેવું જોઇએ?" સુધારાના અગ્રેસરનું પદ લેવા જતાં પોતાનું સર્વસ્વ ખોઈ બેઠેલા અને વાંદર નકલમાં પ્રવીણ મનાતા પારસીઓ—આજકાલના પારસીઓ—પોતાનાં પત્રોમાં સુશીલાને 'સફળ સફર' ઇચ્છીને હિંદુઓના રીતિરિવાજોની ભારોભાર ટીકા કરવા માટે કમર કસીને મેદાનમાં નીકળી પડ્યા હતા. વિલાયતનો મેલ બપોરના બે વાગે ઉપડવાનો હતો, પણ સુધારક બાવાઓએ નવ વાગ્યાથી જ 'બે લાર્ડ પીયર'પર ધામધૂમનો આરંભ કરી દીધો હતો. ધીમે ધીમે સુધારક અને જૂના વિચારનાં માણસો આવી આવીને બંદરપર એકઠાં થવા લાગ્યાં અને તેમણે પોતપોતામાં અનેક પ્રકારની ચર્ચાઓ ચલાવવા માંડી. "સ્ત્રીઓને જ્યારે આવા પ્રકારની સ્વતંત્રતા મળશે, ત્યારે જ ભારતવર્ષનો ઉદય થશે." એક સુધારકે મૂછોપર તાવ દઇને કહ્યું. એના જવાબમાં એક કુધારકે જણાવ્યું કે, "પેલી બે પારશણો બાલેષ્ટર થઈ આવી, તેમણે શું અજવાળ્યું વારુ? બાયડીઓ બાલેષ્ટર ને વકીલ બનીને કોરટમાં મકરદમાં ચલાવશે, એટલે થોડા દહાડામાં ભાયડાઓને રાંધવા પાણી ભરવાનો વારોજ આવશે!" ઇત્યાદિ.

"છોડા હય મરદાના સાજ—મુંહપર ધરિ નારીકી લાજ;
અબ ચૌકા હય કામ હમારા—ઝાડેં આંગન પોતેં દ્વારા:
લડકા પાલેં દૂધ પિલાવેં—ઘરકે બાહર કભી ન જાવેં!"

"આમ કહેવાનો પ્રસંગ હવે પુરુષોને થોડા વખતમાં જ પ્રાપ્ત થશે! એવો રંગ ભારતવર્ષના આકાશમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે." એક ઘરડા વાણિયાએ ઉદ્‌ગાર કાઢયો

"અને આમ બોલવાનો સુવર્ણતુલ્ય સમય સુંદરીઓને પણ સત્વર જ પ્રાપ્ત થવાનું ભવિષ્ય ભાખી શકાય છે;" એમ કહીને એક મુસલમાન ભાઇએ નીચેની કવિતા લલકારી—

"લહંગેસે છૂટીં હમ સારીસે છૂટીં–
ખાના પકાનેકી ચૌકા લગાનેકી–
ભોજન જિમાનેકી ખ્વારીસે છૂટીં.
ઘોડા દોડાયેં ચાહે ટટ્ટૂ કુદાયેં–
ડોલી ફિનિસકી સવારીસે છૂટીં.
મરદાના કુરતી દેખો તો કુરતી–
ઓ હો હો! ચાલ ગંવારીસે છૂટીં.
થીએટરમેં જાયેંગે લેકચર ઉડાયેંગે–
છૂટી હુઈ–તાબેદારીસે છૂટીં!!"

એમ થતાં બાર વાગ્યાનો સુમાર થવા આવ્યો. બે ઘોડાની ગાડીમાં બેસીને સુશીલા, રાવ બહાદુર નલિનીકાંત, નવીનચંદ્ર, માધવજી મરહૂમ ઈત્યાદિ મંડળ બંદરપર આવી પહોંચ્યું. પાછળ પાંચ પચીસ મિત્રોની બે ચાર બીજી ગાડીઓ પણ હતી. શિષ્ટસંપ્રદાય–અરે ભૂલ્યો, આજકાલના સુધરેલા સંપ્રદાય પ્રમાણે લેકચરોનું નાટક ભજવાયું અને એક બીજાને હારતોરા પહેરાવ્યા, મરકીના રડાકૂટાએ વૈદક તપાસ લેવાઈ ને સુશીલા સ્ટીમલોંચમાં બેઠી. તે વેળાએ કિનારાપર પચાસથી સાઠ તાળીઓની ભયંકર અને ગગનભેદક ગર્જના કરવામાં આવી! પારસણ જેવી દેખાતી સુશીલાએ પોતાના નાજુક હાથ અને કોમળ ગર્દનને પરિશ્રમ આપીને તે સઘળાઓનો, સુધરેલી રીત પ્રમાણે ઉપકાર માન્યો. લોંચ ચાલવા લાગી અને જોતજોતામાં પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમર "હિમાલયા"ની નિઃસરણી આગળ આવીને લંગર કરી ઉભી રહી. સર્વ પ્રવાસીઓએ સ્ટીમરમાં પ્રવેશ કર્યો. સુશીલાની સાથે એક પંદરેક વર્ષની વયનો બ્રાહ્મણ છોકરો રસોઇયા તરીકે જવાનો હતો. એને જો બાદ કરીએ તો સુશીલા એકલી અને સ્વતંત્રતાથી જ પોતાનો વિલાયતનો લાંબો પ્રવાસ કરવાની હતી.

સ્ટીમરમાં પ્રવેશ કરતાં જ સુશીલાની ટિકિટ જોઇને કેપ્ટને એક માણસને તેની કેબિન બતાવવા માટે, તેની સાથે મોકલ્યો. સુશીલાએ કેબિનમાં જઈ પોતાની જગ્યાએ વ્યવસ્થાપૂર્વક બધો સામાન મૂકાવ્યો અને હજી સ્ટીમર ઉપડવામાં થોડોક અવકાશ હોવાથી, પાછી તે ઉપરના ભાગમાં આવી. 'પુત્રીનો ત્રણ ચાર વર્ષનો વિયોગ થવાનો છે!' એ કલ્પનાથી નલિનીકાંતનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. સુશીલાએ તેના મનનું સમાધાન કર્યું, અને તેની માતા જો કે સાથે આવી નહોતી, તોપણ વિયોગવેળાએ માતૃસ્નેહ હૃદયમાં ઉભરાઈ આવતાં તેણે પોતાના પિતાને, નવીનચંદ્રને અને માતાને પ્રણામ કહેવાની સૂચના કરી!!! રાત્રિના અંધકારથી વ્યાપ્ત થયેલા આકાશમાં એકાએક સૂર્યનો ઉદય થયો, એમ જ કહી શકાય! અંતે સ્ટીમર ઉપડવાનો સમય થઈ ચૂકયો, ઘંટ વાગ્યો અને પહોંચાડવા આવેલાં સર્વ સ્ત્રી પુરુષો પાછા જવા માટે લોંચમાં બેઠાં. તેઓ જ્યારે પાછાં ફર્યાં અને દૂરથી પણ હાથ ઉંચા કરી કરીને પોતાની લાગણીનું દર્શન કરાવવા લાગ્યાં, તે વેળાએ

સુશીલાના મનની પણ એક પ્રકારની વિલક્ષણ અવસ્થા થઈ ગઈ હતી. "બસ—હવે બે ચાર વર્ષ સુધી માતાપિતાનાં મુખનું દર્શન નહિ જ થાય! એમનો અને મારો સંબંધ થોડા વખતને માટે તો તૂટ્યો જ! ખરેખર! નર્મદ! આખરે જૂદાઈ જ! જૂદાઈ! આખરે આબાદ જૂદાઈ જ." એવા એવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા, પરંતુ મનમાં ખેદ કિંવા દુઃખનો આઘાત તો ન જ થયો.

સુશીલાએ ફર્સ્ટક્લાસ પેસેંજ લીધેલી હતી. ફર્સ્ટક્લાસનો તેને આપવામાં આવેલો ઓરડો (Cabin) જો કે કાંઇક સાંકડો હતો, પણ તે ઘણો જ સગવડ ભરેલો હતો અને હવાવાળો હતો. બિછાનું, બ્લેંકટ, લાઇફબેલ્ટ, પીવાનું પાણી, ટુવાલ, સાબુ અને કુરસી ઇત્યાદિ સર્વ જરૂરની વસ્તુઓ તે ઓરડામાં ગોઠવેલી હતી. ઉપરના ભાગમાં (ડેકપર) વાચન, ભ્રમણ, સંભાષણ, ધૂમ્રપાન, ગાયન, ખેલ અને એવા જ બીજા વ્યવસાયો માટેની પણ સારી ગોઠવણ હતી. આગબોટમાં સફાઈ અને સુઘડતા પણ હદથી વધારે જોવામાં આવતી હતી. સ્ટીમરના પ્રવાસીઓમાં બે ચાર હિંદવાસીઓ વિના મોટો ભાગ ઍંગ્લો ઇન્ડિયનોનો જ હતો કે, જેઓ પોતાની જન્મભૂમિમાં રજા ભોગવવા અથવા બીજા કોઈ કાર્ય પ્રસંગે જતા હતા. એમાંના કેટલાક—જો કે એકલપેટા અને તુંદમિજાજી હતા, છતાં પણ હિંદુસ્તાનમાં યુરોપિયનોની વર્ચસ્વતા અને ઉત્તમતા બતાવવાની રીતિનો આપણને વારંવાર અનુભવ મળ્યા કરે છે, તે વસ્તુઓનો ત્યાં ભાસ માત્ર પણ થતો નહોતો. સમાનતાનો સ્ટીમરમાં જ આરંભ થઈ ચૂકયો હતો. મુંબઇના બારાથી પચીસ મૈલ દૂર ગયા કે ન હિંદુ, ન મુસલમાન, ન પારસી, ન યુરોપીયન, સૌ સમાન. કેટલાક યુરોપિયનો તો ખુલ્લા દીલથી નેટિવો સાથે વાતચીત કરતા હતા અને તેમને પોતાના મિત્ર બનાવતા હતા. જો એમ ન કરે, તો પ્રવાસ કંટાળા ભરેલો જ થઈ પડે. કારણ કે, સ્ટીમરમાં સિગાર સિગરેટ ફુંકવા અને પાના ચીપવા વિના બીજો ધંધો જ હોતો નથી.

આગબોટ ચાલૂ થયા પછી સુશીલાએ પોતાનો કેટલોક સમય ડેકપર ફરવામાં વીતાવ્યો, અને જ્યાં વધારે માણસો નહોતાં, એવું એકાંત સ્થાન જોઇને ત્યાં કેટલીકવાર સૂધી સ્વસ્થતાથી બેસી રહી. એટલામાં સૂર્ય આથમ્યો. દૂર કેટલાક અંતરે પસાર થતી બીજી સ્ટીમરપર તેજસ્વી પ્રદીપ—જાણે સુશીલાના સ્નેહી મંડળના આગ્રહથી જ માર્ગદર્શકત્વનો સ્વીકાર કરીને તેને આનંદિત કરવા માટે જ પોતાનું દર્શન આપતો હોય, તે પ્રમાણે દૃષ્ટિગોચર થવા લાગ્યો. એ દીપને જોવામાં સુશીલા લીન થયેલી હતી, એટલામાં એકાએક ઘંટાનાદ થયો અને તેણે તેનું ધ્યાન ખેંચ્યું.

"એ ઘંટાનાદ શાનો થયો?" એમ પૂછવા માટે પાસે કોઈ પરિચિત મનુષ્ય ન હોવાથી, તે પાછી શાંત થઇને બેસી રહી. એટલામાં અડધા કલાક પછી બીજો ઘંટાધ્વનિ થયો. એ વેળાએ અચાનક એક યુરોપિયન લેડી, સૌજન્યથી પ્રેરિત થઇને, સુશીલા પાસે આવી અને કહેવા લાગી કે, "આ સાયંકાળનો સમય ઘણો જ રમણીય છે."

"જી—હા—એમાં પૂછવું જ શું?" સુશીલાએ પાશ્ચાત્ય સભ્યતા અનુસાર ઉત્તર આપ્યું.

"ભોજન માટેનો બીજો ઘંટ પણ થઈ ગયો, એટલે હવે આપણે નીચે જવું જોઇએ." તે લેડીએ કહ્યું.

"ત્યારે પ્રથમ ઘંટાનાદ શાનો થયો હતો?" સુશીલાએ પૂછ્યું.

"કપડાં બદલવાની સૂચનાનો!" લેડીએ જવાબ આપ્યો.

બન્ને ત્યાંથી જમવાના વિશાળ ઓરડામાં આવી પહોંચી અને પોતા માટે નિયત કરેલા સ્થાને બેસી ગઈ. સ્ટીમરમાં જમવાખાવાની, ન્હાવાધોવાની અને બીજી વ્યવસ્થાઓ કેવા પ્રકારની હોય છે, એનું વર્ણન અનેક પ્રવાસગ્રન્થોમાં આવી ગયેલું હોવાથી અહીં તેનું પિષ્ટપેષણ કરીને સમય અને સ્થાનનો વ્યય કરવાની અમારી ઇચ્છા નથી; આપણે તો સરળ માર્ગે આપણી વાર્ત્તાના પ્રસંગમાં જ આગળ વધીશું.

ભોજનકાર્યની સમાપ્તિ થતાં જ સર્વ પ્રવાસીજનો સુકાન પાસેના સ્ટીમરના પાછલા ઉપરના ભાગ–ક્વાર્ટરડેક–માં આવી લાગ્યા. કેટલાકો આમ તેમ લટાર મારવા લાગ્યા, કેટલાકો કુરસીઓ લઇને વાર્તાવિનોદ કરતા બેઠા. જેઓ ધૂમ્રપાનના પરમ ભક્ત હતા, તેઓ એ કાર્ય માટે જૂદા કાઢેલા ઓરડામાં જઇને ઇઝીચેરપર પડી, ધૂમ્રપાન કરવા લાગ્યા અને કેટલાકોએ પાના રમવાનો વ્યવસાય આદર્યો. સુશીલા સર્વ સાથે ભોજન લઇને એક ખૂણામાં એક કુરસીપર બેઠી બેઠી સમુદ્રલીલાનું અવલોકન કરવામાં તલ્લીન થઈ ગઈ.

સમુદ્રના નીલ જલમાં ચંદ્રિકાના તેજનું પતન થતાં એક પ્રકારનો અત્યંત ચમત્કારિક દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. ચંદ્ર પોતાના પરિવાર સહિત આકાશમાર્ગમાં ધીમે ધીમે પ્રકાશ કરતો હતો, અને તેનો પ્રતિબિંબ જલગર્ભમાં પડવાથી ચંદ્રને પોતાના અદ્વિતીયત્વની શંકા આવવાથી જાણે તે એક રીતે દ્વેષ જ કરતો હોય, તે પ્રમાણે જેમ જેમ આકાશમાં તે ઉંચો ચઢતો જતો હતો, તેમ તેમ વધારે અને વધારે તેજસ્વી થતો જતો હતો. વાયુનો વેગ મંદ હતો અને અગ્નિનૌકા એવી સમતાથી ચાલતી હતી, કે સુશીલા પોતે સમુદ્રતીરે જાણે કોઈ તંબૂમાં જ બેઠી હોય, એવો તેને વારંવાર ભ્રમ થતો હતો. એટલામાં પાછી તે યુરોપિયન લેડી ત્યાં આવી અને સુશીલાની સ્હામે જ કુરસી નાંખીને બેઠી. સુશીલા સાથે આવેલા બ્રાહ્મણના છોકરાને તેણે જોયો હતો, એટલે એ જ વાતનો પ્રસંગ કાઢીને તેણે પૂછ્યું કે, "વેલ સુશીલાબાઈ! તમે તો છૂટથી અમારી સાથે બેસીને ખાઈ શકો છો, તેમ જ એગ્સ, મટનચોપ આદિ લેવામાં પણ તમને કશો વાંધો હોય એમ જણાતું નથી. ત્યારે વિનાકારણ આ બ્રાહ્મણના છોકરાને સાથે શા માટે લઈ આવ્યાં છો?"

"અમારી હિંદુ સોસાઈટીનાં માણસો કાંઈક વિચિત્ર પ્રકારનાં છે. હિંદુઓ બડા ફૂલ છે! આ બ્રાહ્મણ કુકને સાથે લાવવા છતાં પણ પાછી જ્યારે હું હિંદુસ્તાનમાં જઈશ, ત્યારે તેઓ મને આઉટકાસ્ટ (ન્યાત બહાર) કર્યા વિના રહેશે નહિ. તો પણ, વિલાયતમાં પણ અમે તો બ્રાહ્મણના હાથનું રાંધેલું જ ખાતાં હતાં અને ધર્મથી જરા પણ ભ્રષ્ટ નથી થયાં, એવો બહારનો ડોળ બતાવવા માટે અને

તેમ કરીને ન્યાતીલાંઓના-ઇડીયટ કાસ્ટ ફેલોઝના-અનકલ્ટીવેટેડ એનનું સમાધાન કરવા માટે જ અમે વિલાયતમાં વિચરતી વેળાએ આ બ્રાહ્મણ રસોઇયાને સાથે રાખી લઇયે છીએ!!" સુશીલાએ પોતાના પોકળનો જેવો હતો તેવો પ્રકાશ કરી દેતાં કહ્યું. યુરોપિયન લેડીને એથી જરાક હસવું આવ્યું.

"આપને હસવું કેમ આવ્યું?" સુશીલાએ કાંઈક ગંભીરતાથી પૂછ્યું અને ઉત્તરની ઉત્સુકતાથી વાટ જોવા લાગી.

"મારા બોલવાથી જો આપના મનમાં માઠું ન લાગે તો હું મારા હસવાનું કારણ કહી સંભળાવું." તે લેડીએ કહ્યું.

સુશીલાની મુખમુદ્રામાં કિંચિત્ કૃષ્ણતાની છાયા છવાઈ ગઈ; કારણ કે તેને તો એમ જ ભાસ્યું હતું કે, હિંદુ સમાજની નિંદા કરવાથી એ યુરોપિયન યુવતી ખુશ ખુશ થઈ જશે. પરંતુ તેના આવા જવાબથી તે કાંઈ પણ વિરુદ્ધ વિચાર દર્શાવવાની હોય, એવો સુશીલાનો નિશ્ચય થયો. તોપણ પોતાના ગભરાટને બહાર જણાવા ન દેતાં, દૃઢતા રાખીને તેણે કહ્યું કે, "એમાં માઠું લગાડવા જેવું શું હતું? એ તો જેવા જેના વિચાર! આપને જે કહેવું હોય, તે ખુશીથી કહો."

"ઓહ થેંક્યુ!" તે અંગ્રેજ બાઈએ બોલવાનો આરંભ કરતાં કહ્યું. "તમે ઇંડિયન લોકો કોઈ પણ સુધારાના કાર્યમાં વિજય નથી મેળવી શકતા, એનું મૂળ કારણ એ જ છે કે, તમારામાં સિન્સિયરિટીનો પૂરેપૂરો અભાવ છે. સમાજના નિયમોનો ભંગ કરવાથી અને તેને ધિક્કારવાથી કોઈ કાળે પણ તમે આગળ વધી શકવાના નથી. અમારી વાંદર નકલ કરવાથી અમે મોઢાપર તો જો કે તમારી પ્રશંસા જ કરીશું, પણ એથી અમારા મનમાં તમારા માટે માન છે, એમ તમારે સમજવું નહિ. મને વધારે હસવું તો એમ આવ્યું કે, તમે તો શ્રીમંત પિતાનાં પુત્રી છો, એટલે તમને વધારે ચિન્તા જેવું નથી; પણ આ બિચારા ગરીબ બ્રાહ્મણને પણ તમારે લીધે હિન્દુસ્તાનમાં ગયા પછી આખો જન્મારો ન્યાતબહાર રહેવું પડશે.!"

"ના, ના! એને કોઈ પણ રીતે દંડ આપીને ન્યાતમાં પાછો ભેળવવાની હું મારાથી બનતી કોશિશ કરીશ." સુશીલાએ ઉતરી ગયેલા મુખે કહ્યું.

"તમારે એવી ઉદારતા બતાવવી જ જોઇએ." અંગ્રેજ બાઇએ એ પ્રમાણે જવાબ આપીને પોતાના સંભાષણનો વિષય બદલી નાંખ્યો; કારણ કે, સુશીલાના મનને કાંઇક ચટકો લાગ્યો હોય, એવો તેનો સાધારણ તર્ક થઈ શકયો હતો. તેણે કહ્યું "વેલ, હવે એ વાતને જવા દો. સુશીલાબાઈ! આ પ્રથમ વાર જ તમે સમુદ્રયાત્રા કરો છો કે?"

"યસ, મેડમ!" સુશીલાએ ઉત્તર આપ્યું.

"છતાં તમને સી સિકનેસનો ભાસ પણ નથી, એ અજાયબ થવા જેવું છે!" લેડીએ આશ્ચર્ય બતાવ્યું.

"મેં એક મેડિસિન લીધું છે, કે જે સી સિકનેસને અટકાવનાર છે." સુશીલાએ જવાબ આપ્યો.

"ઑલ રાઇટ, હવે સુવા માટે આપણે કેબિનમાં જઇયે. રાત ઘણી વીતવા આવી છે, અને રાત્રે આવી ખુલ્લી હવામાં વધારે વાર બેસવાથી શરીરમાં અપાય થવાનો સંભવ છે. આપણે પાછાં કાલે મળીશું." એમ કહીને યુરોપિયન યુવતી ઉઠી, અને સુશીલાએ પણ તેનું અનુકરણ કર્યું. બન્ને પોતપોતાની કેબિનમાં જઈ નિદ્રા દેવીની ઉપાસનાની તૈયારી કરવા લાગી.

બીજે દિવસે રવિવાર હતો. ખ્રીસ્તી ધર્મના મત પ્રમાણે એ દિવસ અત્યંત પવિત્ર માનવામાં આવે છે, અને તેથી એ દિવસે સર્વ પ્રવાસમાં હતા, તોપણ કેપ્ટનની આજ્ઞાથી અગ્નિનૌકામાં પણ પ્રાર્થનાની સર્વ યથાસ્થિત વ્યવસ્થા કરવામાં આવી. એક પિયાનો અને લગભગ સો એક ખુરશીઓ એક સ્થાને એકઠી કરીને સ્ત્રીઓ, બાળકો અને પુરુષો પ્રાર્થનાપુસ્તકો હાથમાં લઇને પ્રાર્થના માટે તૈયાર થઈ ગયાં, અને નિત્યના નિયમ પ્રમાણે ગુંઠણમંડીએ પડવું, ઉઠવું અને બેસવું ઇત્યાદિ ક્રિયાવડે પ્રાર્થનાની પરિપૂર્ણતા કરવામાં આવી. પોતાના ધર્મના આચાર વિચારોને જાળવી રાખવાની યુરોપિયનોની એ રીતિ અત્યંત પ્રશંસનીય છે, એમાં તો લેશ માત્ર પણ શંકા જેવું નથી. એ સર્વ વિધિ શ્રદ્ધાપૂર્વક થાય કે અશ્રદ્ધાપૂર્વક થાય, એ એક જૂદો વિષય છે; પરંતુ એવા પ્રકારના વિધિનું બંધન કાયમ રાખવું, એ અમારા અભિપ્રાય પ્રમાણે તો અત્યંત શ્રેયસ્કર છે. એવડે કુટુંબવ્યવસ્થા એક પ્રકારના સારા ધોરણે ચાલી શકે છે. એ સ્થાને પણ કેટલાંક અટકચાળાં માણસો, આપણા ઉન્મત્ત સુધારકો પ્રમાણે, ખુલ્લં ખુલ્લાં પોતાની અશ્રદ્ધા જણાવતા હતા. પ્રાર્થનાનો પ્રારંભ થયો, એટલે તે તરફ પીઠ કરીને કેટલાક ગૃહસ્થો રેનૉલ્ડનાં નોવેલ વાંચવા લાગ્યા અને કેટલાકો ધૂમ્રપાન ગૃહમાં જઇને વાર્તાલાપ કરતા કરતા પ્રાર્થના કરનારાં સ્ત્રી પુરુષો તરફ જોઈ જોઇને હસવા લાગ્યા. પરંતુ જેવી રીતે આર્યાવર્ત્તમાં સુધારકોની સંખ્યા થોડી છે, તેવી જ રીતે સ્ટીમરમાં એવા ભૂમિભાર પુરુષોની સંખ્યા પણ થોડી જ હતી. ખરેખર એવા ધર્મહીન માનવીઓને પરમેશ્વરની પ્રાર્થના કરતાં ભાંડોના તમાશા અને રાંડોના નાચ જ વિશેષ રુચિકર થઈ પડે છે—પરન્તુ એવાઓના જીવનને ધિક્કાર હો! એવા પાપાત્માઓવિશે એક કવિએ કહ્યું છે કે;—

> "પરિપૂરણ પાપકે કારણતેં ભગવંત કથા ન રુચે જિનકોં,
> તિન એક કુનારી બુલાય લઈ નચવાવત હૈં દિનકોં રિનકોં;
> મિરદંગ કહે ધિક હૈ ધિક હૈ, તબ તાર કહે 'કિનકોં કિનકોં?'
> બસ હાથ ઉઠાય કે નારી કહે "ઇનકોં, ઇનકોં, ઇનકોં!!"

અસ્તુ. પ્રવાસમાં એક પછી એક દિવસ વીતતા ગયા. છટ્ઠે દિવસે સ્ટીમર એડનના બારામાં જઈ પહોંચી. ત્યાર પછી લાલસમુદ્રમાં પ્રવેશ કરીને સ્વેઝ કેનલમાંથી પસાર થઈ, પોર્ટસૈયદના બંદરમાં નૌકાએ લંગર કર્યું. અહીં એશિયાખંડનો અંત આવ્યો અને સ્ટીમર યુરોપના દરિયામાં ચાલવા લાગી. માર્સેલ્સનું બંદર આવ્યું. મુંબઇથી નીકળ્યા પછી ૧૪ મે દિવસે આગબોટ માર્સેલ્સ પહોંચે છે અને એ સ્થાને સમુદ્રયાત્રાનો અંત આવી જાય છે. માર્સેલ્સ ફ્રેન્ચ રાજ્યનું એક બંદર

છે અને એ સ્થાનેથી રેલ્વે ટ્રેનમાં બેસી પેરિસને રસ્તે ઇંગ્લંડ જવાય છે. સુશીલાની સહીયર થયેલી યુરોપિયન લેડીને સીધાં ઇંગ્લંડ જવું હતું, તેથી સુશીલાએ પણ પોતાના પેરિસ વગેરે નગરો જોવાનો વિચાર માંડી વાળીને, સીધો જ પ્રવાસ કરવાનો નિશ્ચય કર્યો. પેરિસ પછી ઇંગ્લિશ ચેનેલમાં પાછી પાણીની સફર આવી ને ક્ષેમ કુશળ અને સુખરૂપ સુશીલા આપણા રાજકર્ત્તાઓના રાજનગર લંડનમાં પહોંચી. ગાડીમાં બેસતાં જ એક ગૃહસ્થે આવીને પૂછ્યું કે; "આપનું નામ સુશીલાબાઈ?"

"જી—હા—કેમ?" સુશીલાએ પૂછ્યું.

"હું નેશનલ ઇન્ડિયન એસોસિએશનનો એજંટ છું. આપના પિતાનો ટેલિગ્રાફ આવેલો હોવાથી આપને લેવા માટે આવેલો છું." તે ગૃહસ્થે કહ્યું.

"વારુ, ચાલો ત્યારે." એમ કહીને સુશીલાએ તે લેડીને શેકહેન્ડ કર્યો, અને પુનઃ અવકાશે મળવાની ઇચ્છા દર્શાવીને જવાની તૈયારી કરી.

"સુશીલાબાઈ! આપના હસબંડનું નામ રજનીકાંત છે, નહિ વારુ?" જતાં જતાં અંગ્રેજ બાઇએ ભડકાવનારો સવાલ કર્યો.

"જી—જી—હા—હા—કેમ, કેમ તેનું શું?" સુશીલાએ ડચકાં ખાતાં પૂછ્યું.

"જી—કાંઈ નહિ!" એમ કહીને વિજળીના ઝબકારાના વેગે તે યુરોપિયન સ્ત્રી ગાડીમાં બેસીને ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. સુશીલાનું મન ક્ષુબ્ધ થઈ ગયું અને તેમાં અનેક પ્રકારના વિચારો અને તર્ક વિતર્કો ઉત્પન્ન થવા લાગ્યા.

* * * *

ગત પ્રકરણમાં જણાવેલો રજનીકાંતના પલાયન અને સરલાદેવીના વિષપાનનો બનાવ બન્યો, તે સમય ને સુશીલાએ જે દિવસે પ્રવાસનો આરંભ કર્યો ત્યારસુધીમાં, બે મહિના જેટલો સમય વીતી ગયો હતો, એ વાચકોએ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે.

સુશીલા તો પુનર્લગ્ન કરવાની હતી અને તે વિલાયત કેમ ગઈ?

## પ્રકરણ ૨૩ સું.

## સુશીલાની ઈંગ્લંડમાં પધરામણી.

જે પિતાઓ પોતાના પુત્ર અથવા પુત્રીને ઇંગ્રેજી વિદ્યાથી વિભૂષિત કરવા ઇચ્છતા હોય, તેવા પિતાઓને એક પ્રકારે સહાયતા આપવા માટે, 'નેશનલ ઇન્ડિયન મંડળ' સ્થપાયું છે. ભારતવર્ષના વિદ્યાર્થીઓ જેટલો સમય ઇંગ્લંડમાં રહે, તેટલો સમય અમુક શરતથી તેમની દરેક જાતની સગવડોને સંભાળવાનું અને તેમનાપર દેખરેખ રાખવાનું કામ એ મંડળ પોતાને માથે લે છે. એ મંડળના ભિન્ન ભિન્ન કાર્યાધિકારી ગૃહસ્થો છે, જેમાં આપણા દેશના દાદા દાદાભાઈ નવરોજી પણ એક મુખ્ય કાર્યાધિકારી હતા.

લંડન નગરમાં વિદ્યાકળા જેવી કેટલીક ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત કરી શકાય છે, તેવી જ રીતે દુર્ગુણોનો પણ ભંડાર ભરેલો છે. ચેરીંગક્રોસના સ્ટેશનપર ઉતરતાં જ એક પાટીયું દૃષ્ટે પડે છે–તેપર લખ્યું છે કે, "ખીસ્સાકાતરુથી સંભાળજો." સકળ વિદ્યાનું ધામ, ત્યાં એનું પણ પૂર્ણ કામ જ જાણવું–બધામાં જ પૂર્ણતા! આ દેશના પૈસાથી છનાછન કરી રહેલા પિતાના પુત્રો–ભણવા ગયલાઓ કે મોજે પધારેલ તરુણો–ત્યાં જઇને દુરાચારીને અને ઉઠાવગીર થઈ જવાનો સોળેસોળ આના સંભવ રહે છે. ત્યાંની મોહિની ને મોહન મૂર્તિ પણ તેવી જ–સ્થળે સ્થળે છેલબટાઉ ને મોહના રાણી! લપ્પન્ છપ્પનિયાની રેલમ્ રેલ! ફસવાના માર્ગો હજારો ને તેનાં બજારો પણ ક્રાસના ક્રાસ! પણ ભારતવર્ષના વિદ્યાર્થીઓ લંડનમાં આવીને ઉડાઉ તથા રખડનારા ન બની જાય, અને તેમનાપર એક જાતનો અંકુશ કાયમ રહે, એ જ એ મંડળનો, વિદ્યાર્થીઓને પોતાની દેખરેખ તળે રાખવાનો મુખ્ય ઉદ્દેશ છે. એ મંડળના કાર્યકર્ત્તાઓ વિદ્યાર્થીઓપર કોઈ પણ પ્રકારનો હુકમ ચલાવતા નથી, કિંતુ મિત્ર તરીકે જ દેખરેખ રાખીને તેમને યોગ્ય સલાહ આપ્યા કરે છે, કે જેથી, ભવિષ્યમાં તેઓ પોતામાટેની સ્વતંત્ર વ્યવસ્થા કરવાને શક્તિમાન્ થઈ શકે. જો યોગ્ય સમયે આગળથી જ ખબર આપવામાં આવી હોય, તો એ મંડળનો ગુમાસ્તો સ્ટેશનપર જ આવનાર વિદ્યાર્થીને લેવા માટે સ્હામો આવે છે અને તેને રહેવા માટે એક સગવડ ભરેલું નિવાસસ્થાન આપવામાં આવે છે. પછી વિદ્યાર્થીને તે મંડળ તેની ઇચ્છા પ્રમાણે અમુક સ્કૂલ, કૉલેજ કે "ઇન"માં દાખલ કરાવે છે. એ મંડળ વિદ્યાર્થીનાં ધાર્મિક કર્મમાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય કરતું નથી. બૅરિસ્ટર થવા ઇચ્છનાર વિદ્યાર્થીને એક વર્ષનો લગભગ ૨૫૦ પાઉંડ જેટલો ખર્ચ ભરવો પડે છે. એમાં શિક્ષણ, નિવાસ, ખાન પાન, વસ્ત્ર, રજાના દિવસોની સ્હેલ કે પ્રવાસ અને મંડળની ફીના ખર્ચનો સમાવેશ થઈ જાય છે. એ ઉપરાંત 'ઇન ઓફ્ કોર્ટ'માં દાખલ થતી વેળાની ફીના ૧૫૦ પાઉંડ જૂદા ભરવા પડે છે, અને લંડનમાં પ્રથમ પ્રવેશ કરતી વેળાએ જ ત્યાં અનુકૂળ થઈ શકે એવાં વસ્ત્ર માટે ૩૦ પાઉંડનો ખર્ચ પણ જૂદો કરવો પડે છે. જ્યાંસૂધી નાણાંની રકમ નિયમિત રીતે પહોંચાડવાનો નિશ્ચય કરાવવામાં ન આવે, ત્યાં સૂધી વિદ્યાર્થીને સંભાળવાની જવાબદારી એ કમીટી પોતાને માથે લેતી નથી. ઉપર જણાવેલી રકમ એક વર્ષ કે છ મહિના માટે અગાઉથી જ લેવામાં આવે છે. એ ઉપરાંત વિદ્યાર્થીના ઇંગ્લંડમાં આવ્યા પહેલાં અથવા આવતાં જ ડૉક્ટર વિગેરેના વધારાના ખર્ચ માટે એ કમીટીને ૧૦૦ પાઉંડ ડિપોઝિટ તરીકે આપવા પડે છે અને તે રકમ અથવા તેમાંનો બચેલો ભાગ જે વેળાએ વિદ્યાર્થી પાછો હિન્દુસ્તાનમાં આવે, તે વેળાએ તેને પાછો આપી દેવામાં આવે છે. જો સાથે કોઈ નોકર હોય, તો તેનો વર્ષે ૮૦ પાઉંડનો ખર્ચ વધારે ભરવો પડે છે. પરંતુ જો એ એસોસિએશનની દેખરેખ તળે જઈ રહેવાનું હોય, તો સાથે નોકર લઈ જવાની કશી પણ આવશ્યકતા હોતી નથી. એ સર્વ નિયમો પ્રમાણે સુશીલાના પિતા નલિનીકાંત રાવબહાદુરે પ્રથમથી જ સઘળી ગોઠવણ કરેલી હતી અને તેથી જ સુશીલાને તેડવા માટે એ એસોસિએશનનો ગુમાસ્તો સ્ટેશનપર આવ્યો હતો. સુશીલાએ પોતામાટે તૈયાર રાખવામાં આવેલા ઓરડામાં પ્રવેશ કર્યો.

કેમ્બ્રિજ અને ઓક્સફર્ડ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓના નિવાસસ્થાન જેવી જ એ ઓરડામાં સઘળી વ્યવસ્થા કરેલી હતી. એક અત્યંત સુંદર અને ભવ્ય ઇમારતમાં સુશીલા માટે ત્રણ ઓરડાઓ રાખવામાં આવ્યા હતા. આગળના ઓરડામાં પેસતાં જ ખુરસી, ટેબલ, એક બુકશેલ્ફપર કેટલાંક પુસ્તકો અને એવા જ બીજા પદાર્થોને જોઇને એ અભ્યાસ માટેનો ઓરડો હોવો જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. બીજો ઓરડો તે શયનગૃહ હતું. ત્રીજામાં ચાહ, અને ન્હાવા ધોવાનાં સાધનોની વ્યવસ્થા કરવામાં આવી હતી. એક સ્ત્રી અનુચરે સાથે આવીને સુશીલાને વિનયથી જગ્યાની જાણીતી કરી. તે દિવસ સુશીલાએ વિશ્રાંતિ લેવામાં જ વીતાવ્યો. પરંતુ વારંવાર તેને પેલી આંગ્લ અબળાનું સ્મરણ થયા કરતું હતું અને એથી તેના મનમાં એક જાતનો ગભરાટ પણ થયા કરતો હતો.

બીજે દિવસે બાર વાગ્યા પછી હિંદના માનવંત પુરુષ શેઠ દાદાભાઈ નવરોજી અને તેમની સાથે એસોસિએશનનાં ઓનરરી સેક્રેટરી મિસ. ઇ. એ મેનીંગ સુશીલા પાસે આવ્યાં. એ વેળાએ સુશીલા કાંઈ વિચારમાં લીન થયેલી હોવાથી કોચપર પડી હતી. એમને જોતાં જ તે અદબથી ઉઠીને ઉભી થઈ અને આદર સહિત આસનપર બેસાડ્યાં.

"ભારતવર્ષની અબળાઓને હું લક્ષ્મીસ્વરૂપ માનું છું અને તેવી એક લક્ષ્મીને અહીં આવેલી જોઈ આજે લાંબા વખત પછી તેનાં દર્શનનો લાભ મળવાથી મારા મનમાં જે ખુશીની લાગણી થાય છે, તે હું જાહેર કરી નથી શકતો. બાઈ! તમને અહીં કોઈ જાતની અગવડ તો નથી? સગવડ બરાબર છે કેની?" શેઠ દાદાભાઇએ વાતની શરૂઆત કરતાં કહ્યું.

મહા પુરુષો અને પવિત્રાત્માઓના શરીરમાંથી એક પ્રકારનો એવો પ્રકાશ પ્રવાહના રૂપમાં બહાર નીકળ્યા કરે છે કે, તેની સ્હામે આવનાર માણસ દુર્ગુણી હોય, તોપણ તેટલા વખતને માટે તો તે સદ્‌ગુણી અને નમ્ર બની જાય છે. સુશીલા જો કે ઉચ્છૃંખલ અને વિનયહીન સુધરેલી હતી, તોપણ દાદાભાઇના પ્રભાવે તેને એવી નમ્ર બનાવી દીધી કે, તેના મુખમાં અને હૃદયમાં એક પ્રકારની અતર્ક્ય પવિત્રતાનો વાસ થવાનો ભાસ થવા લાગ્યો. તેણે નમ્રતાથી ઉત્તર આપ્યું કે, "અહીં મને કોઈ પણ જાતની અગવડ નથી. આપના જેવા વૃદ્ધ દાદા સંભાળ લેનાર હોય, ત્યાં ભારતવાસીઓને અગવડ હોઈ જ કેમ શકે?"

"ઠીક, પણ તમારે અહીં બેરિસ્ટર થવા માટેનો અભ્યાસ કઈ ઈનમાં દાખલ થઇને કરવો છે? એ વિશે કાંઈ નિશ્ચય કર્યો છે?" પોતાના મુખપર થતી પ્રશંસા ન ગમવાથી, શેઠ દાદાભાઈએ તરત જ મૂળ વિષયને પકડીને સવાલ કર્યો.

"મને મુંબઇમાંના કેટલાક બેરીસ્ટરોની એડવાઇસ મળી છે, તેથી મારી એવી ઇચ્છા થાય છે કે, જો ઇન્નિર ટેમ્પલ ઇનમાં જ મારો અભ્યાસ આગળ ચાલે તો વધારે સારું." નીચી નજરે જ સુશીલાએ ઉત્તર આપ્યું.

અહીં જણાવવું જોઇએ કે, લંડનમાં બધી મળીને 'ઈન્સ્ ઓફ્ કોર્ટ' (Inns of court) ચાર છે, અને તે, ઇનર ટેમ્પલ, મિડલ ટેમ્પલ, લીંકન્સ ઇન અને

એસ ઇન નાં જૂદાં જૂદાં નામોથી ઓળખાય છે. ઇંગ્લિશ બાર માટે બેરિસ્ટર તૈયાર કરવાનું કામ એ ચાર ઇનો (ઇન્સ્ટીટ્યુશનો) એ સર્વથા એકમતે ઉપાડી લીધું છે. જેને પણ બેરિસ્ટર થવાની ઇચ્છા હોય, તેણે એ ચારમાંના એક ખાતાનો આશ્રય લેવો જોઇએ, એવો કાયદો છે. હવે એ ખાતાંઓની સંખ્યા ચારની હોવાથી પ્રથમ 'એમાંના કયા ઇન્સ્ટીટ્યુશનના મેમ્બર થવું,' એ એક શંકા, નવીન વિદ્યાર્થીના મનમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે. કેટલાકો અમુક ઇનમાં બેરિસ્ટર કે વિદ્યાર્થીઓ પોતાના મિત્ર હોવાથી તેમાં દાખલ થવાનું પસંદ કરે છે, ત્યારે કેટલાકો ત્યાંની ફી વધારે હોવાને લીધે બીજા ખાતામાં દાખલ થાય છે ને કેટલાકો ત્રીજી જ ઇનમાં અભ્યાસી તરીકે દાખલ થાય છે. એનું મુખ્ય કારણ એ જ કે, ત્યાં કેટલાક સારા સદ્ગૃહસ્થોના પરિચય અને સારી લાયબ્રેરીમાંનાં સારાં પુસ્તકોના વાંચનની આશા હોય છે. મિડલ ટેમ્પલ કોણ જાણે શા કારણથી હિંદુસ્તાનના વિદ્યાર્થીઓને એટલું બધું અનુકૂળ આવી ગયું છે કે, તેઓ બહુધા એ જ ખાતામાં રહીને પોતાનો અભ્યાસક્રમ આગળ વધારે છે. ખાસ એ જ કારણથી એ ખાતું 'ઇન્ડિયન ઈન' નામથી જ ઓળખાય છે. એ ખાતામાં અભ્યાસ કરી બેરિસ્ટર બની આવેલા આપણા કેટલાક સ્વદેશીય બંધુઓએ સુશીલાને એ જ ન્યાયશાળામાં ભણવા માટેની સલાહ આપી હતી, અને તેથી જ સુશીલાએ પોતાની ઉપર પ્રમાણેની ઇચ્છા દર્શાવી હતી.

"બહુ સારું; એ જ ઈનમાં આપના અભ્યાસ માટેની વ્યવસ્થા કરવામાં આવશે. પણ હું આપને બે વાતો ઉપદેશ તરીકે કહેવા માગું છું, એમાં આપને કશો વાંધો તો નહિ જ હોય." દાદાભાઇએ પૂછ્યું.

"આપ મારા તો શું પણ આખા હિંદુસ્તાનના પિતા તુલ્ય છો તો આપ બોધ નહિ આપો, તો બીજું કોણ આપશે? એમાં વાંધો તે વળી શાનો હોય?" સુશીલાએ શરમાતાં શરમાતાં પોતાની અનુમતિ દર્શાવી.

"બ્હેન! તમે ઇંગ્લંડ સુધી એકલાં આવવાની હિમ્મત કરી છે, એપરથી જ હું સારી રીતે ધારી શકું છું કે, ઇંગ્લંડના પ્રવાસનાં ઓછામાં ઓછાં બેચાર પુસ્તકો તો તમે વાંચેલાં હશે, પરંતુ એવા પ્રવાસ ગ્રંથોમાં માત્ર સારી સંસ્થાઓનું વર્ણન અને સારી સોસાઇટીના કેટલાક સારા ગુણોના ઉલ્લેખ વિના બીજું વિશેષ આપણને કશું પણ મળી શકતું નથી. એટલા માટે એવા ગ્રંથો વાંચીને જો તમારો એવો મત બંધાયો હોય કે, યુરોપ તો દેવતાઓનું જ રાજ્ય છે, તો તેવો વિચાર મનમાંથી સદાને માટે કાઢી જ નાંખજો. કારણ કે, અહીં પણ માણસો જ વસે છે—એ ગોરા છે અને આપણે કાળા! એટલો જ માત્ર ભેદ! અને માણસોમાં સદ્ગુણ સાથે દુર્ગુણો પણ હોય, એ સર્વથા સ્વાભાવિક જ છે. મારા કહેવાનો મુદ્દો એ છે કે, અહીં સદાચારો કરતાં દુરાચારો ઘણા જ વધારે પ્રમાણમાં વિસ્તરેલા છે. અને તેનું કારણ એ છે કે, અહીંના લોકો મટીરિયલીસ્ટ (જડવાદી) છે, માટે કોઈ વેળાએ પણ સ્વચ્છંદ વર્તન કરીને એવા દુરાચારોને વશ થશો નહિ. તેમ જ યુરોપમાં—ખાસ કરીને ગ્રેટ બ્રીટનની પ્રજા, 'નેશન ઓફ્ શોપકીપર્સ'—વાણિજ્ય કરનારી પ્રજાના નામથી ઓળખાય છે. અનેક પ્રકારની મનોહર વસ્તુઓ બનાવી

માણુસોનાં મન લલચાવીને પૈસો કેવી રીતે પેદા કરવો, એ કળા યુરોપિયનોને સારી રીતે આવડી ગઈ છે; માટે બજારમાં નીકળો, તો પોતાની ખાસ જરૂરથી વધારે કોઈ પણ વસ્તુની ખરીદી કરો, તે વિચારીને જ કરજો. ઇકોનોમી—કરકસર—નું બહુ જ ધ્યાનથી અવલંબન કરજો. મારો તો વળી એવો પણ આગ્રહ છે કે, લૉ સ્ટડીમાં અહીં બહુ જ થોડો વખત રોકવો પડે છે; માટે પ્રાઇવેટમાં ઇન્ડિયન ઇકોનોમિનો પણ કાંઇક અભ્યાસ કરવા માંડો, તો એથી તમને પોતાને તેમ જ દેશને પણ સારો લાભ થવાનો સંભવ છે. અર્થશાસ્ત્ર શું કહે છે અને અર્થશાસ્ત્રની દૃષ્ટિથી ભારતવર્ષની અવનતિનાં શાં શાં કારણો છે, એ તમે એથી સારી રીતે જાણી શકશો અને પોતે જાણીને એ તત્વનો તમે બીજાં તમારાં—કહોને કે આપણાં—સ્વદેશ બંધુ અને સ્વદેશ ભગિનીઓને પણ સારો બોધ આપી શકશો." શેઠ દાદાભાઈએ એ પ્રમાણેનો સુશીલાને ઉપદેશ આપીને પોતાના એક ગાર્ડિયન તરીકેના કર્તવ્યનું પૂરેપૂરું પાલન કર્યું.

"વૃદ્ધ દાદાભાઈ શેઠ જે કહે છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. મારો પણ તમને એ જ ઉપદેશ છે." મિસ મેર્નીંગે કહ્યું.

"હું આપના ઉપદેશને શિરસાવંદ્ય કરું છું. હું આપની આજ્ઞા પ્રમાણે જ વર્તીશ." સુશીલાએ ઉત્તર આપ્યું.

"આટલો ઉપદેશ આપવાનો અમારો મુખ્ય હેતુ એટલો જ છે કે, હિંદુસ્તાનમાંથી માબાપો જે પોતાનાં સંતાનોને અહીં અભ્યાસ કરવા મોકલે છે, તે કાંઇક લાભની આશાથી જ; નહિ કે, મોજ શોખમાં વખતનો નકામો ભોગ આપીને પૈસાની પાયમાલી કરવા માટે. વળી હું એક બીજી વાત કહેતાં ભૂલી ગયો અને તે એ કે, તમે હિંદુ છો; હિંદુઓમાં જાતિબંધન ઘણું મજબૂત છે. હિંદુસ્તાનમાં જવા પછી ન્યાતવાળાઓ ન્યાત બહાર તો મૂકશે જ, એમ ધારી બેપરવા થઇને તમારા ધર્મનો ત્યાગ કરી યથેચ્છ આહાર વિહાર કરવો, એ મારા અભિપ્રાય પ્રમાણે બહુ ખોટું છે! ન્યાતીલાઓ અન્યાય કરે, તો તે મનુષ્ય હોવાથી ક્ષમાને પાત્ર છે; પરંતુ ઈશ્વર અને સત્યતાનો ભય રાખીને આપણે તો આપણા આચાર વિચારમાં દૃઢ જ રહેવું જોઇએ. ધર્મ જ સદા સુરક્ષિત રાખે છે."

એ પછી અહીં તહીંની બીજી કેટલીક વાતચીત નીકળી અને લગભગ બે અઢી વાગ્યાને સુમારે શેઠ દાદાભાઈ અને મિસ મેર્નીંગ સુશીલાની રજા લઇને ત્યાંથી ચાલ્યાં ગયાં.

તેમના ગયા પછી સુશીલા વિચારમાં—ઉંડા વિચારમાં પડી ગઈ. ઇંગ્લંડ જેવા સ્વતંત્રતાપ્રિય દેશમાં પણ સ્વતંત્રતારૂપ ચંદ્રને આમ અચાનક રાહુની બાધા નડશે, એની તેના મનમાં સ્વપ્ને પણ કલ્પના નહોતી અને તેથી મનમાં એક બીજાથી સર્વથા વિરુદ્ધ બે ભાવનાઓનું પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. મનમાં જો કે, સ્વચ્છંદતાનો ત્યાગ ન કરવાની જ ભાવના ઉછળી રહી હતી, પણ દાદા જેવા મહા પુરુષનો સ્વર્ગીય પ્રભાવ તેને દાબી નાંખતો હતો. "કોઈ કારણ કાઢીને અહીંથી નીકળીને બીજા કોઈ સ્થાને વ્યવસ્થા કરી શકાય, તો વધારે સારું!" એવો તેના મનમાં

વિચાર આવ્યો, પણ તેને અહીંથી દૂર થવા માટે એસોસિએશનના નિયમ પ્રમાણે ત્રણ માસની નોટીસ આપવી જોઇએ. એટલે હવે દુઃખે કે સુખે ત્રણ માસ તો અહીં કાઢયા વિના છૂટકો જ નથી: એ વિચારે સર્વથા તેનો પરાજય કરી નાંખ્યો. મનની ચંચળતા અને માયાનો પ્રભાવ તે એ જ.

નેસનલ ઇન્ડિયન એસોસિએશને સુશીલાને "ઇન્ડિયન ઇન"માં દાખલ થવા માટેની સઘળી ગોઠવણ કરી આપી. સુશીલાએ મેટ્રિકયુલેસનની, બોમ્બે યુનીવર્સિટીની પરીક્ષા પાસ કરેલી હોવાથી તત્કાળ તેનું નામ 'ઇન' મેમ્બર્સના લિસ્ટમાં દાખલ થઈ ગયું. સુશીલાએ પોતાના અભ્યાસનું મંગળાચરણ કર્યું.

* * * *

એક દિવસ રાતે આઠ નવ વાગ્યાના સુમારે, પ્રવાસ વેળાએ જે મડમ સુશીલા સાથે હતી અને જેના છેલ્લા સવાલથી સુશીલા ગભરાઈ હતી, તે મડમ એકાએક સુશીલાના ઓરડામાં આવી લાગી. તેને સુશીલાએ સારો આદર સત્કાર આપ્યો અને પોતે કંઈક પૂછવા જતી હતી, એટલામાં તેણે જ સ્હામો સવાલ કર્યો કે, "સુશીલાબાઈ! તમને એ ખબર છે કે, તમારો પતિ જીવતો છે કે મરી ગયો!"

"મારા જાણવા પ્રમાણે તો મુંબઇથી નીકળ્યા પછી તરત જ તેનો સ્વર્ગવાસ થઈ ગયો છે. તેના મરણને ઘણો લાંબો સમય થવા આવ્યો છે." સુશીલાએ કહ્યું.

એના જવાબમાં તે મડમે જણાવ્યું કે, "નહિ, એમ ધારવામાં તમારી ભૂલ છે. ત્યાર પછી તો તે ઘણા વખત સૂધી જીવતો હતો, પણ આજથી લગભગ ત્રણ મહિના પહેલાં જ તેનો દેહાંત થયો છે!"

"કયાં?" સુશીલાએ સવાલ કર્યો.

"કલકત્તામાં!" મડમે જવાબ આપ્યો.

"તમે તેને ઓળખતાં હતાં?" સુશીલાએ પૂછયું.

"ના." મડમે કહ્યું.

"ત્યારે, તમે એ વાત કેમ જાણી શકયાં?" પાછો આતુરતાથી સુશીલાએ પ્રશ્ન કર્યો.

"અત્યારે એ વાતનો જવાબ મારાથી આપી શકાય એમ નથી. વળી બીજી કોઈવાર મળીશ, ત્યારે એનો ખુલાસો કરીશ." એમ કહી ગુડબાય કરીને તે મડમ ત્યાંથી સડસડાટ ચાલતી થઈ.

સુશીલા પછી વિચાર અને વિતર્કના ચક્ર સાથે પરિભ્રમણ કરવા લાગી.

---

## પ્રકરણ ૨૪ મું

### સુધારો કે બગાડો?

ચાલો પાછા મુંબઈ! ધમધમ કરતી અલબેલી નગરી. વિલાયત તો જોવાનું જ છે, જોવાશે. પણ આજે આપણે સુશીલાને વિલાયતમાં પોતાના અભ્યાસમાં મશગુલ રહેવા દઈ, મુંબઇમાંનાં ઘણા વખતથી વિસારી મૂકેલાં કેટલાંક પાત્રોની સ્થિતિ જોવા જઇએ.

આપણા રંગીલા, રસીલા અને સુધારાબાઇના પરમ ભક્ત નવીનચંદ્ર બહાદુરની ચિત્તવૃત્તિ લગભગ એક માસથી અત્યંત શોકગ્રસ્ત અને ઉદાસીન રહ્યા કરે છે. તેની મુખમુદ્રામાં એક પ્રકારની હૃદ્રોગદર્શક કળા દૃષ્ટિગોચર થાય છે. તેનું જીવન સર્વથા કષ્ટમય થઈ ગયું છે. તેમાં પણ પોતાનાં ઘરનાં માણસોને પોતાના મનોદુઃખનું કારણ ન બતાવવા માટે બહારથી તેણે જે ખોટી ઉલ્લાસવૃત્તિ ધારણ કરી છે, એ દુઃખ તો તેને અત્યંત અસહ્ય થઈ પડ્યું છે. હમેશાં જ સ્ત્રીઓની દૃષ્ટિ અત્યંત તીક્ષ્ણ હોય છે, તેમની બુદ્ધિ ચાણક્ય સમાન હોય છે! ઉડતા પંખીની ગતિ પારખે, તે પુરુષની ગતિ ન પારખે, એમ ન જ હોય. એમાં પણ વળી, પોતાના પતિના સંબંધમાં તો સ્ત્રીની બુદ્ધિ અકલ્પનીય પ્રમાણમાં સૂક્ષ્મ હોય છે, એ વાતની નવીનચંદ્ર કલ્પના કરી શકતો નથી. નવીનચંદ્રની બાહ્ય ઉલ્લાસવૃત્તિથી સરસ્વતી લેશ માત્ર પણ ભ્રમમાં પડી નથી. "મારા પતિને કોઈ પણ ચિન્તા બાળ્યા કરે છે અને તે અસહ્ય આંતરિક વેદના ભોગવે છે," એ સરસ્વતી ક્યારનીયે જાણી ચૂકી છે. નવીનચંદ્ર પાછો પૂર્વ પ્રમાણે આનંદિત થાય અને તેના શોકનો નાશ થઈ જાય, એવા હેતુથી સરસ્વતીએ પોતાના પતિને આનંદિત કરવા માટે અનેક યુક્તિઓ કરી, પ્રયત્નોની પરાકાષ્ઠા કરી; પરંતુ એનું પરિણામ એટલું જ થયું કે, નવીનચંદ્રના હૃદયમાં દુઃખરૂપી કાંટાની પીડા વધારે ને વધારે જ વધવા લાગી. પોતાની પત્ની કેટલી બધી સદ્ગુણી, પ્રેમાળ અને સુશીલ છે; અને તેથી તે કેટલા બધા પ્રેમ અને સુખને પાત્ર છે, એ વાત જેમ જેમ તેના અનુભવમાં અધિક આવતી ગઈ, તેમ તેમ પોતાની ખરી સ્થિતિ જણાવી દેવાનું કામ તેના માટે અશક્ય અને અસંભવનીય થતું ગયું! "હું જો અત્યારની મારી અવસ્થાવિશેના એક અક્ષરનો પણ ઉચ્ચાર કરીશ, તો એ બિચારીની કેવી દશા થશે! એનું સ્મિત ઓષ્ઠોમાં જ સમાઈ જશે!" એવા એવા વિચારોનું મનમાં વારંવાર આગમન થતાં, નવીનચંદ્રે પોતાના અંતઃકરણને કઠિન બનાવ્યું હોય અને મુખદ્વારને તાળું વાસી દીધું હોય, એમાં આશ્ચર્ય શું હોઈ શકે? વળી એ ચિન્તાનો આઘાત થયા પછી તેના વર્તનમાં અથવા જીવનક્રમમાં પણ એક પ્રકારનું આશ્ચર્યકારક પરિવર્તન થઈ ગયું હતું; હોટલોમાં જઇને બોટલ ફોડવાના કાર્યનો અને રાત દિવસ ભટકવાના ક્રમનો, સભાઓમાં જઈ પરોપદેશે પાંડિત્યમ્ દર્શાવવાનો, અને બગલા ભક્ત સુધારાલાલ બનવાનો, તેણે એકદમ ત્યાગ કરી દીધો હતો. બન્ને વખત નિયમિત રીતે ભોજન તે પોતાના ઘરમાં જ લેતો હતો. વિશેષ જાણવા જેવો ફેરફાર તેનામાં વળી એ થયેલો હતો કે, કોટ, પાટલૂન અને નેકટાઇ ફ્રૅકટાઈ આદિ અંગ્રેજી પોશાકને છોડીને તે સુધરેલાઓના શબ્દોમાં કહિયે તો, 'સ્વદેશી ધોતિયાદાસ' બની ગયો હતો.

આજે બપોરનું ભોજન લીધા પછી એવા જ સાદા પોશાકમાં તે ચિન્તાતુર થઇને ઇઝીચેરમાં પડ્યો હતો. એટલામાં તેને પાન સોપારી આપવા માટે સરસ્વતી આવી. તેના હાથમાંથી બીડી લઇને મુખમાં નાંખતાં જ અંતઃકરણ ભરાઈ આવવાથી, નવીનચંદ્રનાં નેત્રોમાં એકાએક ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. વિચાર કરીને સરસ્વતી પતિને પૂછવા લાગી કેઃ—

"કેમ પ્રાણનાથ! આજ આમ કેમ? શું છે? આપના હૃદયમાં એવી તે શી પીડા થાય છે કે, આંખમાં પાણી આવ્યાં? કૃપા કરીને મનની વાત જણાવો!"

"શું જણાવું અને શું ન જણાવું! મારી પાયમાલી થઈ ચૂકી છે. આપણા દુર્દૈવના દિવસો આવી લાગ્યા છે! આજકાલના બહારથી ચળકતા પણ અંદરથી સડેલા સુધારાએ મારું સત્યાનાશ વાળ્યું છે—મારો સર્વથા નાશ થયો છે!" નવીનચન્દ્રે નિરાશાપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યો.

"નાશ વળી શો થયો છે? કાંઇક સ્પષ્ટ ખુલાસો કરો—આપના કહેવાનો ભાવાર્થ હું સમજી શકતી નથી!" સરસ્વતીએ કહ્યું.

"તું ભાવાર્થ નથી સમજતી, ત્યાં સુધી જ સારું છે. અજ્ઞાન એક આશીર્વાદ છે. જે વેળાએ મારા કહેવાનું ખરેખરું રહસ્ય તારા જાણવામાં આવી જશે, તે વેળાએ સર્વત્ર અંધકારની છાયા છવાયલી તારા જોવામાં આવશે. તારા નમ્ર ઉપદેશોનો અને લોકોના કહેવાનો મેં વિચાર ન કર્યો, એનું પરિણામ આજે હું ભોગવું છું; એટલું જ નહિ, પણ તારા જેવી એક નિર્દોષ અને સ્વર્ગીય સુંદરીના દુઃખનું પણ હું જ કારણ થઈ પડ્યો છું! એ વિચાર મનમાં આવતાં મારું હૃદય ફાટી જાય છે, અને જિગર ચીરાઈ જાય છે!!'

"મારા દુઃખનો આપ લેશમાત્ર પણ વિચાર કરશો નહિ. તમારા દુઃખનું કારણ શું છે, તે જ કહો, અને મારાથી તે દુઃખને ટાળવાનો કોઈ ઉપાય યોજી શકાય એમ હોય, તો તે માટેની આજ્ઞા કરો." સરસ્વતીએ પોતાની સુશીલતાને ઘટે એવા જ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"રે સરવસ્તી! મારા પગમાં મેં પોતે જ જે કુહાડો માર્યો છે, તેનું દુઃખ મારા લાગતા વળગતા સર્વને ભોગવવું પડશે. આજે એક મહિનો થયો, એ વાતને દાબી દેવાનો હું અખંડ પ્રયત્ન કરતો હતો; પરંતુ હાય! હવે એ વાતને હું છૂપાવી શકતો નથી. કારણ કે, જો હું એ વાતને છૂપાવીશ, તો ચાર આઠ દિવસમાં જગજાહેર થઈ જશે; તું જાણશે; મારાં સગાં ને ન્યાતીલા જાણશે; અને ત્યારે તને ઘણું દુઃખ થશે! એ કરતાં હું પોતે જ મારા પાપનો સ્વીકાર કરું, એ વધારે સારું છે. સરસ્વતી! આ આપણા રહેવાનો માળો અને તારા દાગીના વિના બીજી બધી આપણી ઘરમાંની અને બેંકમાંની રોકડ પુંજીનો નાશ થયો છે. બિલિયર્ડને નામે પસાર થતો સુધારેલો વેપાર, જે ખરેખરો જુગાર છે, એનું મને અત્યારે ભીખારી થઈ જવા પછી જ ભાન આવ્યું છે! સુધારાના તોર ને જોરમાં, નાટક, પેપર, સભા, પુનર્વિવાહ કરાવવા, ગમે તેનું ખાવું, સ્વતંત્રતા ને છૂટાપણાને નામે સ્ત્રીમંડળમાં સામેલ થઈ અયોગ્ય આચરણ કરવાં, ફૂલણજી બની પૈસાને કાંકરાપેરે ઉડાવી નામ મેળવવું, ચાંદ મેળવવાને લોભે યુરોપીયનોની ગુલામી કરવી, તેમની મંડળીમાં ફરવું ને તેમને ખુશ રાખવા નિચોવાવું—એમાં મેં મારી પાયમાલી કરી છે! ન્યાતનાં બંધન તજવા જતાં હું ખુવાર થયો છું; પુનર્વિવાહમાં મદદ કરવા જતાં પાયમાલ થયો છું; વિલાતીને મદદ કરતાં નીચોવાઈ ગયો છું. સુધારાળા ખરેખરા લુચ્ચા, દગાબાજ, ઠગારા, દંભી, ડોળઘાલુ, આંધળા પાટા બંધાવ-

નાર ને બગલા ભક્તપેરે છેતરનાર છે. તેઓ સુધારાલાલ નહિ, પણ અધર્મીબાળ, પ્રપંચલાલ, શેતાનલાલ છે. એવા એક નહિ, પણ ઘણા છે. રે આજકાલનો સુધારો બાટલીના બુચ ભાંગવામાંજ સમાયો છે. ફેશનની ફિશિયારીમાં ફસાવનાર સુધારાએ જ મારી પાયમાલી કીધી છે. પ્રિયે! મારા કર્મની કહાણી કહેતાં મારી જીભમાં કાંટો ભોકાય છે. પણ સુધારાને નામે મેં અનેક કુકર્મો કીધાં છે, અનેકનાં ઘર બગાડ્યાં છે, અનેકનાં ઘર ભંગાવ્યાં છે, અને સુશીલ વિધવાઓને પાપમાં પ્રેરી છે, અનેકને મારા સુધારાવાળા મિત્રો સંગે રહીને અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ કરી છે. હે પાતકી–સુધારા! હું ઈશ્વરને શો જવાબ દઇશ! રે રે! પણ મેં ક્યારે ઈશ્વરને ઓળખ્યો છે, વિચાર્યો છે? મારો ઈશ્વર લાડી, વાડી, ગાડી ને કુભાંડી આચરણમાં હતો. રે સરસ્વતિ! સુધારાવાળા કેવા પાપી–ઢોંગી–દુષ્ટ છે, તેનું વર્ણન જો તારી આગળ કરું તો તું કંપી ઉઠે! પણ સાંભળ, મને માફ કરજે, મારો અપરાધ મોટો છે. સંસાર સુધારાના મોટમોટા ચડેજાવ બડેજાવ, નામજાદા નામધારીઓએ મને ફસાવવાનો પ્રયત્ન કીધો. કેમ કે તારા ગુણો હું જાણતો ન હતો, તને ધિક્કારતો હતો, તારું મોં જોવું મને ગમતું નહતું, તેથી તેઓ સર્વ જ્ઞાતા હતા. મને કહ્યું કે, તું પુનર્વિવાહ કરી નામના કર! ગુલબાનુ નામની એક પારસણ સાથે મારા પુનર્વિવાહ કરાવવાનો સંકેત કીધો. મને ચહડાવ્યો કે, એથી જાતિભેદ તૂટી જશે, મારી નામના થશે ને ગવર્નરની લેવીમાં ને કાઉન્સીલમાં કુરસી મળશે. મેં મૂર્ખાએ એ સત્ય માની હા ભણી. પુનર્વિવાહના કહો કે નાતરિયાના કહો–તે મંદિરમાં મારાં ને ગુલનાં પુનર્લગ્ન ખાનગી કરાવ્યાં. થોડાક દિવસ તો મને એ ગુલબાનુ સાથે ઠીકઠીક ચાલ્યું; પણ પાછળથી જણાયું કે, એ ગુલબાનુ અસલ પારસી ઓલાદની નહિ, પણ કોઈ પારસીની રાખેલી મુસલમીનની છોકરી હતી, ને ત્રણવાર નાતરું કરી, ચોથીવાર મારી સાથે ઘર માંડ્યું હતું! પહેલાં તે ડંકનરોડપર વેશ્યાનો ધંધો કરતી હતી ને ત્યાંથી આ સુધારાવાળા ઉઠાઉગીરોને પાલે પડી હતી! તેની છૂટ લેવાની હદથી તો તોબા! તેના અનેક મિત્રો મારી હાજરી ને ગેરહાજરીમાં આવી અણઘટતી છૂટ લેતા. હું તે માટે ફરીયાદ કરતો હતો ત્યારે તેઓ મારી મશ્કરી કરી, મને અર્ધો સુધારાવાળો કહેતા; ને બીજાઓમાં ફજેત કરતા. મારાથી એ ગુલબાનુને સંતાન થયું કે બીજાથી, તે હું કહી શકતો નથી, પણ તેની ખરાબ રીતભાતથી કંટાળી મેં તેનાથી છૂટવા માગ્યું, ત્યારે આ દગાખોર લુચ્ચા સુધારાવાળાઓએ, ૩૦૦૦૦ ની રકમ અપાવી મને છોડ્યો છે! હાય! આમ મારા પૈસા, ઘણી રીતે ખરાબ થયા છે."

"નાથ! એનો સંતાપ હવે મૂકી ધો!" સુશીલ અને જૂના વિચારની સરસ્વતીએ કહ્યું. "પણ સુધારાવાળા આટલા દુષ્ટ બુદ્ધિના છે, એની તો મને કલ્પના પણ નહતી."

"તને ક્યાંથી હોય? તારે એમનો સહવાસ જ નહિ, એટલે તું શું જાણે? તું સુધારાથી દૂર ન્હાસે છે તે વ્યાજબી જ છે. પુનર્લગ્ન, પરદેશગમન, ન્યાતિબંધન-ભંજન, અભક્ષ્યભક્ષણ, ધર્મત્યાગ આદિ અનાચારો પાપકર્મથી ભરપૂર જ છે. સુધારો એટલે શું, તેનું મને જ્ઞાન ન હોતું, તેથી જ મને તે સારો લાગ્યો હતો.

સુધારો શું, એ તો સુધારાવાળાના હૃદયમાંથી સટકી જ ગયું છે. પણ આજ કાલ તો સુ–ધારો એટલે ઈશ્વરના ડર વગર ગમે તેવા પાપ–દુષ્ટકર્મ કરી લોકોને છેતરવા, તે જ સુ–ધારો, અર્થાત્ પૂરેપૂરો બગાડો તે જ સુધારો છે. જુવાન જુવાન સ્ત્રીઓને ફસાવી પોતાનાં પાપકર્મને ઢાંકવાનો જે માર્ગ, તે જ પુનર્વિવાહ છે. આ પુનર્લગ્નો કેમ થાય છે તે જો. સુખી ધર્મી કુટુંબમાં આબરુદાર–લાહેર માહેર, લોકમાં પંકાતા પોંખાતાનો વેશ ધરી, કોઈ રીતે દાખલ થઈ, આબરુદારના ઘરની વહૂ કે દીકરીને અષ્ટમ પષ્ટમ સમજાવી, નાની ઉમ્મરમાં જ તેના ભાઈ, બાપ, સાસુ સસરાના રક્ષણમાંથી ભગાડી લાવી, મૂર્ખા મૅજીસ્ટ્રેટ આગળ પુનર્લગ્નિયણની જૂઠી ઉમ્મર જણાવી, પુનર્વિવાહ કરવાનો ધંધો સુધારાનો–હિંદુ સંસાર સુધારા ટોળીનો છે. આપણે જૂના જમાનાની વાર્તાના ગ્રંથોમાં વાંચીએ છીએ કે, આબરુદાર કુટુંબની સ્ત્રીઓને શ્રીમંત કે રાજાના કુંવરને મેળવી આપવાનું કામ જેમ માલણ, મોચણ, હજામડી કે દાઇયણ કરતી હતી, તે જ કામ આજ કાલ સુધારાવાળા, લોકોના ઘરમાં દાખલ થઈ કરે છે, ને વળી તેની વર્તમાનપત્રોમાં પ્રશંસા થાય છે! લોકમાં અધર્મ ફેલાવનાર જેન્ટલમેનમાં ગણાય છે. આવાં કામો કરનાર જેવા તેવા માણસો નથી, પણ ન્યાતોના આગેવાનો, મોટમોટા ઇન્સાફદારો, કાયદાના ઘડનારાઓ, વિદ્વાનો ને પંડિતો સાથે ભીખારડાઓ ને અનેક કાળાં ધોળાં કરનારાઓ પણ સુધારાવાળા ગણાય છે. કોઇની વહૂ દીકરીને લઈ આવી, નાતરિયા મંદિરમાં રાખે છે ને પછી તેને લીલાઉંમાં મૂકે છે. હું ભૂંડીને કોઈ લેનાર નહિ ને તું મુવાને કોઈ દેનાર નહિ, તેમ કોઈ ગ્રધાતિયાને, કોઈ ઓરિયા ખાપરાને શોધી કહાડી, ગુણ કે રૂપ જોયા વગર વરમાળ આરોપી દે છે. અથવા તો નામ ત્યારે બાળવિધવા, પણ નાતરું કરે તે પૂર્વે ત્રણ છોકરાની મા થઈ હોય, તેનો લાગીઓ પાગીઓ સમજીને આવે છે તો તેનું 'સમે વરતે સાવધાન' કરી દે છે. એમ લાકડેમાકડું વળગાડી દેઈ, સુધારાવાળા નાહી પરવારે છે! પેલા, હિંદુ ધર્મની પ્રણાલિકાથી, શાસ્ત્રથી કેવળ જ આંધળા પારસી છાપાવાળાઓ, વગર સમજે ભુંગળ વિનાની ભવાઇનું રણશિંગું ફૂંકે છે; નાતરું કરનાર ને કરાવનારને આસ્માને ચઢાવે છે, અને તેમાં જ જય માને છે! પણ જ્યારે તે જોડું દુઃખી થાય છે ત્યારે એ સુધારાવાળા હુર્રે કરનારા સટકી જાય છે. કોઈ કોઈ તો ગર્ભવતીના પુનર્વિવાહ થયા છે. કેટલીક તો બબ્બે છોકરાની માઓ થયા છતાં પોતાને બાલવિધવા માની પુનર્વિવાહની અધિકારિણી બની ગઈ છે. કેટલાકે એકપર બીજીના પુનર્વિવાહ કીધા છે. બ્રાહ્મણી સાથે વાણિયો, સોની સાથે રબારણ, મોઢ સાથે મારવાડણ, મહાદેવ સાથે મીયાં ને જેને જ્યાં ત્યાંથી કામજ્વર શાંત પાડવો છે તેમનાં જોડકાં બંધાયાં છે. આવા પુનર્વિવાહવાળા દેશના દીવા ને મશાલની જ્યોતિ છે ને તેમનાથી જ દેશનું દળદર જશે, એમ મોટા મોટા બડેખાઓ ને બડેખાંઓ પણ માને છે!"

સરસ્વતીએ કહ્યું; "જે પુનર્વિવાહ થાય છે તે સારી રીતે થતા હશે, એમ હું તો માનતી હતી; પણ આ તો પોલાણ જ છે. પણ વારુ પુનર્લગ્નિયા સુખી તો હશે જ."

"શું સુખી?" નવીનચન્દ્રે નિઃશ્વાસ નાંખીને કહ્યું. "સુખની વાત જ ન કર.

સોમાં નવાણું પુનર્લગ્ન કંઈ પણ સમજ વગર જ થાય છે. તેની કહાણી તો સાંભળવા જેવી છે. એક પુનર્લગ્નિયો તો આપણી પાંજરાપોળને નાકે બેસી બૂમ મારતો હતો કે 'લોરે પુનર્લગ્નિયાં ભજીયાં! લોરે નાતરિયા સેવ !' પુનર્લગ્ન કરાવનારનું નામ છચોકે દઈ તેને સાસુ સસરાને નામે ઓળખાવતો, સુધારાવાળાને ગાળો દેતો ને ઘેર જઇને પુનર્લગ્નિયણ બાઇને સજ્જડ કેશરીપાક જમાડતો. બીજા એક પુનર્લગ્નિયાએ જુગારખાનું રાખ્યું હતું, ને નઠારા કૃત્ય માટે પુનર્લગ્નિયણ ત્રણવાર પોલીસમાં સપડાઈ હતી. એક જોડાને આત્મઘાત કરવો પડ્યો હતો, ને એક પુનર્લગ્નિયણ બે બાળક મૂકી ન્હાસી જઈ મુસલમાનને ત્યાં રહી હતી. વળી એક પુનર્લગ્નિયણનો ધણી મરી જતાં, આ સુધારાવાળાઓના સરદારે બીજીવાર પુનર્લગ્ન કરવાની ના પાડવાથી તે આજે નગરનારી થઈ બેઠી છે! શું કરે? પુનર્લગ્ન કર્યા પૂર્વે સાસરીયાને માબાપ પૂછતાં, પણ તેઓએ કાળે ઘડે સ્નાન કીધા પછી કોણ પૂછે?"

"બસ! બસ!" સરસ્વતીએ કહ્યું; "મારે હવે એ વાત સાંભળવી નથી. તમારા સુધારાને હું પહેલેથી જાણી ચૂકી છું. એમાં નવું શું છે? એવા જ ઢોંગથી કવિ નર્મદ જેવો વિલક્ષણ નર પણ ખસી ગયો હશે! ગંગાદાસ, મોહનલાલ અને પ્રાણલાલ આદિ પ્રથમ સુધારાવાળા છતાં પાછળથી દૂર થયા, તેનું કારણ પણ એ જ હશે."

"એ પુનર્વિવાહવાળીઓના ભડવેડા તો કહ્યા જાય તેવા નથી. ટૂંકમાં પુનર્વિવાહ એટલે 'સતીત્વનો નાશ' અથવા સ્ત્રીને વ્યભિચારિણી બનાવવાનો રાજમાર્ગ, એ આજકાલનો સંસારી સુધારો છે. પુનર્લગ્નવાળી એક પતિ કરે તોએ ઠીક ને દશ કરે તોએ ભલ્લમ્ ભલા! કણબીનો કૂબો ને એક પડ્યો ને બીજો ઉભો, એનું નામ પુનર્વિવાહ! સરસ્વતી! આવા નિર્લજ સુધારાના ફેલમાં હું ફસ્યો, ઘણા સાથે પરિચય થયો, લોકો મને મોટા કહેવા લાગ્યા, પુનર્વિવાહના ખરચો મારી પાસે કરાવવા લાગ્યા અને ચાંલ્લા પણ કરાવ્યા. તેમાં જ હું સપડાઈ ગયો છું. "ખોટા સુધારાને ન વળગતાં વડિલને પગલે ચાલી જો કોઈ યોગ્ય વ્યાપારમાં મેં મારો પૈસો રોક્યો હોત, તો આજે આવો પાયમાલીનો દિવસ મને ભાગ્યે જ જોવો પડત! સુધારાએ મારી આંખ્યો બંધ કરી નાંખી હતી, તે અત્યારે જ ઉઘડી! હું મરી ગયો!

"આવા અમંગળ શબ્દો શા માટે ઉચ્ચારો છો? પ્રાણનાથ! જે થવાનું હતું તે થયું! હવે એનો શોક કરવો વ્યર્થ છે! હવે પણ સમજો અને જાગ્યા ત્યારથી જ સવાર ગણો. માળો અને મારા દાગીના છે, એ પણ હજી જો આપણે સંભાળીને ખર્ચિયે, તો કાંઈ ઓછી મૂડી નથી. આટલા પૈસા ગયા, એ પણ એક રીતે સારું જ થયું. કારણ કે એથી આપને સંસાર વિશેનું એક પ્રકારે જ્ઞાન મળ્યું. મારી લેશ માત્ર પણ તમે ચિન્તા કરશો નહિ. હું આપને આ વાત પાછી ઉકેલી વધારે દુઃખી બનાવવા નથી ઇચ્છતી. જે દિવસે સર્વ સમક્ષ અને દેવસાક્ષીથી આપણો વિવાહ સંબંધ થયો, તે દિવસથી જ જેમ આપના સુખમાં તેમ જ આપનાં દુઃખમાં પણ એક સરખો ભાગ લેવા માટે હું ધર્મથી બંધાઈ ચૂકી છું, તેમ હું તમારી આલોક ને પરલોકની સુખ કે દુઃખની ભાગિયણ છું. હજી પણ વિચાર કરવાનો સમય

છે, એટલે ચિન્તા કરવાનું કશું પણ કારણ નથી!" સરસ્વતીએ પતિને આશ્વાસન આપતાં વિનયપૂર્વક એ વાક્યો ઉચ્ચાર્યાં.

"સરસ્વતી! તું દેવી છે! તું જ મારા સુખદુઃખની ભાગિની અને મૈત્રિણી છે! તારા જેવી સ્ત્રી—અર્ધાંગના—હોય અને આના કરતાં પણ વિશેષ વિપત્તિના પર્વતો માથાપર તૂટી પડે, તો તે પણ પુષ્પવૃષ્ટિ સમાન ભાસવા માંડે છે. આટલા દિવસ હું અધમ, તારા જેવી સાધ્વીના ગુણને જાણી ન શકયો અને સુધારાના મદમાં તણાઈ તારા ધર્મયુક્ત વર્તન અને સદ્‌ગુણોને જંગલીપણું જાણીને મેં તારાપર અનેકવાર હાથ ચલાવ્યો અને અનેકવાર તારો તિરસ્કાર કર્યો, એ મારા ઉચ્છૃંખલ અને અનીતિદર્શક વર્તન માટે મારા મનમાં અત્યારે જે પશ્ચાત્તાપ થાય છે, તેની સીમા જ નથી. હું તારી ક્ષમાને પાત્ર છું!" એમ કહીને તે નીચે નમી ગયો.

તેનું એ વર્તન સરસ્વતીને યોગ્ય ન લાગવાથી, તેણે તેને પાછો ખુરસીપર બેસાડ્યો અને પોતાના પાલવવતી તેનાં અશ્રુને પ્રેમપૂર્વક લૂછતી તે વિનયથી કહેવા લાગી કે, "પ્રાણપતિ! આમ કરીને આપ મને પાપભાગિની બનાવો છો. આપની ઇચ્છાને આધીન રહેવાથી અને આપનાં ચરણની સેવાથી જ મારું કલ્યાણ છે. મેં મારા કર્તવ્ય અને ધર્મથી વિશેષ કશું પણ કર્યું નથી અને તેથી હું દેવીપદને યોગ્ય નથી. એ માત્ર આપની ગુણગ્રાહકતા અને ઉદારતા જ છે!"

એક મહા પ્રચંડ વૃક્ષને વળગીને, તેના જ આશ્રયથી એક સાધારણ લતા ઉછરીને વૃદ્ધિંગત થાય છે; અને તે વૃક્ષ તે લતાને પ્રેમથી સંભાળીને પોતાના શરીરપર ધારણ કરી રાખે છે અને સુખકર રવિકિરણની જોડે તેને મેળવી આપે છે. તે લતા પણ તે વૃક્ષને અનન્ય પ્રણયથી વળગી રહે છે અને પોતાના સુંદર તથા કોમળ પલ્લવોવડે તેની વિશાળ શાખાઓને અપ્રતિમ શોભા આપે છે. ત્યાર પછી કોઈ દિવસે ભયંકર ઝંઝાવાતનો આરંભ થાય છે અને તેથી તે પ્રચંડ વૃક્ષનાં સંધિબંધનો ઢીલાં થતાં તેનું થડ વિશીર્ણ થઈ જાય છે અને શાખાઓ પૃથ્વી સાથે એક થઈ જવાની તૈયારી કરતી દેખાય છે. પરંતુ એવા વિકટ પ્રસંગે પણ તેના આશ્રયથી જ વધેલી તે લતા સાહસ ધારીને તેની સહાયક થઈ પડવાનો પ્રયત્ન કરે છે. તે પોતાના કોમળ તંતુથી તેને ઘેરી લે છે, તેની વિખરાયલી શાખાઓને એકત્ર પકડી રાખે છે અને એ પ્રમાણે તેની છિન્નતાને અટકાવવા માટેનો પોતાથી બનતો યત્ન કરી છૂટે છે. સ્ત્રી જાતિની પણ આબેહૂબ એવી જ સ્થિતિ છે. સ્ત્રીઓ સર્વસ્વે પુરુષોપર જ અવલંબેલી હોય છે. આનંદના અવસરમાં સ્ત્રીઓ, પુરુષનું મનરંજન કરનારી અથવા ભૂષણરૂપ જ બની રહેલી હોય છે; પરંતુ એકાએક કાળનું પરિવર્તન થતાં દુર્દશાનો વાયુ વાવા માંડે છે, તે વેળાએ એ જ સ્ત્રીઓ પુરુષોના આશ્રયસ્તંભરૂપ બને છે. પોતાના પતિના સ્વભાવની સર્વ ખામીઓ અને ખૂબીઓને જાણી લઇને તેની ઇચ્છાને સંભાળવાનો પ્રયત્ન કરે છે; નિરાશાથી વિગલિત થયેલાં તેનાં ગાત્રોને ટેકો આપે છે અને તેના હૃદયમાંના ક્ષતોને ભરી કાઢવા માટે, તેનાપર પ્રેમસુધાનું અનંત સુખદાયક સિંચન કરે છે.

"જે નુકસાન થઈ ચૂકયું છે, એટલેથી જ પતી ગયું હોત, તો તો જાણે ધૂળ

નાંખી. પણ હજી કોણ જાણે હોટલવાળાઓ, જુગારીઓ અને બીજાઓનું દેવું કેટલુંક નીકળશે! રોકડ નાણાને નામે એક પૈ પણ મારી પાસે રહી નથી કે, જે હું લેણદારને આપી શકું!" નવીનચન્દ્રે પુનઃ નિસ્તેજ મુખે સરસ્વતીને કહ્યું.

"ઘોડાની શરત ઉપરાંત શું વળી આપ જુગાર પણ રમતા'તા?" સરસ્વતીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"હા, સમય વીતાડવાના સાધન તરીકે હું જુગાર રમતો'તો. પણ એથી મારા ધનનો ક્ષય થઈ જશે અને દરિદ્રતા અક્ષય રહી જશે, એનો મારા મનમાં લેશ માત્ર પણ વિચાર આવ્યો નહિ!" નવીનચન્દ્રે નિઃશ્વાસ નાંખીને જણાવ્યું.

"સમય વીતાડવાનું સાધન, અને તે પણ વળી જુગાર?" સરસ્વતીએ આશ્ચર્યથી ઉદ્દગાર કાઢ્યો.

"અહીંથી રેસમાં પૂને જતી વેળાએ સ્પેસિયલ ટ્રેનમાં જેન્ટલમેનોમાં ગણાતા, દેશના હીરા ને તુરા, પ્રજામાં જાણીતા ને માનીતા, સુધારાના સ્તંભો ને દેશઉન્નતિના દીવાકરોમાં હજારો બલ્કે લાખો રૂપિયાનો જુગાર રમાય છે અને તેમાં લોકોની બેહાલી અને પાયમાલી થઈ જાય છે. છતાં પણ એ માર્ગમાં વખત વીતાડવાનું એક સાધન ગણાય છે અને એથી સ્પેશિયલ ટ્રેનના જુગારી ઓનરેબલ ગેમ્બલરને કોઈ પણ શિક્ષા નથી કરતી. તેમની પાછળથી વળી રેસમાં જે પાયમાલી થાય છે, તે તો જૂદી જ. મહિના પહેલાં હું રેસમાં પૂને ગયો હતો. તે વેળા જુગારમાં હું પંદર હજાર રૂપિયાની રકમ હારી ગયો છું અને તે એક મહિનામાં ભરી આપવાનો મારો વાયદો પણ એક બે દિવસમાં પૂરો થવા આવ્યો છે. બીજા માગનારાઓને પણ લગભગ બે હજાર રૂપિયા આપવાના છે. હવે મારી આબરૂ કેમ બચશે, એનો જ મારા મનમાં વિચાર થઈ પડ્યો છે. મારે હવે આબરૂ જાળવવા માટે શો ઉપાય કરવો?" નવીનચન્દ્રે પોતાની કર્મકથા કહી.

"માણસ હાર્યો વળે છે; વાર્યો નથી વળતો." એ કહેવતની સત્યતા પ્રત્યક્ષ સરસ્વતીના જોવામાં આવી. થોડીવાર સૂધી તેણે કશું પણ ઉત્તર આપ્યું નહિ. તેને નિરુત્તર થયેલી જોતાં જ નવીનના મનમાં વિશેષ નિરાશા ઉત્પન્ન થવા લાગી છતાં પણ સ્ત્રીને આશ્વાસન આપવાના હેતુથી તે બોલ્યો;—

"તું ચિંતા કરીશ નહિ. મારા પાપના ખાડામાં હું બીજાને હોમવા ઇચ્છતો નથી. માળા અને દાગીનાના ખુડદા કરીને તને દુઃખી અને દરિદ્રી બનાવવાની મારી ઇચ્છા નથી. હું ક્યાંક ન્હાસી જઇશ."

"આપ ન્હાસી જાઓ, તો મારે આ ઘર અને દાગીનામાં શું પૂળો મૂકવાનો છે? આપના સુખમાં મારું સુખ! કાલે આ ઘર વેચવાની ગોઠવણ કરી નાંખો ને એમાંથી દેવું આપીને બાકી જે બચે, તેમાંથી કોઈ ઉદ્યોગ કરવા માંડો. પ્રભુ સૌ સારા વાનાં કરશે. આપની સાથે એક પર્ણકુટીમાં રહેવાથી મને જે આનંદ અને સુખ પ્રાપ્ત થશે, તે આપના વિના મહેલમાં વસવાથી મળવાનું નથી. એટલું જ નહિ, પણ સંકટના સમયમાં આપને વળગી રહેવામાં, આપને ધૈર્ય આપવામાં અને આપ સાથે દુઃખો ભોગવવામાં મને એક પ્રકારનું અભિમાન જ રહેશે!

સ્ત્રીઓ, માત્ર સુખની ભોગવનારી છે અને દુ:ખની નહિ, એ આપની કલ્પના કેવળ ખોટી છે. તેમ, તમારા વિચારે સુધરેલી નહિ, તેવી સ્ત્રીઓ પતિના પૈસાને પરણી આવી છે, એવો વિચાર હોય તો તે કહાડી નાંખજો. સુધરેલી બાઇઓના હું વગોણાં કરતી નથી, પણ તેમનો સુધારો તેમને મુબારક ! મારે તો પતિ જ પરમેશ્વર છે; મને તમારા પૈસાની પરવા નથી, તમારા ને મારા ધર્મની ચિંતા છે. ક્ષમા કરશો, પ્રાણનાથ ! પણ તમે તરકડીને પરણી બહુ ખોટું કીધું હતું. પણ તેનો હૃદયથી પશ્ચાત્તાપ કરશો તો મારો વહાલો ઠાકોરજી સૌ સારાં વાનાં કરશે. સ્ત્રીઓના સદ્ગુણોનો તો માત્ર સંકટમાં જ ખરો પ્રકાશ થાય છે. દુ:ખ જ દારાના પ્રેમની ખરી કસોટી છે ! સુખના પ્રકાશમાં લુપ્તપ્રાય થયેલું સ્ત્રીઓના અંગમાંનું દિવ્ય તેજ, દુ:ખના અંધકારમાં જ ચમકવા માંડે છે અને તે પુરુષોને યોગ્ય માર્ગદર્શક થઈ પડે છે. સંકટમાં આવી પડ્યા વિના પુરુષોને પોતાની પત્નીના વિશુદ્ધ પ્રેમની, તેના દૈવી સ્વરૂપની અને તેની નિર્મળ એકનિષ્ઠ ભાવનાની ખરી ઓળખ થવાનો પ્રસંગ ભાગ્યે જ આવી શકે છે." સરસ્વતીએ કહ્યું.

સરસ્વતીના ગંભીર સ્વભાવ અને લાગણીવાળા એ શબ્દોનું નવીનચન્દ્રના મનમાં એક પ્રકારનું અદ્ભુત અને વિચિત્ર પરિણામ થયું. તેણે પોતાની સ્ત્રીના ઉપદેશ પ્રમાણે જ વર્તવાનો મનમાં નિશ્ચય કર્યો.

"અનેક સંકટના પ્રસંગે અને અવદશાનું ચક્ર આવી પડ્યું હોય, તે વેળાએ સ્ત્રીઓએ વિલક્ષણ ધૈર્ય દેખાડવાનાં અનેક ઉદાહરણો મારા વાંચવા અને સાંભળવામાં આવ્યાં છે. જે મહાન્ સંકટોના યોગે પુરુષો પણ હિંમત હારીને મરણ શરણ થઈ જાય છે, તે જ સંકટમાં કોમળતાની સાક્ષાત્ પ્રતિમા મનાતી અબળાઓ જે ધૈર્ય, મનોનિગ્રહ અને ઉત્તાનતા બતાવે છે, તેનો વિચાર કરતાં જો પુરુષોના મુખમાંથી "ધન્ય ! ધન્ય !!" એવા ઉદ્ગાર નીકળી જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. માથાપર આકાશ ટૂટી પડ્યું હોય, તોપણ વિલક્ષણ ધૈર્યનું અવલંબન કરીને નિરાશાથી હણાયલા પોતાના પતિના મનનું અમૃતતુલ્ય મિષ્ટ વચનોથી સાંત્વન કરવું અને તેના મનમાં ધૈર્ય તથા ઉત્સાહની જાગૃતિ કરવી, એ સતી સ્ત્રીમાં ખરેખર એક સ્વર્ગીય ગુણ જ રહેલો છે !"

"હવે એ વાત બાજુએ મૂકો અને ઘરની જે વ્યવસ્થા કરવી હોય તે કરવા માંડો. આપણાપર એક જાતની ચિંતા આવી પડી છે, તે ટળી જાય, તો આપણે સુખે બેસીને રોટલો ખાઈ શકીએ." સરસ્વતીએ કહ્યું.

નવીનચન્દ્રને પણ એ વાત યોગ્ય લાગી અને તેણે માણસ મોકલીને માધવજી મરહૂમને બોલાવી મંગાવ્યો. મરહૂમને તે પોતાના એક ખરા અને વફાદાર દોસ્ત તરીકે માનતો હતો. વાસ્તવિક રીતે જોતાં માધવજી પણ એક નિષ્કપટ મિત્ર હતો. સરસ્વતી સમક્ષ જ નવીનચન્દ્રે માધવજી મરહૂમને પોતાની ખરી સ્થિતિનો વૃત્તાંત કહી સંભળાવ્યો અને અંતે પોતાની ઘર વેચવાની ઇચ્છા પણ તેને દર્શાવી. મરહૂમને પોતાના મિત્રની આવી દુર્દશા થવાથી ઘણો ભારે ખેદ થયો; પરંતુ પોતે કોઈ પણ પ્રકારની સહાયતા કરવાને શક્તિમાન્ ન હોવાથી તે સર્વથા નિરુપાય

હતો. એટલે તેણે કહ્યું કે, "નવીનચન્દ્રભાઈ! અસે મસે હું તમને વારંવાર એવા ઉડાઉ વર્તન માટે તાણાં મારતો હતો, પણ તે આપના ધ્યાનમાં આવતું નહોતું. તાજમહાલમાં મેં આઇસ્ક્રીમ વિશે શંકા કાઢીને હોટલની ભ્રષ્ટતાવિશે વિવેચન કર્યું હતું, તે તો આપના ધ્યાનમાં હશે જ. વધારે કહું તો આપની મિત્રતા ખોઈ બેસું, ને ભવિષ્યમાં તમને શિખામણના બે શબ્દો કહેવાની તક પણ ન મળે, એની મને ભીતિ હતી, એટલે મારાથી વધારે બોલી શકાતું નહોતું. પણ હવે બનનાર બની ગયા પછી એ વાતોનું સ્મરણ કરવું નિરર્થક છે. અહીં એક તરુણ સંન્યાસિની આવેલી છે અને તે એક ઘર ખરીદ કરવાની ઇચ્છા રાખે છે. તે ધનાઢ્ય હોય, એવું અનુમાન કરી શકાય છે. માટે હું તેનો શોધ કરીને આજે જ આ કાર્ય કરી નાંખવાનો પ્રયત્ન કરીશ. જાહેર વેચાણ કરતાં જો ઘરનું ખાનગી સાટું જ થઈ જતું હોય, તો વધારે સારું." એમ કહીને માધવજી મરહૂમ ત્યાંથી ચાલતો થયો.

---

# પ્રકરણ ૨૫ મું

## કાકા ભત્રીજા વચ્ચે સુધારાનું પારાયણ

બીજે દિવસે સ્હવારમાં નવીનચન્દ્રે પોતાના કાકાને બોલાવ્યા. સ. બા. આવ્યા ને ઘણે ઉદાસ મ્હોડે ઇઝીચેરપર બેઠા. થોડીવારે નવીનચન્દ્ર બોલ્યો;

"કાકા સાહેબ! આજે મેં આપને શા માટે બોલાવ્યા છે, એની કદાચિત્ આપને ખબર નહિ હોય, પણ વધારે વાર મારી અવદશાની કાંણને દાબી ન રાખતાં જે છે, તે આપને એકદમ જણાવવું જોઇએ. એમ ન કરું તો જે આબરૂ બચી છે, તેનું પણ સત્યાનાશ વળી જશે. અત્યારે એક બે દિવસમાં જ મને રૂપિયા પંદરથી વીસ હજારની અગત્ય છે, અને તેનું મૂળ કારણ આપણા ખોટા સુધારાની મોકાણ છે." એમ કહીને નવીનચન્દ્રે ગત પ્રકરણમાં જે વૃત્તાંત સરસ્વતીને કહી સંભળાવ્યો હતો, તે પોતાના કાકાને કહી સંભળાવ્યો.

માધવજી મરહૂમના આવવામાં વિલંબ થવાથી, નવીનચન્દ્રે નલિનીકાંતને બોલાવી મંગાવ્યા હતા; અને એમ કરવામાં જો ઘરમાંથી જ મદદ મળી જાય, તો બહારનાં માણસો પોતાનો ભેદ જાણવા ન પામે, એ જ તેનો હેતુ હતો. વધારામાં તેણે જણાવ્યું કે, "જો ક્રેડિટપર આપ નાણાં ન આપી શકતા હો, તો આ મારું ઘર મોર્ટગેજ રાખો. એમ કરવામાં પણ મને કશો વાંધો નથી."

વૃદ્ધ નલિનીકાંત ભત્રીજાની એ વાત સાંભળીને વિચારમાં પડી ગયો. તેની આંખ્યોમાં પણ પાણી ભરાઈ આવ્યા જેવું થયું. થોડીવાર સુધી તો તેણે કશો પણ જવાબ આપ્યો નહિ, પણ અંતે તે બોલ્યો; "ભાઈ નવીન! જેવી તારી સ્થિતિ છે, તેવી જ મારી સ્થિતિ છે. તને બહારથી મારો રંગ જેવો ચળકતો દેખાય છે, તેવો તે અંદર નથી. સુધારાએ કાંઈ મને પણ કોરો મૂક્યો નથી. બાંધી મુઠ્ઠી લાખની! ઉઘાડવાથી બધો ભેદ જણાઈ જાય. આજે મારા ભત્રીજાને હું મદદ કરી નથી શકતો, એ માત્ર આ સુધારાનું જ પરિણામ છે. અત્યાર સુધી તો જેમ તેમ ગાલે તમાચો

મારી, મારી આબરૂ મેં રાખી છે ને ગાડું ગબડાવ્યું છે, પણ હવે પછી શું થશે, એનો મને પોતાને પણ ભારે વિચાર થઈ પડ્યો છે." એવા ઉદ્ગારો કાઢી રાવબહાદુર નલિનીકાંતે માથે હાથ દઈ નિઃશ્વાસ નાંખ્યો.

નલિનીકાંતની આવી અવસ્થા જોઇને નવીનચન્દ્ર તો સાવ સૂનો જ બની ગયો. તેણે પૂછ્યું; "શું આપની પણ સુધારાથી એવી શી દુર્દશા થઈ છે? છટ, કાકા સાહેબ, તમે મને બેવકૂફ બનાવો છો. તમે તો વૃદ્ધ, જમાનાના વેશથી જાણીતા અને ઘણા વરસના અનુભવી છો, તે સુધારાના ઢોંગમાં લપટાઈ જાવ, એ દેખીતું જ ખોટું છે. તમે કંઈ મારા જેવા નાદાન નથી."

"હા, નાદાન નથી, પણ તેં કેમ માન્યું કે ભૂલે એવા પણ નથી?" નલિનીકાંતે કહ્યું. "ડાહ્યા ડાહ્યા ભૂલ્યા છે, તો હું કોણ? અરે ભોળા! હું પણ ભૂલ્યો જ છું; ને મારી ખાતર નિશા થઈ છે કે, દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે. મને જે સુધારાવાળાનો સંબંધ થયો છે, તે હવે છોડાય એવો નથી. હું કંઈ કવિ નર્મદ નથી કે એકદમ સત્ય કહી છૂટો થઈ જાઉં. પણ મેં બધે તપાસી જોયું તો જણાયું કે, સર્વત્ર પોળે પાને ભગવાનદાસ છે." માત્ર પોતાના જેવાઓમાં નામના કરી, પારસીઓ ને યુરોપિયનોમાં પણ, 'અમે સિપાહ બહાદુર છીએ' એમ બતાવવા માટે જ, આજકાલના સુધારાલાલો મંડેલા છે."

"હું તો એમ જ ધારતો હતો કે, સુધારાએ માત્ર મારી એકલાની જ ખાનાખરાબી કરેલી હશે, પરંતુ તમો પણ મારા ભાગીદાર નીકળ્યા, એ જાણીને એક પ્રકારે મનમાં ખેદ પણ થાય છે અને એક રીતે સમાધાન જેવું પણ છે. હું તો નાદાન જુવાનીઓ તેથી ફસ્યો, પણ તમે તો દુનિયા ખાઈ પી પરવારેલા, તે પણ ફસ્યા, એ આશ્ચર્ય છે!"

"સુધારાથી તારી અને મારી જ આવી સ્થિતિ થઈ છે, એમ તારે ન ધારવું; પણ લગભગ બધા સુધારકોની એવી જ અવસ્થા થઈ છે. જ્યાં ઈશ્વરને ભૂલી, નીતિને ભૂલી, ધર્મને ભૂલી, ગમે તેમ વર્તવામાં નકામું–લોકની ઇચ્છા વિરુદ્ધની નામના કરવા માટે સુધારાનું ડોળ ઘાલવામાં આવે, ત્યાં અવશ્ય આવું પરિણામ આવવું જ જોઇએ. રે ભાઈ! ધર્મે જય ને અધર્મે તો ક્ષય જ! રે ક્ષય જ! આપણે કાકા ભત્રીજા જે હાલહવાલ ભોગવીએ છીએ, તે આપણી પોતાની મૂર્ખતાનું જ ફળ છે. બડા સાહેબોને હજારો રૂપિયાનાં નજરાણાં આપવાં અને ન કરવી ઘટે તેવી ખુશામદો કરવી, ત્યારે બદલામાં શું મળે! વર્ષોના પરિશ્રમ પછી 'રાવબહાદુર' કે 'સર' નું નામ, મોટું કામ. રાવબહાદુર થવા પહેલાં મારી હજારો રૂપિયાની પાયમાલી થઈ હતી અને 'સર' થવાના ઉન્માદમાં પણ મેં કાંઈ થોડા પૈસા નથી ખોયા. હવે તીજોરીનું તળિયું બીલકુલ આવી રહ્યું છે અને વિલાયતમાં ભણતી સુશીલાને ત્યાંના ખર્ચ માટેના રૂપિયા મોકલવાનો પણ મોટો વિચાર થઈ પડ્યો છે. આટલું થયા છતાં પણ જે કાર્ય હાથમાં લીધું છે, તે મૂકી શકાતું નથી અને તેથી દિવસે દિવસે વધારે અને વધારે જ પાયમાલી થતી જાય છે. 'સાપે ગળી છછુંદરી, ખાય તો મરે અને મૂકે તો આંધળો થાય,' એવી જ મારી સ્થિતિ થઈ

પડેલી છે. મારી પાયમાલીનું મૂળમંડાણ પરદેશગમનની પીડાથી પ્રારંભાયું છે. મી૦ ચતુરસુજાણ વર્મા જ્યારે વિલાયત જવા તૈયાર થયા, ત્યારે મેં શરત મારી હતી કે, જો આપણા મોટા સુધારાવાળા શેઠ તમારી જોડે જમે તો મારે પણ જમવું. મી૦ ચતુરસુજાણ વર્મા પાછા આવ્યા, મોટા શેઠ તો જમ્યા, પણ મારી હિંમત ન ચાલી, ને પચાસ હજાર દંડ તરીકે આપવા પડ્યા. એ જ સુધારાવાળાઓએ મને ડરાવ્યો કે જમશો તો ભંડાશો ને પછી મારી હાંસી કરાવી. મને કહ્યું કે શેઠ લાલબુઝરગ તમને પાયમાલ કરશે, આચાર્યશ્રી મારી કાકીનાં દર્શન બંધ કરશે, ન્યાત ન્યાતબહાર મૂકશે, વગેરે કહી દંડ અપાવ્યો છે, એટલું જ નહિ, પણ કેટલાક ગુજરાતી, દક્ષિણી અને બેંગાળીઓને પણ પરદેશ જવાને નાણાં ધીર્યાં હતાં, તે પાછાં ફરી વળ્યાં નહિ. જ્યારે માગણી કરવામાં આવી, ત્યારે સુધારાવાળા મારી મજાક કરી ઉડાવવા લાગ્યા. આમ ચોમેરથી હું પૈસાથી મુંઝાઈ ગયો છું. આજકાલનો સુધારો ડંફાસ મારવામાં છે, પણ સત્ય શોધવામાં નથી. ખરું કહું તો આજકાલનો સુધારો તો પેલી કહેતી જેવો છે કે, અંદરખાનેથી દેવી ભગત, બહારથી શિવસેવક ને સભામાં જાય ત્યાં વૈષ્ણવનો મોટો ટીલો તાણે!! આ ઉમરે કહું તો ખરાબ લાગે, પણ આજનો સુધારો તે સ્વદેશભક્તિ, સ્વદેશસેવા, સ્વધર્મ ને સ્વદેશાભિમાનનો નાશ કરનારો, પાખંડ ને દંભથી ભરેલો છે. જે રીતે સંસાર સુધારો થાય છે તે સુધારો છે કે કુધારો છે, તે જુએ છે કોણ? આંધળાની હાર ચાલી, દે દાતા તો કહે કે દે દાતા! નાનાં બાળકો પણ સુધારામાં, ને મોટી મોટી વાતો બોલવામાં! શાસ્ત્રને વગોવવામાં ને ધર્મને હીણવા ને ગુરુઓને ગાળ દેવામાં તૈયાર! એમાં સુધારાનો જય મનાય છે. બે શ્લોક બબડતાં શીખ્યો ને જરા એલાર પેલારની વાતો કરતાં આવડી કે શાસ્ત્ર, ધર્મ, વડિલ સર્વની મર્યાદા મૂકી દેશનું દલદર કહાડવા, ભરસભામાં યદ્વાતદ્વા બકવા ઉભો થશે ને ઘરડા ખંખ તેને ટેકો આપશે ને વાહવાહ કહેશે, એ જ આજનો સુધારો છે. પણ બોલનારમાં શું પાણી છે, કેવું જ્ઞાન છે, આર્ય રીતરીવાજ જાણવાને કેમ શ્રમ લીધો છે, શાસ્ત્રો કયારે જોયાં છે, તેની કોઈ પૃચ્છા પણ કરતું નથી; ને જેમ સતીની પછાડી 'જય અંબે, જય અંબે!' કરતા સમજુ ને અણસમજુ બન્ને દોડ્યા જાય છે; તેમ મૂર્ખા ને ડાહ્યા બધા દોડે છે. સુધારો થાય તો જાપાન જેવો આપણો દેશ થાય, અર્થાત્ સદાચાર મૂકાય, ધર્મ તજાય, સ્ત્રીઓને સ્વચ્છંદી કરવામાં આવે, ન ખાવાનું ખવાય, પરદેશ જઈ માટી ખાનાર કે અપેયપાન કરી આવેલાને, તેની કોઈ પણ દેશસેવા જાણ્યા વગર, ન્યાતમાં લઈ, પાવન કરી, તેની સાથે ખાવા પીવાનો વ્યવહાર થાય, અર્થાત્, આર્યત્વનો નાશ, આર્યાભિમાનનો નાશ, આર્યનીતિનો નાશ, ધર્મનો નાશ, તે આજકાલનો સુધારો છે. કોઈ એમ વિચારતું નથી કે, જો આર્યાભિમાનનો નાશ થયો તો પછી ઉન્નતિ કોની થવી ને કરવી છે? જાપાને પોતાનું શું તજ્યું છે? તેનો વિચાર જ કોઇને નથી. આપરથી તું એમ ન સમજતો કે, હું વિલાયત વગેરે જવામાં વિરુદ્ધ છું. પણ વિલાયત જઇને વિલાયતી અભિમાન લાવે ને આર્ય પ્રજાને જંગલી, જડ, મૂર્ખ, ઓરથોડૉક્સ ગણી ધિક્કારે, જરા

પણ આર્યત્વનો વિચાર ન રાખે, એ સુધારાને તો, મારા મનથી નમસ્કાર જ કીધા સારા છે. બહારથી મારાથી એ સુધારો છોડાતો નથી, પણ એ સુધારો નથી, પણ બગાડો જ છે. સુધારો તો તેનું નામ કે, જેનાથી ઉંચા ચહડાય. આજકાલનો સુધારો તો નીચ–અધમ સ્થિતિમાં આણનાર છે–પતિત કરનાર છે; અને એવી સ્થિતિ ચાલુ રહી તો, રાજકીય વિષયોમાં જે મોટી મોટી ડીંગો મારવામાં આવે છે, તેનું પરિણામ પણ મીંડામાં જ આવશે. જેણે પોતાનું ત્યજી, પારકાનું ગ્રહણ કીધું, તે ડાહ્યા છતાં અજ્ઞાન ગણાય. જાપાને જે સુધારા કીધા છે તે ઘર સંભાળીને, ઘર બાળીને નહિ. ઘર બાળીને સુધારા કરવા જતાં ફ્રેંચો ૧૭૯૩ માં ભસ્મ થઈ ગયા છે. એ જ ગતિ હિંદવાસીઓની છે એવું જ્યારથી મને જ્ઞાન થયું છે, ત્યારથી મને ઘણો પરિતાપ થાય છે. પણ હવે અમારી તો એ સુધરેલા ટોળામાંથી છૂટવાની બારી નથી, પણ તારા જેવાએ ઘણું સંભાળવું જોઇએ."

કાકાએ ભત્રીજાને કહ્યું; "જાપાને જે અનુકરણ કીધું છે તે ખરેખરું અનુકરણ છે, શિક્ષણ લેવા લાયક અનુકરણ છે અને આપણી હિન્દી પ્રજા જે અનુકરણ સુધારાને નામે કરે છે, તે ખરેખરી વાંદરચેષ્ટા છે. જાપાનની પ્રજાએ પરદેશગમન કરી પોતાના દેશનો ખરેખરો ઉદ્ધાર કર્યો છે, તેને તાર્યો છે, જગતમાં વંદનીય બનાવ્યો છે. હિન્દુસ્તાનની પ્રજા પરદેશગમન કરે છે, તે શું ફળ પ્રાપ્ત કરવાના હેતુથી કરે છે અને તેને સુધારાવાળાઓ શું સમજી ઉત્તેજન આપવાની વાત કરે છે, તેનો મતલબ ત્રીસ વર્ષના મારા સુધારાના અનુભવપરથી પણ હું સમજી શકયો નથી. પરદેશગમનને હું ધિક્કારનારો નથી; આ દેશના ઉદ્ધાર માટે ને જેઓ દેશની ઉન્નતિ ખરેખરી સમજે છે તેવાઓને માટે પરદેશગમન જરૂરનું જ છે. પણ ભાઈ નવીન! જે ગુજરાતી, દક્ષિણી, બંગાળીઓએ પરદેશગમન કીધું છે, તેમાંના એક શિવાય બીજાએ સ્વદેશહિત શું તેનો સ્વપ્ને પણ વિચાર કીધો નથી. ઉલટું ઘણાકોએ એવી ખરાબ નામના મૂકી છે, કે કેટલાક વિચારશીલ પુરૂષો પોતાના યોગ્ય બાળકોને પરદેશગમન કરતાં અટકાવે છે! વિલાયતાદિ દેશમાં જઇને કુચ્છંદમાં પડેલાનાં નામ ગણાવું તો છેડો આવે તેમ નથી. એક સુધારાના સાથીના ચિરંજીવીએ ઇંગ્લાંડમાં કુંભારણ સાથે ઘર માંડ્યું હતું; બીજા એકનો જેમ તેમ કરતાં માલણથી છુટકારો થયો હતો. એક ભાઈ સાહેબ તો ઇંગ્લાંડમાં જ ઘરબાર માંડી રહ્યા છે; અને જેઓ આ દેશમાં પાછા આવ્યા છે, તે ખુશીખુશાલીથી નહીં પણ ફ્લ્લુસની તાણાતાણથી પાછા ફર્યા છે. ઘણા સુધારાના પહેલવાનોએ પરદેશગમન કરી આ દેશની પ્રજા માટે એવી ખરાબ નામના મૂકી છે કે, તેનાં પરિણામ ભયંકર જોવાં પડશે, એવો આજકાલ તો મારો નિશ્ચય છે. આપણા પાડોસી પારસી વિલાયતીઓની સ્થિતિ તેં જોઈ નથી, પણ એ વિલાયતીઓની સ્થિતિ એવી ખરાબ થઈ છે કે ન બોલ્યામાં નવસેં ગુણ! તેઓએ વેશ તજ્યો છે, વ્યવહાર તજ્યો છે, ધર્મ પણ તજ્યો છે, ને હવે લાડી પણ ગમતી નથી. તેને પણ તજવાની ભુંગળ ફુંકાઈ છે. એ આપણે આ દેશ માટે શું સારું ફળ મેળવ્યું છે? જો સમજીને આપણે પણ પગલાં ભરીશું નહીં તો આપણા પણ એ જ હાલહવાલ જાણજે. ખરેખર ભાઈ

નવીન ! હું દિલગીર છું કે, સુધારાના તોર અને જોરમાં હું પણ અંધ બની ગયો હતો અને આમાંનું કંઈ પણ તે વખતે મારા જોવામાં આવ્યું નહિ અને તેથી જ એ પરદેશગમનની હિમાયત કરી, મારા પૈસાની મેં ખુવારી કરી નાંખી છે. પરદેશગમન કરનારા જેઓ ઇંગ્લંડ જાય છે, તેમાંના કેટલાકો તો આ દેશનું જ્ઞાન, ભાન, અભિમાન સઘળું જ વિસરી જાય છે. તેઓને પોતાનાં માતપિતાના નામથી પણ એબ લાગે છે અને એવા જાંગલા બની જાય છે કે તેનો દાખલો લઈ ઘણાખરા તેમનું અનુકરણ કરવાને પણ તૈયાર થઈ જાય છે ! વ્યોમેશચન્દ્ર બોનરજી જેવા દેશના ખરેખરા ત્રાતા કહેવડાવનારે પણ પરદેશગમન કરી સંસાર સુધારા સંબંધમાં એવો ખરાબ દાખલો બેસાડ્યો છે કે, તે જોઇને હું તો ચમકી જ ગયો છું ! જાણે બંગાળાની પ્રજામાં તેનાં પુત્ર પુત્રી માટે યોગ્ય વધૂ કે વર ન જ મળતાં હોય, તેથી પોતાની પુત્ર પુત્રીને અંગ્રેજી મડમ અને અંગ્રેજ જાંગલા સાથે પરણાવી દીધાં છે. અરે ! એટલું જ નહિ; પણ પરદેશગમન કરી આવેલા સાબ લોકોને પોતાની માતૃભાષા બોલવાથી શરમ લાગતી હોય, પોતાના દેશનો હંમેશનો પોશાક ગમતો ન હોય તેમ વાણી બોલશે તો 'ચોકરા ઇડર આવ !' અને છોકરીઓને તથા છોકરાઓને જાંગલી જાંગલા બનાવવામાં અહોભાગ્ય માનશે ! ગઈ કાલે મી૦ પારકે પૈસે પરમાનંદને ત્યાં વરઘોડાની મજલિસમાં હું ગયો હતો. ત્યાં એક સુધરેલી બાઈ બોલ્યાં કે, 'આ છોકરો તો નરો જાંગલો જ છે !' આનો ભાવાર્થ શો ? આમ જ સુધારાની કાંણ છે ! અંગ્રેજોનું તે સર્વ સારું ને તેનું અનુકરણ એ જ સુધારો ! કોઈ કહે તો ઠીક, પણ મા જ કહે કે છોકરો નરો જાંગલો છે, એનો માર્મિક અર્થ વિચારતાં, ત્યાં બેઠેલા ઘણાને હસવું પણ આવ્યું હતું. છેલ્લી કોન્ગ્રેસમાં હું કલકત્તે ગયો ત્યાં મેં શું જોયું ? અંગ્રેજોનું બધું બોયકોટ ને બ્રહ્મસમાજી મંડળની બાઇઓ મઢમડી જ બની ગયેલી ! એમ વેશમાં 'બોયકોટ' નથી, એ શું નામોશી નથી ? આપણી તો કહેવત છે કે દેશ છોડીએ પણ વેશ ન છોડીએ ? પણ અહીંયા તો દેશ ને વેશ, ધર્મ ને કર્મ સહુ તજવામાં સુધારો છે. આજકાલના સુધારાવાળા રાત દિવસ હોટલનાં ખાણાં પીણામાં પરદેશગમન કરવાનું સાર્થક્ય સમજે છે, પરદેશગમન કરી, ત્યાં જ ધામા નાંખી સુધારાલાલો પોતાની જીન્દગી તો ગમે તેમ પોતાની કમાઇપર સારી રીતે ગુજારે છે ખરા પણ તેમનાં બાળકોની ભવિષ્યની સ્થિતિ, અંગ્રેજી ટાપટીપથી એવી ટેવાઈ જાય છે કે, તે બાપડાઓની હાલત ધોબીનો બાજાદ નહિ વાટનો કે નહિ ઘાટનો, જેવી જ થઈ પડે છે. અંગ્રેજી એટીકેટથી અણમાહિતગાર હોવાથી તેમની સોસાઇટી તેમને દાખલ કરતી નથી; અને આ દેશની સોસાઇટી તેમની સ્હામે નજર કરતી નથી. પરદેશગમન કરવાનું છે અને તેનાથી દેશનો ઉદ્ધાર પણ છે; પણ તે ઉદ્ધાર કરનારાઓનાં મોં જ જૂદાં હોય છે. વિલાયત જવું, વિલાયત જવું એવું બકનારા આપણા સુધારાવાળા, દેશનો ઉદ્ધાર કરવાનો વિચાર જ ધરાવતા હોય તો તેઓનું સત્ય કર્મ તો ન્યાત જાત તોડવાની વાતને બાજુએ મૂકી, વિધવાના વિવાહની માથાફોડને મસાણે મોકલી; એક જાત અને એક વર્ણને પૂછડે સઘળાને તાણવાનું કબરમાં દાટી, પરદેશગમન કરનારા પરદેશીઓનો

દાખલો જોઈ, નવી નવી કળાઓ શીખવા, ત્યાંનો વેપાર પોતાને હાથ કરવા, ત્યાંની રાજનીતિનું ગ્રહણ કરવા, વિદેશીઓનું દેશાભિમાન કેવું છે, તેનું અનુકરણ કરવા અને કરાવવાનો પ્રયત્ન, સુધારાના સ્વામીઓએ કરવાનો છે, વિદેશીઓ આ દેશમાં આવી ગાડી ઘોડે ફરે છે, તેમનાં સ્ત્રી છોકરાં લીલા લહેર કરે છે ને આપણી સ્ત્રીઓ ભઠિયારું કરે છે અને છોકરાઓ ભીખ માગે છે, તેને સુધારો કરવાનું સુધારાવાલાઓને સૂઝતું નથી અને ફોકટમાં બકવાદ કરે છે કે વિલાયત જાઓ; વિલાયત જાઓ. એથી શું અર્થ સરે? આ બધું આજે મને સુઝે છે, પણ ગરથ ગયા પછીનું જ્ઞાન અને રાંડ્યા પછીનું ડહાપણ કામ લાગતું નથી. મારી જે અવદશા થઈ છે તેનું જો ખરું ચિત્ર તને આપું તો તું ભડકી જાય, માટે તારે તો થોડે કહે ઘણું સમજી લેવું. પણ મારી સુશીલાનું શું થશે, તે હું સમજી શકતો નથી. ઈશ્વર તેને સારી બુદ્ધિ બક્ષે અને તે સાંગોપાંગ અહિંયાં આવે તો જ બસ."

આ કર્મ કથા સાંભળી, કાકો ને ભત્રીજો એક બીજાના મોઢાં જ જોઈ રહ્યા, કોઈ કંઈ બોલે નહિ. થોડીવારે નલિનીકાંતે કહ્યું; "ઉંઘમાંથી જાગ્યા તો ખરા, પણ ઘણા જ મોડા. આ ઘરને ગિરવી મૂકીને કોઈ પાસેથી આપણે નાણાં કઢાવી શકીએ ખરા, પણ વ્યાજમાં તણાઈ જવાનો સંભવ છે. માટે મારી એ સલાહ છે કે, અત્યારે ઘર વેચી નાખવું, કરજમાં ભરતાં બાકી જે પૈસા વધે, તેમાંથી કોઈ સારો વ્યાપાર કર અને સારો નફો થાય તો બીજું ઘર બંધાવતાં ક્યાં નથી આવડતું?" રાવ બહાદુર નલિનીકાંતે પોતાની ખરેખરી અવસ્થાનું દર્શન કરાવીને યોગ્ય સલાહ આપતાં કહ્યું.

"નવીનચન્દ્ર જાણી ગયો કે, કાકાની તો 'આવ ભાઈ હરખા! આપણ બન્ને સરખા' જેવી જ સ્થિતિ છે, એટલે તે કાંઈ વધારે બોલ્યો નહિ; પરંતુ તેના મનમાંની ચિંતામાં તો પ્રતિક્ષણે વધારો જ થતો ચાલ્યો. એટલામાં દાદરપર કોઇના ચઢવાનો અવાજ સંભળાયો અને તત્કાળ મિસ્તર માધવજી મરહૂમ ત્યાં આવી લાગ્યા. આવતાં જ મરહૂમે કહ્યું કે, "આપણે જે સંન્યાસિની વિશે વાત કરી હતી, તેમને હું અહીં લઈ આવ્યો છું. તે નીચે ગાડીમાં બેઠેલાં છે; કહો તો ઉપર તેડી લાવું?"

"ચાલો, હું પણ તેમને લેવા માટે નીચે આવું." નવીનચન્દ્રે કહ્યું.

## પ્રકરણ ૨૬ મું
## એ સંન્યાસિની કોણ?

બન્ને મિત્રો નીચે આવીને સંન્યાસિનીને આદર સહિત ઉપર લઈ આવ્યા અને તેને બેસવા માટે યોગ્ય આસન આપ્યું. સંન્યાસિનીને જોતાં જ સરસ્વતી આશ્ચર્યચકિત થઈ ગઈ. તે તેને ઓળખતી હતી. એ સંન્યાસિની આજે સતત બે મહિનાથી મુંબઇનાં જુદાં જુદાં ધાર્મિક સ્થળોમાં, સદાચાર, સદ્વર્તન અને પાતિવ્રત્ય આદિ વિષયોપર મધુર અને સુલભ હિન્દી ભાષામાં ઉપદેશ આપતી હતી. તે તરુણ

અને તેજસ્વિની હતી, તેને જોનારના મનમાં તેના વિશે શ્રદ્ધા ઉત્પન્ન કરનારું એક પ્રકારનું દિવ્ય તેજ તેની મુખમુદ્રામાં ઝળકી રહ્યું હતું. પ્રેક્ષકો અને શ્રોતાઓના ચિત્તને આકર્ષનારી દિવ્ય મોહિનીનો પણ તેની વાણીમાં પૂર્ણ પ્રભાવ હતો. એ બાઇએ પોતાની રસભરિત અને બોધદાયિની વાણીવડે મુંબઈ નગરી નિવાસીઓને સર્વથા તલ્લીન કરી નાંખ્યા હતા. બેકબેપર સંધ્યાસમયે ફરવા આવનારા, પછી તે હિન્દુ હો, પારસી હો કે મુસલમાન હો—તેમ જ સ્ત્રી, વૃદ્ધ કે બાળક હો—સર્વ એક સરખી રીતે એ સાધ્વીના ઉપદેશપૂર્ણ ભાષણના શ્રવણ માટે તૂટી પડતા હતા. જ્યારે મંદિરોમાં એ બાઇનાં વ્યાખ્યાન થતાં'તાં, ત્યારે તો સ્ત્રીસમુદાયની ત્યાં જોવા જેવી ઠઠ્ઠ જામતી હતી. સરસ્વતી તેને સારી રીતે ઓળખતી હતી, ઘણી સ્ત્રીઓ તેને દેવી જ માનતી હતી. આવી એક સાધ્વી સંન્યાસણનાં ચરણસ્પર્શથી પોતાના ગૃહને પવિત્ર થયેલું જોઈ, સરસ્વતીના મનમાં એક પ્રકારના આનંદાશ્ચર્યની ભાવનાનો ઉદય થયો.

"કાંઈ ખાનગી વાતચિત કરવાની હોય, તો હું રજા લઉં?" નલિનીકાંતે નવીનચન્દ્રને પૂછ્યું.

"ખાનગી તો છે; પણ આપનાથી ખાનગી નથી. આપ બેસો." નવીનચન્દ્રે જવાબ આપ્યો. નલિનીકાંત બેસી રહ્યો.

"આપ આ માળો શી શરતે વેચવા માગો છો, અને એની કીંમત શી છે, એ આ દેવીને કહી સંભળાવો." માધવજી મરહૂમે વાતનું મંગળાચરણ કરતાં કહ્યું.

"શરત તે બીજી શી કરવાની હોય? માત્ર ત્રણ વર્ષ પર્યન્ત અમને આ જગ્યામાં જ ભાડું લઇને રહેવા દેવામાં આવે તો બસ! આ માળાની કીંમત લગભગ પંચાવનથી સાઠ હજાર રૂપિયાની હશે." નવીનચન્દ્રે જવાબ દીધો.

"તમારે આ માળો શા કારણથી વેચવો પડે છે, તે જો અડચણ ન હોય, તો કહી સંભળાવશો?" સંન્યાસિનીએ પૂછ્યું.

"આપના જેવી સાધ્વી સમક્ષ મારે અસત્ય બોલવાનું કશું પણ કારણ નથી. હું એક ચુસ્ત સુધારક હતો. ખોટી મોજશોખ, અનેક પ્રકારના દુરાચારો અને સુધારાના વેગમાં તણાઈ, નવા નવા સુધારા કરતાં, સુધારાને નામે અનેક ખત્તા ને છક્કડો ખાવામાં, હું મારી સઘળી જંગમ સંપત્તિ ખોઈ બેઠો છું. આજે જો કે હું ઠેકાણે આવ્યો છું, પણ પ્રથમના સુધારાનાં કૃત્યોના દંડ તરીકે હજી મારે લગભગ રૂપિયા પંદરથી વીસ હજારનું કર્જ ભરવાનું છે, અને દશ બાર હજાર વ્યાપારમાં રોકવાના છે. એટલા માટે જ આ માળો મારે ઇચ્છા ન છતાં પણ વેચવો પડે છે." નવીનચન્દ્રે કહ્યું.

"આપના સત્ય ભાષણના શ્રવણથી મારું ચિત્ત અત્યંત પ્રસન્ન થયું છે. તમારું ઉદાહરણ લઇને બીજા સુધારકો પણ સુધરે, એમ જ હું ઇચ્છું છું." એમ કહીને સંન્યાસિનીએ જણાવ્યું કે, "આપ જે ત્રણ વર્ષ પર્યન્ત અહીં જ ભાડું આપીને રહેવાની કબૂલાત કરવા માગો છો, તેમાં મારો જરાપણ વાંધો નથી. કિંબહુના મારો તો એવો જ વિચાર છે કે, તમે અહીં જ રહો અને નીચેનો ત્રીજો માળ મારા

સ્વતંત્ર ઉપયોગ માટે ખાલી કરાવી આપો; માળો વેચી ન નાંખો. માળા સંબંધી ખતપત્ર મારા કબજામાં આપો અને ચાળીસ હજાર રૂપિયા તમે લ્યો. કરજ ફેડીને વ્યાપાર કરો અને બને તો માળો પાછો પોતાના કબજામાં કરી લેજો. હું એક પાઈ પણ વ્યાજ તરીકે લઈશ નહિ; તેમ જ આ વાત બહાર જણાવવાની પણ કશી અગત્ય નથી. ત્રીજા માળનું ભાડું પણ હું આપીશ. માળાના અને ભાડાના માલેક તમે જ છો. મારો અહીં આવી વસવાનો હેતુ કાંઈક જુદો છે અને તે આગળ જતાં આપ પોતાની મેળે જ જાણી શકશો. જો આ વાત તમને કબૂલ ન હોય, તો સાઠ હજારની રકમ આપી માળો ખરીદી લેવામાં પણ મને કશો વાંધો નથી." એમ કહીને જવાબની વાટ જોતી તે સૌમ્ય સંન્યાસિની બેસી રહી. નવીનચન્દ્ર ને નલિનીકાંતને આ સરત પસંદ પડી.

બીજે દિવસે નવીનચન્દ્રે દીવાનખાનું અને ઓરડી ખાલી કર્યાં. સંન્યાસિની ત્યાં રહેવા આવી. એ સંન્યાસિનીની સાથે બીજી પણ તેની એક સહચરી સંન્યાસિની હતી અને એક બાર તેર વર્ષના વયનો છોકરો નોકર હતો. સર્વ નવીનચન્દ્રના નવીન ગૃહમાં આવીને સુખપૂર્વક વસ્યાં.

સરસ્વતીના મનમાં એ સંન્યાસિની વિશેના પ્રેમ અને શ્રદ્ધાની એટલી બધી જાગૃતિ થઈ હતી કે, સંન્યાસિનીની પવિત્ર પ્રતિમા તેનાં નેત્રો આગળથી પળ માત્ર પણ દૂર ખસતી ન હોતી. દિન રાત તે સંન્યાસિની સંબંધીના વિચારોમાં જ નિમગ્ન રહ્યા કરતી હતી. એક દિવસ તે મનમાં જ કહેવા લાગી કે, "શું ખરેખર જ એ સર્વસંગપરિત્યક્ત સંન્યાસિની હશે? મારું હૃદય એના તરફ આટલું બધું કેમ આકર્ષાય છે? એની શાંત મુદ્રાનું દર્શન થતાં જ જાણે એને જોયા જ કરીએ અને એનું મધુર ભાષણ સાંભળ્યા જ કરીએ, એમ કેમ થઈ જાય છે? એના રૂપને નિરખતાં અને એના ભાષણના શ્રવણથી તૃપ્તિ જ થતી નથી, એનું કારણ શું? એને જોતાં જ મારા મનની ચમત્કારિક સ્થિતિ શા માટે થઈ જાય છે? ખરેખર, એ અત્યંત આશ્ચર્યકારક છે! એ સંન્યાસિની કોણ અને હું કોણ? એનો અને મારો સંબંધ શો? છતાં પણ એ મને મારી ભગિની કરતાં પણ વિશેષ પ્રિય લાગે છે. એ સુકુમાર, જ્ઞાની, ધનાઢ્ય અને તેજસ્વી સુંદરીએ આટલી તરુણ અવસ્થામાં જ સંન્યાસમાર્ગનો સ્વીકાર શા હેતુથી કર્યો હશે? શું એને કાંઈ સંતાન નહિ હોય? જો સંતાન હોય, તો તેનો ત્યાગ કરીને આવી રીતે કેમ વર્ત્તે? ના ના, એની સૌમ્ય મુદ્રા અને જ્ઞાન જોતાં તો એ એવી કઠોર હૃદયની હોય, એમ મનાતું નથી. એ તો મહા દયાળુ તપસ્વિની છે. કોઈ પણ ઉપાયે એનો વૃત્તાંત જાણવા માટે મારું મન અત્યંત આતુર અને અધીર બની ગયું છે. પરંતુ પૂછું કેવી રીતે! હું પૂછવાનું સાહસ પણ કરું, પરંતુ એ મને પોતાનો વૃત્તાંત કહેશે કે નહિ? કદાચિત્ એના મનમાં કોપનો ભાવ તો નહિ થાય? ગમે તેમ થાય, પણ હવે તો હું ધૈર્ય ધારી શકતી નથી. આજે તો હું એને પૂછીશ કે તમે કોણ છો?"

સંન્યાસિનીનો દેવમંદિરમાં વ્યાખ્યાન કરવા જવાનો નિત્યક્રમ ચાલૂ જ હતો. સરસ્વતીના મનમાં ઉપલા વિચારો આવ્યા, તેને બળતે દિવસે માધવબાગમાં

સાધ્વીનું વ્યાખ્યાન હતું અને સરસ્વતી તે સાંભળવા તેની સાથે જ ગઈ. સંન્યાસિનીનું આજનું વ્યાખ્યાન 'સ્ત્રીનું સતીત્વ' એ વિષયપર હતું. સીતાવનવાસની કથા કહેતાં સ્ત્રીઓ જ નહિ, પણ પુરુષોનાં નેત્રો પણ જળપૂર્ણ થઈ ગયાં હતાં. ભાષણ અત્યંત હૃદયદ્રાવક હતું. તેના વિચારના મનનથી સરસ્વતીનું અંતઃકરણ ગદ્‌ગદિત થઈ ગયું અને તેના હૃદયમાં સંન્યાસિની વિશે એક પ્રકારના અકૃત્રિમ પ્રેમનો અનનુભૂત ઉમળકો આવ્યો. વ્યાખ્યાન લાંબું થવાથી તેની સમાપ્તિ થતાં સુધીમાં લગભગ રાતે આઠ વાગ્યા. લોકો વિખરાઈ ગયા. સંન્યાસિની અને સરસ્વતી સાથે જ ઘેર આવવા નીકળ્યાં. આજે સરસ્વતી પોતાની ઉત્સુકતાને દાબી ન શકી. ગાડીમાં જ તેણે પ્રાર્થના કરી કે, "માતા! હું નિત્ય આપનું વ્યાખ્યાન સાંભળ્યા કરું છું અને આપ અમારે ત્યાં પધાર્યાં, ત્યારથી જ મારા અંતઃકરણમાં આપનો વૃત્તાંત સાંભળવા માટેની સ્વાભાવિક એક પ્રકારની ગુપ્ત પ્રેરણા થયા કરે છે. આપની પરમાર્થ બુદ્ધિ અને તરુણાવસ્થામાં ધારણ કરેલાં કાષાય વસ્ત્રોએ મારા ચિત્તનું આકર્ષણ કરી લીધું છે અને ઘણા દિવસની ઇચ્છા આજે મારા શબ્દોદ્વારા બહાર નીકળવા પામી છે. દેવિ! આપ ક્યાંથી પધાર્યાં છો? આપનો દેશ કયો? અને શા કારણથી આપે આ વિરક્ત વૃત્તિનો સ્વીકાર કરેલો છે, તે કૃપા કરીને જણાવશો? મને એ જાણવાની ઉત્કંઠા થઈ આવી છે. આપનો વૃત્તાંત સાંભળવાથી મને અવશ્ય કાંઈ પણ બોધ મળી શકશે; માટે મને મારી આશા પૂર્ણ કરીને કૃતાર્થ કરો."

સરસ્વતીનું એ લાઘવી ભાષણ સાંભળતાં જ, સંન્યાસિનીનું હૃદય ભરાઈ આવ્યું. તેના મનમાં એકાએક પ્રેમાંકુરનો ઉદ્‌ભવ થયો. તે કહેવા લાગી કે, "બેટા! હું સંન્યાસિની છું; સર્વને સન્માર્ગ દેખાડવો, એ મારું કર્ત્તવ્ય છે; સ્ત્રીને પત્નીધર્મ, પુરુષને પતિધર્મ, બાળકને પુત્રધર્મ અને અંતિમ મોક્ષ ધર્મનો ઉપદેશ આપવો, એમાં જ ત્યાગીની મહત્તા છે. આ સંસાર પ્રપંચના એક જાળા જેવો છે. એનું સર્વને ખરેખરું ભાન કરાવવા માટે હું ઉત્તમ આર્યાવર્તમાંથી અહીં આવેલી છું. મારો વૃત્તાંત સાંભળવાથી તને શો લાભ થવાનો છે? બેટા! પ્રભુ–નિરંજન નિરાકારનું ભજન કર, કે જેથી કલ્યાણ થાય!"

"ભગવતિ! મારો આપ પાસેથી જ બોધ લેવાનો વિચાર છે;" સરસ્વતીએ પોતાના પ્રયત્નને ચાલૂ રાખતાં કહ્યું. "આ તેજસ્વી લલાટ અને આ ભગવાં વસ્ત્રમાં વેષ્ટિત કાંતિમાન્ દેહ સ્પષ્ટ સૂચવે છે કે, આપ બાલસંન્યાસિની નથી! આપ સંન્યાસિની નહિ, પણ કોઈ મહાકુલીન સન્નારી–પતિવ્રતા સતી છો! કોઈ મહત્સંકટને લીધે જ આપે આ વેષ ધારણ કરેલો છે, એમ મારું મન મને વારંવાર કહે છે. જેણે બાલ્યાવસ્થામાં જ સંન્યાસદીક્ષા લીધી હોય, તેની પાસેથી બોધ લેવા જેવું કાંઈ પણ ભાગ્યે જ મળી શકે છે. આપના જેવી સાધ્વી પાસેથી જ કાંઈક શીખી શકાય છે. માટે જો પોતાનો વૃત્તાંત કહેવાની કૃપા કરશો, તો આ પુત્રીપર અત્યંત આભાર થશે!"

"બેટા, એક નજીવી વાત માટે આવો હઠ કરવાની શી અગત્ય છે?" સંન્યાસિનીએ કહ્યું.

"માતા ! આ આપની દીન પુત્રીપર દયા કરો. આપનો વૃત્તાંત સાંભળવાની મારા મનમાં અત્યંત ઉત્કંઠા થયેલી છે; મારી આશાનો ભંગ ન કરશો." સરસ્વતીએ પુનઃ આર્જવતા કરી.

અંતે સરસ્વતીના આગ્રહ–સ્ત્રી હઠ અને ઉત્સુકતા–ને જોઇને સંન્યાસિનીએ કહ્યું કે, "બહુ સારું ! આવતી કાલે બપોરે સર્વ બહાર જાય, તે વેળાએ હું તને મારો વૃત્તાંત સંભળાવીશ. પણ એક શર્તે કે, મારી આજ્ઞા ન મળે ત્યાં સુધી તારે એ વાત તારા પતિને પણ કહેવી નહિ."

"એ શર્તે મને કબૂલ છે." અત્યંત હર્ષિત થતી સરસ્વતીએ કહ્યું.

રાત્રે શય્યામાં પડ્યા પછી સંન્યાસિની પોતાના મન સાથે વિચાર કરતી કહેવા લાગી, "અરે ! આ સરસ્વતી સંન્યાસદીક્ષા ધારણ કરવા પૂર્વેની મારી સ્થિતિને જાણતી તો નહિ હોય ? મારો વૃત્તાંત સાંભળવાને એ એટલી બધી ઉત્સુક કેમ થઈ? મારા અંતઃકરણમાં પણ એના વિશે એક પ્રકારનો અલૌકિક સ્વાભાવિક પ્રેમ કેમ ઉત્પન્ન થાય છે? ગમે તેમ હો. મારો હવે આ સંસાર સાથે સંબંધ નથી ! હું તો વિરક્ત છું. પૂછો કે ન પૂછો, મારે શું ?" એવી રીતે પોતાના મન સાથે જ શંકાસમાધાન કરતી કરતી સંન્યાસિની નિદ્રાવશ થઈ ગઈ.

બીજે દિવસે બપોર પછી સરસ્વતી સંન્યાસિની પાસે આવી. ત્યાં ત્રીજું કોઈ પણ મનુષ્ય હતું નહિ.

ચૈત્ર માસના પ્રખર તાપના પરિતાપથી મનુષ્યોના અંગમાં પ્રસ્વેદની ધારાઓ ઉત્પન્ન થતી હતી; વસંત ઋતુના પ્રભાવનો પૂર્ણતાથી વિકાસ થયેલો હતો; વન-ઉપવન પ્રમાણે જો કે વિશાળ મુંબઈ નગરીમાં આમ્રવૃક્ષસ્થ કોકિલપક્ષીનો મંજુલ સ્વર સાંભળવામાં આવતો ન હતો, તો પણ એકંદર રીતે દેખાવ રમણીય હતો. શ્રીમાન્ વિલાસી જનો ઘરના દરવાજા અને બારીઓમાં ટાંગેલા પાણીથી ભીંજવેલા ખસખસના પડદાઓમાંથી આવતા મંદ સુગંધિત શીતલ વાયુનું સેવન કરતા હતા, અને પતિ ને પત્ની જૂદે જૂદે સ્થળે, જૂદો જૂદો આરામ લેતાં પડ્યાં હતાં. વિદ્યાર્થીવર્ગ વિદ્યાલયમાં પોતપોતાના અભ્યાસમાં નીતરતે પસીને, માસ્તરના ધાકથી નિમગ્ન થયેલો જોવામાં આવતો હતો. એવા સમયે સરસ્વતી સંન્યાસિનીનો વૃત્તાંત સાંભળવાની ઉત્સુકતાથી વીજનવડે તેને વાયુ ઢાળતી, તેની સન્મુખ ઉભી હતી. કેટલીકવાર સુધી અહીં તહીંની બીજી વાતો ચલાવીને સંન્યાસિની બોલી કે, "બેટા ! આટલો બધો તું આગ્રહ લઈ બેઠી છે, તો સાંભળ મારો વૃત્તાંત !"

સરસ્વતીએ ઉઠીને દ્વાર બંધ કરેલાં હોવાથી, આપણો ત્યાં સંચાર થઈ શકે તેમ નથી અને ચૌરકર્મ કરવાની આપણી ઈચ્છા નથી, એટલે સંન્યાસિનીનો આત્મવૃત્તાંત અચાનક આપણા સાંભળવામાં આવી જાય તો જ આપણે તેના ભેદને જાણી શકીએ. ચાલો, ત્યારે એક અન્ય ઘટનાનું અવલોકન કરીએ.



## પ્રકરણ ૨૭ મું
## વિલાયતી હોળી!

વિલાયતમાં શરદ ઋતુનો સમય પ્રવર્તમાન છે. શીતલતાને લીધે મનુષ્યોનાં અંગ વિવશ થઈ ગયેલાં છે. આંગળિયો લકવાની બીમારી ભોગવવાવાળાઓની પેઠે અકડાઈ ગઈ છે. ગમે તેટલો જાડો અને ગરમ પોશાક પહેરવા છતાં પણ લોકોની છાતી થરથરતી જોવામાં આવે છે, વાતાવરણમાં ધુમસ એટલું બધું વ્યાપેલું છે કે, દૂરની વસ્તુ પણ દૃષ્ટિગોચર થઈ શકતી નથી. છતપર બરફ, ઘરની આસપાસમાં બરફ અને માર્ગમાં પણ બરફ, અર્થાત્ સર્વત્ર બરફ પડતું જોવામાં આવે છે. ઠંડા પાણીમાં હાથ નાંખતાં જ હાથ જાણે કળી જાય છે! એવા શરદ ઋતુમાં આલસને વશ થઈ બેસી રહેવાથી શીતલતા મનુષ્યના શરીરને વધારે જકડી નાંખે છે અને એટલા માટે પગે ચાલવું અને હરવું ફરવું ઇત્યાદિ કાર્યોથી ઘણો જ આરામ મળે છે. અંગ્રેજોની જાતિ આળસુ અને સુસ્ત નથી, એનું એ જ મુખ્ય કારણ છે. શીતકાલ હોવાથી વૃક્ષો સર્વથા પુષ્પ અને પત્રથી હીન થયેલાં જ નજરે પડે છે, અને તેથી તે મરી ગયેલાં અને બાળી નાંખવાને યોગ્ય જણાય છે. એવા કાળમાં અગ્નિ દાહક છતાં અમૃત સમાન પ્રિય અને સુખદાયક લાગે છે.

પ્રિય વાચક! અહીં જણાવવું જોઇએ કે, આપણી વાર્તાની નાયિકા સુશીલાએ ઇન્ડિયન નેશનલ એસોસિએશનના પારતંત્ર્ય બંધનને તોડી નાંખીને હાલમાં એક સાધારણ સ્થિતિના કુટુમ્બમાં, સ્વતંત્રાથી નિવાસ કરેલો છે. આજે ડિસેમ્બર માસની એક રાત્રિ છે. સુશીલા પોતાની સ્ટીમરવાળી સહચરી સાથે વાતચીત કરતી, સગડીપર તાપતી બેઠેલી છે. એનો પોશાક અત્યારે યુરોપિયન લેડી જેવો જોવામાં આવે છે. હિન્દુસ્તાનના ઘાઘરા, કમખા ને સાડીને પેન્સન આપી, ઘમ્મર ઘાઘરા, બોડીસ ને હેટનો અંગને સ્પર્શ કરાવ્યો છે. એટલે, એ એક આર્ય અબળા કરતાં સીનોર ગોમીસ્ટાંઉંની લેડીને વધારે મળતી આવતી હોય, એમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી. 'દેશ તેવો વેશ' એ કહેવતને સુશીલાએ પોતાની કૃતિથી સિદ્ધ કરી બતાવી છે. એક ઇન્ડિયન લેડી અને તેમાં પણ ખાસ કરીને હિન્દુ મહિલા, આટલી બધી સુધારણા અને વિદ્યામાં આગળ વધે, એ સુધારકોને ખરેખર અભિમાન ધરાવવા જેવી જ બીના છે.

વાતચીત ચાલે છે. એટલામાં નીચે એકાએક માર્ગમાં લોકોના કોલાહલ અને ગાડી ઘોડાઓના હાલવા ચાલવાનો ધ્વનિ સુશીલાના કર્ણોમાં આવી અથડાયો. તે મનમાં વિચાર કરવા લાગી કે, 'આ આટલો બધો ઘોંઘાટ શેનો? એનું કારણ જાણવા માટેની સુશીલાની ઇચ્છા અત્યંત પ્રબળ થઈ. પરંતુ ગમે તેવી તોપણ સુશીલા એક આળસુ હિન્દુસ્તાની અબળા હોવાથી, અમૃત સમાન અગ્નિના તાપને છોડીને તે કોલાહલને જોવા માટે ઉઠી નહિ. 'એ કોલાહલ અને ગડબડનો હેતુ જાણવા માટે ઉઠીને બહાર જવું ઉચિત છે કે નહિ?' એવા વિચારમાં તે ગુંથાયલી હતી, એટલામાં કોણ જાણે શા કારણથી તેની લૅંડલેડી ઓરડામાં આવી.

લૅંડ લેડી એટલે જેના ઘરમાં સુશીલા વસતી હતી, તે ઘરની માલિકણ! તે જાણે સુશીલાના હૃદયના ભાવને પ્રથમથી જ જાણી ગઈ હોય! તે પ્રમાણે આવતાંની સાથે જ કહેવા લાગી:—

"બાઈ! આપ જાણો છો કે, આ કોલાહલનું કારણ શું છે તે?"

"નો, મેડમ! હું એ વિશે કશું પણ જાણતી નથી." સુશીલાએ સભ્યતાપૂર્વક ઉત્તર આપ્યું.

"હમણાં તહેવારો છે તે ટાંકણે જ્યાં દુકાનો મંડાય છે, ત્યાં મેળો ભરાવાનો હોવાથી વ્યાપારીઓ પોતાનો વેચવા માટેનો માલ ગાડીઓમાં ભરી ભરીને ત્યાં લઈ જાય છે. ત્યાં ઘણાં માણસો એકઠાં થશે. મોટો તમાશો થશે. જો આપની ઇચ્છા હોય, તો આપ પણ તે જોવાને જઈ શકો એમ છે." લૅંડલેડીએ સુશીલાને કોલાહલનો અર્થ સમજાવતાં કહ્યું.

અહીં વાચકોને એક વાત જણાવવી અત્યંત આવશ્યકીય છે. સુશીલાની એ લૅંડલેડી મિસ (કુમારી) હતી. અથવા બીજા શબ્દોમાં કહીએ, તો અવિવાહિતા અબળા હતી. તેની અવસ્થાનું અનુમાન કરવું અશક્ય હતું; તો પણ વાતચીતની ચટક મટકથી રસનો પ્રવાહ વહેવડાવવાનો તેનો શોખ જેવોને તેવો જ કાયમ હોય, એમ જોવામાં આવતું હતું. કિન્તુ બહુધા તેનો એ શોખ કોઈ કાળે પણ પૂરો થતો નહોતો. આખા લંડન નગરની ખબર રાખવામાં એનો નંબર પહેલો હતો. એને જો "મુર્નિંગ લંડનટાઇમ્સ"ની ઉપમા આપવામાં આવે, તો પણ અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. આજે નગરમાં કોણ શા વિષયપર વ્યાખ્યાન આપવાનું છે, નગરમાં આજે શી નવીનતા થયેલી છે, આજે ક્યાં ક્યાં જમવાની પાર્ટીઓ થવાની છે, કઈ સ્ત્રી સાથે કયા પુરુષના વિવાહનું નક્કી થવાનું છે, કયા પુરુષો કઈ સ્ત્રીઓમાં પ્રેમ ધરાવે છે, કોણ કોને લઇને ન્હાસી ગયો, કોણ કેવું માણસ છે અને કોની કોના સંગે પ્રેમચર્ચા ચાલી રહી છે; ઇત્યાદિ પ્રકારની શાખા પલ્લવયુક્ત અને પુષ્પફળથી સુશોભિત સમસ્ત પૃથ્વીની વાતો વારંવાર તે સુશીલાને સંભળાવ્યા કરતી હતી અને તેથી તેને એક પ્રકારનો અલૌકિક આનંદ થતો હતો.

મેળાની વાત સાંભળતાં જ સુશીલાની તે જોવા માટેની ઉત્કંઠા બમણી થઈ. તેણે આલસનો ત્યાગ કર્યો અને અગ્નિપાસેથી થોડીવારને માટે રજા લીધી. તે સ્ફૂર્તિથી પોતાની મૈત્રિણી મડમ સહિત બહાર નીકળી અને મેળો જોવા ગઈ.

વિલાયતમાં સ્થાને સ્થાને ચોવાટાં કરેલાં હોય છે, અને તેને અંગ્રેજો માર્કેટ પ્લેસ–Market Place–ના નામથી ઓળખે છે. એ હાટ સ્થાનોમાં પ્રતિ સોમવારે નાના મોટા બજાર ભરાય છે. નગરની ઘણી ખરી સારી સારી દુકાનો એ સ્થાનની ચારે તરફ વિસ્તરેલી હોય છે. નિત્ય અને ખાસ કરીને શનિવાર અને રવિવારની સાંઝ થવા પછી એવાં સ્થાનોમાં અસંખ્ય કામ ધંધા વગરનાં સ્ત્રીપુરુષોની ભીડ થતી જોવામાં આવે છે. એ નગરમાં પ્રધાન સ્થાન અને સ્ત્રી પુરુષોનાં

ફરવા હરવાનાં સ્થળમાં ભરાયલા મેળામાં કેટલીક બાબતો બહુ જોવા અને જાણવા જોગ હોય છે.

વ્યાપારી લોકો પોતાના વેચવાના માલ સાથે ગાડિયોમાં બેસી તે માલને વેચતા હોય છે. ગાડી આવતાં બાળક બાળકીઓ તેની સાથે દોડી આવે છે; અને તે ઉભી રહેતાં તેઓ બીજી ગાડીની પાછળ દોડે છે. દોડતાં, નાચતાં અને કૂદતાં તેઓ ધોંધાટ પણ એવો કરે છે કે, ન પૂછો વાત. સુશોભિત પોશાકમાં સજ્જ થયેલાં અને ભરાઉ મુખવાળાં શ્વેતદ્વીપસ્થ બાળક બાળકીઓના આવા પ્રકારના દોડવાની ક્રિયા, ખરેખર અત્યંત સુંદર અને મનોહર ભાસે છે. અહીં એ બાળક બાળકીઓની કલ્પના વિલાયતી અર્થને અનુસરીને કરવાની છે. અહીં બાળકી એટલે આઠ નવ વર્ષના વયની દૂધ પીતી છોકરી સમજવાની નથી; વિલાયતના લોકો કહે છે કે, 'આ તો માત્ર અઢાર વર્ષની જ બાલિકા છે.' અને 'આને તો માત્ર એક કોડીને બે વર્ષ જ થયાં છે.' She is only a girl of 18–'She is only a girl of two and twenty' એ મેળામાં ઉમ્મરવાળા મર્દો તથા ઉમ્મરવાળી ઓરતોની પણ કાંઈ ખોટ નથી. પરંતુ તેઓ બાલ્ય ખેલના પક્ષપાતી હોય, એમ જોવામાં આવતું નથી. તેમનો રંગ વળી બીજા જ પ્રકારનો હોય છે. સુશીલાએ પ્રથમ પણ એક બીજો મેળો જોયો હતો, પરંતુ તેમાં વિકરાળ અમાનુષી કોલાહલ અને ભીડમાં બનવા યોગ્ય બીજી કુરીતિઓનું તેને દર્શન થયું નહોતું. આજનો મેળો જુદો જ હતો. સ્ત્રીને પુરુષો વચ્ચેની મર્યાદાનું ઠેકાણું ન હતું. અંગો અંગનું ભીચડાવું, અમર્યાદા રીતે અંગનું દબાવું, ચગદાવું, અવનવા શબ્દો સાંભળવા, એ સર્વ નૂતન સૃષ્ટિની લીલા હતી. એ પ્રકાર જોઇને સુશીલાના મનનો વિલાયતની અદ્વિતીયતા વિશેનો કેટલોક ભ્રમ જતો રહ્યો. આજ સુધી તેની એવી જ ધારણા હતી કે, 'સભ્યતાના પ્રકાશથી પ્રકાશતા પાશ્ચાત્ય દેશમાં અસભ્યતા હોઈ શકે જ નહિ. જે અંગ્રેજોના અભિપ્રાય પ્રમાણે વસુંધરાનો પૂર્વ પ્રદેશ અસભ્યતાના અંધકારથી જ ઘેરાઈ ગયેલો છે, જે દેશના દૃઢ પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થોએ (Right Honourables) મિસર દેશને અસભ્ય ઠરાવવા માટે ભૂગોળવિદ્યાનો બારફૂટો કરીને તેનો એશિયામાં સમાવેશ કરી નાંખ્યો છે, ને એશિયામાં સમાવેશ થવાથી જ નિર્વિવાદ તેની અસભ્યતા સિદ્ધ થઈ ચૂકી એમ જેમનું માનવું છે–જે દેશના સુસભ્ય ગ્રંથકર્તાઓ પાશ્ચાત્ય નીતિના ઘમંડથી ફૂલીને પૂર્વ દેશવાસીઓને જૂઠા, પાજી, લુચ્ચા, જુગારી, ચોર અને વિશ્વાસઘાતક આદિ સુંદર, મિષ્ટ, સુનીતિમાન્ અને અર્થ તથા સારયુક્ત પદવીઓની માળા પહેરાવતાં જરા પણ અચકાતા નથી! તે મૂર્તિમાન્ નીતિની ખાણરૂપ દેશમાં હિંદુસ્તાન જેવી અસભ્યતાના પ્રકારો નહિ જ હોય!" પરંતુ તેની એ ધારણા સર્વથા અસત્ય અને નાપાયદાર જ સિદ્ધ થઈ.

સુશીલા ગમે તેવી અને ગમે તેટલી સુધરેલી હતી, તો પણ તે એક આર્ય અબળા હતી. માર્ગમાં ખુલ્લી રીતે સ્ત્રીપુરુષોનો આવો અસભ્ય વિનોદ, કીસી મીસી, પ્રેમથી હાથે હાથ મેળવવો અને પ્યારા પ્યારીએ બગલગિરી કરવી, તે તેનાથી વધારે વાર જોઈ શકાયું નહિ. તેણે પોતાની આંગ્લ મૈત્રિણીને કહ્યું કે;–

"બાઈ! હવે ચાલો આપણે પાછાં ઘેર ચાલ્યાં જઇયે. અહીં વધારે વખત વીતાડવાથી કશો પણ લાભ થવાનો નથી. મારા મનમાં તો આ દેખાવ જોવાથી એક પ્રકારની ગ્લાનિ જ ઉત્પન્ન થવા માંડી છે."

"આજે તો હજી મંગળાચરણનો દિવસ છે. વિલાયતી હોળી તો હજી આવતી કાલે થવાની છે, એટલે જે જોવાનું છે, તે તો હજી કાલે જ છે. માટે આવતી કાલે રાતે અવશ્ય આપણે અહીં આવીશું." મડમ મૈત્રિણીએ કહ્યું.

"આજના આ બધા અશ્લીલ પ્રકારોને જોઇને હું કલ્પના કરી શકું છું કે, કાલે વળી આના કરતાં પણ વધારે ભ્રષ્ટ આચારો જોવામાં આવશે, માટે અહીં ન આવવું એ વધારે સારું છે, એવો મેં નિશ્ચય કર્યો છે!" માર્ગમાં ચાલતાં સુશીલાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

એના ઉત્તરમાં વિલાયતી મડમે જણાવ્યું કે, "અમે અહીંના આવા મેળાઓમાં કદાચિત્ ન આવીએ તો ચાલી શકે; પરંતુ તમારા જેવા પરદેશીઓએ તો અવશ્ય આવા રીતિ રિવાજોનું અવલોકન કરવું જોઇએ. તમારા દેશમાં થતા મેળા ઇત્યાદિને જોઇને અહીં આવ્યા પછી આ દેશવાળાઓ તમારી નિન્દા અને હાંસી કરે છે, એટલે અહીં આવીને તમારે આ દેશવાળાની હાંસી કરવાનો દાવ ગુમાવવો જોઇએ નહિ, એવો મારો અભિપ્રાય છે."

એ વાત સાંભળીને સુશીલાનો વિચાર બદલાઈ ગયો. મડમની વાત તેને ઘણે અંશે માનવા જેવી જણાઈ. તેણે બીજે દિવસે પણ ત્યાં જવાનું કબૂલ કર્યું. બન્ને મૈત્રિણીઓ છૂટી પડી.

* * * *

બીજે દિવસે તે વિલાયતી સુંદરી નિયમિત સમયે રાત્રે આવી પહોંચી અને સુશીલાની તેની સાથે મેળામાં બીજીવારની પધરામણી થઈ.

મેળાની રચના બહુધા જેવી અહીં હોય છે, તેવા જ પ્રકારની હતી. અર્થાત્ અનેક પ્રકારની વસ્તુઓ અને રમકડાંની દુકાનોની જોઇએ તેટલી વિપુલતા જોવામાં આવતી હતી. એક તરફ એક આઠ ફીટ ઉંચી અને ત્રણ ફીટ જાડી સ્ત્રીને જોવા માટે માણસોની ઠઠ જામી હતી અને બીજી તરફ એક ગાયના પાંચ પગ અને ત્રણ પૂછડાં હોવાથી તેના અવલોકનમાં હજારો માણસો લીન થયેલાં હતાં. કેટલેક સ્થળે ભયંકર ઘંટાનાદ થતા હતા અને ફજેત ફાળકાઓમાં બેસવાનું તો જાણે એક સાધારણ કાર્ય હતું. ભેદ માત્ર એટલો જ કે, આપણા દેશના ફજેત ફાળકા માણસોના હાથે ફરે છે, અને ત્યાં—સુધરેલા દેશમાં—એ કાર્ય યંત્રદ્વારા થાય છે. ખરી રીતે જોતાં એ જો કે ગધેડા અને ખચ્ચર જેટલો જ ભેદ કહી શકાય, તો પણ એ પણ એક પ્રકારની ઉન્નતિ તો ગણાય ખરી જ.

ચોકના મધ્યભાગમાં રમકડાંની દુકાનો માંડેલી હતી. અને માર્ગની બન્ને બાજુએ વટેમાર્ગુઓના ચાલવા માટે ફુટપાથો ખુલ્લા રાખવામાં આવ્યા હતા. દુકાનોનાં મુખ એક તરફની ફુટપાથની સ્હામાં પડતાં હતાં, એટલે બીજી તરફથી ફુટપાથ તરફ દુકાનોનો પાછલો ભાગ આવતો હતો. દુકાનોના એ પાછલા ભાગ તર-

ફના ફુટપાથપર પ્રકાશ ઘણોજ ઓછો પડતો હતો અને ક્યાંક ક્યાંક તો પૂર્ણ અંધકાર પણ છવાયલો દૃષ્ટિગોચર થતો હતો. બન્ને ફુટપાથોપર લોકોની ભીડ એક-સરખી જ હતી. પરંતુ અંધકારમય અથવા અલ્પ પ્રકાશવાળા ફુટપાથપર કાંઇક ભીડની વિશેષતા જોવામાં આવતી હતી. એમાં છેલબટાઉ ને મોહના રાણીની સંખ્યા વિશેષ હતી. જો કે બુઢ્ઢા બુઢ્ઢીઓની પણ ન્યૂનતા તો નહોતીજ, છતાં પણ એ અંધકારાવૃત ફુટપાથપર યુવક યુવતીઓની સંખ્યાના પ્રમાણમાં જોતાં વૃદ્ધોની સંખ્યા આંગળીનાં ટેરવાંપર ગણી શકાય એટલી જ હતી. વૃદ્ધોનો જમાવ પ્રકાશવાળા સ્થાનમાં જ વધારે હતો. એ અંધકારમય પદમાર્ગ જ વિલાયતી હોળી રમવાનું મુખ્ય સ્થાન હતું. એ પદમાર્ગમાં વિચરતા બહુધા સર્વ યુવાયુવતીના હસ્તમાં એક એક પિચકારીનું દર્શન થતું હતું. વળી જેમનો મજા ઉડાવવા સાથે પૈસા બચાવવાનો વિચાર હતો, એવા યુવકો પોતાના ખીસામાં ચોખા અને મસૂરની દાળ ભરીને ત્યાં હાજર થયા હતા. શિયાળાનો સમય હોવાથી સર્વનાં શરીરો ગરમ કપડાંથી આચ્છાદિત થયેલાં હતાં; માત્ર તેમનાં મુખો જ ખુલ્લાં જોવામાં આવતાં હતાં. એક બીજાની પિચકારીઓ અને ચોખા દાળની વૃષ્ટિ માત્ર મુખ અને ગળાના ભાગપર જ થતી હતી, અંગનો બીજો કોઇપણ ભાગ એ (શ્રેષ્ઠ?) કાર્ય માટે ખુલ્લો રહેતો નહોતો. યુવતીઓ માત્ર યુવાઓપર અને યુવાઓ માત્ર યુવતીઓ-પર જ પાણી અને ચોખા દાળની વર્ષા વર્ષાવતાં હતાં. એથી વળી અથડં અથ-ડાની એક બીજી ભયંકરતાની ઉત્પત્તિ થતી હતી. એ ફુટપાથ કેટલો પહોળો હોય છે, એ તો સર્વના જાણવામાં છે જ—એટલે કે, સંકુચિત પદમાર્ગમાં સહસ્રાવધિ યુવક યુવતીઓ ભેગાં થાય અને રંગપંચમીનો ઉત્સવ પાળવા માંડે, અને ત્યાં એકબીજાનાં અંગોની અથડાઅથડી થાય નહિ, એ બને જ કેવી રીતે ? અને એક-વાર એમ થયું, એટલે પછી સભ્યતા અને લજ્જા ક્યાં રહે વારુ ? એ નીતિભંગ અને મર્યાદાના ઉલ્લંઘનનો પ્રકાર જોતાં જ સુશીલાના મનમાં ભારતવર્ષના ફાલ્ગુન માસની સ્મૃતિ થઈ આવી. એ વિલાયતી હોળી નહિ તો બીજું શું ? ભેદ માત્ર એટલો જ હતો કે, આપણા હોળીના પ્રસંગે પિચકારીઓમાં રંગ ભરીને ઉડાવવામાં આવે છે અને વિલાયતી સાહેબોએ પિચકારીમાં સેંટ અને લવેંડર આદિ સૌગંધિક પાણીઓ ભર્યાં હતાં. અહીં એક સવાલ ઉભો થાય છે, તે એ કે, આપણી હોળીનો પ્રકાર સારો છે કે નઠારો ? અને વિલાયતમાં આવી અસભ્યતા પ્રચલિત થવાનો હેતુ શો હોવો જોઇએ ?

શાસ્ત્રીય વૈદ્યક વિદ્યાની દૃષ્ટિથી જોતાં પણ, આપણને એમ જણાઈ આવે છે કે, આપણા હોળી (હુતાશની) ના ઉત્સવ (પર્વ) પ્રસંગે જે રંગ ઉડાવવાની ક્રિયા કરવામાં આવે છે, તે અત્યંત લાભકારક છે અને સયુક્તિક છે. એક તો આપણો આર્યાવર્ત દેશ ઉષ્ણ કટિબદ્ધ પ્રદેશ છે અને ફાલ્ગુન માસથી વળી ગ્રીષ્મ-ઋતુનો આરંભ થાય છે. એટલે કેશર આદિ શીતલ પદાર્થવાળા પાણીનું શરીરપર સિંચન થવાથી પ્રકૃતિમાં એક પ્રકારની સ્વસ્થતા થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. અત્યારે જે ધૂળ ઉડાડવાનો અને અશ્લીલ તથા અસભ્ય શબ્દો ઉચ્ચારવાનો

હોળી પ્રસંગે એક કુરિવાજ જોવામાં આવે છે, તેને બાદ કરતાં રંગ આદિ ઉડાડવાનો પ્રકાર મૂળ સહેતુક છે, એમ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. પરંતુ ઇંગ્લંડ જેવા શીત કટિબદ્ધ દેશમાં, કે જ્યાં શરીરને સુકવી નાંખે એવી ટાઢ પડ્યા કરે છે, ત્યાં શીતળ જલનો શરીરપર આઘાત કરવો, એમાં શો લાભ સમાયલો હશે, તે તો પરમાત્મા જાણે! આમાં એક પ્રકારના આંધળા રિવાજ (અંધપરંપરા) વિના બીજું કશું પણ રહસ્ય હોય, એમ અમારા જોવામાં આવતું નથી. એથી અંગ્રેજોનું એટલું બધું જ સારું અને આપણું એટલું બધું નઠારું, એવા વિચાર ધરાવનારા અંધ સુધારકોએ વિચારવું જોઇએ કે, મનુષ્ય સ્વભાવ સર્વત્ર એક સરખો જ હોય છે. ત્યાં પણ અંધપરંપરાની જોઇએ તેટલી વિપુલતા છે. મિશિનરીઓ અને અંગ્રેજો અહીં થોડી સંખ્યામાં આવે છે, આપણા રીતિ રિવાજોનું અવલોકન કરે છે અને પછી તેઓ આપણા કામ, રિવાજ, ધર્મ, આચાર અને વિચારપર ટીકા કરવા માંડે છે. આપણા લોકો તેમના દેશમાં વધારે સંખ્યામાં જતા નથી અને જાય છે તોપણ પોતાના અભ્યાસમાં અને ફેશનની ફિશિયારીમાં જ મશગૂલ રહે છે, એટલે તેમનું ખંડન કરવાનાં સાધનો આપણા લોકો પ્રાપ્ત કરી શકતા નથી. બાકી ખરી રીતે જોતાં તો ત્યાં (વિલાયતમાં) વળી એવા આંધળા રિવાજો છે કે, તેમને જોઇને આપણે ચમકી જ જઇએ–અને તે આપણા કરતાં હજારગણા વધારે પ્રમાણમાં છે. માત્ર વિલાયત વિચરનારાઓએ એવી વાતોનું બારીકીથી અવલોકન કરવાની જ આવશ્યકતા છે. એમ કરવાથી સુધારકોને ભારતવાસીઓ જંગલી દેખાશે જ.

શીતળતાનો જેમ જેમ વધારો થતો જતો હતો, તેમ તેમ યુવક અને યુવતીઓ એક બીજાનાં શરીરોપર બમણા બળથી જળધારાનો પ્રહાર કરતાં હતાં. પોતાના પ્રિયજનોના હાથે એ પાણીનો પ્રહાર થતો હોવાથી કદાચિત્ તેમાં કોઈ પ્રકારની ઉષ્ણતા આવી જતી હોય તો અમે જાણતા નથી, અને આ દેશની સ્ત્રીઓ પણ જાણતી નથી, કેમકે તેવો તેમને અનુભવ નથી. અંગ્રેજોનો દેશ હોવાથી પ્રેમ દર્શાવવાની રીતિ પણ અંગ્રેજી સભ્યતા અનુસાર જ થતી હતી. આપણા જેવા અસભ્ય લોકો હજી એનું રહસ્ય સમજવાને યોગ્ય થયા નથી. સુશીલા અને તેની મૈત્રિણી એ રંગસ્થાનની પાસે જ ઉભેલી હતી અને એ રંગલીલાનું અવલોકન કર્યા કરતી હતી. "રાસ મંડળ, ગોપીચંદન, તુલસીની માળા હરે હરે!" ની લીલા કરવાને વૃન્દાવનની કુંજ વિહારિણી ગોપીઓ લંડનમાં જઈ બેઠી હતી! બંને સુંદરીઓ આ રંગલીલા જોતી હતી, એટલામાં સુશીલાના મુખપ્રદેશમાં સૌગંધિક જળના અચાનક ત્રણ દિશામાંથી ત્રણ પ્રહારો થયા. સુશીલા મૂળથી જ નાજુક તો હતી જ અને ટાઢથી તે થથરતી હતી, એટલામાં એકાએક આમ શીતળ જળનો શરીરને ભયંકર સ્પર્શ થવાથી તે મૂર્છિત થઇને જમીનપર પડી ગઈ. તેના મુખમાંથી માત્ર 'ઓ ગોડ!' એટલો જ શબ્દ નીકળવા પામ્યો.

જોતજોતામાં મેળામાં ગભરાટ ફેલાઈ ગયો, અને રંગમાં ભંગ થઈ ગયો. સુશીલાને હવે ઘર કેવી રીતે પહોંચાડવી, એનો તેની વિલાયતી સખીને મોટો વિચાર થઈ પડ્યો. તે ગભરાઇને આમ તેમ જોવા લાગી. એટલામાં એક ઇન્ડિયન

ગૃહસ્થ ભીડમાંથી બહાર નીકળી આવ્યો ને તેને કહેવા લાગ્યો કે, "બાઈ! ગભરાશો નહિ. આપને હું જોઇતી મદદ આપીશ. આ કોઈ ઇન્ડિયન લેડી હોય એમ દેખાય છે. એનું ઘર ક્યાં છે? એ કહો એટલે ગાડીમાં બેસાડી આપણે એને ઘેર પહોંચાડી દઇએ."

મડમે ઘરનું ઠેકાણું કહ્યું અને તે ગૃહસ્થ ગાડી લેવા ગયો. એ ગૃહસ્થે ધોતિયું અને ગરમ ખમીસ પહેરેલાં હતાં, પગમાં બૂટ અને મોજાં પણ હતાં અને માથું ઉઘાડું રાખ્યું હતું. એનો રંગ જરાક શ્યામ અને શરીરનો બાંધો મજબૂત હતો. વધેલી દાઢી મૂછોના કદને જોતાં એનું વય ત્રીસની અંદરનું જ હોવું જાઇએ, એવું સહજ અનુમાન કરી શકાતું હતું. એના દેખાવ અને પોશાકપરથી એ કોઈ પણ બંગાળી ગૃહસ્થ હોવો જોઇએ, એમ કોઈ પણ ધારી શકે. થોડીવારમાં જ તે ગૃહસ્થ ગાડી લઈ આવ્યો. મડમ અને તેણે સુશીલાને ગાડીમાં બેસાડી; અને ઘેર લાવી બિછાનાપર સુવાડીને તેના શરીરપર શેક કરવા માંડ્યો. થોડીવારે સુશીલા શુદ્ધિમાં આવી અને મડમ સાથે એક નવા ગૃહસ્થને અને તે પણ હિન્દુસ્તાનીને પોતા સમક્ષ બેઠેલો જોઇને ક્ષણેક આશ્ચર્યચકિત થઈ ગઈ.

---

# પ્રકરણ ૨૮ મું

## નિશાનાથ ગુપ્ત

સુશીલા મૂર્ચ્છામાંથી સાવધ તો થઈ, પરંતુ તે જ વેળાએ તેનાથી કશું પણ બોલી શકાયું નહિ. કારણ કે, તેને ભયંકર શીતજ્વર લાગૂ પડ્યો હતો. બેચાર દિવસ વીતી ગયા, પણ તાવનું જોર તો જેવું ને તેવું જ ચાલૂ રહ્યું. તેણે અન્નનો ત્યાગ કર્યો અને વ્યાકુળ થઇને ઘણી જ તડફડવા લાગી. અહીં વાચકોએ જાણવું જોઇએ કે, પેલી આંગ્લ અબળા અને નવીન બંગાળી બાબૂનો સુશીલા સાથે કોઈ પણ પ્રકારનો અંગત સંબંધ ન છતાં પણ, તેઓ ઘણી જ કાળજીથી તેની સેવા શુશ્રૂષા કર્યા કરતાં હતાં. ડૉકટર સુશીલાની તબીયતની તપાસ કરવા દિવસમાં બે વાર આવતો હતો. છતાં પણ જ્વરની વિશેષતા જ થતી જતી હતી. થોડા વખત પછી તો તેની સાંભળવાની શક્તિ પણ ઓછી થતી ચાલી અને ધીરે ધીરે બેભાનપણું પણ વધવા લાગ્યું. એક પછી એક તે સર્વને ભૂલી ગઈ. તેની આંખોમાં અંધકાર છવાઈ ગયો. રોવું, કણકણવું અને નિઃશ્વાસ નાંખવા આદિનો વ્યાપાર ચાલૂ થયો. અર્થાત્ અધિક ભયંકર લક્ષણો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. તેની તૃષામાં વધારો થયો અને માથું ફરી જવાથી તે ધડ પૂછડા વગરની વાતો બકવા લાગી. તેની અવસ્થા એવી બગડી ગઈ કે, સર્વ તેના મૃત્યુનો સોળેસોળ આના નિશ્ચય કરી ચૂક્યાં. પરંતુ ઈશ્વરની લીલા અગમ્ય અને મહિમા અકથનીય છે. લગભગ દશબાર દિવસ પછી તેની સ્થિતિમાં એકાએક પરિવર્તન થવા માંડ્યું. એક દિન મધ્યરાત્રિના સમયે તેનો તાવ ઉતરી ગયો. સુશીલા શુદ્ધિમાં આવવા લાગી. તેની પાસેનો પાસે જ રાત અને દિન એક એવો પુરુષ બેસી રહેતો હતો, કે જેને જોઇને અને

જેનાં વચન સાંભળીને તેના આત્માને પરમ શાંતિ મળતી હતી. પ્રાતઃકાલમાં તો તેને પૂરું ભાન આવ્યું અને તેની બુદ્ધિ કાંઇક ઠેકાણે આવી. જે પુરુષ તે વેળાએ ચમચાવતી તેને દૂધ પીવાડવામાં પ્રવૃત્ત થયેલો હતો અને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેના મુખને નિહાળી રહ્યો હતો, તેને સુશીલાએ નમ્રતાથી પ્રશ્ન કર્યો કે;–

"આપ કોણ છો? મારી મૈત્રિણી ક્યાં છે? હું પોતે ક્યાં છું?"

"શું આપ મને ભૂલી ગયાં છો?" બાબૂએ સ્હામો પ્રશ્ન પૂછ્યો.

"મારા ફાધર, મધર વગેરેમાંથી અહીં કોઇપણ નથી કે શું? અરે પણ તેઓ અહીં ક્યાંથી હોય? હું તો વિલાયતમાં છું!" સુશીલાએ ઉદ્‌ગાર કાઢ્યો અને રડવા માંડ્યું.

"કૃપા કરીને આપ વધારે બોલ બોલ ન કરો. અત્યારે આપની પ્રકૃતિ ઘણી જ અસ્વસ્થ છે. સારાં થાઓ ત્યારે બધાંને યાદ કરજો." બાબૂએ તેને આશ્વાસન આપતાં કહ્યું.

સુશીલા નિદ્રાવશ થઈ ગઈ. બાબૂ પુનઃ તેના મુખનું અવલોકન કરીને તેના ભાલ પ્રદેશમાંના સ્વેદ બિન્દુઓને લૂછવાની ક્રિયા કરવા લાગ્યો.

* * * *

સુશીલા રોગયુક્ત થવાને આજે લગભગ એક મહિનો થવા આવ્યો છે. બાબૂ અને સુશીલાનો એટલો બધો મૈત્રી સંબંધ થઈ ગયો છે કે, એક દિવસ પણ તેને જોયા વિના સુશીલાના મનને ચેન પડતું નથી. આજે સુશીલા, પેલી વિલાયતી મડમ અને બંગાળી બાબૂ બપોરની ચાહ લેવા પછી અહીં તહીંની વાતો કરતાં બેઠાં છે. કારણ કે, રવિવારનો દિવસ હોવાથી કોઇને કાંઈ પણ કાર્ય કે વ્યવસાયની ચિંતા નથી.

"સુધરેલા વિલાયત દેશના સભ્ય અંગ્રેજોમાં પણ આવા અસભ્ય અને સર્વથા નિંદ્ય પ્રકારો ચાલતા હશે, એવી મને સ્વપ્ને પણ કલ્પના હતી નહિ. વળી મારા જેવી એક વિદેશીય અબળા સાથે આવી છૂટ લેવામાં આવે, એ તો અસભ્યતાની સીમા જ થઈ કહેવાય. જુઓને, મારે કેટલું બધું ખમવું પડ્યું. જો આપની સહાયતા ન મળી હોત, તો મરવામાં વિલંબ જ શો હતો? આપનો મારાપર એટલો મોટો ઉપકાર થયો છે કે, જેનો બદલો આ જન્મમાં તો મારાથી વાળી શકાય તેમ નથી." સુશીલાએ બાબૂ સાહેબને ઉદ્દેશીને કહ્યું.

"મનુષ્યને તેના આપત્તિકાળમાં સહાયતા કરવી, એ મનુષ્યનો ધર્મ છે. એમાં મેં વિશેષ કશું પણ કર્યું નથી, માટે ઉપકાર માનવાનો કશો પ્રસંગ જ નથી. પરંતુ મારે આપને અહીં એક વાત કહેવાની છે, અને તે એ છે કે, આપને શીતળ જળનો આઘાત થતાં જે જ્વરની આટલી બધી વેદના સહેવી પડી, એમાં સુધરેલા વિલાયત દેશના સભ્ય અંગ્રેજો કરતાં આપનો પોતાનો જ દોષ વિશેષ છે. એમ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું" બાબૂએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એટલે?" સુશીલાએ ભ્રૂ ધનુષ્ય ચઢાવીને આશ્ચર્યથી સવાલ કર્યો.

"એટલે એ જ કે દેશ લજીએ, પણ વેશ ન લજીએ. આપણો દેશ, રીવાજ

વિચાર ભિન્ન છે. વિલાયતના ભિન્ન છે. આપણા વેશ ને આચાર વિચાર આપણે પાળતા હોઇએ તો આવી વિડંબનામાં ન પડાય. મારો કહેવાનો અર્થ ને ભાવાર્થ એ કે, હિંદુસ્તાનમાંથી અહીં આવતા વિદ્યાર્થીઓ પોતાના દેશના વેશને ત્યાગી દેવામાં એક મોટામાં મોટી ભૂલ કરે છે. વિદ્યાર્થી યુવકો ધોતિયાં અને પોતાના દેશનાં બીજાં વસ્ત્રો છોડીને અંગ્રેજી પોશાક પહેરવા જાય છે અને તેમ કરતાં તેમના હાથે પોતાની મશ્કરી કરાવવાનો દોષ સહજમાં થઈ જાય છે. જો ગળાનો કોલર સારી રીતે ન પહેરાયો હોય, નેકટાઈ આડું અવળું થઈ ગયું હોય અથવા તો ખમીસનાં કફ બરાબર ડગલાની બાંયથી બહાર ન નીકળ્યાં હોય—અર્થાત્ સાધારણમાં સાધારણ ભૂલ થઈ ગઈ હોય, તો તેને જોતાં જ ગોરા સાહેબો નાક મોઢું મરડવા માંડે છે અને આપણને જંગલીમાં ગણી કાઢે છે. એવામાં જો કોઈ સાહેબ બહાદુર ઉછાંછળા સ્વભાવના હોય છે, તો આપણે સાંભળિયે તેમ બીજાની મૂર્ખતાનું પુરાણ કથવા માંડે છે. એમાં જો કે તે સાહેબનો દોષ ગણી શકાય ખરો, છતાં પણ વિશેષ દોષ તો આપણો પોતાનો જ છે. કારણ કે, આપણે તેમનાં વસ્ત્રો ધારણ કરેલાં હોય છે, ને તેના "એટીકેટ" થી અજ્ઞાન હોઇએ છીએ. તમે પોતાના દેશનો પોશાક પહેરો અને જુઓ કે, કોઈ તમારી હાંસી કરી શકે છે? તમે પોતાનો પોશાક ગમે તેવી બેપરવાઈથી અને ઓબડધોબડ રીતે પહેર્યો હોય, તોપણ બીજા દેશવાળાઓથી તેના વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારી શકાય તેમ નથી જ. સારાંશ કે, સાહેબોના કટાક્ષ સહેવા, વ્યર્થ પૈસાની પાયમાલી કરવી અને પોતાની નીતિને બગાડવી, એ વિના અંગ્રેજી પોશાક ધારણ કરવાથી બીજો એક પણ લાભ મળી શકતો નથી." બાબૂ સાહેબે પોતાનો અભિપ્રાય દર્શાવતાં લાંબુ ભાષણ ચલાવ્યું.

"પરંતુ મારા પ્રતિ દેખાડવામાં આવેલી અસભ્યતાનો એ પોશાક સાથે શો સંબંધ છે, એ હું સમજી શકતી નથી." સુશીલાએ વચ્ચે જ પોતાની શંકા વ્યક્ત કરતાં કહ્યું.

"જરા ધૈર્ય રાખો. પ્રથમ મારા એ વિશેના વિચારો સાંભળી લ્યો અને ત્યાર પછી એનો શો સંબંધ છે, તે પણ હું જણાવીશ." બાબૂજીએ એમ કહીને પોતાનું ભાષણ આગળ ચલાવતાં કહ્યું કે, "કેટલાકો એમ પણ ધારે છે કે, વિલાયતમાં આવીને દેશી પોશાકમાં રહેવાથી આપણું ગૌરવ કાંઈક ઓછું થઈ જાય છે; પરંતુ તેમની એ ધારણા સદંતર ભૂલ ભરેલી જ છે. એથી ગૌરવ ઓછું થવાને બદલે સ્હામું વધતું જાય છે. મારો તો એવો જ નિશ્ચય છે. આપણા દેશના બે ચાર ગૃહસ્થો દેશી પોશાક પહેરીને પોતાના દિવસો અહીં વીતાડી ગયા છે, પરંતુ તેમને કોઈ પણ પ્રકારનું અપમાન કે દુઃખ વેઠવું પડ્યું હોય, એમ સાંભળવામાં આવ્યું નથી. દેશી પોશાકમાં શરમાવાનું કશું પણ કારણ નથી. દેશી વસ્ત્રથી ગૌરવમાં કેટલી બધી વૃદ્ધિ થાય છે, એનું એક ઉદાહરણ હું આપને કહી સંભળાવીશ. ઇ. સ. ૧૮૯૨ ના વર્ષમાં ચિકાગોમાં જે મહાન્ ધર્મ પરિષદ્—પાર્લામેંટ ઓફ રિલિજિઅન્સ–ભરવામાં આવી હતી, તે વેળાએ કલકત્તાના સ્વર્ગવાસી આંગ્લવિદ્યાવિશારદ પ્રતાપચંદ્ર મજમૂદાર અને અભેદમાર્ગપ્રવાસી સ્વામી વિવેકાનંદ બંને ચિકા-

ગોમાં હતાં. પ્રતાપચંદ્ર મજમૂદારનું નામ એ વિષયમાં કાંઈ પણ બહાર આવ્યું નથી અને સ્વામી વિવેકાનંદના નામનો અદ્યાપિ જયઘોષ થયા કરે છે. એનાં અનેક કારણો છે અને તેમાંનું જ એક કારણ એ છે કે, પ્રતાપચંદ્ર 'અપટુડેટ' ઇંગ્લિશ ડ્રેસમાં જ ત્યાં વિરાજમાન થયા હતા અને શ્રીમાન્ સ્વામી વિવેકાનંદે ભગવાં વસ્ત્રો પરિધાન કરેલાં હતાં. એક અમેરિકન પત્રમાં તેનું આ પ્રમાણે વર્ણન આપેલું છે–'સ્વામીના મસ્તકે દુપટ્ટો શોભી રહ્યો હતો, અંગમાં કફની ધારણ કરેલી હતી અને નીચે સાદી સુરવાળ હતી, એ પોશાક અને સ્વામીની પ્રસન્ન મુદ્રા, વૈરાગ્યતેજ, મુદ્રામાં ઝળકતી તેજસ્વિતા અને કમળ સમાન વિશાળ નેત્રોની શોભાને જોઇને પ્રેક્ષક અને શ્રોતાઓએ દર્શનથી થયેલા આનંદને વ્યક્ત કરવા માટે તાળીઓનો દીર્ઘ જયઘોષ કર્યો અને ત્યાર પછી સ્વામીના રસાળ ભાષણનો આરંભ થયો.' એવું જ માન બુદ્ધ ધર્મના એક પ્રતિનિધિને પણ મળ્યું હતું.

"આપ મડમ સાહેબ અથવા બીજા શબ્દોમાં કહીએ તો ગોરી મડમનાં વસ્ત્રોમાં સજ્જ થયેલાં હતાં અને રંગ સ્થાનમાં અંધકાર વ્યાપેલો હતો, એટલે આપ યુરોપિયન લેડી છો, કે ઇંડિયન લેડી છો, એ વાતને હોળિયાઓ પોતાના કોલાહલમાં ન જાણી શકે, એ સ્વાભાવિક જ છે અને પોતામાં તો એ રિવાજ જ હોવાથી તમારા શરીરપર તેમણે પિચકારીઓ ઉડાવી, એ તેમણે ગેરવ્યાજબી કર્યું ગણાય? કારણ કે, એ તેમના અજ્ઞાનનું જ પરિણામ હતું. હવે એથી વિરુદ્ધ જો તમે સાડી ચોળી આદિ પોતાનો જ પોશાક પહેર્યો હોત, તો અંધકારમાં પણ તમે વિદેશીય અને વિજાતીય છો, એમ ઓળખાઈ આવત. એમ હોત, તો તમારાપર પિચકારી ઉડાડવાની કોઈ પણ હિંમત કરત નહિ. તેમ જ અંગ્રેજી પોશાક ધારણ કરવાથી આપણે અંગ્રેજ બની શકવાના નથી જ, એ પણ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે. 'દેશ છોડવો, પણ વેશ ન છોડવો' એમાં જ ખૂબી સમાયલી છે, પાશ્ચાત્ય વિદ્વાનો જ્યારે આપણા ધર્મ અને રીતિરિવાજોને વખાણતા જાય છે, ત્યારે આપણે તેમને વખોડતા જઇએ છીએ, એ આપણો કેટલો બધો પ્રમાદ? કેટલી બધી મૂર્ખતા? કહોની મેડમ! તમારા દેશમાં આવેલા કોઈ પણ અંગ્રેજે પોતાનો વેશ તજ્યો છે?"

સુશીલાએ કશો પણ પ્રશ્ન કર્યો નહિ. તે એકદમ ઉઠીને પોતાના ખાનગી ઓરડામાં ચાલી ગઈ અને અંદરથી બારણાં વાસી દીધાં. બાબૂ અને મડમ એને ભેદ સમજી શકયાં નહિ. તેઓ એકબીજાનાં મુખ સ્હામું જ જોઈ રહ્યાં. લગભગ પંદરેક મિનિટ પછી બારણાં ઉઘડ્યાં અને સુશીલા પાછી બહાર આવી. પણ તેના દેખાવમાં કેટલો બધો ફેરફાર? મડમ અને બાબૂ આશ્ચર્યચકિત થઈ ગયાં. પોતાના ઉપદેશનું સુશીલાના મનપર આટલું સત્વર અલૌકિક પરિણામ થશે, એવી બાબૂને સ્વપ્ને પણ કલ્પના હતી નહિ, એટલે તેને અંગ્રેજી વસ્ત્રોને બદલે કાળી રેશમની ઝીકની કોરવાળી સાડી, પોલકું અને પગમાં મોજા ને વગર એડીના સાદા બૂટ પહેરી આવેલી જોતાં જ તેના મનમાં આશ્ચર્ય થતું જ જોઇએ, અને તે થયું. થોડીવાર થોભી સુશીલાએ ગંભીરતાથી પોતાના બંને મિત્રોને ઉદ્દેશી કહ્યું કે;–

"આજથી હું પ્રતિજ્ઞા કરું છું કે, કોઈ કાળે પણ હું અંગ્રેજી પોશાક ધારણ કરીશ નહિ; સદાસર્વદા મારા અને મારી સ્વદેશીય ભગિનીઓના આ સાદા પોશાકથી જ હું મારા અંગને આચ્છાદિત કરીશ. બાબૂ સાહેબ! મારી આ ભૂલ સુધારવા માટે હું આપનો જેટલો આભાર માનું, તેટલો ઓછો જ છે."

"મારા વિચારને આપે આટલી શીઘ્રતાથી માન આપ્યું, એટલા માટે મારે પણ આપનો એટલો જ, કિંબહુના એથી પણ અધિક આભાર માનવો જોઇએ. અહીં મારે જણાવવું જોઇએ કે, આપનું મન મરુભૂમિ સમાન શુષ્ક નથી, કિંતુ બીજ ધારણ કરવાની શક્તિ ધરાવતા રસાલ ક્ષેત્ર સમાન છે, માટે સારી સંગતિ થશે, તો આપનામાં જે બે ચાર બીજા દુર્ગુણો હશે, તે પણ પલાયન કરી જશે અને આપ એક આર્યાવર્તનાં આદર્શ અબળારત્ન થઈ શકશો." બાબૂએ કહ્યું.

"વારુ બાબૂ સાહેબ! આટલા દિવસથી આપની અહીં આવજાવ થયા કરે છે, પરંતુ જ્યારે ને ત્યારે આમ બીજી વાતોમાં વખત નીકળી જતો હોવાથી આપનું ખરું નામ અને ખરો વૃત્તાંત તો અમે જાણી જ નથી શકયાં. આજે કૃપા કરીને અમને જણાવશો કે, આપની જન્મભૂમિ કઈ છે, આપનું નામ અને આપની જાતિ શી છે અને વિલાયતમાં આપનું આવવું શા કારણથી થયેલું છે?" સુશીલાએ ઉત્સુકતાથી પૂછ્યું.

વિલાયતી મડમ ને સુશીલાની સખી કાંઈ પણ બોલી નહિ. તે તો બાબૂને જોઇને કિંચિત્ સ્મિત કરીને ગુપચુપ બેસી રહી.

"મારી જન્મભૂમિ ધાકા છે, મારું નામ નિશાનાથ ગુપ્ત છે અને મારી જાતિ વૈશ્યની છે. વિલાયતમાં હું આવ્યો, તે વેળાએ મારા આવવાનો હેતુ બીજો જ હતો, પરંતુ અચાનક મને અહીંની એક કોલેજમાં સંસ્કૃત ભાષાના પ્રોફેસરની પદવી મળી, તેથી મારા પોતાના ઉદ્દેશને મારે છોડી દેવો પડ્યો. મારી પ્રથમ તો ધન સંબંધી સાધારણ સ્થિતિ હતી, પરંતુ આજકાલ ઈશ્વરની કૃપા છે અને હું પાંચ પૈસે સુખી છું. મારું આ દુનિયામાં અતલગનું સગું એક પ્રભુ વિના બીજું કોઈ પણ નથી!" એમ કહી નિશાનાથ મૌન ધરી રહ્યો.

હવે આપણે એ બાબૂ સાહેબને નિશાનાથના નામથી જ ઓળખીશું; કારણ કે, તેના પોતાના મુખે જ આપણે તેનું નામ જાણી ચૂકયા છીએ.

"આપનો વિવાહ તો થયો હશે જ? આપની પત્ની કયાં છે?" સુશીલાએ હૃદયના કોઈ ગુપ્ત ઉદ્દેશથી પાછો સવાલ કર્યો.

"એકવાર મેં આપને કહ્યું તો ખરું કે, આ દુનિયામાં મારું અતલગનું સગું એક પ્રભુ વિના બીજું કોઈ પણ નથી; એનો ભાવાર્થ એ જ છે કે, હું અવિવાહિત છું—કુમાર છું. હા—એકવાર મને એવું એક સ્વપ્ન લાધ્યું હતું કે, એક સ્ત્રી સાથે મારો વિવાહ સંબંધ થયો, પણ સત્વર જ કોઈ કારણથી મારો અને તેનો વિયોગ થઈ ગયો. હું તેને શોધવા નીકળ્યો, એટલામાં મારી આંખ ઉઘડી ગઈ. સ્વપ્ન અન્તે સ્વપ્ન જ—એમાં સત્ય કયાંથી હોય! હું એ વાત ભૂલી ગયો." નિશાનાથે પોતાના ગંભીર અને વિનોદી સ્વભાવને અનુસરીને ગંભીર વિનોદમય ઉત્તર આપ્યું.

સુશીલા એ સાંભળીને થોડીવાર સુધી ચુપ બેસી રહી. પુનઃ હિંમત ધરીને તેણે કહ્યું કે, "નિશાનાથ બાબૂ! આપ પાંચ પૈસે સુખી છતાં કોઈ સ્ત્રીને સૌભાગ્યવતી બનાવીને પોતે પણ સુખી નથી થતા, એનું શું કારણ? આ સંસારમાં સ્ત્રીવિના તે સુખ શું?"

"માફ કરો. તમે સ્ત્રી છો, આ તમારી સખી પણ સ્ત્રી છે, આ દેશ પણ ત્રિયારાજ્યનો છે, અહીંયા સ્ત્રીઓ અબળા નથી, પણ બળા છે. તેમનાં જોર, તોર, દોર, ભભક, ઠમક મેં જોયાં છે; ને તે માટે હું કંઈ પણ બોલું તો તેમને જાતિના અભિમાનનું સ્ફુરણ થયા વગર રહે જ નહિ. માટે એ પ્રશ્નનું ઉત્તર મેળવવાનો આગ્રહ ન કરશો. મારા ઉત્તરથી તમારું મન ખાટું થશે." નિશાનાથે કહ્યું.

"ના, ના, બોલો તમે મારા સ્નેહી છો, ઉપકાર કરનાર છો, તમારાં વચનથી મને દુઃખ થશે નહિ; ને કદાચિત્ થશે તો પણ તમારા પ્રતિના મારા સ્નેહમાં ન્યૂનતા થશે નહિ." સુશીલાએ દુઃશીલા વ્રતનો ત્યાગ કરીને કહ્યું.

"મારા મનમાં સ્ત્રિયો વિશે એક જાતનો તિરસ્કાર થઈ ગયો છે, એ જ કારણ!" નિશાનાથે સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"એમ તિરસ્કાર કેમ ઉત્પન્ન થવા પામ્યો?" સુશીલાએ પૂછ્યું.

"કલકત્તામાં એક સરલાદેવી નામની ધનાઢ્ય જાગીરદાર વિધવા છે, તેમનો અને મારો ઘણો જ સ્નેહ સંબંધ છે. હું અહીં આવવા નીકળ્યો, તે પહેલાં કલકત્તામાં તેમને ત્યાં અતિથિ તરીકે થોડાક દિવસ રહ્યો હતો. ત્યાં તેમના એક રજનીકાંત નામના તરુણ કાર્યભારી સાથે મારી મિત્રતા થઈ. એ રજનીકાંત મુંબઇનો નિવાસી હતો અને તેની સ્ત્રી ઘણી જ સુધરેલી અને વિનયહીન હોવાથી જ તે પરદેશમાં ન્હાસી ગયો હતો. એમ તેના પોતાના કહેવાથી જ હું જાણી શક્યો. અહીં આવવા પછી મેં એમ સાંભળ્યું કે, મુંબઇમાં તેની સ્ત્રી પુનર્લગ્ન કરવાની હોવાથી રજનીકાંતે આત્મહત્યા કરીને પોતાના દેહનો નાશ કર્યો હતો અને એ વાત સાંભળી, તે દિવસથી જ મેં વિવાહ ન કરવાની પ્રતિજ્ઞા કરેલી છે!" નિશાનાથે અવિવાહિત રહેવાનું કારણ વ્યક્ત કરતાં કહ્યું.

રજનીકાંતનું નામ સાંભળતાં અને પોતાની વાત પણ તેમાં આવતાં, સુશીલાનું મુખમંડળ વર્ષાઋતુના મેઘાચ્છાદિત નભોમંડળ સમાન શોક અને લજ્જાની છાયાથી મલિન થઈ ગયું. તેના મનમાં નાનાપ્રકારની શંકાઓ થવા લાગી. "એ મને ઓળખતો તો નહિ હોય? ઓળખીને જ મને ટોણો તો નહિ માર્યો હોય? પણ ના. એણે હજી મારા નામનો ઉચ્ચાર કર્યો નથી, એટલે એ કદાચિત્ મારા નામથી અજાણ પણ હોય?" એવી ધારણાથી પાછો તેણે પ્રશ્ન કર્યો કે, "રજનીકાંતની સ્ત્રીનું નામ શું છે? અને તે કોની પુત્રી છે તથા મુંબઈમાં કયે સ્થાને રહે છે, એ આપ જાણો છો? જો જાણતા હો તો જણાવો કે, આપણે તેને અને તેના પિતાને રજનીકાંતના મરણના સમાચાર જણાવીએ."

"ના—એ વિશે હું કશું પણ જાણતો નથી." નિશાનાથે ટુંકામાં જ પતાવ્યું.

સુશીલાના મુખમાં પુનઃ આનંદની છટા ચમકવા લાગી. નિશાનાથ તેની મુખમુદ્રામાં થતાં પરિવર્તનોનું ધ્યાનપૂર્વક અવલોકન કર્યા કરતો હતો.

થોડીવાર રહીને સુશીલાએ કહ્યું કે, "શું આપના સ્વભાવને સદા અનુસરનારી, આજ્ઞાધારક અને સુશીલ નારી આપને મળે, તો તમે તમારી અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા છોડો ખરા કે નહિ?"

"એ બાબતનો વિચાર કરીને હું તમને પછી જવાબ આપીશ; આજે તો મોડું થયું છે, માટે રજા લઇશ." એમ કહીને નિશાનાથ જવા માટે ઉઠયો અને તેની સાથે પેલી મડમ પણ ચાલતી થઈ.

માર્ગમાં ચાલતાં મડમે નિશાનાથને ઉદ્દેશીને કહ્યું કે, "બાબુ સાહેબ! આપ સુશીલાના છેલ્લા સવાલનો ભાવાર્થ બરાબર સમજ્યા કે નહિ?"

"બરાબર તો નહિ, પણ તેના ઉદ્દેશને હું થોડો ઘણો તો સમજી શકયો છું." નિશાનાથે ઉત્તર આપ્યું.

તે રાતે સુશીલાને નિદ્રાદેવીએ દર્શન આપ્યું નહિ. આમથી તેમ અને તેમથી આમ પાસાં બદલવામાં જ તેનો સમય વીતવા લાગ્યો. કહ્યું છે કે;–

"જિસ્કા દિલ દિલબરમેં હો,
ફિર ઉસ્કો કબઆતી હય નીંદ?
કરવટેં લેતે હિ લેતે,
સાફ ઉડ જાતી હય નીદ!"*

સુશીલાએ કોઈ પણ રીતે નિશાનાથની પ્રતિજ્ઞાનો ભંગ કરવાનો વિચાર દૃઢ કર્યો. સવારમાં જ્યારે તે શય્યામાંથી ઉઠી, ત્યારે તેના મુખમાંથી અચાનક આ ઉદ્દગાર નીકળતો સાંભળવામાં આવ્યો;–

"કિશીકી શબે વસ્લ સોતે કટી હય;
કિસીકી શબે હિજ્ર રોતે કટી હય;
હમારી યે શબ કયસી હય ઇલાહી!
ન રોતે કટી હય, ન સોતે કટી હય!"†



## પ્રકરણ ૨૯ મું

## વિવાહની ઇચ્છા-છતે ધણીએ નવો ધણી!

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બનવા પછી આપણી નવલકથાની નાયિકા સુધરેલી સુશીલાના વિચારોમાં અનેક પ્રકારનાં પરિવર્તનો થતાં ગયાં. પોતાના ઉદ્ધત અને ઉચ્છૃંખલ સ્વભાવને હવે તે અંતઃકરણપૂર્વક ધિક્કારતાં શીખી હતી, પણ રજનીકાંત માટે તેના હૃદયમાં ભક્તિભાવ આવ્યો નહતો, તેમ જ હજી સુધી તે

* "જેનું હૃદય પ્રિયતમમાં હોય, તેને નિદ્રા કયારે આવી શકે છે? પાસાં બદલતાં બદલતાં તેની નિદ્રા તો સાફ ઉડી જાય છે." એક ઉર્દુ કવિ.

† "કોઇની સંયોગમય રાત્રિ નિદ્રામાં વીતી છે અને કોઇની વિયોગમય રાત્રિ જાગરણમાં વીતી છે. પણ હે પ્રભો! અમારી આ કેવી રાત્રિ છે કે, જે નિદ્રામાં પણ વીતી નથી અને રુદનમાં પણ વીતી નથી!" એક ઉર્દુ કવિ.

આર્ય સ્ત્રીના ધર્મનું રહસ્ય સમજી શકી ન હોતી. નિશાનાથના મુખથી પોતાના પતિ રજનીકાંતના ગુણોની કથા અનેકવાર સાંભળતાં વારંવાર તેના મનમાં રજનીકાંતની સ્મૃતિ થયા કરતી હતી ખરી, પરંતુ અંતે, "જે બનવાનું હતું તે બની ગયું–મૃત મનુષ્ય કોઈ કાળે પણ પાછું આવી શકતું નથી, માટે શોક કરવો વ્યર્થ છે!" એમ ધારીને તે તેને વિસરી ગઈ હતી. એક અબળાને પતિ વિનાનું જીવન પાછળથી કેવું ભારરૂપ અને શુષ્ક થઈ પડે છે, એનો હવે પૂર્ણ યૌવન કાળમાં તેને સારો અનુભવ આવવા માંડ્યો હતો. માણસ "વાળ્યો ન વળે, પણ હાર્યો વળે," એ કહેવત સુશીલાના સંબંધમાં સોળે સોળ આના ખરી પડેલી દેખાતી હતી. "विनाश्रया न शोभन्ते पंडिता वनिता लता:" અર્થાત્ પંડિતો, વનિતાઓ (સ્ત્રીઓ) અને લતાઓ આશ્રય વિના શોભા આપી શકતાં જ નથી એટલે કે, પંડિતોને ધનવાનોના આશ્રયની આવશ્યકતા છે, લતાઓને વૃક્ષોના આધારની અગત્ય છે અને સ્ત્રીઓને પતિનો આશ્રય અવશ્ય હોવો જ જોઇએ, એ ભાવનાએ આજકાલ સુશીલાના હૃદયમાં ગૃહ કરેલું હતું, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. એમ સુશીલાના વિચાર સાથે તેના જીવનનું પણ પરિવર્તન થઈ ગયું હતું. નિશિદિન મનમાં ચિંતાની જ્વાળા બળ્યા કરતી હોવાથી સુશીલાએ પોતાના અભ્યાસનો પણ ઘણે ભાગે આજકાલ ત્યાગ જ કરી દીધો હતો; અને પોતાનો સમય તે કેટલાક સારા સારા અને મનને શાંતિ આપી શકે એવા ગ્રંથોના વાંચનમાં જ ગાળતી હતી. આજે સવારમાં ચાહે નાસતો લીધા પછી તે હિંદુસ્તાનના પ્રસિદ્ધ ઉર્દુ કવિરાજ હાલીકૃત "રુબાઇયાતે હાલી" નામક કાવ્ય ગ્રંથ વાંચવામાં લીન થયેલી હતી. જો કે સુશીલા ઉર્દુ તો વધારે જાણતી નહોતી, પરંતુ એ ગ્રંથમાં મૂળ રુબાઇયો ઉર્દુ રોમન કેરેક્ટરમાં અને સાથે જ તેનું અંગ્રેજી ભાષાંતર આપેલું હોવાથી તેને એના વાંચનમાં ઘણી જ સુલભતા થઈ પડી. વાંચતાં વાંચતાં એક સ્થાને "The limit of reform" (રિફાર્મકી હદ) એવું મથાળું આવ્યું. તે ચકિત થઈ, અને તે (૭૪ મી) રુબાઇને બહુ જ ધ્યાનપૂર્વક વાંચવા લાગી. તે આ પ્રમાણેઃ–

"ધોનેકી હય, અય રિફાર્મે! જા બાકી;
કપડેપે હય જબતલક કે ધબ્બા બાકી;
ધો શૌકસે ધબ્બેકોઃ પ ઇત્ના ન રગડ;
ધબ્બા રહે કપડે પન કપડા બાકી!"*

* THE LIMIT OF REFORM

For washing, O reformer! there is good reason left,
So long as any stain upon the cloth is still left;
Wash the stain with a will:–but do not rub so hard,
That no stain upon the cloth–and no cloth be left."
The Quatrains of Hale" P. 38.

એનો ગુજરાતીમાં ભાવાર્થ આ પ્રમાણે થાય છે;–

"હે સુધારક! જ્યાં સુધી વસ્ત્રપર ડાઘ બાકી હોય, ત્યાં સુધી તેને ધોવાનું

આજકાલના સુધારકોના ડાઘ સાથે વસ્ત્રને પણ નષ્ટ કરી દેવાના પ્રયત્નો ચાલતા હોવાથીજ આ કાવ્ય લખવામાં આવ્યું છે.

એ ચાર લીટીઓનાં વાંચને તેના મનમાં જાદુઈ અસર કરવા માંડી. પુસ્તકને તેણે ટીપાઇપર મૂક્યું અને કોચપર પડી હથેલીથી આંખો બંધ કરીને તે કોઈ ઉંડા વિચારમાં લીન થઈ ગઈ. પુનઃ આંખો ઉઘાડતાં વાતાવરણમાં રજનીકાંતની મૂર્તિ સૌમ્યસ્વરૂપે ઉભેલી તેના જોવામાં આવી. ઉન્માદની પ્રબળતામાં ભાન ન રહેવાથી તે, તે કલ્પિત મૂર્તિને ઉદ્દેશીનેજ કહેવા લાગી કેઃ–

"હું સુધરેલી હતી અને તમે જૂના વિચારના હતા; તો આપનામાં જે મારા વિચાર પ્રમાણેનો અવગુણ હોય તે જ મારે દૂર કરવો જોઇતો તો, તેને બદલે હું આપના જેવા એક યોગ્ય પતિને સદાને માટે ખોઈ બેઠી. ઈશ્વર મારા અપરાધની ક્ષમા કેવી રીતે આપશે ! ડાઘ કાઢવા જતાં વસ્ત્રને એટલું બધું ચોળ્યું કે, સાથે વસ્ત્રનો પણ નાશ થઈ ગયો !"

શ્રાવણ ભાદ્રપદ માસમાં આકાશમાંથી જેવી રીતે જળવૃષ્ટિ થવાથી ભૂમિ ભીની થઈ જાય છે, તેવી રીતે અત્યારે સુશીલાના નયનોમાંથી અશ્રુની વૃષ્ટિ થવાથી તેના વસ્ત્રનો પલ્લવ ભીનો થઈ ગયો. તેને સર્વત્ર અંધકારની ભયંકર છાયા છવાચલી દેખાવા માંડી. તેની મૈત્રિણી કેટલીકવારથી ત્યાં આવીને તેની આવી અવસ્થાનું અવલોકન કરતી બેઠી હતી, તેનું પણ સુશીલાને ભાન હતું નહિ. તેની મડમ મૈત્રિણીને તેની આવી ખરાબ સ્થિતિ જોઇને તેને માટે મનમાં અત્યંત દયા અને કરૂણા ઉત્પન્ન થઈ. તેને શાંત કરવાના હેતુથી તેણે કહ્યું કે, "સુશીલા ! તમે આજે આ શું કરવા માંડ્યું છે ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. ગઈ વાર્તાઓનું સ્મરણ કરવાથી હવે શો લાભ થવાનો છે વારુ ? હજી પણ જો તમારી ઇચ્છા હોય તો પોતાના જીવનને તમે સુધારીને સુખી બનાવી શકો એમ છે."

સુશીલા પ્રથમ તો એક ગાંડા માણસ પ્રમાણે તેની સ્હામે આંખ્યો ફાડીને જોવાં લાગી અને થોડીવાર પછી બોલી કે;–

" ઓ નાદાન તબીબ ! મારા માથા આગળથી તું ઉઠીને દૂર ચાલ્યો જા. કારણ કે, હું પ્રેમના અસાધ્ય રોગથી પીડાઉં છું; એટલા માટે પ્રેમીના દર્શન વિના બીજું કોઈ પણ ઔષધ મને લાભ કરી શકે એમ નથી જ."

"શું આપ નિશાનાથ બાબુને ભૂલી ગયાં ?" મડમે જાદુઈ સવાલ કર્યો અને એથી તેનામાં શું ફેરફાર થાય છે, તે જોતી બેઠી.

"નિશાનાથ ! હા–નિશાનાથ !! હવે એનામાં જ મારા સુખની આશા સમાચલી છે. હું ગમે તેવી નિર્દય અને નિષ્ઠુર છતાં અને ઉચ્છૃંખલ તથા સ્વૈરિણી છતાં અદ્યાપિ શરીરથી પવિત્ર રહી શકી છું–એ મારાપર ઈશ્વરનો એક પ્રકારનો ઉપકાર

---

કારણ ઉપસ્થિત છે, એમાં તો લેશ માત્ર પણ શંકા નથી. અર્થાત્ કલંકને કાઢી નાંખવા માટે વસ્ત્રને ધો–એમાં અમારો વાંધો જ નથી. પરંતુ એમ કરવા જતાં વસ્ત્રને એટલું બધું તારે ચોળી નાંખવું ન જોઇએ કે, ડાઘની સાથે તે વસ્ત્રનો પણ નાશ થઈ જાય !"

જ થયેલો કહી શકાય. નિશાનાથને કહો કે, તેઓ મારો સ્વીકાર કરે અને મને આ નરકયાતનામાંથી બચાવે," સુશીલાએ કહ્યું.

"સ્વીકાર તે વળી હવે શો કરવાનો છે? મૈત્રિણી તરીકે તો તે તમારો સ્વીકાર કરી જ ચૂકયા છે," મડમે કહ્યું.

"એના કરતાં વધારે ગાઢ સંબંધથી એમની સાથે હું જોડાઉં, એવી મારી ઇચ્છા છે." સુશીલાએ પુનઃ પોતાની ઇચ્છા ગુપ્ત રીતે જ વ્યક્ત કરી.

"મૈત્રી કરતાં પણ વધારે ગાઢ સંબંધ તે કયો હોઈ શકે?" મનમાં સુશીલાના બોલવાનો મર્મ સમજવા છતાં પણ ખંધી મડમે તેના પોતાના મોઢેથી ખુલ્લે ખુલ્લી કબૂલાત કરાવવાના વિચારથી પાછો એ સવાલ પૂછ્યો.

સુશીલાએ કશો પણ જવાબ આપ્યો નહિ.

"લજ્જા અને મર્યાદાના આ બધા પ્રકારો છોડીને તમારા મનની ખરી ભાવના શી છે, તે મને જણાવી દ્યો કે તમારા સુખનો કોઈ માર્ગ મારાથી પણ શોધી શકાય તો શોધું!" મડમે પાછું પોતાનું ખંતીલાપણું આગળ ચલાવ્યું.

એના ઉત્તરમાં સુશીલાએ જણાવ્યું કેઃ—

"શર્મસે નામ નહીં લેતે કે સુન લે ન કોઈ;
દિલ હી દિલમેં ઉન્હેં હમ યાદ કિયા કરતે હયઁ!"*

"એ શમશ્યાનો અર્થ પણ મારા સમજવામાં આવ્યો નહિ," વળી મડમે ખાંચ કાઢતાં કહ્યું.

"ત્યારે છેવટે મારે બધું સ્પષ્ટ વર્ણન કરવું જ પડશે, કેમ? લ્યો સાંભળો." એમ કહીને સુશીલાએ સ્પષ્ટ ખુલાસો કરતાં જણાવ્યું કે, "અમારા સ્મૃતિકાર મનુ મહારાજે સ્ત્રીવિષે લખતાં એક સ્થળે કહેલું છે કેઃ—

'पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने ।
पुत्रस्तु स्थविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति,' ॥

સારાંશ કે, સ્ત્રી જે સમયે કુંવારી હોય છે, તે સમયે પિતા તેનું સંરક્ષણ કરે છે, યૌવનાવસ્થામાં ભર્ત્તા—પતિ તેનો સંરક્ષક થાય છે અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં તે પોતાના પુત્રવડે રક્ષાય છે; અર્થાત્ ત્રણે અવસ્થામાં સ્ત્રીને સ્વતંત્રતા તો નથી જ હોતી, એ અમારી આર્ય અબળાઓ માટેનો નિયમ છે. અત્યારે આર્ય અબળાના ધર્મને ત્યાગીને હું આંગ્લ યુવતી બની ગયેલી છું—અર્થાત્ સ્ત્રી હોવા છતાં યૌવનમાં હું સ્વતંત્રતાથી વર્તું છું; પણ હવે મને એ અયોગ્ય સ્વતંત્રતાનો કંટાળો આવી ગયો છે અને તેથી હું પરતંત્ર થવા ઇચ્છું છું. યૌવન કાળમાં પરતંત્ર થવાનો અર્થ શો હોઈ શકે, એ તમારે જ સમજી લેવાનું છે."

"હું તો એનો અર્થ એટલો જ સમજી શકું છું કે, તમારો લગ્નબંધનથી બંધાવાનો વિચાર થયેલો છે, કેમ એમ જ ને?" મડમે સર્વ રીતે અજાણપણાનો જ ભાવ બતાવીને કહ્યું.

---

* "અમે શર્મથી નામ નથી લેતાં કે, વખતે કોઈ સાંભળી જાય. પણ દિલમાં ને દિલમાં જ અમે તેમને યાદ કર્યા કરીએ છીએ." એક ઉર્દુ કવિ.

"હા એમ જ." સુશીલાએ ટુંકો જવાબ આપ્યો.

"અને નિશાનાથ બાબૂને તમે પોતાના પતિની પવિત્ર પદવીથી વિભૂષિત કરવા માગો છો, નહિ?" મડમે પાછો પ્રશ્ન કર્યો.

"આપના જેવી એક સુજ્ઞ અંગ્રેજ બાઇને વધારે સમજાવવાની શી અગત્ય છે?" સુશીલાએ દ્વિઅર્થી વાક્યનો ઉચ્ચાર કર્યો.

"પરંતુ નિશાનાથ તમારી એ માગણીનો સ્વીકાર કરશે ખરો?" મડમે શંકા કાઢી.

"પ્રયત્ન હું કરીશ અને સહાયતા તમારે કરવાની છે." સુશીલાએ ચાલાકીથી પોતાના કાર્યનો મુખ્ય ભાગ તેના શિરે ચઢાવી દઇને કહ્યું.

"આવા કાર્યમાં મારાથી શી સહાયતા આપી શકાશે?" મડમે કાંઈક ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"એજ કે, સ્વર્ગવાસી રજનીકાંતની સુધરેલી સ્ત્રી હું જ છું, એ વાત આપ સારી રીતે જાણો છો, તે નિશાનાથ બાબૂને અત્યારે જણાવશો જ નહિ અને જ્યારે પણ એ મારા વિશે તમને કાંઈ પણ પૂછે, ત્યારે તમારે મારી પ્રશંસા કરવાનો જ પ્રયત્ન કરવો." સુશીલાએ સહાયતાની રીતિ દર્શાવી.

"શું હું જાણી જોઇને વિશ્વાસઘાત કરું? એક નિર્દોષ મિત્રને ફસાવું?" મડમે વક્રતા ધારણ કરીને એ કર્કશ વાક્યો ઉચ્ચાર્યાં.

"એમાં વિશ્વાસઘાત કરવા જેવું કશું પણ નથી. સ્હામું એક આર્ય રીતિનીતિ ત્યાગી, સુધારાના નાદમાં મૂર્ખ બનેલી વનિતાને સારા માર્ગમાં વાળવાનું શ્રેય જ તમને પ્રાપ્ત થવાનું છે. હું એક આદર્શ આર્ય અબળા થઇને નિશાનાથના સ્ત્રિયો માટેના તિરસ્કારને દૂર કરવા માગું છું અને મારા પોતાના જીવનને સુધારવા માગું છું. જે વેળાએ મારા વર્ત્તનથી નિશાનાથના મનમાં પૂરેપૂરો સંતોષ ઉત્પન્ન થશે, તે વેળાએ આ વાત ઉઘાડી પાડવામાં કશો પણ વાંધો રહેશે નહિ." સુશીલાએ પોતાના મૃદુ ભાષણથી મડમના ભ્રમનો નિરાસ કરતાં કહ્યું.

"પણ સુશીલાબાઈ! તમારા ધર્મમાં તો એક પતિ મરણ પામ્યા પછી બીજો પતિ થતો નથી; ને તમે તે આજ્ઞાનું ઉલ્લંઘન કરવા તૈયાર થયાં છો, તેથી તમારા દેશમાં તમારી પ્રતિષ્ઠાને કલંક નહિ લાગે? તમારા માતાપિતાને ખરાબ નહિ લાગે?" મડમે સુશીલાનું મન કસવા પૂછ્યું. "આ વાતને તમારાં માતાપિતા સંમતિ આપશે? શું તમારો પહેલો પતિ મરી ગયો છે, એવો તમારો નિશ્ચય છે કે?"

"હા, હા! તે જો જીવતો હોત તો આજ સુધી પાછો આવત નહિ? તે તો ગયો તે ગયો જ છે. જયપુર જતાં રેલ્વેમાં તે કચડાઈ મુવો છે; ને તેની મેં ને મારા પિતાએ પૂરેપૂરી તલાશ કરાવ્યા પછી જ, મુંબઈમાં મારા પિતાએ મારું પુનર્લગ્ન કરાવવાનો ઠરાવ કીધો હતો. એથી, જો બાબૂ નિશાનાથ સાથે મારાં લગ્ન થાય તો તેમાં તેઓ ના પાડશે નહિ જ; અમારા શાસ્ત્રમાં પણ પુનર્લગ્નની આજ્ઞા છે. પરાશર નામનો એક ઋષિ થયો છે, તેણે એવી આજ્ઞા આપી છે. અમારા દેશમાં એવાં ઘણાં લગ્ન થાય છે; થયાં છે ને થશે. તેમની કંઈ પ્રતિષ્ઠા હલકી પડતી નથી, પણ બડા બડા લોકો તેમને માન આપે છે." સુશીલાએ સમજાવ્યું.

"જો તમે મારાં સહાયક થાઓ, તો મારો અવતાર સુધરી જાય. હું માત્ર તમારી દયાપર જ છું."

એ વાકયોવડે મડમનું મન કંઈક પીગળ્યું અને તેણે સુશીલાને કહ્યું કે "સુશીલાબાઈ! મારા અસત્ય બોલવાથી જો તમારું જીવન સુધરતું હોય, તો હું તેમ કરવાને દિલોજાનથી તૈયાર છું. પરંતુ તમારા પોતાના વચનને કોઈ કાળે પણ ભૂલી જશો નહિ, એ જ મારી તમને વારંવાર નમ્ર પ્રાર્થના છે."

ત્યાર પછી એ જ વિષયમાં તેમની કેટલીક વાતચીત ચાલી. એટલામાં નિશાનાથ બાબૂ પણ ત્યાં આવી લાગ્યો. વિલાયતી શિષ્ટાચાર અનુસાર ચાહે પાણીનો વિવેક કરવામાં આવ્યો અને અહીં તહીંની અનેક પ્રકારની વાતો નીકળવા માંડી. ઘણો વખત થઈ જવા છતાં પણ સુશીલાએ પોતાની ધારેલી ભાવના વિશેનો ઉચ્ચાર ન કર્યો, એનું મડમને રહીરહીને અત્યંત આશ્ચર્ય થવા લાગ્યું. અંતે ધૈર્ય ન રહેવાથી તે મોઘમમાં જ સુશીલાને કહેવા લાગી કે, "વેલ, હમણા જ તમે કહેતાં હતાં કે, મારે નિશાનાથ બાબૂને પૂછીને એક વાતનો ખુલાસો કરવાનો છે, તે વાત શું છે? બાબૂ તો કયારનાય આવ્યા છે, માટે જે વાત પૂછવી હોય તે ખુશીથી પૂછી લ્યો."

"હા કાંઈક પૂછવાની ઇચ્છા તો હતી, પણ પીટયું શું પૂછવાનું હતું, તે તો હમણાં હું ભૂલી જ ગઈ. વારુ યાદ આવશે, ત્યારે પૂછી લઈશું." એમ કહીને સુશીલાએ તેની વાતને ઉડાવી દીધી.

સુશીલાએ શરમને લીધે વાત ઉડાવી, એ મડમ તત્કાળ સમજી ગઈ, એટલે તેણે બીજીવાર આગ્રહ કર્યો નહિ. એટલામાં નિશાનાથે જણાવ્યું કે, "આજે તો કયુગાર્ડનમાં મારો ફરવા જવાનો વિચાર થયેલો છે, આપ પધારશો?"

"મારી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી આજે દશ માઇલ જેટલી એ મુસાફરી મારાથી કદાચિત્ નહિ કરી શકાય. મારું માનો તો આજની સાંઝ અહીં જ આનંદવાર્તામાં વીતાડો અને બીજી કોઈ વેળાએ ત્યાં જવાનું આપણે નક્કી કરીશું." મડમે કહ્યું.

સુશીલાએ પણ એ જ અભિપ્રાય જણાવ્યો અને તેથી સંધ્યાસમય ઘરમાં જ વીતાડવાની દરખાસ્ત એક વિરુદ્ધ બે મતે પસાર કરવામાં આવી. સર્વ ત્યાં જ બેઠાં.

નીરાંતે બેસવા પછી સુશીલાએ સંભાષણની નવીનતાથી શરૂઆત કરતાં કહ્યું કે, "નિશાનાથ બાબૂ! ગઈ વેળાએ આપણો મેળાપ થયો, ત્યારે મેં આપને પ્રશ્ન કર્યો હતો કે, આપના સ્વભાવને સદા અનુસરનારી, આજ્ઞાધારક અને સુશીલ નારી આપને મળે તો તમે તમારી અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા છોડો ખરા કે નહિ?' એના ઉત્તરમાં આપે જણાવ્યું હતું કે, 'એ બાબતનો વિચાર કરીને હું તમને પછી બીજીવાર જવાબ આપીશ.' આજે આપણે બીજીવાર મળ્યાં છીએ, માટે હું વિનયપૂર્વક પૂછું છું કે, આપે એ બાબતનો વિચાર કર્યો છે ખરો કે નહિ?"

એ પ્રશ્નને સાંભળીને નિશાનાથ ઉંડા વિચારમાં પડી ગયો. શું જવાબ આપવો, એની તેને સુઝ પડી નહિ. થોડીવાર રહીને તેણે કહ્યું કે, "એ બાબતનો મેં વિચાર કર્યો હોય કે ન કર્યો હોય, એ એક જૂદી વાત છે, પરંતુ હું એમ જાણવા માગું છું કે, એ વાતને ખોંચી ખોંચીને ખુલાસો માગવામાં આપનો શો લાભ

સમાયલો છે? પ્રથમ મારે આપનો હેતુ જાણવો જોઇએ–ત્યાર પછી જે જવાબ આપવો હશે તે આપીશ."

"હેતુ એ જ કે, તમે આવી પ્રતિજ્ઞા કરેલી હોવાથી જો કોઈ સ્ત્રીનું મન તમારામાં આસક્ત થશે અને તમે તેનો સ્વીકાર નહિ કરો, તો નિરાશાથી તે જે નિઃશ્વાસ નાંખશે, તેથી તમારી બહુ જ હાનિ થશે." એમ કહીને સુશીલાએ નિમ્નલિખિત કવિતાનો ગંભીર ભાવયુક્ત ઉચ્ચાર કર્યો:—

"લગ જાયગા તુમ્હેં કિસી આશક્કા કોસના;
મર જાઓગે જવાન, અગર બદ દુઆલગી!"*

"હજી સૂધી તો કોઈ સ્ત્રીનું મન મારામાં આસક્ત થયું હોય, એમ મારા જાણવામાં નથી. જે વેળાએ એવો પ્રસંગ આવશે, તે વેળાએ જે થવાનું હશે તે થઈ રહેશે." નિશાનાથે ઉડાવનારો જવાબ આપ્યો.

"ધારો કે, કોઈ સ્ત્રી અત્યારે જ તમારામાં આસક્ત થયેલી છે, તો તેને તમે શો જવાબ આપી શકો?" સુશીલાએ પાછો તેને વાગ્જાળમાં સપડાવ્યો.

"જો એમ જ હોય, તો તે સ્ત્રીને મારા સમક્ષ લાવો, તેને સવાલ કરવા દ્યો અને જુઓ કે હું શો જવાબ આપું છું તે!" નિશાનાથે કાંઇક ગર્વપૂર્વક કહ્યું.

સુશીલાએ કાંઈ પણ બોલવાનું વ્યાજબી વિચાર્યું નહિ. તેણે માત્ર સાંકેતિક નેત્રોથી મડમની સ્હામું જોયું. મડમ તેના આશયને પામી ગઈ અને તેથી નિશાનાથ વધારે કાંઇપણ બોલે, તે પૂર્વે જ તે બોલી ઉઠી કે, "નિશાનાથ બાબૂ! તે સ્ત્રી કદાચિત્ આ સુશીલા જ હોય તો તમે શું ઉત્તર આપો છો?"

નિશાનાથ આશ્ચર્યચકિત થઈ ગયો. તેણે કાંઇક આશ્ચર્ય અને કાંઇક ગભરાટના ભાવથી કહ્યું કે, "આવી રીતે મારી ઠઠ્ઠા મશ્કરી કરવાથી આપને આનંદ મળે છે કે?"

"આપની ઠઠ્ઠા મશ્કરી કરવાથી અમને આનંદ નથી મળતો. પણ આપનાં દર્શનથી જ અમારા આનંદમાં વૃદ્ધિ થાય છે; અને તેથી જ મારી એવી ધારણા છે કે, આપના સંબંધથી કદાચિત્ એથી પણ અધિક આનંદનો લાભ મને મળી શકશે."

"બુલબુલકી જિન્દગી ગુલે ગુલજાર દેખના;
ઔર મેરી જિન્દગી તેરા દીદાર દેખના!"†

નિશાનાથ એક ધ્યાનથી સુશીલા સામું જોઈ રહ્યો–તેનામાં ઉત્તર આપવાની શક્તિ રહી નહોતી.

"શું જવાબ આપો છો?" મડમે કહ્યું.

"થોડીવાર સબુર કરો." નિશાનાથે કહ્યું.

મડમ અને સુશીલાના વદનમાં સ્મિત હાસ્યની મંદ છટાનું દર્શન થવા લાગ્યું.

---

* "તમને કોઈ આશકનો વિશ્વાસ લાગી જશે અને જો તે શાપ આપશે તો તમે જવાનીમાં જ મરી જશો." એક ઉર્દુ કવિ.

† "ઉપવનમાંના પુષ્પને જોવું એ બુલબુલની જિન્દગી છે અને તારા દીદારને જોવા, એ મારું જીવન છે." એક ઉર્દુ કવિ.

## પ્રકરણ ૩૦ મું

## નિશાનાથનો જવાબ

"I want (who does not want?) a wife,
Affectionate and fair,
To solace all the woes of life,
And all its joys to share;
Of temper sweet, of yielding will,
Of firm yet placid mind,
With all my faults to love me still,
With Sentiment refined."

JOHN QUINCY ADAMS.

અંગ્રેજ મડમ સુશીલા અને નિશાનાથની વાતચીત ચાલૂ જ હતી. નિશાનાથે થોડીવાર વિચાર કર્યા પછી ઉત્તર આપતાં કહ્યું કે, "આપણા એક સાધારણ સંભાષણમાંથી આવો એક ગંભીર પ્રશ્ન ઉભો થશે, એવી મારા મનમાં સ્વપ્ને પણ કલ્પના હતી નહિ. છતાં પણ જ્યારે આવો પ્રશ્ન ઉદ્ભવવા પામ્યો છે, તો એ વિશેના મારા જે વિચારો છે, તે નિષ્કપટતાથી મારે આપને જણાવવા જ જોઇએ. વિવાહ અથવા બીજા શબ્દોમાં કહીએ, તો સ્ત્રીપુરુષનો પતિપત્ની તરીકેનો સંબંધ, એક કેવો અને કેટલો બધો ગંભીર વિષય છે, એનો કોઈવાર આપે વિચાર કર્યો છે ખરો? હમેશ મનુષ્યે કોઈ પણ વાતનો ઉચ્ચાર કર્યા પહેલાં તે વિશે બહુ જ સારી રીતે અને એકાગ્રતાથી વિચાર કરવો જોઇએ. એક ઉપદેશકે કહેલું છે કે;–

'કહે એક, જબ સુન લે ઇન્સાન દો;
કે, હકને જબાન એક દી, ઔર કાન દો!'*

–"તમારો અને મારો લાંબા સમયનો પરિચય નથી અને આપણે એક બીજાના આંતરિક ગુણોથી વિશેષ જાણીતાં નથી. મેં જે અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે, એનાં એક કરતાં અધિક કારણો છે. છતાં પણ જો મારા મનની ઇચ્છા પ્રમાણેની સ્ત્રી મને મળે, તો દુરાગ્રહથી જ સ્ત્રીજાતિ પ્રતિ ધિક્કાર અને તિરસ્કાર દર્શાવીને મારા હઠને પકડી રાખવાની મારી લેશ માત્ર પણ ભાવના નથી. હજી પણ હું તમારાં વચનોને વિનોદ જ માનું છું. શું આ તમારી માગણી અંતઃકરણપૂર્વક અને ખરેખરી છે?"

"મારી આ માગણી અંતઃકરણપૂર્વક અને ખરેખરી જ છે!" સુશીલાએ નીચી નજર કરીને ઉત્તર આપ્યું.

---

* "મનુષ્યે બેવાર સાંભળી લઇને એકવાર બોલવું જોઇએ. એટલા માટે જ ઈશ્વરે મનુષ્યને કાન બે આપ્યા છે અને જીભ એક જ આપી છે." હકી

"કારણ કે, આવા વિષયોનો વિનોદ હોઈ શકે જ નહિ." મડમે વચમાં ટેકો આપતાં કહ્યું.

"ઠીક! પણ હું આપને એ પૂછવા માગું છું કે, આપ મારી સાથે જે શરીરસંબંધ કરવા ઇચ્છો છો, તે મારા કયા ગુણથી લોભાઇને? જો મારામાં તમારો ખરેખરો અને નિખાલસ પ્રેમભાવ હોય, તો તે જાણે ઠીક; (આપણે સમજ્યા કે તમે ગુણપર ફિદા છો). કારણ કે, જેમના હૃદયમાં પરસ્પર પ્રેમનો અભાવ હોય છે, એવાં સ્ત્રીપુરુષનો વિવાહસંબંધ થવા છતાં પણ એક જંગલી જોડાં જેટલું પણ સુખ તેમને મળી શકતું નથી અને અંતે તેમને વિપત્તિ જ ભોગવવી પડે છે. હવે હું સ્વરૂપવાન્ નથી, ધનવાન્ નથી, તેમ જ અદ્વિતીય વિદ્વાન્ પણ નથી, ત્યારે આપ મારામાં શું જોઇને મોહ્યાં છો?" નિશાનાથે પાછો સવાલ કર્યો.

"જ્યાં મન પ્રેમબંધનથી બંધાઈ જાય છે, ત્યાં રૂપ, રંગ, વિદ્યા કે લક્ષ્મીનો પ્રશ્ન જ રહેતો નથી. આપનામાં જે એક શાંતિ અને પરોપકારનો અપૂર્વ ગુણ રહેલો છે, તે જ મારા મોહનો મુખ્ય હેતુ છે. આપે મારાપર ઉપકાર કર્યો છે અને તે ઉપકારનો બદલો હું પ્રેમથી વાળી આપવા માગું છું." સુશીલાએ નમ્રતાથી કહ્યું.

"તમે ઘણી જ ઉતાવળ કરો છો. મારો કહેવાનો હક નથી, તથાપિ ક્ષમા માગી કહું છું કે, તમે હજી નાદાન છો! બાળક છો! લગ્ન એક એવો વિષય છે કે, જેમાં બુદ્ધિનો ઉપયોગ અથવા ભૂલ મનુષ્ય એકવાર જ કરી શકે છે અને ન કરે નારાયણ ને જો ભૂલ જ થઈ ગઈ, તો તેને સુધારવાનો પ્રસંગ તેને મળી શકતો નથી. એટલે કે, તે ભૂલનાં કડવાં ફળો તેને મરણપર્યન્ત ચાખવાં પડે છે. માટે એ વિષયમાં જેટલો વધારે વિચાર કરવામાં આવે, તેટલું વધારે સારું. એમાં જિન્દગીના સુખદુઃખનો સવાલ સમાયલો છે. મારા ઉપકારનો બદલો પ્રેમથી વાળી આપવાના વિચાર સાથે તમારે પોતાનાં ભાવી સુખદુઃખનો પણ વિચાર કરવાનો છે. તેમ જ મારો અને તમારો સ્વભાવ બધી બાબતમાં એક સરખો હમેશ મળતો આવશે કે નહિ, એ વળી બીજી એક વિચારવા જેવી બીના છે." નિશાનાથ બોલ્યો.

"તમારો અને મારો સ્વભાવ મળતો ન આવે, એ બનવાજોગ જ નથી. આપની એ ધારણાને હું યોગ્ય ન ગણી શકું, તો ક્ષમા કરશો." સુશીલા બોલી.

"અત્યારે કરેલાં કૃત્યનો પાછળથી તમારા કે મારા મનમાં પશ્ચાત્તાપ ન થાય, એટલું જ મારા કહેવાનું તાત્પર્ય છે. કારણ કે, એકવાર વીતી ગયેલો સમય પાછો હાથમાં આવી શકતો નથી."

"સદા દૌર દૌરાં દિખાતા નહીં;
ગયા વક્ત ફિર હાથ આતા નહીં!"

"મેં મારા ભવિષ્યનાં સુખદુઃખનો બહુ જ ગંભીરતાથી વિચાર કરેલો છે. પતિ વિનાનું જીવન મને હવે ભારરૂપ ભાસવા માંડ્યું છે; કારણ કે, સ્ત્રીનું ખરું જીવન પતિ જ છે. જેનો પતિ પવિત્ર અને યોગ્ય હોય, તે સ્ત્રીને દુઃખમાં પણ સુખનો અનુભવ મળ્યા કરે છે. લોર્ડ ટેનિસને પોતાના 'હનીમુન' નામક કાવ્યમાં આ વિશે એવો ઉલ્લેખ કરેલો છે કે,

'શૃંગારપૂર્ણા તે જ નારી વિશ્વમાં કહેવાય છે,
જે નાથનાં નેત્રોમહીં સૌન્દર્યવતી દેખાય છે;
જે સત્ય દર્પણમાંહિ તે નિજરૂપ નિત્યે નિરખતી,
તે સત્ય દર્પણ એક માત્ર જ સૃષ્ટિમાંહી છે પતિ.'

અર્થાત્ સૃષ્ટિમાં સુંદરી સ્વરૂપવતી, ગુણવતી અને ગમે તેટલી ધનવતી હોય, તોપણ પતિ વિનાનું તેનું જીવતર શું બળ્યું છે?" સુશીલાએ પતિની મહત્તાનું વિસ્તારપૂર્વક વર્ણન કરતાં કહ્યું.

"આપના આવા ઉદ્‌ગારોથી આપના મનમાં પતિની માનયુત ભાવના થયેલી છે, એટલો તો હું નિશ્ચય કરી શકયો છું. પરંતુ આપણે હવે એ જોવું જોઇએ કે, આપણા વિચારમાં અને સ્વભાવમાં પરસ્પર કેટલી અને કેવી ભિન્નતા રહેલી છે, એ જાણવા પછી જ કોઇપણ એક નિશ્ચયપર આવવાનું છે." નિશાનાથે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"આપ જે પણ આજ્ઞા કરશો, તે પ્રમાણે હું વર્ત્તીશ. પરંતુ કૃપા કરીને 'હું તારી માગણી સ્વીકારી શકતો નથી' એટલું જ વાકય ન ઉચ્ચારશો. સુશીલાના મનમાં કાંઇક બીજી જ શંકા આવવાથી તેણે નમ્ર વિનતિ કરી;

"ઝિડકી સહી, અદા સહી, ચિંબરજબીં સહી;
સબ કુછ સહી, પર એક 'નહીં' કી નહીં સહી."*

"હજી તો મેં ના પાડી નથી, પરંતુ હમણા જ હું તમારા એ ભ્રમને ટાળવાનો પ્રયત્ન કરીશ." તે વધારે બોલવા જતો હતો, એટલામાં વચ્ચે જ તેને અટકાવીને સુશીલા કહેવા લાગી;–"એવા પ્રયત્નની હવે કશી પણ આવશ્યકતા નથી;–

'મેરે દિલકી તપીશકો ગૌર કરો,
મેરે વાસ્તે ફિક્ર ન ઔર કરો;
કોઈ ચારસે મિલનેકા તૌર કરો,
મેરે દર્દકી ઔર દવા હિ નહીં!'†

"આવાં નવલ કથાઓમાં આવતાં અને લખાતાં સ્નેહવાકયોનો ઉચ્ચાર કરવો અને ખરેખરા પ્રેમને નિભાવી બતાવવો, એમાં અવની અને આકાશને જેટલો અંતરાય રહેલો છે. આપે સાંભળ્યું તો હશે જ કે,

'પ્યારકા કરના હય બહોત આસાન,
મગર ઉસ્કા નિબાહ મુશ્કિલ હય.'

---

* તિરસ્કાર, નાજ઼ અને રીસામણાં વગેરે સર્વ મને માન્ય છે; પણ એક 'નહિ' એ શબ્દ માન્ય નથી." એક ઉર્દુ કવિ.

† "મારા હૃદયની જ્વાળાનો વિચાર કરો; મારા માટે બીજી ચિંતા ન કરો. પ્રિયતમ હાથે મેળવવાનો ઉપાય કરો; કારણ કે, મારા દર્દની બીજી દવા જ નથી." એક ઉર્દુ કવિ.

"સુશીલા! હું માનું છું કે, તમે એક શ્રીમંતનાં પુત્રી છો, એટલે બાલ્યાવસ્થાથી જ સુખ અને આનંદમાં ઉછરેલાં છો, અને વળી વિદ્યાથી વિભૂષિત થતાં સ્ત્રીસ્વાતંત્ર્ય કેવું હોય છે, એનો પણ સુધારાના સદનમાં પ્રવેશ કરીને તમે સારી રીતે અનુભવ અથવા ઉપભોગ લઈ ચૂકયાં છો; એમ તમારા પ્રથમાવર્તનથી હું ધારી શકયો છું. હિંદુસ્તાનમાં એક સાધારણ સ્ત્રી પોતાના ગરીબ પતિનો ગૃહસંસાર કેવા પ્રકારે ચલાવે છે, એની તો મારા વિચાર પ્રમાણે તમારા મનનાં કલ્પના પણ હશે નહિ. અત્યારે મારો તમારી સાથે માત્ર મૈત્રીનો જ સંબંધ હોવાથી આપણે એક બીજાને માનની દૃષ્ટિથી જોઇએ, એ સ્વાભાવિક છે. હું જો લગ્ન કરું તો અંગ્રેજી ટાપટીપ પ્રમાણે નહિ, પણ આર્ય રીતિ પ્રમાણે જ કરું. May I come madam? એમ પત્નીની પાસે જતાં પૂછવું ને No નું ઉત્તર સાંભળી વિલે મ્હોડે ઉભા રહેવું, મને પસંદ નથી. તેમ જો કે મારાં માતપિતા નથી, તો પણ સગાં સ્નેહી છે, તેને હિંદુ સંસારની રીતિ પ્રમાણે માન અપાય, તેવું હું સદા ઈચ્છનારો છું, તે તમે જાણો છો ખરાં? જ્યારે તમે મારાં પત્ની થશો ત્યારે તમારે સર્વ રીતે મારી આજ્ઞામાં જ વર્તવું પડશે. હું ગરીબ હોવાથી નોકર ચાકરોની સગવડ મારાથી કરી શકાશે નહિ, એટલે કદાચિત્ ઘરનું કામકાજ પણ, આપણા હિન્દુ રિવાજ પ્રમાણે તમારે જ કરવું પડશે. એ બધું તમારાથી બની શકશે ખરું? વળી આવા કીમતી પોશાકો પણ આપને મારા ઘરમાં ભાગ્યે જ મળી શકશે. એ સઘળી વાતોનો—અર્થાત્ સુખથી પહેલાં દુઃખનો વિચાર પ્રથમ જ કરી લેવો, એ વધારે સારું છે." નિશાનાથે ચોખ્ખે ચોખ્ખો ખુલાસો કરતાં કહ્યું.

સુશીલા થોડીવાર સુધી તો એ વાકયો સાંભળીને દિગ્મૂઢ જેવી જ બની ગઈ. તેના મનમાં કંપ થવા માંડ્યો અને મુખમંડળમાં નિરાશાની છાયા છવાયલી દેખાવા લાગી. અંતે કાંઇક હિમ્મત લાવીને તે બોલી કે;—

"ગુજ઼ર થોડેસે થોડેમેં ભી અચ્છીતરહ્ કર લેંગે;
ન ભૂલેસેભી હમ નામે તકલ્લુફ્ ઉમ્રભર લેંગે;
ન હો સાલન નમક કી કંકરી રોટીપ ધર લેંગે;
ગજી ગાહ્ડા પહન કર સાદગીસે બન સઁવર લેંગે;
તુમ્હારી જૂઠ કે બર્ત્તન પડેં ગર માંજને મુજકો;
તો બ્હેતર ખાને ન્યામતસે હોં મુઠ્ઠી ભર ચને મુજકો."*

એમ કહીને તેણે પુનઃ વિનતિ કરતાં નમ્રતાથી કહ્યું કે, "પરંતુ મારી બધી કુટેવોને ધીમે ધીમે અને શાંતિથી કાઢી નાંખવાનો પ્રયત્ન કરશો, તો આપનો ઘણો જ આભાર થશે."

---

* "થોડાથી પણ થોડા (પૈસા)માં સારી રીતે આપણે ગુજરાન કરી લઇશું. હું ભૂલથી પણ કદી મિજાજનું નામ કાઢીશ નહિ. શાક નહિ હોય, તો રોટલીપર મીઠાની કાંકરી રાખીને રોટલી ખાઈ લઈશું અને સાદાં કપડાંથી જ શરીરને સજાવીશું. જો તમારી જૂઠનાં વાસણ મને માંજવાનું ભાગ્ય પ્રાપ્ત થાય, તો પકવાન્ન કરતાં મુઠ્ઠીભર ચણા જ વધારે સારા છે." બેતાબ.

"એ વિચારવાનું કામ મારું છે. તમારે એ વિશે ઉપદેશ આપવાની કશી પણ જરૂર નથી." નિશાનાથે સુશીલાને કસોટીપર કસી જોવાના હેતુથી કરડાઈ બતાવવાની શરૂઆત કરતાં કહ્યું. "પરંતુ સુશીલા! તમારા મગજમાં પાછો વળી તમારા પેલા નામજાદા સુધારાવાળા સાથીઓના સુધારાનો કે સ્વતંત્રતાનો કીડો ચવળી તો નહિ આવે? હું તો પૂરેપૂરો બગાડાવાળો છું. તે તમે જાણો છો? સુધારાના સત્યાનાસિયા કર્તવ્યકર્મનો હું વિરોધી છું. તમારી સુધારાવાળી બાઈઓનાં પટપટિયાં ભાષણો મેં ઘણાં મુંબઈ ને કલકત્તામાં સાંભળ્યાં છે, વડોદરાનાં રાણીશ્રીનાં ભાષણ સાંભળ્યાં છે, આર્ય ગૃહરાજ્યને તુચ્છકારનારાં તે ભાષણોનું મેં પોતે જાડું કે ઝીણું છે તે–તપાસ્યું છે! પુનર્લગ્નના વરઘોડા જોયા છે, પતિ ને પથરો બરાબર, એ શબ્દો મેં સુધરેલી બાઇને મોઢેથી સાંભળ્યા છે. બાઈ ટાઉનહોલમાં મહાલે ને ભાઈ સાહેબ હિંચકે હાલે, તે દેખાવ મેં જોયા છે ને તેથી જ મારી પરણવાની ઇચ્છા નહતી. તમે પણ તે જ વર્ગનાં છો, તો પૂછું છું કે, મડમો અને પારસણોને સોનાની ફેશનેબલ બેંગલ્સ અને નાજુક નેકલેસ ધારણ કરતી જોઈ, કાચની બંગડીઓ અને ખાલી ડોકથી તમે શર્માશો, તમને તમારો પતિ પથરો લાગશે! સુધારાવાળા અને વાળી તમને હસશે, તેનો વિચાર કીધો છે? ન ધારતાં કે, હું વિલાયત આવ્યો, એટલે સુધારાવાળો થઈ ગયો છું!"

"સુધારો? સુધારાનો મારા હૃદયમાં હવે પૂરેપૂરો તિરસ્કાર આવી ગયો છે. એક તો તે દિવસના બનાવે મારા વિચારો ફેરવી નાંખ્યા છે અને પાછળથી મારા પિતાનો જે છેલ્લા મેલમાં મને કાગળ મળ્યો છે, તેમાં સુધારાના પ્રતાપેજ મારા કાકાના દીકરા ભાઈ નવીનચંદ્રની પાયમાલીના દુઃખદ સમાચાર સાંભળીને, મારા તે વિચારો વજ્રલેપ સમાન દૃઢ થઈ ગયા છે. માટે એનો સંશય રાખશો જ નહિ. સોનાની ફેશનેબલ બેંગલ્સ અને કાચની બંગડીઓના સંબંધમાં મારો એ જ જવાબ છે કેઃ—

"પયરહન જરીં ન હો ઈસકા હમે કુછ ગમ નહીં,
ચીથડે શર્મીન્દયે પશ્મીનઓ રેશમ નહીં;
જેવરો પોશાકકી પરવા કરેં વો હમ નહીં.
નીમકા તિનકા બુલાકે કુન્દનીસે કમ નહીં,
કુછ સોહાગનકે મુબારિક જેવરોંકી જાંચ કી?;
કીમતી, હીરોંકે કંગનસે હય ચૂડી કાચ કી!"*

એમ કહીને વધારામાં વળી સુશીલાએ જણાવ્યું કે, "વિદ્યાનાં પરિણામ બે છે એક મદ અથવા અહંકાર અને બીજું નમ્રતા. આજ સુધી હું મદમાં એટલે

* જરીનું પેરણ ન હોય તેનો મને કાંઈ પણ ગમ નથી. રેશમ અને મખમલને જોઈ સાદાં કપડાં શર્માવાનાં નથી. સારા પોષાક અને ઘરેણાની હું પરવા કરનારી નથી. નાકમાં સોનાની સળી કરતાં લીંબડાની સળી કાંઈ ઓછી શોભા આપતી નથી. તમે સોહાગણના શુભ ઘરેણાની તપાસ કરી છે? હીરાનાં કંકણ કરતાં (સોહાગણ માટે) કાચની બંગડી વધારે કીમતી છે." **જીતાબ.**

કે સુધારાના નઠારા પરિણામના પ્રવાહમાં જ તણાતી ચાલી હતી, પરંતુ મારા સદ્‌ભાગ્ય યોગે કેટલાક અનુભવોએ મને પ્રત્યક્ષ બતાવી આપ્યું છે કે, એના કરતાં આપણી અર્વાચીન પ્રણાલિકાને નમ્રતાનો માર્ગ વધારે શ્રેયસ્કર અને સુખદાયક છે. વળી આપના સતત પરિચયથી હું આશા રાખું છું કે, વખતના વહેવા સાથે અવશ્ય હું એક આઇડીયલ વુમન (આદર્શ અબળા) થઈ શકીશ."

એક સમયની તુન્દ મિજાજી અને ધન તથા સુધારાના મદથી આંધળી બની ગયેલી સુશીલાના મુખમાંથી આવાં નીતિ અને નમ્રતાને દર્શાવનારાં વાક્યો સાંભળીને નિશાનાથનો નિશ્ચય થઈ ગયો કે, "અવશ્ય એના આગલા વિચારોમાં ઘણું જ પરિવર્ત્તન થઈ ગયું છે; માટે જો થોડી ઘણી ખામી હશે, તો અલ્પ પ્રયાસથી જ સુધારી શકાશે. હવે એની સાથે સંબંધ કરવામાં ભય જેવું તો કશું પણ નથી."

એ પ્રમાણેનો મનમાં નિશ્ચય કરીને નિશાનાથે પાછી પકાઈ કરવાના હેતુથી પૂછ્યું કે, "વારુ–તમારો પણ વિવાહ કરવાનો ભાવ છે અને હું પણ તમારી ઇચ્છાને અનુસરવા માટે તૈયાર છું. પરંતુ તમારા પિતાની એ કાર્યમાં સંમતિ છે કે નહિ, એ આપણે તેમને લખીને પૂછવું જોઇએ. આવા કાર્યમાં વડિલની આજ્ઞા તો અવશ્ય લેવી જ જોઇએ."

"એની વ્યવસ્થા મેં પ્રથમથી જ કરી રાખી છે, માટે એ વિશે લેશ માત્ર પણ ચિન્તા કરશો નહિ. જે વેળાએ પ્રથમ આપને વિવાહ વિશેની વિનતિ કરવાનો વિચાર ઉત્પન્ન થયો, તે જ વેળાએ મારા પિતાને પત્ર લખીને બાંધે ભારે મેં વિવાહની આજ્ઞા માગી હતી અને તેનું સંતોષકારક ઉત્તર તેમના છેલ્લા પત્રમાં નવીનચંદ્રની પાયમાલીના સમાચાર સાથે જ આવી ગયું છે. તેમની એ કાર્યમાં પૂર્ણ અનુમતિ છે !" એમ કહીને પોતાના ટેબલના ખાનામાંથી એક પત્ર કાઢીને સુશીલાએ નિશાનાથના હાથમાં આપ્યું.

નિશાનાથે તે પત્ર ધ્યાનથી વાંચ્યું અને થોડીવાર પછી કહ્યું કે, "આવી રીતે પિતાની આજ્ઞા મેળવવામાં તમે સારી બુદ્ધિ વાપરી છે. આ મેડમના મુખથી તમારો જે પૂર્વ વૃત્તાંત મારા સાંભળવામાં આવ્યો છે, તેના આધારે હું કહી શકું છું કે, એકવાર તમારો વિવાહ તો થઈ જ ચૂક્યો છે; પરંતુ રેલ્વે અકસ્માતમાં તમારા પતિનું મરણ થયું છે અને તેથી જ તમે આજે પુનર્લગ્નની ઇચ્છા ધરાવો છો. હું પુનર્વિવાહને તો ધિક્કારું છું, પણ માત્ર તમારા પ્રેમ ખાતર એ પ્રતિજ્ઞા તોડું છું. એક તો ન પરણવાની ને બીજી પુનર્લગ્ન કરવાની! તેમાં પણ જ્યારે તમારા પિતાએ પણ તમારાં પુનર્લગ્ન માટે અનુમતિ આપેલી છે ત્યારે હું જરાક પાછો હઠું છું. તમારા પૂર્વ પતિના મરણ વિશે તેમની સોળેસોળ આના ખાત્રી થયેલી હોવી જ જોઇએ, એવું અનુમાન કોઈપણ સહજમાં કરી શકે એમ છે. છતાં પણ પોતાના બચાવ માટેની મારે તૈયારી કરી જ રાખવી જોઇએ. કદાચિત્ તમારો પતિ જીવતો હોય અને આપણા હિંદુસ્તાનમાં પાછાં ફરવા પછી તે આપણાપર 'બાઈ ગેમી'નો કેસ ચલાવે તો તમારે ને મારે અપરાધી કરવું જ પડે. માટે મને તમારે લખી આપવું પડશે કે, તમે પ્રતિજ્ઞાપૂર્વક તમારા પૂર્વ પતિને સ્વર્ગવાસી

થયેલો જણાવ્યાથી જ હું તમારી સાથે પુનર્લગ્ન કરવાને તૈયાર થયો હતો. એમાં તમને કશો વાંધો છે?"

પૂર્વ પતિનું નામ સાંભળતાં જ સુશીલાના મનમાં એક પ્રકારનો આઘાત થયો. પરંતુ તેને દબાવી દઇને તેણે જવાબ આપ્યો કે, "નિશ્ચિન્ત રહો. તમને ઇન્ડિયન્ પેનલ કોડની ૪૯૦ મી કલમના પંજામાં સપડાવું નહિ પડે. મારા જીવનને અનુકરણીય અને સુખી બનાવવા માટે હું આપને, આપ જે કહો, તે લખી આપવાને તૈયાર છું. એમ કરવામાં મને કશો પણ વાંધો નથી."

સુશીલાનું એ ઉત્તર મળતાં જ નિશાનાથે એક કરારનામું લખીને તૈયાર કર્યું અને તેપર સુશીલાની સહી લઈ લીધી. તે પત્રને પોતાના ખીસામાં રાખીને તે કહેવા લાગ્યો કે, "સુશીલા! માત્ર તમારા આગ્રહથી અને તમારા જીવનને સુધારવા માટે જ આજે હું મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવાને તૈયાર થયો છું. માટે આજથી જ તમારે મારી આજ્ઞાના પાલનનું મંગળાચરણ કરવું પડશે."

"કહો, શી આજ્ઞા છે?" સુશીલાએ સ્મિત હાસ્ય યુક્ત પ્રશ્ન કર્યો. સ્મિતહાસ્યનું કારણ એ જ હતું કે, પોતે નિશાનાથની પ્રતિજ્ઞા મૂકાવવાના કાર્યમાં વિજયવતી થયેલી હોવાથી તેના મનમાં એક પ્રકારના અવર્ણનીય આનંદની ભાવના ઉત્પન્ન થયેલી હતી.

"એ જ કે, અંગ્રેજ અને અન્ય વિધર્મીય લોકો પ્રમાણે તમે જે મદ્ય અને માંસ આદિ અભક્ષ્ય પદાર્થોનું સેવન કરો છો, તેનો આ ક્ષણથી જ ત્યાગ કરો. એમ કરવા છતાં પણ આપણી જન્મભૂમિમાં ચાલીને પ્રાયશ્ચિત્તવડે તમારી દેહ શુદ્ધિ નહિ થાય, ત્યાં સુધી તમારી સાથે માત્ર ચાહપાણી ઉપરાંત બીજા ભોજનનો વ્યવહાર હું તો નહિ કરીશ!" નિશાનાથે કહ્યું.

"પરંતુ અહીંના શીતળ પ્રદેશમાં એ ઉષ્ણ પદાર્થો વિના ચાલી શકશે ખરું કે?" સુશીલાએ અચકાતાં અચકાતાં સવાલ કર્યો.

"તમે એક ભારતવર્ષીય અબળા છો. ઘણાકોને ચાલે છે, તેમ તમને પણ એ પદાર્થો વિના ચાલી શકશે. એ વિશે મારી ખાત્રી છે. એમ જો ન હોત, તો અહીં જ જે હજારોની સંખ્યામાં વેજીટેરીયનો રહે છે, તે રહી શકત જ નહિ અને તેમ જ અહીં કેટલાંક વેજીટેરીયન હોટલો અને રેસ્ટોરાં છે, તે પણ તમારા જોવામાં આવત નહિ. જુઓ બેચાર દિવસથી હું આ સ્વર્ગવાસી ડાકટર સત્યંધન કૃત "Four years in an English University" નામનું પુસ્તક વાંચું છું, તેમાં આજ સવારમાં જ મેં આ પેરેગ્રાફ વાંચ્યો હતો." એમ કહી તે ચોપડીમાંથી નિશાનાથે નીચેની લીટીઓ વાંચી સંભળાવી;-

"As there are a number of Vegetarian Hotels and Restaurants in London, students, who, from principle or caste prejudice, are unwilling to eat meat, will find no

difficulty in adhering to their principles or prejudices if only their health will permit it."*

"ત્યારે એને બદલે મારે બીજો કયો ચાલુ ખોરાક લેવો, એ બતાવશો?" સુશીલાએ વિનયપૂર્વક પૂછ્યું.

"દુનિયામાં દૂધ જેવો પૌષ્ટિક ખોરાક બીજો એક પણ નથી. માંસ કરતાં પણ દૂધમાં પૌષ્ટિક તત્ત્વોનું પ્રમાણ વિશેષ છે. એ વિશે આપણા પ્રસિદ્ધ વૈદક ગ્રન્થ સુશ્રુતમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે;—

'पिष्टाद्दशगुणं मांसं मांसाद्दशगुणं पयः ।
पयसोऽष्टगुणं तैलं खादयेन्न तु मर्दयेत् ॥'

અર્થાત્ ઘઉંના લોટ કરતાં દશગણું બળ માંસમાં છે, માંસથી દશગણું વધારે બળ દૂધમાં છે અને દૂધ કરતાં પણ આઠગણું વધારે જોર તેલમાં છે. પરંતુ તેલ ખાવાના ઉપયોગમાં લેવાતું નથી, માત્ર એના મર્દનથી જ એટલા બધા બળની પ્રાપ્તિ થાય છે. જ્યારે ઈશ્વરે દૂધ જેવી અપૂર્વ બળદાયક અને પૌષ્ટિક વસ્તુ આપણા માટે નિર્માણ કરેલી છે, ત્યારે વિના કારણ પ્રાણીહિંસાનું અનિવાર્ય પાપ માથે વ્હોરીને આપણે માંસભક્ષક શા માટે થવું જોઇએ, એ હું સમજી નથી શકતો."

"આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. આજથી હું અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરું છું અને આપના ઉપદેશ પ્રમાણે દૂધ આદિ સાત્ત્વિક પદાર્થોનું જ સેવન કરવા માંડીશ." સુશીલાએ નિશાનાથના વચનને માન્ય રાખતાં કહ્યું.

"તમે સાત્ત્વિક પદાર્થોનું સેવન કરવા માંડો અને જુઓ કે, અલ્પ કાળમાં જ તમારી બુદ્ધિમાં કેટલી બધી શુદ્ધિ અને શાંતિ થાય છે, તે." નિશાનાથે કહ્યું.

"વેલ બાબૂ! ત્યારે મારી આ સખીના વિવાહની ખુશાલી હું ક્યારે જોઈ શકીશ?" મડમે વચમાં સવાલ કર્યો.

એના જવાબમાં નિશાનાથે જણાવ્યું કે, "આપના કહેવાનો ભાવાર્થ હું સમજ્યો. વિવાહ માટે કયો દિવસ નક્કી કરવામાં આવ્યો છે, એ તમે જાણવા માગો છો. પણ અત્યારે મારાથી નક્કી દિવસ કયો છે, તે કહી શકાય એમ નથી. કારણ કે, હું મારા બે ચાર મિત્રોને પૂછીને તેમની ઇચ્છા પ્રમાણે જ દિવસ નિયત કરવા માગું છું. એ વિશે તમને હું બે દિવસ પછી જણાવીશ. વારુ અત્યારે તો ગુડબાય." એમ કહીને રાત્રિનો સમય થયેલો હોવાથી નિશાનાથ ત્યાંથી ચાલતો થયો.

---

* "લંડનમાં ઘણાં વેજીટેરીયન હૉટેલ અને ઉપાહારગૃહો હોવાથી જે વિદ્યાર્થીઓ જ્ઞાતિ કિંવા ધર્મના બંધનથી માંસ ખાવાની ઇચ્છા ન ધરાવતા હોય, તેમને જો તેમનું આરોગ્ય આજ્ઞા આપે, તો પોતાના જ્ઞાતિ અને ધર્મબંધન પ્રમાણે વર્ત્તવામાં તેમને કશી પણ અડચણ આવતી નથી."

'એક અંગ્રેજી યૂનિવર્સિટીમાંનાં ચાર વર્ષ.'
પૃષ્ઠ ૧૯૭–૯૮ નોટ.

વિવાહની આશાએ સુશીલાના હૃદયના એક ભારને તો હાલ તરત ઓછો કરી નાંખ્યો. પણ રજનીકાંત ક્યાં? તેનો તો પત્તો જ નથી? ના, છે. યોગ્ય સમયપર તે દર્શન દેશે.

---

## પ્રકરણ ૩૧ મું
## રજનીકાંતનું પત્ર

એક સંસ્કૃત કવિએ એક સ્થળે શત્રુ અને મિત્રની એક વિષયમાં સમાનતાને દર્શાવનારો એક શ્લોક લખેલો છે અને તે આ પ્રમાણે છેઃ—

"शत्रुर्दहति संयोगे वियोगे मित्रमप्यहो ।
उभयोर्दुःखदायित्वं को भेदः शत्रुमित्रयाः ॥"

અર્થાત્ શત્રુનો સંયોગ થતાં તે દુઃખદાયક થઈ પડે છે અને મિત્ર વિયોગ વેળામાં તેટલા જ શોકનો હેતુ થઈ પડે છે. એટલે કે, જે વ્યથા ઉત્પન્ન કરવાનો ધર્મ, તે તો બન્નેમાં એક સમાન જ રહેલો છે, ત્યારે શત્રુ અને મિત્રમાં ભેદ શો?

સત્ય જ છે. એ શ્લોકનો એકેએક શબ્દ અનુભવસિદ્ધ છે. રમણિક–રજનીકાંતના સત્ય મિત્ર રમણિક–ના મનમાં રજનીકાંતનું પત્ર લાંબા વખતથી ન મળેલું હોવાથી અને તેની ક્ષેમકુશળતાના બીજા કશા સમાચાર પણ સાંભળવામાં આવેલા ન હોવાથી, દિનરાત એક સરખો ખેદ થયા કરતો હતો. અત્યારે તે બી. એ. એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી હાઇકોર્ટ પ્લીડર થયેલો હતો. પાંચ પૈસા સારી રીતે કમાવીને સુખ અને સંતોષમાં પોતાનું જીવન વીતાડતો હતો, છતાં પણ જ્યારે જ્યારે મિત્ર–સદ્ગુણી મિત્ર–રજનીકાંતનું તેના મનમાં સ્મરણ થઈ આવતું, ત્યારે ત્યારે તેના જીવનમાં તેને શોક અને ખેદનો જ પ્રસાર થયેલો માત્ર જોવામાં આવતો. તે પરણ્યો હતો. તેની સદ્ગુણી તથા સૌન્દર્યવતી સ્ત્રી તેના ચિત્તને શાંત કરવાનો વારંવાર પોતાથી બનતો પ્રયત્ન કરતી; પરંતુ મિત્રશોકના અગ્નિની ભયંકર જ્વાળા તેના હૃદયમાં સતત એક સરખી બળ્યા જ કરતી. મિત્રનો એ જ ધર્મ છે અને મિત્રતાની એ જ રીતિ છે. કહ્યું જ છે કેઃ—

"બાવન કે બહુ મિત્ર હૈં, તાલી મિત્ર અનેક;
જિન દેખે છાતી ઠરૈ, વો લાખનમેં એક !"

નવીનચંદ્રના મસ્તિષ્કમાંથી ખોટા સુધારાનો પવન જ્યારથી નીકળી ગયો, ત્યારથી તેણે નામચીન સુધારાવાળાઓની સોબતને છાડી, બની શકે તેટલો સારા અને સદ્ગુણી મનુષ્યોનો સંસર્ગ વધારવા માંડ્યો. રમણિક અને તેની પ્રથમથી જ સારી ઓળખાણ તો હતી જ, પણ તે ઓળખાણે અત્યારે મિત્રતાનું રમણીય અને આકર્ષક સ્વરૂપ ધારણ કર્યું હતું. રમણિક, નવીનચંદ્રનો જિગરજાન દોસ્ત થઈ પડ્યો હતો અને નવીનના અત્યાગ્રહને વશ થઇને આજકાલ તે તેના જ માળામાં આવીને રહેલો હતો. રમણિકની સ્ત્રીને પણ, સરસ્વતી અને સંન્યાસિની સાથે ઘણી જ

પ્રાતિ બંધાઈ ગયેલી હતી. સારાંશ કે એ ત્રણે સ્ત્રીઓ અને નવીન તથા રમણિક જાણે સર્વ એક જ કુટુમ્બનાં હોય, એવો જ બહારથી જોનારાઓને આભાસ થતો હતો. તેમનામાં પ્રેમ અને સંપ તેવા જ પ્રકારનો હતો. સંન્યાસિનીનો વ્યાખ્યાન કરવાનો અને ઉપદેશ આપવાનો અનુક્રમ જેમનો તેમ ચાલુ જ હતો અને તેથી સર્વનો તેનામાં અપ્રતિમ પૂજ્યભાવ થઈ ગયેલો હતો. સંન્યાસિની જાણે સર્વની જ્યેષ્ઠ ભગિની અથવા માતા સમાન જ થઈ પડેલી હતી.

ગ્રીષ્મઋતુનો સમય ચાલતો હતો અને સંધ્યાકાળના મંદમંદ સમુદ્રવાયુની લહરી મુંબઈ નિવાસી નરનારીઓને આનંદનું ભાન કરાવતી હતી. સૂર્યનારાયણ અસ્તાચળમાં જવાની તૈયારીમાં હતા અને લોકો પણ પોતાના કામ ધંધાથી પરવારીને ઘર તરફ પાછા વળવા માંડ્યા હતા. પ્લેગનું મુંબઇમાં એ વેળાએ જરાક વધારે જોર હોવાથી કેટલાક શ્રીમંતો બહાર જઇને વસેલા હોવાથી રેલ્વે ટ્રેનો એક બીજા પછી ભરાઈ ભરાઇને જ ઉપડતી હતી. એવા સમયે નવીનચંદ્રની સદ્‌ગુણવતી સ્ત્રી સરસ્વતી પોતાના દીવાનખાનાના કઠેરામાં સતરંગીપર એક પુસ્તક વાંચતી બેઠી હતી, એટલામાં સંન્યાસિની પોતાની સાયં સંધ્યાની સમાપ્તિ કરીને અંદરના ઓરડામાંથી બહાર આવી અને પોતાનાં વસ્ત્રો બદલ્યાં. થોડીવારમાં જ નવીનચંદ્ર અને રમણિક પણ આવ્યા. નવીનના આવતાં જ સુશીલ સરસ્વતીએ તરત ઉઠીને પુસ્તકને ટેબલપર મૂકી દીધું અને પતિએ ઉતારેલાં ડગલો, ટોપી અને જેકેટ આદિ વસ્ત્રો ખુંટીએ ભેરવ્યાં અને પતિ માટે શીતળ જળ ભરી લાવીને લોટો અને પ્યાલો ટેબલપર મૂકયાં. તે બેઠો અને મનમાંને મનમાં જ પોતાની સીતા સમાન સતી સુન્દરી સરસ્વતીની સહસ્ર મુખે સ્તુતિ કરવા લાગ્યો. અચાનક સંન્યાસિનીએ તેને ઉદ્દેશીને કહ્યું કે;–નવીનચંદ્રભાઈ! જરાક રમણિકભાઇને અહીં બોલાવશો કે? તેમને આજે મારે એક ઘણો જ અગત્યનો સંદેશો સંભળાવવાનો છે.”

સંન્યાસિનીની આજ્ઞા થતાં જ નવીનચંદ્ર રમણિકને બોલાવી લાવ્યો. સર્વ જણ બેઠાં સંન્યાસિનીએ ટેબલપર આગળથી જ રાખી મૂકેલાં એક બુકપોસ્ટ અને કાગળને આંગળીથી બતાવીને રમણિકને કહ્યું કે, “રમણિકભાઈ! આજ મેલમાં વિલાયતથી આ બુકપોસ્ટ અને આ કાગળ તમારા એડ્રેસથી આવેલાં છે તે લ્યો. એ કોનાં મોકલેલાં છે?”

રમણિકે તે બુકપોસ્ટ અને કાગળ હાથમાં લીધાં અને મહા વિચારમાં પડી ગયો. એ સુશીલાનાં મોકલેલાં તો નહિ હોય?” તેણે સહજ સ્વભાવે ઉદ્‌ગાર કાઢ્યો.

“એમ બની શકે જ નહિ. આજ દિવસ સુધી સુશીલાએ કોઈ વાર પણ તમારાપર પત્ર લખ્યું છે? નહિ. ત્યારે આજનું આ પત્ર તેનું જ હોવું જોઇએ, એવી કલ્પના પણ તમારા મનમાં કેમ આવી, એનું જ મને તો આશ્ચર્ય થાય છે!” સંન્યાસિનીએ તેની કલ્પનાનું ખંડન કરતાં કહ્યું.

“ત્યારે વિલાયતમાં એવો મારો બીજો કોઈ સંબંધી છે જ નહિ કે, જે મને પત્ર લખે અને વળી બુકપોસ્ટમાં કાંઈ વસ્તુ પણ મોકલે!” રમણિકે જવાબ આપ્યો.

"રમણિકભાઈ! શું મિત્રનું સ્મરણ તમે આવી રીતે જ કરો છો કે? મિત્ર આંખોથી દૂર થયો, એટલે તેના અક્ષરોને ઓળખવાની શક્તિ પણ તમારાં નેત્રોમાંથી જતી રહી કે? આ પત્ર જેને તમે પોતાનો પ્રાણપ્રિય મિત્ર જણાવો છો, તે દુ:ખી રજનીકાંતનું જ છે અને જો મારી ધારણામાં ભૂલ ન થતી હોય, તો આ બુકપોસ્ટમાં તેનો ફોટોગ્રાફ છે." સંન્યાસિનીએ કહ્યું.

રમણિક, તેમ જ નવીનચન્દ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રમણિકે તરત બુકપોસ્ટ ફોડ્યું અને તત્કાળ તેણે પોતાના મિત્રના આનંદદાયક મુખમંડળનાં દર્શનનો નિર્જીવ પ્રતિમા પાસેથી લાભ મેળવ્યો. પત્રમાં પણ નીચે રજનીની સહી જોઇને સંન્યાસિનીના સંબંધમાં તેને અનેક વિચારો આવવા લાગ્યા. ભોળી સરસ્વતી અને અજ્ઞાત રમણિકપ્રિયા તો એક ભવિષ્યવાદથી સંન્યાસિનીને દેવી જ માનવા લાગી.

"આ પત્ર અને આ બુકપોસ્ટ રજનીકાંતનાં જ મોકલેલાં છે, એ આપ કેમ કરીને જાણી શકયાં વારુ? અમને એના ભેદથી કૃપા કરીને જાણીતા કરશો?" રમણિકે આશ્ચર્યથી જ પ્રશ્ન કર્યો. "શું આપ રજનીકાંતને ઓળખો છો?"

"ના–હું એ રજનીકાંતને ઓળખતી નથી. એ માત્ર યોગવિદ્યાનો જ પ્રભાવ છે. સંશય કરવાનું કાંઈ પણ કારણ નથી." સંન્યાસિનીએ ઉત્તર દીધું.

રમણિક તો મૂળથી જ ભાવિક હતો અને હાલમાં તેની સંગતિથી નવીન ચંદ્ર પણ શ્રદ્ધાળુ બની ગયો હતો–संशयात्मा विनश्यति એ વાકયનો તેમના હૃદયમાં દૃઢ ભાવ બેસી ગયો હતો, એટલે તેમણે એના સંબંધમાં સંન્યાસિનીને બીજો કોઈ પણ પ્રશ્ન કર્યો નહિ; અર્થાત્ એ વાતને એટલેથી જ પડતી મૂકીને નવીનચંદ્રે કહ્યું કે:–

"રમણિકભાઈ! આટલા બધા લાંબા વખત પછી આવેલા રજનીકાંતના પત્રમાં અવશ્ય કાંઈ પણ જાણવા જેવો વિષય તો હશે જ. માટે જો એમાં કાંઈ ખાનગી જેવું ન હોય, તો અમને પણ વાંચી સંભળાવો."

"જો કાંઈ ખાનગી જેવું હોય, તો પણ તમારાથી શું ખાનગી રાખવાનું છે? જો આપને મારા મિત્રના સમાચાર સાંભળવાથી આનંદ જ મળતો હોય, તો મારો આ પત્ર વાંચી સંભળાવવામાં કશો પણ વાંધો નથી." એમ કહીને રમણિકે પત્ર નીચે પ્રમાણે વાંચવા માંડ્યું;–

"લંડન શોહો સ્કવેરર, તા૦ – – ૧૯૦

"સદાના સ્નેહી રમણિક!

આજે આટલા બધા લાંબા સમય પછી મારું પત્ર આવેલું જોઇને તને આશ્ચર્ય થશે, અને સાથે હું જીવતો જાગતો જગતમાં બેઠેલો છતાં તને આટલા દિવસ પત્ર ન લખ્યો, એથી કદાચિત્ તારા મનમાં કોપનો પણ ઉદ્ભવ થવાનો સંભવ છે. છતાં જ્યારે આપણે રૂબરૂમાં મળીશું અને એમ કરવાનાં ખાસ કારણો તારા જાણવામાં આવશે, ત્યારે અવશ્ય તું મારા અપરાધને ક્ષમ્ય ગણીશ.

"તેં એલ. એલ. બી.ની પરીક્ષા વિજય સહિત પસાર કરી છે અને અત્યારે

મુંબઇના એક સારા વકીલ તરીકે તારી ગણના કરવામાં આવે છે, એ જાણીને મારા જેટલો આનંદ ભાગ્યે જ બીજા કોઇના મનમાં ઉત્પન્ન થયો હશે. ઈશ્વર તને સદા એ જ પ્રમાણે વિજય આપ્યા કરે, એવી મારી તે જગન્નિયંતાનાં ચરણોમાં અનન્ય ભાવે પ્રાર્થના છે. તું અત્યારે નવીનચંદ્ર ભાઇના માળામાં રહે છે અને તે ભાઈ શ્રી પાંચ પણ સારે માર્ગે આવી ગયા છે તથા તારા મિત્ર થયા છે, એ વાત પણ મારા જાણવામાં આવી છે અને તેથી જ આ પત્ર તારા નવા ઠેકાણે મોકલવાનું મેં સાહસ કર્યું છે. હવે એ બધું મારા જાણવામાં કેવી રીતે આવી શક્યું? એવો જો તારા તરફથી પ્રશ્ન કરવામાં આવે, તો તેનું ઉત્તર યોગ્ય સમય આવ્યા પૂર્વે મારાથી આપી શકાય તેમ નથી જ. પ્રસંગ આવતાં બધો ભેદ પોતાની મળે જ સર્વના જાણવામાં આવી જશે. અત્યારે તો ઉત્કંઠાને દબાવી રાખવી, એ જ વધારે સારું છે.

"મારો કલકત્તેથી નીકળવા પછીનો વૃત્તાંત લખવા પહેલાં એક વિનોદ કરવાની હું આજ્ઞા લઇશ. તે એ કે, અત્યારે તું મોટો એલ. એલ. બી. વકીલ થયો છે અને બડા બડા સાહેબોની સાથે કોર્ટમાં સ્વતંત્રતાથી વાતચીત કરવા લાગ્યો છે, માટે તને તો, હવે 'આપ સાહેબ!' 'મેહરબાન' અને 'કૃપાનિધાન!' જેવાં સંબોધનોથી જ મારે બોલાવવો જોઇએ. પરંતુ કોણ જાણે મારા ઉન્માદને લીધે કે શું, મને 'તું' અને 'તને' ઇત્યાદિ શબ્દોના ઉચ્ચારમાંથી જે સ્નેહના રસની પ્રાપ્તિ થાય છે, તે 'આપ' ઇત્યાદિ શબ્દોમાંથી મળી નથી શકતી. એટલા માટે મેં તને 'તું' શબ્દથી સંબોધવાનું સાહસ કર્યું છે, તે માટે ક્ષમાની યાચના છે. તું તો સદાને માટે 'મારા' નહિ, કિંતુ 'મારો રમણિક' જ રહેવાનો! સાથે મારો એટલો પણ ઉપદેશ છે કે, પેલી એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી?' એ કહેવતને તું ભૂલી ન જતો. હવે હું મારી કર્મકથાનું તને ભાન કરાવવાનો પ્રયત્ન કરીશ.

"કલકત્તામાં જાગીરદાર વિધવા સરલાદેવીને ત્યાં મને કેવા પ્રકારનો આવકાર મળ્યો હતો, અને પચ્ચીસ હજાર રૂપિયા તે ઉદાર સાધ્વીએ મને ઇનામ તરીકે પણ આપ્યા હતા ઇત્યાદિ બીના તારા જાણવામાં છે, એટલે એ વિશે હવે વધારે પિષ્ટપેષણ કરવાની કશી પણ આવશ્યકતા નથી. એક દિવસે અચાનક એવો બનાવ બન્યો કે, સરલાદેવી—જે દિવસે સુશીલાનાં પુનર્લગ્ન વિશેનું તારું પત્ર ત્યાં મને મળ્યું, તે દિવસે જ એકાએક મારા ઓરડામાં આવી અને એ પત્રના વાચનથી મારા મનમાં ઉપજેલા શોકનું સાંત્વન કરતાં તેણે જે કેટલાંક આશ્ચર્યકારક વચનો ઉચ્ચાર્યાં, તેથી મારો એવો ભાવ થઈ ગયો કે, તેનું મન મારામાં આસક્ત થઈ ગયેલું છે, માટે જેનું નીમક ખાધું, તેનામાં વિકાર ભાવના રાખવી અને નરકના અધિકારી થવું, એના કરતાં ભૂગોળમાં ભટકીને બીજી રીતે જીવનનો અંત આણવો, એ વધારે સારું છે. એવો નિશ્ચય કરી મારા ઈનામમાં મળેલા રૂપિયા પચ્ચીસ હજારની રકમ લઇને હું ગુપ્ત રીતે ત્યાંથી નીકળી પડ્યો અને લખનૌમાં આવી પહોંચ્યો. ટ્રેનમાં જ પ્રસિદ્ધ એડવોકેટ પત્રના સ્વામી અને તંત્રી પ્રખ્યાત કાંગ્રેશીયન બાબુ ગંગાપ્રસાદ વર્મા સાથે મારો મેળાપ થયો અને તેઓ મને પોતાને ઘેર અતિથિ તરીકે લઈ ગયા, એટલે ઉતરવા માટેની જગ્યા વગેરે શોધવાની કડાકૂટ

મારે કરવી જ ન પડી. હું લખનૌમાં ગયો, તે વેળાએ મોહરમના બે ત્રણ દિવસ વીતી ચૂકયા હતા અને તેથી ત્યાંના મોહરમના વખણાયલા મુસલમાન તહેવારો જોવાની મને એક અણધારી અને અલક્ષ્ય તક મળી ગઈ.

"ખાસ કરીને આપણા મુંબઇનગરમાં મુસલમાન કોમને બહુ જ તોફાની માનવામાં આવે છે અને તે સર્વાંશે નહિ, તો પણ કેટલેક અંશે ખરું પણ છે; એટલે કે, મુંબઈમાં તાજીયાના દિવસોમાં તેમનો એ તોફાની સ્વભાવ ખાસ કરીને ભયંકરતાથી બહાર નીકળી આવે છે અને તેથી જ આપણને એવો અભિપ્રાય બાંધવાનું એક કારણ મળે છે. પરંતુ લખનૌમાં મેં તદ્દન એથી ઉલટો જ રંગ જોયો. મુંબઈ પ્રમાણે ત્યાં દારૂનાં પીઠાં ત્રણ દિવસ સુધી બંધ રાખવાની અને પોલીસની પૂરતી વ્યવસ્થા રાખવાની કશી પણ અગત્ય પડતી નથી. વાઘ અને રીંછ આદિ બનવાનું ચેટક પણ ત્યાં જોવામાં આવતું નથી. કારણ કે, મોહરમના દિવસો ખાસ શોક પાળવાના જ છે. લખનૌમાં સર્વ મુસલમાનો તે શોકમાં જ પસાર કરે છે. ત્યાં અનીસ અને દબીરના રચેલા મર્સિયા એટલા અને એવા તો શોકથી ગાવામાં આવે છે કે, હિંદુ અને બીજી જાતનાં મનુષ્યોનાં નેત્રોમાંથી પણ ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળે છે. જો મુંબઈના મોહરમના તહેવારોમાં પણ લખનૌ જેવો જ સુધારો કરવામાં આવે તો દંગાફસાદ અને મારામારીનો વ્યાપાર ઓછો થઈ જવાથી મુસલમાનોની કીર્તિમાં ઘણો જ વધારો થવાનો સંભવ છે. જો દરેક મુસલમાન ગમમાં જ ગિરફતાર હોય, તો પછી તેને મારામારી અને શરાબખોરી કરવાનો પ્રસંગ જ ક્યાંથી સૂઝે? સાચ્ચા ધર્મી મુસલમાનોનું લખનૌમાં મને દર્શન થયું!

શાહનજફ, નાનો ઈમામવાડો, છતરમંજિલ અજાયબ ઘર–મ્યુઝીયમ–બેલીગાર્ડ, દિલકુશા અને એવાં જ કેટલાંક બીજાં લખનૌની પુરાતન જાહોજલાલીને દેખાડનારાં સ્થાનો પણ મેં જોયાં અને તેમનામાં બળવાનાં અવશિષ્ટ રહેલાં ચિન્હોનું પણ મેં નિરીક્ષણ કર્યું. આસિફુદ્દૌલાના સમયના લખનૌમાં ત્યાંના લોકોના કહેવા પ્રમાણે ઘણો જ ફેર પડી ગયો છે. વધારે વર્ણન કરવું હું યોગ્ય નથી ધારતો. નવ લાખની ઘટીને અઢી લાખની વસ્તીપર આવેલા એ નગરનું વર્ણન સવિસ્તર વાંચવું હોય, તો કેનનું 'પિકચરસ્ક ઇન્ડિયા" વાંચી જોજે.

"મહાત્મા જેવો સ્વભાવ ધરાવતા બાબુ ગંગાપ્રસાદ વર્માએ મારા આદરાતિથ્યમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી નહોતી. પંદર દિવસ ત્યાં વીતાડીને હું કરાંચી જવા ત્યાંથી ઉપડ્યો. પણ વચ્ચે અમૃતસર અને લાહોર જોવાની ભાવના થવાની પ્રથમ ઘણા દિવસથી કાને જેની કીર્તિ સાંભળી હતી, તે સુવર્ણમંદિર–જોવાને હું અમૃતસરમાં ઉતર્યો. મંદિર જોઇને હું લાહોર ગયો.

લાહોરમાં માત્ર હું ચોવીસ કલાક જ રહ્યો અને જે કાંઈ પણ જોઈ શકાય તે જોયું, માત્ર દિલ્હીના રંગીલા બાદશાહ જહાંગીરની કબ્ર જોઇને મારું મન વૈરાગ્યથી ભરાઈ ગયું. એ વખતે એક કવિનાં નીચેનાં વાકયોનું મને એકાએક સ્મરણ થઈ આવ્યું હતું;—

"દર દર ગદાગિરી હય યા હુકમરાનિયાં હયેં;
સબ ખ્વાબકી હયેં બાતેં જૂઠી કહાનિયાં હયેં;
ખાવરસે બાખ્તરતક જિન્કે નિશાં થે બરપા;
કુછ મકબરોંમેં બાકી ઉન્કી નિશાનિયાં હયેં!"*

"ત્યાંથી હું કરાંચી આવ્યો અને મારા બે ચાર મિત્રોને ત્યાં થોડાક દિવસ વીતાડીને હું પાછો એકવાર મુંબઈ નગરીમાં પગ મૂકવાને ભાગ્યશાળી થયો. મુંબઇમાં હું બંગાળી વેશમાં જ આવ્યો હતો અને વાલકેશ્વરમાં હું રહેતો હતો. મને ત્યાં એવી ખબર મળી કે, સુશીલાએ કેટલાંક કારણોને લીધે પુનર્લગ્ન કરવાનો વિચાર હાલ તરત તો માંડી વાળ્યો છે અને બૅરિસ્ટર થવા માટે તે થોડા જ દિવસમાં વિલાયત જવાની છે, એમ નક્કી થઈ ચૂકયું છે. એ વાત સાંભળીને મારા મનમાં એક પ્રકારનો નવો વિચાર ઉત્પન્ન થયો અને આજે હું જે લંડનમાંથી તને પત્ર લખું છું, તે એ જ વિચારનું પરિણામ છે. તે વખતે જો મારી ઇચ્છા હોત, તો 'કોન્જ્યુગલ રાઇટ'ના હિંદુ લૉ પ્રમાણે કોર્ટ માર્ફતે સુશીલાને હું મારા તાબામાં લઈ શકત; પણ સુશીલા વિલાયતમાં જઇને કેવોક રંગ જમાવે છે તે, અને તેનો આજકાલનો સુધારો કેટલી હદ સુધી આગળ વધી શકે છે, તે ખાસ કરીને જોવા માટે જ મેં એ વિચારને માંડી વાળ્યો અને સુશીલાના મુંબઇથી નીકળવા પહેલાં જ હું વિલાયત આવવા માટે ભારતનાં વૃક્ષોને છોડીને ચાલતો થયો.

"વિલાયત પહોંચતાં સુધીમાં વચ્ચે હું કયાંય ઉતર્યો ન હોતો અને તેથી મારા પ્રવાસવૃત્તમાં જાણવા જેવું વધારે કાંઈ પણ નથી. પાસે પૈસા તો હતા, પણ લંડન જેવા નગરમાં ઓળખાણ વિના એક પરદેશીય પુરુષને કેવી અડચણ ભોગવવી પડે છે, એનો મને ત્યાં સારો અનુભવ મળ્યો. હું માંસભક્ષક ન હોવાથી હોટેલમાં જવાનું તો મેં વ્યાજબી ન જ વિચાર્યું. હવે શું કરવું, એના હું ગંભીર વિચારમાં પડી ગયો. એટલામાં અચાનક મને એક દૈવી સહાયતા મળી ગઈ.

"પ્રખ્યાત 'રિવ્યુ ઑફ્ રિવ્યૂજ' પત્રના સ્વામી અને તંત્રી મહાશય મીઠ સ્ટેડ્ ગાડીમાં બેસીને ફરવા નીકળ્યા હતા. અચાનક તેમનાપર મારી દૃષ્ટિ પડી ગઈ. મેં તેમનો ફોટોગ્રાફ્ ઘણીકવાર જોયેલો હોવાથી તેમને ઓળખ્યા અને તેમને ખાસ્ એક ભારતવર્ષના હિતેચ્છુ અંગ્રેજ ગૃહસ્થ ધારીને તેમની સાથે વાતચીત કરવામાં મેં કોઈ પણ પ્રકારનો વાંધો ધાર્યો નહિ. નહિ તો, એ તો તને ખબર જ છે કે, ઇંગ્લિશ એટીકેટ પ્રમાણે જ્યાં સુધી કોઈ ત્રીજું ઓળખાણ કરાવનાર ન હોય, ત્યાં સુધી ગમે તેવી અડચણ છતાં પણ કોઈ અંગ્રેજ ગૃહસ્થ સાથે વાતચીત કરી શકાતી જ નથી. મારો બધો વૃત્તાંત સાંભળી લઇને તેઓ મને પોતાની સાથે લઈ ગયા અને બે ચાર દિવસને માટે પોતાને ત્યાં જ મને રહેવા કરવાની

* "જ્યાં ત્યાં જે ગરીબી અને અમીરી (બાદશાહી) જોવામાં આવે છે, તે સર્વ સ્વપ્નની જ વાતો છે—અસત્ય કથાઓ છે. એક છેડાથી બીજા છેડા સુધી જેમની હુકૂમતની નિશાનીઓ પ્રસરેલી હતી, તેમની કાંઇક નિશાનીઓ હવે મકબરામાં જ બાકી રહેલી છે." બેતાબ.

બધી સગવડ કરી આપી ને ત્યાર પછી હમેશને માટેની પણ સઘળી વ્યવસ્થા તેમણે જ કરી. પાછળથી જો કે હું જૂદો જ રહેતો હતો, પણ મી૦ સ્ટેડને મળ્યા વિનાનો મારો કોઈ દિવસ ભાગ્યે જ વીતતો હતો. હું વિલાયતમાં રહેવા લાગ્યો. અહીં મારે હવે વિલાયતમાં ધર્મ સચવાય છે કે નહિ, એ વિશે તને થોડીક અનુભવની વાતો જણાવવાની છે.

"વિલાયતમાં માંસ અને મદિરાનું સેવન જો કોઈ ન કરે, તો ચાલી શકે. પરંતુ આપણે સ્પર્શ અસ્પર્શનો હિન્દુસ્તાનમાં આટલો ભેદ માનીએ છીએ, તે ભેદ અહીં જાળવી શકાતો જ નથી. યૂરોપિયનોના પાઉં બિસ્કીટ અને ચાહે કાફી તથા વેજીટેબલ ફુડ લીધા વિના નિર્વાહ થવો, અસંભવિત અને અશક્ય જ છે. કારણ કે આપણી જાતના નોકરો હિન્દુસ્તાનમાંથી લાવે ને તે પદાર્થ લાવી હાથે રાંધી ખાય, એવી સગવડ બની શકતી જ નથી. તેમ જ નોકર હોય, તો પણ પવિત્રતા તો ભાગ્યે જ જાળવી શકાય. કારણ કે, જ્યાંની સમસ્ત પ્રજા જ એક જાતિની અને માંસભક્ષક હોય, ત્યાં મુઠ્ઠીભર હિન્દુઓની પવિત્રતા જળવાઈ જ ક્યાંથી શકે? છતાં પણ જે સદ્‌ગૃહસ્થો અને સારા વિદ્યાર્થીઓ પોતાથી બની શકે તેટલું પણ જો ધર્મનું પાલન કરતા હોય, તો પણ તેમને ધન્યવાદ આપવો જોઇએ. અહીં આવેલા ઘણા ખરા વિદ્યાર્થીઓ મને તો આ વિચારના જ જોવામાં આવ્યા:—

"કા'બા ન કરબલા ન મદીનેકો જાયઁગે;
હમ અપની ડેઢ ઇંટકી મસ્જિદ બનાયઁગે!
જન્નતકો અપની શેખ઼ જહન્નમેં ઝોંક દે;
લંડન કે હોટલોમેં મજ઼ે હમ ઉડાયઁગે!
શુકે ખ઼ુદા ખિયાલ લમારા વસીઅ હય;
સૌકી જગહ હજાર હમેશા ઉઠાયઁગે!
હમકો નહીં પસંદ સ્વદેશીકી છેડછાડ;
યૂરપ કે તાજિરોંકા ન હમ દિલ દુખાયઁગે!
પડતા હય ઇસ્મે ખ઼ૂન તો પરવા નહીં હય કુછ;
શક્કર હમેશા હમ તો વિલાયતકી ખાયઁગે.
હમકો નહીં પસંદ કોઈ ચીજ઼ મુલ્કકી;
યૂરપસે અપને વાસ્તે હર શય મંગાયઁ!
જાહેલ હયેં બેસવાદ હયં બિલ્કુલ જ઼નાને હિન્દ;
એક ઔરતે ફિરંગસે હમ દિલ લગાયઁગે!
હિન્દોસ્તાનમેં તો ન શાદી કરેંગે હમ;
લંડનસે અબકી બાર મડમ કોઈ લાયઁગે!
પરદા હય ઔરતોંકા સરાસર ખ઼િલાફે અકલ;
બેગમકો અપને હાથ હવા હમ ખિલાયઁગે!
યે વજા અહલે હિન્દ હયે તહજીબકે ખિ઼લાફ઼;
છોડેંગે યે લિબાબ મોહજ્જિબ કહાયઁગે!

બાતેં કભી કરેંગે ન હિન્દી જબાનમેં;
બેરિસ્ટરીકી હમ જો સનદ લેકે આયેંગે!
જલ્સેમેં અહલે હિન્દ કે શામિલ નહોંગે હમ;
ઈન નીમવહશિયોંકા ન મુંહ હમ લગાયેંગે!
કુછ શક નહીં કે, દુશ્મને તહઝીબ હયેં યે લોગ;
સોહબતમેં ઇન્કી હમતો ન ઇજ્જત ગવાયેંગે!
વ્હિસ્કી પીએંગે લુત્ફ ઉઠાયેંગે વાઇનકા;
ગર્દન મરોરી મુર્ગિયાં રગ્બતસે ખાયેંગે!
ખાના જો ઘરમેં ખાતે હયેં હોતા હય ખર્ચ કમ;
ઠાની હય દિલમેં આજસે હોટલમેં ખાયેંગે!
"સૈયદ" ને યે કહા કે યહી ખબ્ત હય અગર;
તો આપ સારે શહરમેં પાગલ કહાયેંગે!*

---

* ઉપરની ઉર્દૂ કવિતાનો ગુજરાતી ભાવાર્થ આ પ્રમાણે છે;—

"કા'બા, કરબલા કે મદીનામાં જવાની અમને કશી પણ અગત્ય નથી; અમે અમારી દોઢ ઇંટની એક જૂદી જ મસ્જિદ બનાવી લઇશું. ધર્મગુરુઓ સ્વર્ગ ને જહન્નમના ખાડામાં ભલેને નાંખી દે, અમે તો અમારે લંડનની હોટલો—ના સ્વર્ગ-માં જ મજા ઉડાવીશું. એટલો પણ ઈશ્વરનો આભાર કે, અમારા વિચાર ઉદાર છે, એટલે સોને ઠેકાણે હજાર ઉડાવવામાં કશો પણ વાંધો આવે એમ નથી. સ્વદેશી ચળવળાટ અમને જરાય ગમતો નથી; કારણ કે, યૂરોપના વ્યાપારીઓનાં મનને દુ:ખવું, એ અમે વ્યાજબી નથી ધારતા. લોકો કહે છે કે, પરદેશી શાકરમાં લોહી વગેરે પદાર્થો પડે છે, પણ તેની ચિંતા નહિ—અમે તો ગમે તેવી પણ વિલાયતી શાકર જ ખાવાના. આપણા દેશની કોઈ પણ વસ્તુ અમને ગમતી નથી, એટલા માટે અમે તો પ્રત્યેક વસ્તુ વિલાયતથી જ મગાવીશું. વળી હિંદુસ્તાનની સ્ત્રીઓ જંગલી અને અશિક્ષિત હોવાથી અમે તો કોઈ ફિરંગણુ (મડમ સાહેબ) સાથે જ પ્રેમનો દાવ માંડીશું; એટલે કે, હિંદુસ્તાનમાં વિવાહ ન કરતાં લંડનથી જ કોઈ મડમને ઉપાડી લાવીશું. સ્ત્રીઓને પડદામાં રાખવી, એ બુદ્ધિથી વિરુદ્ધ કાર્ય હોવાથી, અમે પોતાની પ્રમદાને હવા ખાવાને સાથે જ લઈ જઇશું. હિંદીવાનો શાહરસમથી બહુ જ અંજાણ હોવાથી યૂરોપિયનોનો પોશાક પહેરવો, એ જ વધારે સારું છે. જો બેરિસ્ટર બનીને હિંદુસ્તાનમાં હવે આવીશું, તો પોતાની ભાષા—જંગલી ભાષા—બોલ-વાનું સદંતર છોડીને ગોટપીટને જ માતૃભાષા બનાવીશું. તેમ જ અર્ધ જંગલી હિંદુ-ઓના જલસામાં પણ અમે શામેલ નહિ થઇએ. મનુષ્યત્વથી હિંદીઓ રહિત છે, માટે એમનો સંગ કરીને અમે પોતાની આબરૂ ખોવાના નથી. વ્હિસ્કી અને વાઈ-નના રંગથી હૃદયને રંગીને મુરગી મુરગાનો ભક્ષ કરવા માંડીશું. ઘરમાં ખાતાં ખર્ચ બહુ જ ઓછો થતો હોવાથી આજથી મનમાં હોટલમાં જમવાનો જ નિશ્ચય કરેલો છે."

સુધારકનાં એ વાકયો સાંભળીને કવિ સૈયદ કહે કે:—

"ભાઈ! જો આપના મગજમાં એવું જ ભૂત ભરાયલું છે, તો આખા શહેરમાં લોકો તમને ગાંડો જ કહેવાના." "પૈસા અખબાર" લાહોર.

"અહીં મારે જણાવવું જોઇએ કે, સુધારાવાળાને કોઈ ગાંડા કે ઘેલાનો ઇલકાબ આપે, એની પરવા જ ક્યાં છે? તેઓ તો "નાક કટા તો કટા, મગર ઘી તો ચટા!" એના જેવો જ હિસાબ રાખીને બેઠા છે તો!

વિલાયતમાં આવનાર એવા પાગલો જ જ્યાં વધારે સંખ્યામાં હોય ત્યાં દેશના ઉદયની આશા રાખી જ કેમ શકાય? અર્થાત્ વિલાયત જઈ આવેલાને પ્રાયશ્ચિત્ત તો કરાવવું જ જોઇએ, એવો મારો તો દૃઢ અભિપ્રાય છે.

"મી૦ સ્ટેડ્ સાથે જેમ જેમ મારો પરિચય વધતો ગયો, તેમ તેમ તેમના તરફથી મને ઘણો જ લાભ થતો ગયો. "બેઠા બેઠા ખાવાથી તો કુબેરનો ભંડાર પણ ખૂટી જાય" એ કહેવતને ધ્યાનમાં લઇને તેમણે મને કોઈ પણ વ્યવસ્થા કરીને ધન ઉપાર્જન કરવાની સૂચના કરી. વિલાયતમાં વ્યાપાર કરી શકાય, એટલી મોટી નાણાંની રકમ તો મારી પાસે હતી જ નહિ, એટલે તેમણે એક કોલેજમાં લાગવગ લગાડીને મને સારા પગારે એક પ્રોફેસરની પદવી અપાવી, કે જે આજ સૂધી ચાલૂ છે. હું વિદ્યાર્થીઓને ઇંડિયન ફિલોસોફીનું શિક્ષણ આપું છું અને એથી મારા પોતાના અભ્યાસમાં પણ ઘણો જ વધારો થતો જાય છે. કરકસરથી રહેવાને લીધે આરામમાં મારા દિવસો વીતાડવા સાથે હું મારા પગારમાંથી થોડો ઘણો બચાવ પણ કરી શકું છું. અત્યારે હું સારી સ્થિતિમાં છું.

"એ તો જાણે મારા જીવનક્રમનો વૃત્તાંત થયો. હવે હું મુખ્ય જે હેતુથી અહીં આવેલો છું, તે વિશે કાંઇક લખીશ. સુશીલાનો અહીં બેરિસ્ટરીનો અભ્યાસ ચાલુ છે. મારા અહીં આવ્યા પછી લગભગ બે માસે તે વિલાયત આવી હતી અને પ્રથમ તો તે નેશનલ ઇંડિયન એસોસિએશનની દેખરેખ તળે જ રહેલી હતી; પરંતુ ત્યાંની પરતંત્રતા તેને પસંદ ન આવવાથી, પાછળથી તે એક જૂદા મકાનમાં રહેવા લાગી ને તે અદ્યાપિ ત્યાં રહે છે. પ્રથમ જ્યારે તે આવી, ત્યારથી એક અમુક બનાવ બન્યો ત્યાં સૂધી તે અંગ્રેજી મડમના ડ્રેસમાં જ રહેતી હતી. એક બીજી મડમ સાથે તેની સારી મિત્રતા બંધાયલી હતી. અહીં આપણી હોળી જેવો એક તહેવાર પાળવામાં આવે છે અને રંગને બદલે બિભત્સભાવથી નવયૌવના સ્ત્રીઓપર સેંટ અને લવેંડર આદિ સૌગંધિક પ્રવાહી પિચકારીઓથી ઉડાવવામાં આવે છે. સુશીલા એ તહેવાર જોવાને મેળામાં ગઈ અને તેનાપર જળવૃષ્ટિ થવાથી તે બેભાન થઈ ગઈ. એટલામાં એક બંગાળી બાબુએ આવીને સહાયતા કરી તેને ઘેર પહોંચાડી. તે દિવસથી સુશીલા તેનાપર મોહિત થઈ. એ બાબુનું નામ નિશાનાથ ગુપ્ત છે. નિશાનાથ સ્વદેશાભિમાની અને સદ્ગુણી ગૃહસ્થ છે. તેના ઉપદેશો અને સદ્ગુણો સુશીલામાં પણ આવવા માંડ્યા છે. વિલાયતી ફેશન અને અભક્ષ્ય પદાર્થોનો તેણે ત્યાગ કરી દીધો છે. રજનીકાંત વિશે તેના મનમાં જે ધિક્કાર હતો, તે નીકળી ગયો છે; છતાં આજ સૂધી મારા માટે તેના હૃદયમાં સ્નેહની જાગૃતિ થયેલી હોય, એમ જોવામાં આવતું નથી. એનું કારણ હું ધારું છું કે, તે મને મરી ગયેલો ધારી બેઠી છે, એ જ છે. સ્ત્રીને સ્વામીનો આધાર અવશ્ય હોવો જ જોઇએ, એ સિદ્ધાંતના રહસ્યને તે હવે સારી રીતે જાણવા લાગી છે અને તેથી નિશાનાથને

તેણે પોતા સાથે લગ્નના સંબંધથી જોડાવાની પ્રાર્થના પણ કરેલી મેં સાંભળી છે. નિશાનાથે ઘણીક રકઝક પછી એ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો છે અને તેમનું પુનર્લગ્ન અહીંઆં આજકાલમાં થાય, એવી વાત સાંભળવામાં આવે છે. સુશીલાના આજ-કાલના વર્તનથી એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે, પોતાના નવીન પતિને—નિશાનાથને તો અવશ્ય પરણીને સંતોષ આપશે જ. સુધારાનો પવન તેના માથા-માંથી નીકળી ગયો છે. અહીં બીજી એ વાત પણ મારે તને જણાવવી જોઇએ કે, એ પુનર્લગ્ન માટે સુશીલાના પિતા નલીનીકાંત રાવબહાદુરની પત્રદ્વારા અનુમતિ મળી ચૂકી છે, એમ સુશીલાએ નિશાનાથને જણાવ્યું છે. મારી એ લગ્નમાં વિઘ્ન-રૂપ થવાની ઇચ્છા નથી.

"તારા માળામાં એક સંન્યાસિની બાઈ આવી વસેલાં છે, તેમની મેં ઘણી પ્રશંસા સાંભળેલી છે, માટે તેમને મારા "નમો નારાયણ" કહેજે અને મારાં નવાં ભાભીને મારીવતી ક્ષેમ સમાચાર પૂછજે. નવીનચન્દ્રને યથાયોગ્ય વંચાવજે અને મારાં સુશીલ સાસુને અત્યારે નહિ, પણ સુશીલાનું પુનર્લગ્ન થઈ જાય ત્યાર પછી મારા કુશળ સમાચાર જણાવજે. મને પત્ર લખે, તો તે "રિવ્યુ આફ રિવ્યુઝ"ની ઓફીસના એડ્રેસપર લખજે.

તારો સદાનો આભારી અને સ્નેહાકાંક્ષી બંધુ

**રજનીકાંત."**

પત્રનું વાચન પૂરું થયું. નવીનચન્દ્ર, સરસ્વતી અને રમણિક આશ્ચર્યથી દિગ્મૂઢ જેવાં બની ગયાં. કેટલીકવાર સૂધી તો તેમના મુખમાંથી એક શબ્દ પણ બહાર પડ્યો નહિ. માત્ર સંન્યાસિની જ શાંત અને ગંભીર ભાવ ધારીને બેસી રહી. તેના મુખમંડળમાં આશ્ચર્યનું એક પણ ચિહ્ન દૃષ્ટિગોચર થતું નહોતું. સર્વને એવી રીતે નિર્જીવવત્ થઈ ગયેલાં જોઇને મુખમાં તે મંદ હાસ્યની છટા લાવીને કહેવા લાગી કે, "શું છે? તમો સર્વને શું થઈ ગયું? પત્રના વાચનથી આશ્ચર્ય-ચકિત થઇને આમ અચેતન જેવાં કેમ થઈ ગયાં છો?"

"સાધારણ બુદ્ધિનો કોઈ પણ માણસ આ પત્રને જોતાં જ ગાંડો ઘેલો બની જાય, એ સ્વાભાવિક છે. એ પત્રમાં એવા જ ભેદો સમાયલા છે." નવીનચન્દ્રે આશ્ચર્યની નિદ્રામાંથી જાગૃત થઇને પોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપ્યું.

"એમાં એવો તે શો ભેદ છે?" સંન્યાસિનીએ વળી પ્રશ્ન કર્યો.

"એ જ કે, આજ દિવસ સૂધીમાં રજનીકાંત વિષેની કોઈપણ વાત આપણા જાણવામાં આવી નહોતી, અને તે એટલે સૂધી કે, તે પોતે જીવતો છે કે નહિ, એ પણ આપણે જાણતા નહોતા; અને અહીંની જરાએ જરા ખબર એને કેવી રીતે મળી શકી હશે, એની કલ્પના અમારા મનમાં કોઈ પણ રીતે આવી શકતી નથી." રમણિકે ઉત્તર આપ્યું.

"ખરેખર! આ કાગળથી તો એમજ દેખાય છે કે, રજનીએ સુશીલાની હીલચાલની દેખરેખ રાખવામાં એક સારામાં સારા ડિટેક્ટિવનું જ કામ બજાવ્યું છે." નવીનચંદ્રે કહ્યું.

"એ બધા ભેદો તો યોગ્ય સમય આવતાં પોતાની મેળે જ જાણવામાં આવી જશે. પણ અત્યારે જે બાબતનો તમારે ઘણી જ ગંભીરતાથી વિચાર કરવો જોઇએ, તે બાબત તો બીજી જ છે. પણ આ આશ્ચર્યે તમને એવા ભૂલાવામાં નાંખી દીધા છે કે, તેનો વિચાર તમે કરતા જ નથી." સંન્યાસિનીએ શોકાંકિત મુખમુદ્રા કરીને ઉપાલંભના રૂપમાં એ વચનો ઉચ્ચાર્યાં.

"એવો બીજો ગંભીર વિષય શો છે વારુ?" રમણિકે પૂછ્યું.

"એ જ કે, રમણિકભાઈ! રજનીકાન્ત તમારો એક બંધુ સમાન મિત્ર થાય છે અને આપણા આર્ય ધર્મ અનુસાર આ નવીનચંદ્રનો બનેવી થાય છે. તમારો મિત્ર જીવતો છતાં, તેની સ્ત્રી બીજો ધણી કરે, એમાં તમારે નીચું જોવાનું નથી કે શું? વળી આ નવીનચંદ્રને તો બે પ્રકારે નમવા જેવું થઈ પડશે. એક તો રજનીના સંબંધથી અને બીજું બહેન જીવતે ધણીએ બીજો ધણી કરશે તેથી મારા કહેવામાં તમને કશું પણ અયોગ્ય તો નથી લાગતું ને?" સંન્યાસિનીએ કહ્યું

"આપનું કહેવું તો યથાર્થ અને યોગ્ય જ છે, પરંતુ એના પ્રતિકારનો ઉપાય શો કરવો?" રમણિકે સવાલ કર્યો.

"એ વિચારવાનું કામ તમારું છે, મારું નથી." સંન્યાસિનીએ કહ્યું.

"રજનીકાંતે નિશાનાથવિષે વધારે કાંઈ પણ લખ્યું નથી, નહિ તો આપણે તેને તારદ્વારા ખબર આપીને રજની જીવતો છે, એમ તેને જણાવત અને વિવાહને અટકાવી દેત. વળી રજની પોતે એ કામમાં વચ્ચે આવવા નથી માગતો, ત્યારે આપણે જ શા માટે વ્યર્થ એટલા ઉંડા પાણીમાં ઉતરવું? હશે—સુશીલાનાં કર્યાં સુશીલા સાથે. એનાં દુષ્કર્મોનો બદલો એને ઈશ્વર જ આપશે!" રમણિક બોલ્યો.

"પણ આમ થવાથી આપણું નાક કેવું કપાઈ જશે, એનો પણ કાંઈ વિચાર કર્યો? કાકાજીએ અનુમોદન આપ્યું, એ વળી ઘરડે ઘડપણ તેમને શું સૂઝ્યું હશે! સુધારાએ તો આપણું બધી જ રીતે નખ્ખોદ વાળવા માંડ્યું છે!" સરસ્વતીએ નવીનને ઉદ્દેશીને કહ્યું.

"નહિ, નહિ—એમ તો નહિ જ થાય! એ વંઠેલી સુશીલાને તેના નવા ધણી સાથે સુખમાં તો હું નહિ જ રહેવા દઉં!" સરસ્વતીના ઉપાલંભથી છેડાઈ ગયેલા નવીનચંદ્રે કોપદર્શક ઉદ્ગાર કાઢ્યા.

"તમે તેના સુખનો પ્રતિબંધ કેવી રીતે કરશો?" સંન્યાસિનીએ સંશયયુક્ત મુદ્રાથી પૂછ્યું.

"સુશીલાને શિરે બાઇગેમીનો અને તેના નવા પતિપર એડલ્ટરીનો ચાર્જ મૂકીને, બન્નેને કોર્ટમાં ઘસડીશું. પછી જે કરવાનું હશે, તે કોર્ટ પોતાની મેળે જ કરી નાખશે." નવીનચંદ્રે ઉત્તર આપ્યું.

"પરંતુ એવો આડો માર્ગ શા માટે લેવો જોઇએ?" સંન્યાસિનીએ પુનઃ પ્રશ્ન પૂછ્યો.

"શઠંપ્રતિ શાઠ્યં કુર્યાત્—જેવાની સાથે તેવા જ થવું જોઇએ—ટિટ ફૉર ટૅટ—" નવીનચંદ્રે જવાબમાં બે ત્રણ કહેવતોનો તત્કાળ ઉપયોગ કરી નાંખ્યો.

"પણ એમ કરવાથી તમારી આબરૂમાં વધારો થશે, એમ તમારું ધારવું છે કે?" રમણિકે માથું ખજવાળતાં ખજવાળતાં ભવાં ચઢાવીને ધીમો સવાલ કર્યો.

"ના એમ મારું ધારવું છે જ નહિ." નવીનચન્દ્રે જવાબ આપવા માંડ્યો. "મારી તો સ્હામી એવી જ ધારણા છે કે, એમ થવાથી આપણી ફજેતી ચાર જણ વધારે જાણશે અને છાપે ચઢવાથી આપણી આબરૂમાં સામો બટાડો થવાનો જ સંભવ છે. પણ એથી આપણને બીજો એક મહાભારત લાભ થવાનો વકી છે. આજકાલ સુધારાના સપાટામાં આવીને યુવતી સ્ત્રી અને યુવા પુરુષો છેક છટકેલાં બનતાં જાય છે અને સ્વતંત્રતાની યોગ્ય મર્યાદાનું ઉલ્લંઘન કરીને સ્વચ્છંદતાના મલિન પ્રદેશમાં ભટકવા માંડે છે, એથી અનેકોનાં સંસારસુખોનું સત્યાનાશ નીકળી જાય છે. માટે જો આ કેસમાં સુશીલા અને તેના નવા ધણીને શિક્ષા કરાવવામાં આપણે ફતેહમંદ ઉતરીએ, તો બીજાં દુરાચારી નરનારીઓ એવું અવિચારી પગલું ભરતાં અટકી જશે અને તેથી આપણી આખી ઉચ્ચ હિન્દુ જ્ઞાતિને અલભ્ય લાભ થશે. પોતાના જ ખાસ લાભ માટે આપણે જોખમમાં ઉતરીએ, એમાં નવાઈ જેવું કાંઈ પણ નથી; પણ બીજાના લાભ માટે આત્મભોગ આપવામાં જ મનુષ્યની ખરી મહત્તા સમાયલી છે. જ્યારથી પવિત્ર ભરતભૂમિનાં આર્યસંતાનોએ સ્વાર્થને પ્રધાન ગણી પરમાર્થના માર્ગનો ત્યાગ કર્યો છે, ત્યારથી જ આપણી માતૃભૂમિને દીન અને હીન જેવાં વિશેષણોથી સંબોધવાનો આપણને દુઃખદાયક અને શોકપ્રદ પ્રસંગ પ્રાપ્ત થયેલો છે."

"તમારા મનમાં જો એવી જ ભાવના હોય તો તે સર્વથા યોગ્ય અને પ્રશંસનીય જ કહી શકાય!" સંન્યાસિનીએ ઉદ્દગાર કાઢ્યો.

"પણ એમ કરતાં તમે તમારા કાકાના કોપના હેતુ થઈ પડશો અને વ્હાલામાં વૈરનો અગ્નિ પ્રકટશે, એનો પણ તમે કાંઈ વિચાર કરી જોયો છે ખરો કે?" દીર્ઘદર્શી રમણિકે પાછો એક નવો સંશય ઉત્પન્ન કરીને, એ પ્રમાણે પૂછ્યું.

"કાકા પોતે જ જ્યારે કુમાર્ગે ચાલવા બેઠા છે, ત્યારે ન્યાય અને ધર્મનો નાશ થતો આપણે ક્યાં સુધી જોતા બેસી રહીએ? કાકાએ કાગળમાં સુશીલાને પુનર્લગ્નની પરવાનગી આપી, તે વેળાએ તેમના મનમાં કાંઈ પણ વિચાર નહિ આવ્યો હોય? ન્યાયના માર્ગમાં વ્હાલાં અને સગાંનો લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી.

'ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
अविनीता रिपुर्भार्या पुत्रः शत्रुरपंडितः' ॥

"અર્થાત્ કરજ કરનાર પિતા શત્રુ છે; જેમ માતા વ્યભિચારિણી હોય તે પણ શત્રુ સમાન છે; વિનયહીન વનિતા પણ રિપુ જ ગણાય છે અને મૂર્ખ પુત્ર પણ દુશ્મનની જ ગરજ સારે છે. માટે એ સઘળાં સાથે શત્રુ જેવું જ વર્તન રાખવું જોઇએ."

"તમારા વિચારો ઠીક છે-પણ અત્યારે એની વધારે હોહા કરવા કરતાં જ્યારે પ્રસંગ આવશે, ત્યારે આપણે યોગ્ય ઉપાયોની યોજના કરી લઇશું. હાલમાં

તો એ વાત જાણે આપણે જાણતા જ નથી, એવો જ દેખાવ રાખવો." એમ કહીને રમણિક ઉઠયો. કારણ કે, જમવાનો વખત થઈ ગયો હતો. રજનીનો ફોટોગ્રાફ ઉતાવળમાં તે ત્યાં જ ભૂલી ગયો.

પોતાના પતિના આવા સારા વિચાર અને આવા ઉત્કૃષ્ટ ઉદ્ગાર સાંભળીને સરસ્વતીને આજે પોતાના સ્ત્રીજન્મની ધન્યતા ભાસવા લાગી. જે સ્ત્રીનો સ્વામી સારો હોય, તેજ સ્ત્રીના સંભવ (જન્મ)ની સાર્થકતા થાય છે, એ સિદ્ધાન્તને સરસ્વતી સારી રીતે સમજતી હતી. નવીનચંદ્ર અને સરસ્વતી જમવાને રસોડામાં ગયાં, એટલે સંન્યાસિની, ટેબલપર રજનીકાંતની છબીને એક પુસ્તકના આધારે ઉભી રાખીને તેના નિરીક્ષણમાં એક ધ્યાનથી લીન થઈ ગઈ—થોડીવાર પછી તેનાં નેત્રોમાંથી ઉષ્ણ નીરની અસ્ખલિત ધારાનું વહન થવા લાગ્યું. આશ્ચર્ય! સંન્યાસિનીનાં નેત્રો સાથે અશ્રુનો શો સંબંધ?



## પ્રકરણ ૩૨ મું
## સ્ત્રીકર્તવ્યની ભિન્નતા

આજકાલ કરતાં બે માસ થયાં સુશીલા અને નિશાનાથ, પુનર્લગ્નના નવીન શરીર સંબંધથી એક બીજા સાથે સદાને માટે જોડાઈ ચૂકયાં છે. રજનીકાન્ત કયાં છે, જીવે છે કે મરી ગયો છે, એના નિશ્ચયથી પૂર્વે પુનર્લગ્ન થયાં છે. આવાં પુનર્લગ્ન થાય છે, ને થશે—તેમાં અમને તો કંઈ નવીનતા જ નથી. 'કણબીનો ફુમો એક મરે ને બીજો ઉભો,' તેમાં કૌતુક નથી, પણ એક જીવતે બીજો ઉભો, તેમાં કૌતુક છે. એમ થાય ત્યારે જ સુધારાચંદ્રદાસ લાલની વાહવાહ! સ્ત્રીઓનાં કર્તવ્યની પ્રપૂર્ણતા, ને આ દેશની ઉન્નતિ—રાજ્યપ્રાપ્તિનો સમય સમીપ જ જાણવો. પુરુષો એક મરે કે બીજી, ને બીજી મરે કે ત્રીજી, એમ વારંવાર પરણે છે; એક પર બીજી, બીજીપર ત્રીજી કરે છે, અમને પણ મન થાય છે કે, શા માટે સ્ત્રીઓને તે છૂટ આપવી નહિ? સ્ત્રીઓને છૂટ જોઇએ છે, સંસાર સુધારકોને તે અપાવવી છે, અમે પણ તેમાં ખુશી છીએ ને અમારો ખોદાયજી પણ તેમાં ખુશી છે! સરોચશ્મથી ખુશી છે. છૂટ આપવાને જ અમે ખુશી નથી, પણ સ્ત્રીઓને માટીડાજી—મર્દોને મર્દ બનાવવાને ખુશી છીએ; પણ કમનસીબ વિધાતાના હાથમાં જ ઈશ્વરે એ કુંભારનું કામ રહેવા દીધું છે! અમારી તો એટલી જ ઇચ્છા છે કે, આ જમાનામાં બાઈ સાહેબો પોલકાં પોલકીને સાલ્લા ઘાઘરા મૂકી કોટપાટલૂન ને પાઘડી પહેરી ફરે! બધી છૂટ ત્યાં. એની ના સુધારાચંદ્રો પાડશો નહિ, ને તેનો ઉદ્યોગ જારી કરશો તો સર્વ તરફથી ટેકો પણ મળશે.

હવે એ ટાહેલું રહેવા દો ને આપણી સુશીલાબાઇની કથા ચલાવો. પુનર્લગ્ન કીધાં. સુધારાની ફતેહ થઈ. જેવી રીતે સાધારણ રીતે અમુક મિત્રો અને ગૃહસ્થોની સાક્ષીથી પુનર્લગ્ન કરવામાં આવે છે, તેવી જ રીતે નિશાનાથનાં અને સુશી-

લાનાં એ પુનર્લગ્નની કેટલાક હિંદી અને યુરોપિયન મિત્રોના દેખતાં એક બ્રાહ્મણ વિદ્યાર્થીના અધ્વર્યુંપણાથી સમાપ્તિ કરવામાં આવી હતી. લગ્નસંબંધ થવા પછી સુશીલા પોતાના જૂના નિવાસસ્થાનને છોડીને હાલમાં નિશાનાથના નિવાસાલયમાં આવીને વસેલી છે અને એક સ્ત્રી તરીકે, સ્વામીને પોતાથી બની શકે તેટલો સંતોષ આપવા માટેના પ્રયત્નો કર્યા કરે છે. લગ્નને દશ બાર દિવસ થઈ ગયા છે. આજે બપોરે જમ્યા પછી નિશાનાથ ઇઝીચેરમાં એક ચોપડી વાંચતો પડ્યો હતો, અને સુશીલા સાડી વગેરે બદલવામાં રોકાયલી હતી. વસ્ત્ર પરિધાન કરવા પછી બેચાર પુસ્તકો હાથમાં લઇને સુશીલાએ નિશાનાથને વિનયથી કહ્યું કે, "વહાલા! હું કલાસમાં જઈ આવું કે?"

નિશાનાથે ચોપડી મૂકી દીધી અને થોડીવાર કાંઈ પણ જવાબ આપ્યો નહિ. અંતે તેણે કહ્યું; "સુશીલા! આજે કલાસમાં જવાનું માંડી વાળો. અહીં બેસો અને હું જે એક વાત કહેવાનો છું, તે ધ્યાન દઇને સાંભળો. આજે મારા મનમાં કેટલાક નવીન વિચારોએ નિવાસ કરેલો છે."

"બહુ સારું." એમ કહીને સુશીલાએ પુસ્તકો પાછાં શેલ્ફપર મૂકી દીધાં અને સામેના કોચપર પતિ શું કહે છે, તે સાંભળવાની વાટ જોતી બેઠી. કારણ કે, ધીમે ધીમે તે પરતંત્રતા ભોગવવાની રીતિને શીખતી જતી હતી. પતિની મહત્તા પત્ની કરતાં અધિક છે, એના રહસ્યને પુનર્લગ્ન કીધા પછી તે જાણવા લાગી, એથી જ પતિની આજ્ઞાને તેણે તત્કાલ માન્ય કરી હતી.

"સુશીલા! મારા વચનને માન આપી તમે અંગ્રેજી વસ્ત્ર, અંગ્રેજી ખોરાક અને અંગ્રેજી રિવાજોનો ત્યાગ કર્યો, એ માટે હું તમારો ઘણો જ આભાર માનું છું. પરંતુ તમે જાણો છો તો ખરાં જ કે, લોભને થોભ હોતો જ નથી. એથી વળી આજે એક બીજી વસ્તુનો પણ તમારાથી વિયોગ કરાવવાની મારા મનમાં ઇચ્છા થઈ છે. પણ મારી આજની આજ્ઞા તમે માન્ય કરશો ખરાં કે? મારી તો એવી ધારણા છે કે, સુશીલા કોઈ દિવસે પણ દુઃશીલા નથી જ થવાની." નિશાનાથે સુશીલાના મનમાં વિક્ષોભ ઉત્પન્ન કરનારાં વાક્યો ઉચ્ચાર્યાં.

"ડીયર, તમે શું કહેવા ઇચ્છો છો?" સુશીલાએ નમ્ર અને વિનીતભાવથી કંપતા સ્વરે પ્રશ્ન કર્યો.

"એ જ કે, બૅરીસ્ટરના અભ્યાસની આજથી તમે પૂર્ણાહુતિ કરી નાંખો તો વધારે સારું." નિશાનાથે ઉત્તર આપ્યું.

"એનું કારણ? મારી બે અઢી વર્ષની મહેનતપર પાણી ફેરવું?" સુશીલાએ ખિન્ન વદનથી કહ્યું.

"ખરી રીતે જોતાં પોતાનાં કર્ત્તવ્યથી, એટલે કે આર્ય અબળાના ધર્મથી વિરુદ્ધ વર્તીને તમે તમારાં અત્યાર સુધીનાં બધાં વર્ષોપર જ પાણી ફેરવી ચૂકયાં છે, ત્યાં આ પાણીના શા હિસાબ! તમારા સ્ત્રીજન્મની સાર્થકતાનો આરંભ તો હવે અત્યારથી જ થવાનો છે. એ વાત કદાચિત્ તમારા જાણવામાં તો નહિ જ

આવી હોય, અને આવે પણ ક્યાંથી? પોતાની પીઠને કોઈ પણ જોઈ શકતું નથી.' નિશાનાથે માર્મિકતાથી એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે, સ્ત્રીઓએ શિક્ષણનો લાભ મેળવવો જ ન જોઇએ?" સુશીલાએ અયોગ્ય સંશય દર્શાવ્યો.

"મારા કહેવાનો એવો ભાવાર્થ જ ક્યાં છે? હું તો વિરુદ્ધ પક્ષે એવો જ વિચાર ધરાવું છું કે, સ્ત્રીઓએ વિદ્યા અને જ્ઞાનથી વિભૂષિત થવું જ જોઇએ. પરંતુ એમાં વિવેક કરવાની ઘણી જ આવશ્યકતા છે. જેવી રીતે પુરુષના શરીર કરતાં સ્ત્રીના શરીરની રચના જ નૈસર્ગિક રીતે ભિન્ન છે, અને સ્ત્રીનાં વસ્ત્ર તથા અલંકારોમાં પણ જેવી રીતે ભિન્નતા રહેલી છે, તેવી જ રીતે સ્ત્રીનાં શિક્ષણક્રમમાં પણ ભિન્નતા હોવી જ જોઇએ. પુરુષ કરતાં સ્ત્રીનાં કર્ત્તવ્યો સર્વથા ભિન્ન છે અને તેથી તેનું શિક્ષણ ભિન્ન હોવું જ જોઇએ. જેવી રીતે પુરુષનાં વસ્ત્રો ધારણ કરવાથી સ્ત્રીના સ્વાભાવિક સૌન્દર્યનો સંહાર જ થાય છે, તેવી જ રીતે પુરુષોની વિદ્યામાં વિલીન થવા જતાં સ્ત્રીના સ્ત્રીત્વનો વિનાશ થઈ જાય છે-એથી અબળાની સ્થિતિ ત્રિશંકુ સમાન, ધોબીનો કુતરો નહિ વાટનો કે નહિ ઘાટનો જેવી જ થઈ પડે છે." નિશાનાથે સ્ત્રીધર્મની ભિન્નતાનું યોગ્ય વિવેચન કરતાં જણાવ્યું.

"વિવેક શબ્દનો અર્થ મારા સમજવામાં આવ્યો નહિ, તે જરા મને સમજાવશો?" સુશીલાએ જાણી જોઇને વિચિત્ર સવાલ કર્યો.

"વિવેક એટલે ડિસ્ક્રિમીનેશન-Discrimination. કોઈ પણ વસ્તુ અથવા સિદ્ધાંતનો સ્વીકાર કરવા પૂર્વે તેની યોગ્યાયોગ્યતા અથવા સારાસારનો વિચાર કરવો, એનું નામ વિવેક." નિશાનાથે કહ્યું.

"ત્યારે મારે અત્યારે શો વિવેક કરવો જોઇએ?" સુશીલાએ પાછો સવાલ કર્યો. "મિલ જેવા પ્રખ્યાત તત્ત્વવેત્તાએ એક સ્થળે પોતાનો સ્ત્રિયો વિશે એવો અભિપ્રાય વ્યક્ત કરેલો છે કે, પુરુષો સ્ત્રિયોને રાંધવા સીંધવાના કામમાં જોડી દે છે, અને તેમને પુરુષ જેવા અધિકાર ભોગવવાને યોગ્ય સમજતા નથી, એ માત્ર પુરુષોએ ઉત્પન્ન કરેલી પ્રાચીન રૂઢિઓનો જ તેમનાપર અત્યાચાર અથવા બલાત્કાર છે. જો સ્ત્રીને સ્વતંત્રતા આપવામાં આવે તો તે પ્રત્યેક વ્યવસાય અને પ્રત્યેક કાર્યમાં પુરુષોની બરાબરી કરી શકે એવી છે. એના માટે આપનો શો જવાબ છે વારુ?"

"એ મેં પણ વાંચેલું છે. છતાં પણ મને તો એમ જ લાગે છે કે, મિલના એ પ્રતિપાદનમાં જેટલું સત્ય છે, તેટલું જ અતિશયોક્તિનું અંગ પણ રહેલું છે. કોઈ પણ સિદ્ધાંતનો નિશ્ચય કરતી વેળાએ જે નિયમ પાંચ પચીસ વ્યક્તિઓને જ લાગૂ કરી શકાતો હોય, તે નિયમ સર્વને લાગૂ પાડવાનો પ્રયત્ન કરવો, એ એક મોટામાં મોટી ભૂલ છે. તાત્પર્ય કે, એકંદર રીતે સ્ત્રીઓના વિષયમાં કયો નિયમ લાગૂ પડી શકે છે, તેનો જ સ્ત્રી શિક્ષણની પદ્ધતિની સ્થાપના કરવા સમયે મુખ્યતઃ વિચાર કરવો જોઇએ. કેટલીક અબળાઓ ગણિતમાં, કવિત્વમાં કે પછી શૌર્ય અને વિજ્ઞાનશાસ્ત્રમાં પુરુષો પ્રમાણે જ નિષ્ણાત થયેલી છે ખરી; કેટલીક ક્રિકેટ આદિ

રમતોમાં પુરુષો સાથે ટક્કર લે છે; કેટલીક વિશિષ્ટ સ્ત્રીઓએ પુરુષો કરતાં પણ વિશેષ બળ અને દક્ષતાથી રાજ્યાધિકાર ચલાવવાનાં ઉદાહરણો મળી શકે છે; છતાં એથી એટલું જ સિદ્ધ થઈ શકે છે, કે જે સ્ત્રી યોગ્ય, ચપળ, સશક્ત અને ઉત્સાહી હોય, તેણે સર્વ સામાન્ય શિક્ષણસાધનોનો પુરુષો પ્રમાણે જ ઉપયોગ કરવો; છતાં પણ બહુત્વથી સ્ત્રીઓને જે શિક્ષણ આપવાનું છે, તેમાં સાધારણ રીતે સ્ત્રિયોની સ્થિતિ અને નૈસર્ગિક યોગ્યતાનો જ વિચાર થવો જોઇએ. સારાંશ કે, મિલે પોતાના મતને પુષ્ટિ આપવા માટે જ કેટલે અંશે એ એકતર્ફી અતિશયોક્તિનો ઉલ્લેખ કરેલો છે. પરંતુ સ્ત્રિયોને જે મુખ્ય બે અડચણો આવીને નડે છે, તેમનો તો તેણે ક્યાંય પણ ઉલ્લેખ કરેલો જ નથી. કુટુંબ-સંતતિની વ્યવસ્થા રાખવી અને ગૃહકાર્યનું તંત્ર યથાસ્થિત ચલાવવું, એ જ બે અડચણોનો તોક સ્ત્રિયોના ગળામાં ઈશ્વરે બાંધી દીધેલો છે. એમાં મિલ પણ પુરુષોએ ચૂલા ફૂંકવા અને બાળકોને રમાડવાં, તથા સ્ત્રિયોએ બહારનાં કામકાજ સંભાળવાં, એમ કહેવાને તો તૈયાર નથી જ; કિંબહુના, કોઈ પણ સુધરેલા રાષ્ટ્રમાં એવી વ્યવસ્થા હજી સુધી તો થયેલી જોવામાં કે સાંભળવામાં નથી આવી શકી. ગર્ભાશય પરમેશ્વરે સ્ત્રિજાતિમાં જ રાખેલો છે; પશુ પક્ષી આદિ સર્વ સૃષ્ટિમાં નાનાં બાળકોના સંગોપનનું કાર્ય સ્ત્રીઓના શિરે જ નખાયલું છે. એ બે મુખ્ય નૈસર્ગિક વિઘ્નો સ્ત્રીઓને પુરુષોની બરાબરી કરવાના માર્ગમાં આડાં આવીને ઉભાં રહે છે. એ વાતને મિલે જાણી જોઇને છૂપાવી રાખી હોય, એવું જ મારું ધારવું છે. કારણ કે, કામ્ટે નામક એક ફ્રેંચ તત્ત્વવેત્તાએ એનાથી તદ્દન ભિન્ન વિચારો જ દર્શાવેલા છે. તે કહે છે કે;–"

"લગ્નના પ્રતિબંધો અંતે કઈ સ્થિતિએ જઈ પહોંચશે, એતું અત્યારે અનુમાન કરી શકાય તેમ નથી. પરંતુ અહીં એટલું કહેવું જ પૂર્ણ થશે કે, લગ્નસંસ્થામાં ગમે તેટલું પરિવર્તન થાય, તો પણ સ્ત્રીઓએ પુરુષના તાબામાં રહેવું જ જોઇએ, એ જે મુખ્ય તત્ત્વ છે, તેનો તો કોઈ કાળે પણ નાશ થવાનો નથી જ. સર્વ યુગોમાં અને સર્વ પ્રકારની લગ્નપદ્ધતિઓમાં એ તત્ત્વ હોવાનું પ્રત્યક્ષ દેખાઈ આવે છે. શારીર શાસ્ત્રથી સ્પષ્ટ દેખાય છે કે, જીવન ક્રિયા આદિના અવયવો જો કે બન્નેમાં એક જ છે, તો પણ બીજી કેટલીક રીતે તેમની શારીરિક અને નૈતિક ઘટનામાં ઘણો જ ભેદ રહેલો છે. નરજાતિ અને નારી જાતિની વયપરત્વે થતી સ્થિતિઓનું જો સૂક્ષ્મ અવલોકન કરવામાં આવે, તો સ્ત્રી જાતિ–વિશેષત: માનવીસ્ત્રી જાતિ નરજાતિના પ્રમાણમાં જોતાં બાલ્યાવસ્થામાં જ છે, એમ કહીએ તો તે ચાલી શકે. એટલા માટે જ ઘણાંક મહત્ત્વનાં કાર્યોમાં પુરુષો કરતાં સ્ત્રિયોના અંગમાં ન્યૂન બળ હોવાનું પ્રત્યક્ષ જણાઈ આવે છે. સમાજશાસ્ત્રનો વિચાર કરતાં પણ એમ જ જણાય છે કે, સ્ત્રી પુરુષ ઉભયનાં કર્તવ્યો અને અધિકાર એક હોવાં અસંભવનીય છે. પ્રત્યેક વર્ગનાં કર્તવ્યો ભિન્ન ભિન્ન અને નિયત કરેલાં છે અને તે વ્યવસ્થા પ્રમાણે ચાલવાથી જ તેમને લાભ થાય છે અને થતો રહેશે."

ફ્રેંચ તત્ત્વવેત્તાના વિચારોનો ઉલ્લેખ કરીને નિશાનાથે આગળ વધીને કહ્યું કે;—

"મિલના વિચાર અને ફ્રેંચ તત્ત્વવેત્તાના વિચારોમાંના વિરોધને ઘડીભર

આપણે ભૂલી પણ જઇએ, તો પણ એટલી વાત તો નિર્વિવાદ છે કે, જે સ્ત્રીઓ વિવાહ કરીને સંસારમાં પડે છે, તે કોઈ કાળે પણ પુરુષોની સમાનતા અને પુરુષોનો વ્યાસંગ કરી શકતી નથી જ. તેમ જ પરણ્યા પછી, પણ ગહન વિષયોમાં તેમનો પ્રવેશ પણ થઈ શકતો નથી. એ જ સ્થિતિ પશુજાતિમાં પણ આપણા જોવામાં આવે છે. જે સ્ત્રીઓ આજ પર્યન્ત વિદ્યા, કિંવા શારીરિક શક્તિમાં પુરુષોની બરાબરી કરી શકી છે, તે સર્વ અવિવાહિત જ હોવી જોઇએ, એવું મારું અનુમાન છે અને અત્યારે પણ જે અબળાઓ પાશ્ચાત્ય દેશમાં અને ક્વચિત્ આપણા દેશમાં પણ પુરુષોના વ્યવસાયથી આજીવિકા ઉત્પન્ન કરે છે, તે સર્વ બહુધા અવિવાહિત જ હોય છે. સારાંશ કે, આ પાશ્ચાત્ય દેશમાં સ્ત્રીઓથી પોતાને ગમે તેટલી મુદત સૂધી અવિવાહિત રહી શકાય છે અને કેટલીક સુન્દરીઓ તો મરણપર્યન્ત કુમારીરિકાના રૂપમાં જ રહે છે, એટલે કદાચિત્ મિલના વિચારો આ દેશની અબળાઓના સંબંધમાં સર્વાંશે લાગૂ પડી શકે. પરંતુ આર્યાવર્ત્તમાં તો બહુધા સ્ત્રીનાં બાર તેર વર્ષની અવસ્થામાં જ લગ્ન થઈ જાય છે, અને સર્વ કુમારિકાઓનાં લગ્ન થવાં જ જોઇએ, એવો હિન્દુ સમાજનો અને શાસ્ત્રનો દૃઢ આગ્રહ છે, અને તેથી આપણા આર્યાવર્ત્તની સ્ત્રીશિક્ષણપદ્ધતિ સર્વાંશે પાશ્ચાત્ય ફીમેલ એજ્યુકેશન જેવી તો કોઈ કાળે પણ થઈ શકવાની જ નથી. જો તમારામાં કુમારિકાવ્રતનું પવિત્રતાથી પાલન કરવાની શક્તિ હોય, તો મિલના સિદ્ધાંતને અનુસરો. નહિ તો તમારે તો સર્વથા આ તત્ત્વો જ શીખવાનાં છે. આર્યો તો કહે છે કે;

"ગૃહ કાર્યમાં દાસી સદા, રતિસમયમાં રંભા સમા;
ભોજન વિશે જનની સમાન વિપત્તિમાં મતિદારમા;
દક્ષા, સ્વપતિ-અનુગામિની, દેહે પવિત્રા પ્રિયતમા;
મધુવદ ભવે ભાર્યા અલભ્યા, એ રમા, ન રમા રમા."

"વળી મારો તમારા અભ્યાસને મૂકાવી દેવામાં એક બીજો હેતુ પણ સમાયલો છે અને તે એ છે કે, અહીં પરભૂમિમાં ઘણાં વર્ષો વીતાડ્યાં, એટલે હવે મારો સ્વદેશમાં પાછા ફરવાનો વિચાર થયેલો છે. આ દેશ ગમે તેવો સમૃદ્ધ, રમણીય અને સુધરેલો હોય, તો પણ શાંત ભારતવર્ષમાં આનંદનો હૃદયને જેવો સુખદાયક અનુભવ થાય છે, તેવો અહીં થઈ શકતો નથી. કેવળ એટલુંજ નહિ પણ;—

**"Mid pleasures and palaces though we may roam;"**
**Be it over so humble there's no place like home."**

"આપણે ગમે તેવા આનંદ અને મહાલયોમાં ભ્રમણ કરતા હોઇએ, છતાં પણ આપણી દીન અને વૈભવહીન પર્ણકુટી સમાન બીજું કોઈ સુખદાયક સ્થાન નથી!" સ્વદેશની સ્મૃતિ થતાં નિશાનાથનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ વર્ષવા લાગ્યાં. કંઠ ભરાઈ આવવાથી તે વધારે બોલી શકયો નહિ. સુશીલાના મનમાં પણ માતાપિતાની સ્મૃતિ થવાથી તે પણ રડવા જેવી થઈ ગઈ. લગભગ અડધો કલાક નિ:સ્તબ્ધતામાં વીત્યા પછી સુશીલાએ આંખ્યો લૂછીને કહ્યું કે;

"ત્યારે અહીંથી ઉપડવા માટેનો આપનો દૃઢ નિશ્ચય થયેલો હોવાથી આપની આજ્ઞાને વશ થવા વિના મારો છૂટકો જ નથી. હું આપની આજ્ઞાને માન્ય કરું છું. આર્ય અબળાને યોગ્ય હોય, એવું શિક્ષણ આપ મને ગૃહમાં જ આપજો. પણ માઇ ડીયર! અહીંથી ઉપડીને કયાં જવાનો વિચાર છે?"

"મેં કોલંબો થઇને મારી જન્મભૂમિ બંગાળામાં જવાનો નિશ્ચય કરેલો છે." નિશાનાથે કહ્યું.

"આપની આજ્ઞાનું તો હું કોઈ રીતે પણ ઉલ્લંઘન કરવાની નથી; છતાં પણ જો માન્ય કરો, તો મારી એક પ્રાર્થના છે." સુશીલાએ હૃદયના કાંઇક ઉંડા ભાવથી એ વાકય ઉચ્ચાર્યું.

"ખુશીથી જણાવો. જો યોગ્ય હશે, તો તમારી ઇચ્છાને વશ થવામાં મને કોઈ પણ જાતનો વાંધો નથી." નિશાનાથે જવાબ આપ્યો.

"મારી એટલી જ ઇચ્છા છે કે, અહીંથી પ્રથમ આપણે મુંબઈ જઇએ અને હું મારા માતા પિતાને મળું. વળી તેઓ આપનાં દર્શનનો પણ લાભ લઈ શકે અને તમારા જેવો યોગ્ય જમાઈ મળવાથી સંતોષ પામે, એ પણ મારા મુંમઈ જવાનું એક ખાસ કારણ છે." સુશીલાએ પ્રાર્થના કરી.

થોડીવાર સૂધી નિશાનાથે એનું કશું પણ ઉત્તર આપ્યું નહિ—પછી તેણે ગંભીર મુદ્રાથી કહ્યું; "સુશીલા, આ તમારો વિચાર અને તમારી ઇચ્છા યોગ્ય હોવાથી હું તે પ્રમાણે જ કરીશ. અહીંથી આપણે મેલમાં જ સ્ટાર્ટ થઇશું. પ્રથમ મુંબઇમાં મહિનો પંદર દિવસ વીતાડીને પછી કલકત્તા તરફ પ્રયાણ કરીશું. એ જ આપણો નિશ્ચય. હું આવતી કાલે જ મારા હોદ્દાનું રાજીનામું આપીશ, તો પણ એક મહિનાની પહેલાં તો રજા નહિ જ મળી શકે, માટે તમારે મુંબઈ પત્ર લખવું હોય તો લખજો અને ધીમે ધીમે મુસાફરીની તૈયારી કરવા માંડજો. આવતી કાલે તમે અભ્યાસ છોડી દીધો છે, એની ખબર પણ તમારા પ્રોફેસર અને પ્રીન્સીપાલને આપી દેજો."

"બહુ સારું," સુશીલાએ સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"સાંજે સુશીલાની મૈત્રિણી પેલી સ્ટીમરવાળી મડમ આવી અને તેને પણ નિશાનાથે પોતાનો જવાનો વિચાર કહી સંભળાવ્યો. તે પ્રથમ તો એથી દીલગીર થઈ, પણ અંતે સ્વદેશની મહત્તાનો તેના મનમાં વિચાર આવતાં તેને પણ આનંદપૂર્વક એ કાર્યમાં પોતાનું અનુમોદન આપ્યું. નિશાનાથ, થોડી વાર પછી બહાર ચાલ્યો ગયો. બન્ને મૈત્રિણીઓને યથેચ્છ વાર્ત્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો. ઘરમાં માત્ર રસોઇઓ—બ્રાહ્મણ છોકરો જ હતો. એકાંત જોઇને મડમે સુશીલાની મશ્કરી કરતાં કહ્યું;—

"કેમ સુશીલા બેન! હવે તો તમે ધણીવાળા થયાં અને પાછાં વળી સ્વદેશ જાઓ છો, એટલે મને તો અવશ્ય ભૂલી જ જવાનાં! પણ જેને મળ્યા વિના મારો એક દિવસ પણ વીતી નથી શકતો, તેના પત્ર વિના મહિનાના મહિના મારાથી કેમ વીતાડી શકાશે વારૂ?"

"ત્યારે શું તમે મને એટલી બધી કૃતઘ્ન ધારી લીધી કે, હું તમને પત્ર પણ નહિ લખું? બેન ચિંતા કરશો નહિ. એક મેલ પણ મારા પત્ર વિના ખાલી જવા નહિ પામે!" સુશીલાએ આશ્વાસન આપતાં કહ્યું.

"અત્યંત ઉપકાર. પરંતુ એક વાર પાછો મારો પણ ઇન્ડિયામાં આવવાનો વિચાર છે. પણ અત્યારે તો બે મહિના મારાથી નહિ અવાય–કદાચિત્ તે પછી આવું તો આવું." મેડમે પોતાનો વિચાર જણાવ્યો.

"અને જો ઇન્ડિયામાં આવો, તો અમારા ગામમાં અવશ્ય આવજો. ખર્ચ બધો અમે આપીશું. જો નહિ આવો, તો તમારી અને અમારી મિત્રતામાં વાંધો પડી જશે. તમે વારંવાર સારા ઉપદેશો આપીને મને સારે માર્ગે વાળવા માટેના અત્યાર સૂધીમાં જે અનેક પ્રયત્નો કરેલા છે, તે માટે તમારો હું જેટલો આભાર માનું, તેટલો થોડો જ છે. આજે હું જે આટલી બધી સુખી થયેલી છું, તે કેટલેક અંશે તમારા ઉપદેશોનું પરિણામ જ ધારી શકાય." સુશીલાએ કહ્યું.

મડમે સુશીલાને મળવાનું આશ્વાસન આપ્યું અને ત્યાર પછી તે ઘેર ગઈ.

જોતજોતામાં મહિનો નીકળી ગયો. વિલાયતમાંથી ઉપડવાનો નક્કી કરેલો મેલનો દિવસ નજદીક આવી પહોંચ્યો. બે ચાર દિવસ સૂધીનો તો નિશાનાથના જૂદા જૂદા દેશીય મિત્રોને ત્યાં જ જમવા અને ચહા પાણી લેવાનો પ્રકાર ચાલ્યો. અને તેનાં કેટલાક કૉલેજમાંના યૂરોપિયન વ્યવસાય બંધુઓએ પણ તેના માનમાં એક ટીપાર્ટી કરીને નિશાનાથને ઘણું જ માન આપ્યું.

વિલાયતથી ટ્રેનમાં બેસવાનો વખત થયો. નિશાનાથના કેટલાક બંગાળી અને યૂરોપિયન મિત્રો સ્ટેશનપર વળાવવા માટે સાથે આવેલા હતા અને સુશીલાની પણ બે ચાર મૈત્રિણીઓ ત્યાં હાજર થઈ હતી. સર્વને મળી ભેટીને હર્ષના ધ્વનિ અને તાળીઓના ગગડાટ વચ્ચે નિશાનાથ પોતાની નવવિવાહિતા નારી સાથે વિલાયતને છોડીને પોતાના દેશ ભણી આવવા ઉપડ્યો. કહ્યું જ છે કે;

વિદેશમાં સુખ સારાં, અનેક મળતાં હોય કદાચિત રે;
સ્વાભાવિક તદપિ એ, સ્વદેશ વિસરે કદા, ચિત રે;
જન્મભૂમિ મારી આ, આ છે મારો દેશ ફળદ્રૂપ;
આર્ય પુરુષ! એ શબ્દો, ગર્વથી વદજે થશે ધવલરૂપ."

---

## પ્રકરણ ૩૩ મું.
## મુંબઇમાં ધમપછાડ

આજ શુક્રવારનો દિવસ છે, સાંજે વિલાયતનો મેલ આવવાનો છે. રોઇટરના તારના સંદેશાદ્વારા એ મેલમાં વિલાયતથી આવતાં ગૃહસ્થ અને સ્ત્રીઓના નામની ટીપ બહાર પડી ચૂકી હતી, અને તેમાં મિસ્ટર નિશાનાથ અને મિસીસ નિશાનાથ (સુશીલા) ના આગમનની પણ સૂચના આપવામાં આવેલી હતી. સુશીલા અને નિશાનાથના પુનર્લગ્નની વાત તો પ્રથમથી જ જણાઈ ચૂકી છે, એટલે સુધારક અને પારસી પત્રોને

આજે લખવાનો એક ખાસ અને અદ્વિતીય વિષય મળી ગયો છે. "સુધારાનો ડંકો!" "સુધારાનો દિગ્વિજય!" "સુધારાની મોટી અને તવારીખમાં નોંધી રાખવા જોગ ફતેહ!" ઇત્યાદિ મથાળાં તળે આજનાં રોજિંદાં પત્રોમાં અનેક આર્ટિકલો જોવામાં આવે છે. તેમાં ઘણું કરીને પુનર્લગ્નથી થતા લાભો, જાતિબંધનને તોડી નાંખવાની અગત્ય અને સુશીલાની તેની હિમ્મત માટે કરવામાં આવેલી સ્તુતિ, એ વિષયો જ મુખ્યતઃ ચર્ચવામાં આવ્યા છે અને લોકોને એ બાઈ સાહેબને મોટું માન આપવાની ભાર મૂકીને સૂચના કરવામાં આવી છે. એ સર્વમાં એક પારસી પત્રવાળાએ તો હદને ઓળંગીને ખાસ વાંચવા જેવો લેખ લખ્યો હતો અને તે વાચકોની જાણ માટે અમે અહીં ઉતારી લઇએ છીએ;—

"હવે રોજબરોજ આપરા સંસાર સુધારાનાં મુલિયાં જમીનમાં ઉંડાં ને ઉંડાં ઉતરતાં જાયચ, તે ઘનું જ ખુશી થવા જેવું છે. જાંવેર નાત જાતનો ભેદ આપરામાંથી સદાબરો નાબૂદ નહીં થાય, તાંવેર આપરામાં નેશનાલીતી જેવું કાંઇપન થવાનું જ નથી. અમો આજે અમારા વાંચનારાઓને જનાવવાને ઘનાજ મગરૂર છિયે કે, અહીંના એક પરખયાત શહેરી રાવબહાદુર નલિનીકાંટ ચક્કરવરતીનાં બેટી બાઈ સુસીલાબાઇએ વેલાયતમાં થોરા દારાની વાતપર પુનર્લગ્ન કીધાંચ અને તે નવું જોરું આવતા મેલમાં અત્રે પધારીને આપરા મુંબઈ શહેરની સરજમીનને પોતાનાં પનોતાં પગલાંથી પાક બનાવસે. અમે આસા રાખિયેચ કે, સુધારાનો દરેકે દરેક પૂજારી એ પનોતાં જોડાંને મુબારકબાદી આપવા બેલર્ડપીયપર હાજર રહેશે જ અને સુધારાને નિંદનારા અને નાતભેદ જેવા અટેસોને વલગી રઈ આપરા દેશની ધૂલધાની કરવા ચાહનારા જુના ઇડિયટોની આંખમાં ધૂર નાંખવાને નઇજ ચુકસે. વળી અમારા સાંભરવામાં આયુંચ કે, વેલાયતમાં મિસ ડૉકતર નામની એક હિંદુ જવાન અબલા એક લાયક પારસી જવાન સાથે લગ્ન કરવાની છે. ચાલો એ બી સોનામાં સોહાગો—આપુને બીજું વરી જોઇયેચબી સું જે!" ઇત્યાદિ.

"આપુને બીજું વરી જોઇએચબી સું જે!" એ પારસી પત્રકારનું વાક્ય યથાર્થ જ છે. परोपदेशे पांडित्यम् કરવામાં બીજું જોઇએ પણ શું? ગમે તેમ લખ્યું ને ગમે તેમ બક્યા એટલે થયું! જ્યારે પોતાના માથે એવો પ્રસંગ આવી પડે, ત્યારે જ બીજું શું જોઇયે છે ને શું નથી જોઇતું, એની બરાબર ખબર પડી શકે છે. એ તો હવે સર્વના જાણવામાં આવી ચૂક્યું છે અને એક નિર્વિવાદ સિદ્ધાંત થઈ ચૂક્યો છે કે, વર અથવા પતિની જેટલી પારસીઓમાં અછત છે, તેટલી અછત હિંદુ અથવા મુસલમાન જેવી બીજી જાતિઓમાં નથી. એનું કારણ એ કે, પારસીઓમાં છોકરીઓની સંખ્યા વધારે છે, અને છોકરાઓની સંખ્યા ઓછી છે. એ કારણથી પારસીઓમાં જે માબાપ છોકરા (જમાઇ) ને સોનાનો સારો ડલ્લો આપી શકે છે, તેમની છોકરીઓનો વહેલો ઊઠાવ થાય છે, અને ગરીબ માબાપની છોકરીઓને ત્રીસ ત્રીસ ને ચાળીસ વર્ષની અવસ્થા થવા છતાં પણ પત્નીનું પદ મળી નથી શકતું. અરે કેટલીકો તો પોતાનો આખો જન્મારો જ કુંવારાપણામાં ગાળી મનની અનેક વેદનાઓ સહીને અંતે કાળને વશ થઈ જાય છે એ બધી હાલતો જોવ

અને ભોગવવા છતાં પણ, એક પારસી બચ્ચો પોતાની બ્હેન કે દીકરીને બીજા કોમના પુરુષ સાથે નથી પરણાવતો, એનું કારણ શું હશે વારુ? જાતિ અભિમાન અને ધર્મ વિચાર! જે પારસીઓ પોતાની કોમની એક અબળાને નાટકમાં પાર્ટ ભજવતી જોવાને પણ તૈયાર નથી,* જે પારસીઓ પોતાની પુત્રીઓનો શરીર સંબંધ બીજી કોમના પુરુષ સાથે કરવાની હિમ્મત કરી નથી શકતા, અને જે પારસીઓ પોતાનાં ઘરમાં ડોસલાં આદિની ધર્મ ક્રિયાઓ ચાલતી હોય, તે વેળાએ અપવિત્રતાના ભયથી હિન્દુને પણ પોતાના આખા માળામાં પ્રવેશ કરવા નથી દેતા, તે પારસીઓ હિન્દુને જાતિબંધન અને ધર્મબંધનને તોડી નાંખવાનો ઉપદેશ આપવા માટે કમરકસીને મેદાનમાં નીકળી પડે, એ તેમના વર્તનને શાની ઉપમા આપવી, એનો વાચકોએ જ વિચાર કરી લેવાનો છે. કહેવામાં અને કરવામાં ઘણો જ તફાવત છે, એ કોઇએ પણ ભૂલી જવું જોઇતું નથી.

ઉપર જે મિસ ડૉકતરના એક પારસી જવાન સાથે થનારા લગ્નનો ઇશારો કરવામાં આવ્યો છે, તેમાં પણ એક વાત ખાસ કરીને હિન્દુ અને પારસી બન્નેએ જાણવા જેવી છે. એ હિન્દુ અબળા સાથે લગ્નના ગાંઠથી જોડાનાર પારસી જવાન તે સારો કેળવાયલો છે અને એ લગ્નમાં ભિન્ન જાતિત્વની અડચણ આવી પડવાથી માટી અને બૈયર બન્નેએ પોતપોતાના ધર્મનો ત્યાગ કરીને લગ્નની સગવડ માટે ક્રિશ્ચિયાનીટીનો સ્વીકાર કરેલો છે અને ત્યાર પછી જ તેમનાં લગ્ન થવા પામ્યાં છે. સારાંશ કે, એવાં લગ્નથી ફાયદો શો થવાનો છે, તે તો ભગવાન્ જાણે, પણ અત્યારે તો પારસી ભાઇઓને પોતાના એક હમદીનની ખોટ ખમવી પડી છે અને હિન્દુઓએ પણ પોતાના ધર્મમાંથી એક આર્ય અબળાને સદાની ખોઈ છે. હવે કહો કે કોને મગરૂર થવા જેવું બાકી રહ્યું? જો આવાં કામોમાં જ ઉત્તેજન આપવાની સુધારકોની ઇચ્છા હોય, તો થોડા જ વખતમાં "પારસી" અને "હિન્દુ" નામનો નાશ થયેલો જોવાને જ આપણે એક પગે તૈયાર થઇને ઉભા રહેવું જોઇએ.

સુધારાલાલોમાં સુશીલાના પુનર્લગ્નથી મોટી ચર્ચા ચાલી રહી. કેટલાક સુશીલાના કાર્યને વંદતા ને કેટલાક નિંદતા હતા. બેંડસ્ટેન્ડપર કેટલાક સુધારાચંદો સુશીલાના કાર્યનું તોલન કરવા બેઠા. તેમાંનો એક બોલ્યો કે, "જ્યાં સૂધી આપણા શિરે એવો પ્રસંગ નથી આવી પડતો, ત્યાં સૂધી સુધારાલાલો લોકોને સંભળાવવા માટેનો આ બુદ્ધિવાદ જ કરે છે. આપણે આપણી બ્હેન દીકરીઓને પરજાતિના પુરુષની પત્ની થયેલી જોવાની હિંમત ધરાવતા નથી. સોસાઇટીના બંધનોમાંથી આપણે હજી એટલી હદ સૂધી મુક્ત અને સ્વતંત્ર નથી જ થયા અને

---

* લગભગ સાતેક વર્ષની વાતપર તે વેળાએ ચાલતી નવી પારસી વિક્ટોરિયા નાટક મંડળીના 'કલજુગ' નામના નાટકમાં એક પારસી સ્ત્રીએ (રોયલ થીએટરમાં) અમુક સ્ત્રીનો ભાગ ભજવી બતાવ્યો હતો, અને તેથી પારસી જાતિમાં મોટો ખળભળાટ જાગવાથી એની વિરુદ્ધમાં અનેક લેખો લખાયા હતા. અંતે તે સ્ત્રીએ જ્યારે રંગભૂમિનો સદાને માટે ત્યાગ કર્યો, ત્યારે જ એ ખળભળાટ શાંત થવા પામ્યો હતો. એ બનાવને ઉદ્દેશીને આ ઇશારો કરવામાં આવ્યો છે.

કદાચિત્ થવાના પણ નથી. બ્રહ્મસમાજના એક મુખ્ય નેતા મરહૂમ કેશવચંદ્રસેનનો એવો સિદ્ધાંત હતો કે, સોળ વર્ષનું વય થવા પહેલાં પુત્રી-કન્યાનો વિવાહ કરવો નહિ. પરંતુ જ્યારે કુચબિહારના તે વખતના મહારાજાએ તેમની પુત્રીના હાથની માગણી કરી, ત્યારે પોતાની માત્ર તેર કે ચૌદ વર્ષના વયની, તેમના વિચાર પ્રમાણે વિવાહને યોગ્ય ન થયેલી પુત્રીને પરણાવી દેવામાં તેમણે કાંઈ પણ આઘું પાછું જોયું નહોતું, અને તે વિવાહ પણ વળી જૂની ધર્મક્રિયાથી કરવામાં આવ્યો હતો. એવા જ કર્તવ્યવિમુખતાના બનાવો સુધારાના સ્થંભોમાં પણ અનેકવાર બનેલા છે. માટે સુધારકો સ્વાર્થપરાયણ તો છે જ, એમાં જરા જેટલો પણ સંશય નથી, અને એ જ કારણને લીધે તેમના મતની જોઇએ તેવી ઉન્નતિ થઈ નથી શકતી. તેમનો કોઈ પણ સિદ્ધાંત તે સિદ્ધાંત જ નથી, કિન્તુ કેટલાક દુરાગ્રહોને જ તેમણે પકડીને પોતાના કરી લીધા છે, અને તેનું પરિણામ એ થયું છે કે, દિવસે દિવસે તેઓ પ્રજામાં વધારે હાંસી અને ધિક્કારને પાત્ર બનતા જાય છે. એટલું જ નહિ, પણ સુધારાની વાતોને લોકો ગપ્પીઓના ગપ્પગોળા જેવી જ માને છે. બીજું, સુધારો તે સુધારો હોવો જોઇએ, પણ ધર્મના ત્યાગનો સુધારો તે બગાડો જ છે. એવા સુધારાથી જેવી અંગ્રેજોની હાલત થઈ પડી છે, જેમ પારસીઓ ત્રિશંકુ પેરે લટકી રહ્યા છે, તેવી હાલત હિંદુઓની ન થાય તેની સંભાળ રાખ્યા વગર સુધારાની વાતોના ફડાકા મારવા, એ મૂર્ખતા નથી કે શું? અંગ્રેજોમાં પણ જાતિબંધન છે, રે ન્યાતિબંધન છે! હજામ કે ધોબી ગમે તેવો મોટો લખેસરી થયો હશે તો પણ તેની સાથે તેઓ એક ટેબલપર બેસશે નહિ; નર્તકીને કોઈ પરણી લાવ્યો હોય તો બંને સોસાઇટીમાંથી બાતલ-તમારો ન્યાતબાર થઈ જશે; નાઇટની દીકરી હલકાને પરણવાની ના પાડશે ને 'કોર્ટશિપ' થઈ હોય, એક બીજાપર 'પ્યારા' ને 'પ્યારી'થી વારી જતાં હોય, તથાપિ મા બાપની આજ્ઞા વિના તેમનાથી પરણી શકાતું નથી. પરણે છે તો તેમના કેવા અવતાર થાય છે, તે છૂપું નથી. સુધારાના ધામ, ઇંગ્લંડમાં સ્ત્રી ને પુરુષના કેવા અવતાર થયા છે, તે હવે છૂપું રહ્યું નથી. અનેક સ્વયંવરથી વિવાહિત થયેલી સુંદરીઓ રઝળી ગઈ છે, અનેક મર્દોએ અનેક કાળાં ધોળાં કર્યાં છે; અનેક સંતાનોનાં મા બાપનું ઠેકાણું રહ્યું નથી; અને અનેક સ્ત્રીઓને છતે ધણીએ રંડાપો વેઠવો પડે છે. એનું નામ તે સુધારો? ના. પણ હા, આજકાલનો સુધારો એ જ છે. તથાપિ ઇંગ્લંડનાં ડાહ્યાં સ્ત્રી પુરુષો એનાથી અલગ જ રહ્યાં છે ને જણાવે છે કે "આ સુધારો ધર્મનો ને નીતિનો નાશ જ કરશે. જેમાં શ્રદ્ધા નથી, જેમાં નીતિ નથી, જેમાં ભય નથી, પણ સ્વચ્છંદતા છે તે સુધારો નથી, પણ અધોગતિ જ છે." યૂરોપિયનોમાં સુધારો છે તો કહો, ત્યાં કેટલાં નાતરા સારાં સ્ત્રી પુરુષે કીધાં છે? પારસી અને કણબીઓમાં ઘઘરણાં કે નાતરાની છૂટ છે, પણ કેટલાં સારાં પારસી સ્ત્રી પુરુષો ઘઘરણાં કરે છે વારુ? ને આ માટે કણબીઓમાંના સારા કુટુંબવાળા તેને પ્રતિબંધ કરે છે. તેને કોઈ સુધારાવાળો કેમ તપાસતો નથી? ને જે જ્ઞાતિઓમાં છૂટ છે, તે જ્ઞાતિઓમાં જ ઉપદેશ કરી, તેમને સુધારાના રૂડા-કલ્યાણકારી માર્ગે તેઓ કેમ ચઢાવતા નથી?

ભાઈઓરે, એ તો બધું ઠીકઠીક જ છે. પુનર્લગ્ન કે નાતરાં એ સર્વે એવાં જ છે કે, જેનું બીજું નામ એ જ કે બ્રહ્મચર્યનિકંદન અને પાતિવ્રત્ય ભંજન, એટલે કે, વ્યભિચાર ઉત્તેજન! આજનો જમાનો પાણીના પ્રવાહ જેવો છે—તે નીચે જશે, પણ ઉંચે ચડશે નહિ!"

સુધારાવાળાના મોંપર એક સુધારાચંદ્રે આવી વાત કહી અને તે સાંભળીને સર્વે સડક જ થઈ ગયા. કોઈ દલીલ કરી શકયું નહિ. કેટલાકને આ કહેવું ગમ્યું, કેટલાકને ન ગમ્યું! સુશીલાએ બંગાળી સાથે પુનર્લગ્ન કીધાં, તેને કોઇએ પસંદ કીધું નહિ. તેમાં એકે તો કહ્યું કે "હજી રજનીકાંત મરી ગયો તેનું નક્કી કયાં છે?" તે સાંભળીને તો સુધારાચંદ્રોના ચ્હેરા વીલા—ટાંગા ઢીલા થઈ ગયા.

* * * * * *

સુધારકોના હર્ષનો આજે અવધિ નહોતો અને નવરા છાપાવાળાની કલમને વિશ્રાંતિ નહોતી. સુશીલાનો પિતા નલિનીકાંત પણ જો કે આજના બનાવથી મનમાં તો રાજી નહોતો જ, છતાં ધારણ કરેલો (સુધારાનો) વેશ ભજવી બતાવ્યા વિના તેનો કોઈ પણ પ્રકારે છૂટકો પણ નહોતો. અર્થાત્ તેણે બહારથી અત્યંત આનંદનો દેખાવ ધારણ કરી લીધો. માત્ર નવીનચંદ્ર, રમણિકલાલ, સરસ્વતી, તરુણ સંન્યાસિની અને નખથી શિખા પર્યંત આર્યનારીના નામને શોભા આપતી સુધરેલી સુશીલાની માતા—નલિનીકાંતની ધર્મપત્ની લક્ષ્મીબાઇનાં સદય હૃદયો આજે હર્ષને બદલે શોકનાં વાદળાંથી ઘેરાઈ જતાં અંધકારમય જ થઈ ગયાં હતાં. "સુશીલા જન્મતાં જ મરી શા માટે ન ગઈ? આવી સ્વચ્છંદ દીકરી વિના નલિનીકાંતનું શું અટકી રહ્યું હતું! એના કરતાં તો માતાએ કોઈ પથરો જણ્યો હોત, તો તે પણ વધારે કામનો થઈ પડત!" ઇત્યાદિ ઉદ્ગારો તેમનાં મુખમાંથી વારંવાર સંભળાવા લાગ્યા. આજે નવીન અને રમણિક લજ્જાના મરણનો શોક પાળીને ઘરમાં જ બેસી રહ્યા. લોકનિંદાના ભયથી બહાર નીકળવાનું તેમણે વ્યાજબી વિચાર્યું નહિ.

* * * * * *

જૂના વિચારોને વળગી રહેલાં નાતનાં બૈરાંને આજે પોતાની જીભડી ચલાવવાનો સોનાથી પણ મોંઘો પ્રસંગ હાથ આવ્યો. બપોરનો વખત એટલે પુરુષો તો બહાર કામધંધામાં રોકાયલા, એટલે કામકાજથી પરવારીને બંગલા, માળા, ચાલી, મંદિર ને ઓરડા ઓરડીઓમાં પાંચ પંદર બાયડીઓની જૂદી જૂદી મહાભારત સભાઓ ભરાઈ. તેમની ઘણી ખરી વાતો નીચે પ્રમાણેની જ હતીઃ—

"અલી સુનંદા! આજે પેલાં લક્ષ્મીબાઇની દીકરી સુશીલા વિલાયતથી બાલસ્ટર થઇને આવવાની છે, એ તેં સાંભળ્યું કે? માબાપનાં ભાગ્ય ઉઘ્યાં હો! હવે તો દીકરી કમાશે અને કોર્ટમાં કજીયા લડશે. એટલે માબાપની ચિંતા ટળી જ કહેવાય કે નહિ?" દેવકોરે વાતનો આરંભ કર્યો.

તેને ટેકો આપતી પ્રેમકોર કહેવા લાગી કે, "હા બ્હેન! માબાપનાં ભાગ્ય તો વગર સાબૂએ ઉઘડ્યાં! પણ બ્હેન! હવે જ્યારે બાયડીઓ આમ ધંધોધાપો કરીને કમાણી કરવા માંડશે, ત્યારે ભાયડા બચારા શું કરશે? લોટ દળશે કે રાંધશે—

અરે ભૂલી–છોકરાં રમાડશે છોકરાં! પેલા ધોબીતલાવપર સ્ત્રીઓ પટપટ ભાષણ કરે ને મરદો હેઠળ છોકરાં રમાડે તેમ!"

"પણ તમને એની ખબર છે કે, મુઈ સુશીલાએ તો વિલાયતમાં નવો ભાયડો પણ કર્યો છે ને તે પણ આજે તેની સાથે મુંબઇમાં આવવાનો છે. બચારા ગરીબ ગાય જેવા પહેલા ભાયડાને ઘણાં સુખ આપ્યાં કેની, તે હવે આ બચારાને બાઈ-સાહેબ ન્યાલ કરી મેલશે!" અંબાએ વળી નવી ખબર સંભળાવી.

"એ તો મળ્યો હશે કોઈ રખડતો ને રોટલા વનાનો! બચારો બાયડી કે બાયડીના બાપની કમાણી ખાશે ને નામનું ધણિયાપું કરશે. ધણીના ઓઠા હેઠળ સુશાલાબાઇને પોતાના ઘોડા દોડાવવાનું બહુ જ બંધ બેસતું થઈ પડશે. આજ-કાલ રાતે બાયડીનાં લુગડાં ધોનાર ને સસરાની કમાણીપર ગુજરો કરનારા ઘણા ધણી નીકળી પડ્યા છે તો! હશે એ પણ એમાંનો જ કોઈ, નહિ તો આ વંઠેલીનો તે કોઈ હાથ ઝાલે પણ ખરું કે? એ તો બાઇને કોઈ લેવું નહોતું ને ભાઇને કોઈ દેવું નહોતું, જેવો જ ઘાટ બની ગયો હશે, એટલે લાકડે માકડું મળી ગયું. બીજું શું?" ચબરાક માણીએ લાંબું ટીકાત્મક ભાષણ કરીને કહ્યું.

લોકોના મોઢાંને તાળાં થોડાં જ મરાય છે. એ તો જેટલાં માણસ એટલી વાતો. જેને જેમ ફાવે તે તેમ બોલે. તેમાં પણ વળી સ્ત્રીઓની જીભ, સાડાસાત હાથ લાંબી! જ્યાં ચાર ચોટલા ભેગા થયા કે, ત્યાં અવશ્ય ઓટલા જ વળવાના.

*     *     *     *     *     *

બેલાર્ડ પીયરપર અંગ્રેજ, પારસી અને હિંદુ ગૃહસ્થ તથા બાનુઓની ધીમે ધીમે ગિરદી થવા લાગી. એમાંનાં ઘણાંખરાં વિલાયતથી આવતાં પોતાનાં સગાં અને સ્નેહીઓને ઉતારવા અને આવકાર આપવા માટે જ આવેલાં હતાં. પરંતુ આજે હિંદુઓની સંખ્યા એટલી બધી વધારે થઈ ગઈ હતી કે, કેટલાકોને કિનારાના કંપા-ઉંડથી બહાર જ ઉભા રહેવાની ફરજ પડી હતી. માત્ર સુશીલા અને તેના નવીન બંગાળી ધણીને જોવા માટે જ હિંદુઓની એટલી બધી ઠઠ જામી હતી અને તેઓ ગમે તેમ સારી નઠારી વાતો કરીને સ્ટીમલાંચ આવે ત્યાં સૂધીનો પોતાનો વખત વીતાડતા હતા. વર્તમાનપત્રોના પંચરંગી રિપોર્ટરો પણ હાથમાં પેન્સીલ અને કાગળની થોકડી લઇને ત્યાં હાજર થયા હતા. બેચાર તો માસિક પત્રના અધિપતિ હોવા છતાં અમથા અમથા 'હમભી હૈં પાંચો સવારોમેં'ના હિસાબે રિપોર્ટરના રૂપમાં કમ્પાઉંડમાં દાખલ થઈ ચશ્મા માર્ફત ઝીણી દૃષ્ટિથી સમુદ્રની લહરી-ઓનું અવલોકન કરતા અહીં તહીં ફરતા હતા. લગભગ ચાર વાગવાના સુમારે એક દબદબાવાળી મોટરકારમાં રાવબહાદુર નલિનીકાંત ચક્રવર્તી પોતાના કેટલાક વખા-ણનારા માખણિયા મિત્રો સાથે ત્યાં પોતાની આવતી પુત્રીને આવકાર આપવા માટે આવી લાગ્યા. સ્ટીમરે લંગર કીધું અને તે સર્વ સ્ટીમલોંચમાં બેસીને સ્ટી-મરની સ્હામા જવાને નીકળ્યા.

સ્ટીમલાંચો સ્ટીમર પાસે પહોંચી અને લભભગ સત્તર અઢાર દિવસ પછી પૃથ્વીનાં દર્શન થયેલાં હોવાથી મનમાં હર્ષ પામતાં પ્રવાસી નરનારીઓ ઉતરવા

માટેની ઉતાવળથી તૈયારીઓ કરવા લાગ્યાં. નલિનીકાંત સ્ટીમરપર જ પુત્રીને મળ્યો અને બંને પિતા પુત્રીનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ટપકી પડ્યાં. અંતે સુશીલાએ પોતાની જીભ ઉઘાડી અને નિશાનાથની ઓળખાણુ કરાવતાં તે બોલી કે, "ડિયર પપ્પા ! આજ મારા લાયકીવાળા હસ્બન્ડ નિશાનાથ ગુપ્ત અને આપના જમાઈ !" પુનઃ પોતાના પિતાની ઓળખ આપતાં તેણે નિશાનાથને ઉદ્દેશીને કહ્યું; "ડિયર ! આ મારા ફાધર નલિનીકાંત ચક્રવર્તી, કે જેમનો કાગળ આપે ઇંગ્લંડમાં વાંચ્યો હતો." પરસ્પરની ઓળખાણુ કરાવવાના સભ્યતાના નાટકની એવી રીતે સમાપ્તિ થતાં, હાથમાં હાથ મેળવીને તેઓ સ્ટીમલોંચમાં બેઠાં અને થોડીવારમાં જ કિનારે આવ્યાં. કસ્ટમવાળાઓને સામાનની જડતી આપીને મોટારમાં બેસીને હુર્રેના પોકાર સહિત તે સર્વ ઘેર આવી લાગ્યાં. સુશીલા માતાને જોતાં જ રડી અને મસ્તક નમાવી તેનાં ચરણોમાં પડી.

જે સુશીલાને વિનય શબ્દના અર્થની કલ્પના પણુ હતી નહિ, તેને એકાએક આમ ચરણોમાં પડેલી જોઇને લક્ષ્મીબાઇના મનમાં અત્યંત આશ્ચર્ય થવા લાગ્યું. જો કે, પ્રથમ તો પોતાની કુલકલંકિની કન્યાના મુખનું દર્શન ન કરવાનો જ તેનો વિચાર હતો, પરંતુ જ્યારે પોતાના પેટનાં આંતરડાંને તેણે પાસે આવેલાં જોયાં, ત્યારે પોતાના માતા તરીકેના નૈસર્ગિક વાત્સલ્યભાવને તે અટકાવી ન શકી. પ્રેમથી તત્કાળ તેણે સુશીલાને પોતાને ગળે વળગાડી અને તેના કપોલભાગને પોતાના હર્ષાશ્રુવડે ભીંજાવી નાંખ્યો. ખરેખર વિશ્વમાં માતાનો પ્રેમ અલૌકિક અને અનુ-પમેય કહેવામાં આવે છે, તે ખરું જ છે. એ પ્રેમને લીધે જ આર્યશાસ્ત્ર અને અન્ય ધર્મશાસ્ત્રના કર્ત્તાઓએ માતાપિતાની પરમેશ્વરની સાથે જ ગણના કરેલી છે.

"A Mother is a mother still,'
A holiest thing alone."

"એક માતા તે અંતે માતા જ છે; વિશ્વમાં જો કોઈ પણુ અત્યંત વિશુદ્ધ વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય, તો તે માતા જ છે !"

જો કે સુશીલાએ પુનર્લગ્ન કર્યું, તેથી લક્ષ્મીબાઈ રાજી તો હતી નહિ જ; પરંતુ નિશાનાથ સાથે વાતચીત કરતાં તેને તે ભલો અને સદ્‌ગુણી દેખાયાથી તેના મનમાં કાંઇક સંતોષ થયો. સંતોષ માની લીધા વિના તેનો છૂટકો જ નહોતો; કારણુ કે, પિતા અને પુત્રીના વિચારો આગળ તેનું બીજું કાંઈ પણુ ચાલી શકે એમ નહોતું. તે સર્વથા પરાધીન, પરવશ અને નિરુપાય જ હતી. નિશાનાથના નિવાસ માટે ઘરમાં એક સ્વતંત્ર ઓરડો કાઢી આપવામાં આવ્યો અને તેનો પડ્યો બોલ ઉંચકી લેવા માટેની બધી વ્યવસ્થા કરી દેવામાં આવી.

રાતે નલિનીકાંતના કેટલાક મિત્રો, તેની પુત્રી અને નવા જમાઇને મળવા માટે આવ્યા. તે સઘળા સાથે નિશાનાથે ઘણી જ સભ્યતાપૂર્વક વાતચીત કરી, અને સર્વને પોતા તરફનો પૂરતો સંતોષ આપ્યો. તે સર્વ મિત્રોએ મળીને રવિવારને દિવસે ફ્રામજી કાવસજી હોલમાં એક જાહેર મેળાવડો કરીને નિશાનાથ અને સુશીલાનાં વ્યાખ્યાનો કરાવવાનો અને તેમને જાહેર માન આપવાનો નિશ્ચય કર્યો અને મોડી રાતે ચાહપાણી લઇને સર્વ ખુશી ખુશાલીથી છૂટા પડ્યા.

"કેમ આપને અહીંનો રંગ કેવો દેખાય છે?" સૂતી વખતે નલિનીકાંતે નિશાનાથને સવાલ કર્યો.

"આપની મુંબઈ નગરીના સુધારકો ઘણા જ સભ્ય અને ભલા છે." નિશાનાથે કાંઇક માર્મિક હોવા છતાં બહારથી સાદો દેખાતો જવાબ આપ્યો.

બીજા દિવસના પ્રભાતમાં વળી પાછા વર્તમાનપત્રોમાં સુશીલા અને નિશાનાથના સુખરૂપ આગમન વિષેના કેટલાક લેખો પ્રકટ થયા અને દરેક હિંદુના ઘરમાં અનુકૂળ કે પ્રતિકૂળ એની જ ચર્ચા ચાલી રહી. ભિન્ન ભિન્ન રુચિ ધરાવતા લોકોને ગપાટા મારવાનો એક નવો વિષય હાથ લાગ્યો. પ્રવાસમાં પરિશ્રમ વેઠેલો હોવાથી આજે કયાંય બહાર નીકળવાનું નિશાનાથે વ્યાજબી ધાર્યું નહોતું. આજનો દિવસ તેણે વિશ્રાંતિમાં જ વીતાડવાનો નિશ્ચય કર્યો. બપોરે સુશીલા પોતાની કેટલીક મૈત્રિણીઓને મળવા માટે બે કલાક બહાર ગઈ.

* * * *

બપોર પછી લગભગ સાડાત્રણ ચાર વાગ્યાને અમલે નલિનીકાંત, નિશાનાથ અને સુશીલા દીવાનખાનામાં ચાહ પીતાં બેઠાં હતાં, અને વિલાયતની જ કેટલીક વાતચીત ચાલતી હતી, એટલામાં અચાનક ત્યાં પોલીસ કોર્ટનો સિપાઈ આવી પહોંચ્યો અને તેણે નિશાનાથ તથા સુશીલાનાં નામનાં બે સમન્સ તેમને લાગુ કર્યા. નવીનચંદ્રનો નોકર સાથે હતો, તેણે સુશીલાને ઓળખાવી અને નિશાનાથે ખુશીથી પોતાનું સમન્સ લીધું. ડુપ્લીકેટપર સહી લઇને સિપાઈ તો ચાલતો થયો. રંગમાં ભંગ પડ્યો. સર્વના આનંદનો એકાએક નાશ થઈ ગયો.

નવીનચન્દ્રે સુશીલાપર જીવતા ધણીએ બીજો ધણી કરવા માટેનો અને નિશાનાથપર એક પતિવાળી સ્ત્રીના સતીત્વનો ભંગ કરવાનો આરોપ મૂકીને આજે જ પોલીસ કોર્ટમાં ફરિયાદી નોંધાવી હતી, અને તેનાં જ એ સમન્સ હતાં. સર્વ 'શું કરવું અને શું ન કરવું' એના વિચારમાં પડી ગયાં. અંતે નલિનીકાંતે હિંમત લાવીને કહ્યું કે; "શી ચિંતા છે,—રજનીકાંત મરી ગયો છે, એની સાબેતી આપણી પાસે તૈયાર છે. પેલા મહારાજને જયપુર મોકલ્યો હતો, તેને સાક્ષી તરીકે રજૂ કરીશું."

લક્ષ્મીબાઈ ઓરડીમાંથી બધું સાંભળ્યા કરતી હતી, એટલે તે બહાર આવીને કહેવા લાગી કે, "રજુ કર્યું તમારું કપાળ! તમે અને આ ઉછાંછળી છોકરીએ મળીને પોતાની અને બાપદાદાની આબરૂનું નખોદ કાઢયું. લ્યો આ સુધારાનાં ફળ અને જાઓ બાપ દીકરી કોર્ટમાં."

તેના બોલવા તરફ લક્ષ ન આપતાં નલિનીકાંત એકદમ કોઈ પોતાના મિત્ર વકીલને ત્યાં ગયો અને બની શકયો તેટલો બંદોબસ્ત કર્યો. રાતે ઘેર પાછો આવ્યો, એટલે લક્ષ્મીબાઇએ તેને નોતરું આપ્યું કે, "શુકલ આવીને કહી ગયો છે કે, ખાસ તમારા સંબંધમાં કેટલોક વિચાર ચલાવવા માટે આવતી કાલે સાંજે છ વાગે ન્યાતની વાડીમાં ન્યાત એકઠી થવાની છે, માટે વખતસર આવજો. નહિ આવો, તો તમારા સંબંધમાં જે કાંઈ પણ મહાજન ફડચો કરશે, તેના જવાબદાર અમે નથી."

# પ્રકરણ ૩૪ મું

## નાતબહાર–દેશનિકાલ

"We alone have succeeded in making a permanent caste. Other nations are struggling and do not succeed.

"It is owing to caste that three hundred millions of people can find a piece of bread to eat. It is an imperfect institution no doubt, but if it had not been for caste you would have had no Sanskrit books to study. This caste made walls around which all sorts of invasions rolled and surged, but found it impossible to break through. That necessity had not gone yet, so caste remains."

SWAMI VIVEKANANDA.

"અચલ જ્ઞાતિનું બંધારણ બાંધવામાં માત્ર આપણે જ વિજયી થયા છીએ. અન્ય પ્રજાઓ જો કે એ માટેના પ્રયત્નો કરે છે, છતાં અદ્યાપિ કૃતકાર્ય થઈ નથી શકતી." "(આર્યાવર્ત્તમાં) ત્રીસ કરોડ મનુષ્યો પોતાની ક્ષુધાની શાંતિ કરવા માટે જે રોટલીનો કકડો મેળવી શકે છે, તે માત્ર જ્ઞાતિનો જ અદ્વિતીય પ્રતાપ છે. જો કે એ નિઃશંક અપૂર્ણ સંસ્થા તો છે જ; છતાં પણ જો એનું અસ્તિત્વ જ ન હોત, તો અભ્યાસ માટે આજે સંસ્કૃત પુસ્તકો પણ આપણી પાસે હોત નહિ. એ જ્ઞાતિ-સંસ્થાએ આસપાસ જે સંરક્ષણ માટેની મજબૂત દીવાલો ઉભી કરી છે, તેની ઉપર અનેક ચઢાઇઓ તથા હલ્લા કરવામાં આવ્યા, છતાં તેને ભેદવાના કાર્યમાં સર્વ નિષ્ફળ જ નીવડ્યા છે. એવી એ જ્ઞાતિ સંસ્થાની આવશ્યકતાનો અદ્યાપિ નાશ થયો નથી અને તેથી જ તે આજ સુધી કાયમ રહેલી દેખાય છે."

**સ્વામી વિવેકાનંદ**

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે રવિવારને દિવસે સાંજે છ વાગે ન્યાતની વાડીમાં ન્યાતિલાઓ, ફડોફડ ને ચડોચડ આવીને એકઠા થવા માંડયા. મહાજન મળવાનો વખત તો જો કે છ વાગ્યાનો રાખ્યો હતો, પરંતુ લગભગ સાત વાગ્યા સુધી કોઈ પણ શેઠિયો પટેલીઓ કે પૂછડીઓ આવ્યો નહોતો. માત્ર બીજા ફાલતુ માણસો જ ચર્ચા જોવાના હેતુથી વહેલા આવીને તડાકા મારતા બેઠા હતા. કલાક દોઢ કલાક કે બે કલાક મોડા થવું, એ તો આપણા હિન્દુભાઇઓ માટે કાંઈ હિસાબમાં જ નથી. સાડા સાત વાગ્યાને શુમારે પ્રથમ નાથાભાઈ શેઠ વાડીમાં દાખલ થયા અને ત્યાર પછી બબ્બે ચચ્ચાર મિનિટને અંતરે એક એક કરીને બધા અગ્રેસરો આવતા ગયા. લગભગ આઠ વાગે રાવબહાદુર નલિનીકાંત ચક્રવર્તીની સ્વારી પણ આવી પહોંચી. ન્યાતની સભા–મહાજન–સાજનું–તેના કામકાજનો આરંભ કરવામાં આવ્યો.

પહેલે પાટલે ન્યાત શેઠ બેઠા હતા, તેઓએ ન્યાતગોરને પૂછ્યું કે, "ગોર દેવ! આજે કેમ મહાજન મળ્યું છે?"

એક સુધારાવાળા પપાભાઈ પંડિત ઉપાધિધારીએ પૂછ્યું કે, "ન્યાત કોણે બોલાવી છે? ગોરને કોણે નોતરાં કરવાનો હુકમ આપ્યો છે? આજની સભામાં કંઈ કાયદાવિરુદ્ધ કામકાજ થાય, તેનો જોખમદાર કોણ છે?"

કર્મચંદ્ર શેઠે કહ્યું; "કોણ જોખમદાર? હું જોખમદાર છું પપાભાઈ! ને મેં ન્યાત બોલાવી છે!"

પપાભાઇએ કહ્યું; "કોના હુકમથી બોલાવી છે? તમને શી સત્તા છે ન્યાત બોલાવવાની?"

મહેતા શ્યામજી નામના એક ડોસા બોલ્યા; "જોયું! દયાળભાઈ! જૂની આંખે નવું કૌતુક! આજે તો નાતમાં કાયદો ચાલે છે! અલ્યા પપાભાઈ! તારા બાપે નાતના પૈસાથી તારી બોનને પરણાવી ત્યારે તું કાં હતો કે આજે જુખમ પુસે સે? આજકાલનું જોગીડું ને ઢેંચણ જેટલી જટા! તે રોંડનાને બોલતાં જ આવડ્યું. પગ નીચે તો જોતો જ નથી, કે કેમ બળે સે. જરાક મારું છછરું ગોડધેમ આવડ્યું કે ગયો વાને ઘેર!" શામજી શેઠનો સપાટો પપાભાઇને સજ્જડ વાગ્યો ને તે મૂંગા મંતર જ થઈ ગયો. શેઠે કહ્યું; "ભાઈઓ સાંભળો; ને આડીતેડી વાત પછી કરજો. આજનું મહાજન મળવાનું કારણ સેક્રેટરી કહેશે."

"આજની નાત ભેગી કરવામાં આવી છે. તેનો ખાસ હેતુ એ છે કે, રાવબહાદુર નલિનીકાંતનાં પુત્રી સુશીલાબાઈ વિલાયતની મહા યાત્રા કરી પતિત પાવિની ટેમ્સ નદીમાં સ્નાન કરી આવ્યાં છે. એટલું જ નહિ, પણ વળી ત્યાંથી કોઈ બંગાળી બાબૂ સાથે પુનર્લગ્ન પણ કરતાં આવ્યાં છે. એમ સાંભળવામાં આવે છે કે, એ પુનર્લગ્ન માટે રાવબહાદુરે પોતાની પુત્રીને અનુમોદન આપ્યું હતું. વળી નાતની કોઈ પણ જાતની સલાહ લીધા વિના જ વિલાયતથી પાછી ફરેલી પુત્રીને પ્રાયશ્ચિત્ત ન કરાવતાં પોતાના ઘરમાં રાખી અને વિજાતીય જમાઇને પણ ઘરમાં ઉતારો આપીને નાતનો પરાપૂર્વનો રિવાજ તોડ્યો અને નાતનું અપમાન કર્યું; એ માટે નલિનીકાંતભાઈ પાસેથી જવાબ શા માટે માગવામાં ન આવે? એ જવાબ માગવા માટે જ આજે નાત એકઠી થયેલી છે," નાતના સેક્રેટરી માસ્તર રણછોડભાઇએ નાત મળવાનું કારણ જણાવતાં કહ્યું.

એને ટેકો આપતાં શેઠ લવજી પારેખ બોલ્યા કે "જો કે રાવબહાદુર નલિનીકાંતના ઢંગ તો પ્રથમથી જ સારા નહોતા અને એમનાં પુત્રી પણ અહીં હતાં, ત્યારથી જ ફાટ્યાં ફાટ્યાં ફરતાં હતાં, અને પિતાના ઉત્તેજનથી જ તેમણે પોતાના પતિ રજનીકાંતને અપમાનપૂર્વક કાઢી મૂક્યો હતો; છતાં નાત ખામોશ કરી ગઈ હતી. એટલે આપણી ચુપકીદીનો આ શેઠ સાહેબે તો વધારે અને વધારે જ લાભ લેવા માંડ્યો છે, અને છેવટ પુત્રીને વિલાયત મોકલવા ઉપરાંત એક પરજાતિના પુરુષ સાથે પુનર્લગ્ન કરાવી દેવાનું પણ સાહસ બતાવી ચૂક્યા છે. હવે નાતથી વધારેવાર આવાં અપમાનો સહન કરી શકાય તેમ નથી જ. આજે જો એમને જતા કરવામાં આવશે, તો કાલે કોઈ છોકરી ઢેડને પોતાનો ધણી બનાવશે અને કોઈ સુધરેલો ફાંકડો વટલેલી ચમારણને ઘરમાં ઘાલશે, એટલે પછી આપણું વાણિ-

ચાપણું હવામાં જ ઉડી જવાનું. પોતાની નાતમાં જ પુનર્લગ્નનો પ્રતિબંધ, ત્યાં પરજાતિ સાથે સંબન્ધ કરી જ કેમ શકાય ? એ એક મોટો સવાલ છે, અને તેનો સંતોષકારક જવાબ ન્યાતે અપરાધી પાસેથી માગવો જ જોઇએ. વળી આજે સાંઝે એ પણ મારા જાણવામાં આવ્યું છે કે, રાવબહાદુરના પહેલા જમાઈ રજનીકાંત હજી જીવતા છે અને થોડા દિવસમાં મુંબઈ આવવાના છે !"

"આ વળી ત્રીજું ધર્તીંગ !" નાથાલાલ નોતરિયાએ ટકોરી વગાડી !

"નલિનીકાંત ભાઈ ! આ બધા આપપર મૂકવામાં આવેલા આક્ષેપો આપના સાંભળવામાં આવ્યા કે ? આ સઘળા સવાલોના આપ શા જવાબો આપો છો !" અંતે બધું સાંભળી લઇને નાતના પ્રમુખ અથવા અધ્યક્ષ કર્મચંદ શેઠે નલિનીકાંતને ઉદ્દેશીને સવાલ કર્યો.

બિચારો નલિનીકાંત ચોર્યાસીના ચક્રમાં જ આવી પડ્યો હતો, એમ કહીએ તો તેમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી જ. એકવાર નવીનચંદ્ર સાથે તેની થયેલી વાતચીતથી પાઠકો જાણી જ ચૂકયા છે કે, તેની ધન સંબન્ધી સ્થિતિ અંદરખાનેથી કાંઈ સારી તો નહોતી જ. "ઢંમઢોલ અને માંહે પોલ" જેવો જ હિસાબ હતો. આજે તે નાતના અપરાધમાં આવી પડ્યો હતો અને હજી પોલીસ કોર્ટમાં ધક્કા ખાવાનું અને ત્યાંથી વળી જે હાંસી ને ધિક્કારની પેજાર પડે, તે સહન કરવાનું તો નસીબમાં બાકી જ હતું. ઓછામાં પૂરું નવીનચન્દ્ર પણ અત્યારે એકદમ આડો થઇને ઉભો રહ્યો હતો અને તેથી "विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः" એ વાક્ય તેના સંબન્ધમાં અક્ષરે અક્ષર સિદ્ધ થયેલું જોવામાં આવતું હતું. તેનો ચ્હેરો ફીકો પડી ગયો હતો અને ચિન્તાથી તેના હાથ પગમાં કંપ થતો હતો. જો કે, બહારથી તો તેણે સુધારાનો જામો પહેરી રાખ્યો હતો, પરંતુ અંદરખાનેથી પોતે પણ એ ખોટા સુધારાને ધિક્કારતો હોવાથી સર્વ પ્રકારે તે હિંમત હારી બેઠો હતો. બોલવાનો ઘણો વિચાર થયો, તો પણ નાતના તેજમાં અંજાઈ જવાથી, અને મનમાં ઘણી જ લજ્જા ઉત્પન્ન થવાથી, તે પોતાને પૂછવામાં આવેલા સવાલનો કશો પણ જવાબ આપી શકયો નહિ. થોડીવાર સુધી રાહ જોવા છતાં જ્યારે તેના તરફથી કશો પણ જવાબ મળ્યો નહિ, ત્યારે કર્મચન્દ શેઠે તેના એ મૌનનો બીજો જ અર્થ ઉઠાવીને પુનઃ તેને ઉદ્દેશીને કહ્યું કે:—

"નલિનીકાંત શેઠ ! તમે પોતાના સુધારાના મદમાં એટલા બધા છકી ગયા છો કે, નાતને જવાબ આપવામાં પણ પોતાનું અપમાન સમજો છો ? આપના બોલ્યા વિના આજના કામકાજનો અંત કેમ આવશે, તે હું સમજી શકતો નથી. જો આપ જવાબ નહિ આપો અને અમે તમારા વિરુદ્ધ કોઈ પણ પ્રકારનો નિર્ણય કરી નાંખીશું, તો વળી આપને ને પેલા મૂઢ છાપાવાળાઓને એમ કહેવાનો પ્રસંગ મળશે કે, હિંદુ નાતમાં ન્યાય જ કયાં મળે છે જે ? આપને એમ કહેવાનું કારણ ન મળે, એટલા માટે જ નાત ભરીને ખાસ આપને બોલાવવામાં આવ્યા છે. બાકી આપના અપરાધ માટે તો હવે સવાલ રહ્યો જ નથી. નાતનાં બંધનોનું આપે પૂરે-પૂરું ઉલ્લંઘન કર્યું છે, એ વાતની તો આપ પોતે પણ ના પાડી શકો તેમ નથી જ."

"નાતે મરવું અને નાતે તરવું, એ વાતને તો આપ સદંતર જ ભૂલી ગયા છો!" ભાઇલાલભાઈએ ચૂચકો મૂક્યો.

"મારા અપરાધો તો અવશ્ય થયા જ છે અને તે માટે વધારે સાક્ષી પૂરાવાની કશી પણ અગત્ય નથી. નાત અને નાતના પ્રમુખો સર્વ પ્રકારની સત્તા ધરાવે છે અને તેથી જો તે ચાહે તો મને મારા એ અપરાધોની ક્ષમા આપી શકે. મારા સુધારાનું આવું વિચિત્ર અને દુઃખદાયક પરિણામ આવશે, એવી મને સ્વપ્ને પણ કલ્પના હતી નહિ. જે બનવાનું હતું તે બની ગયું છે. બન્યું તે ન બન્યું થઈ શકે તેમ છે જ નહિ. દાસ ક્ષમાનો આકાંક્ષી છે." અંતે સર્વ રીતે નિરુપાય થવાથી નેત્રોમાંથી અશ્રુ વર્ષાવીને ગદ્‌ગદ સ્વરથી નલિનીકાંતે હાથ જોડીને જવાબ આપ્યો.

પેલા, દોખમે ચઢેલા પારસી છાપાવાળાએ, જે વેળાએ પારસી કોમને સુધારામાં ફેરવી નાંખવાનું બીડું ઝડપ્યું હતું, તે વેળાએ તેને પણ એવી કલ્પના નહોતી કે, પારસણો મડમ બની જશે અને પારસી જુવાનિયાઓની એથી પાયમાલી થઈ જશે. પરંતુ તે એક માણસની ભૂલનું પરિણામ આજે આખી પારસી કોમને ભોગવવું પડે છે. નલિનીકાંતજી! તમે પણ કેટલેક અંશે તેવો જ પ્રયત્ન કરેલો છે, પરંતુ સદ્‌ભાગ્ય યોગે પારસીઓ પ્રમાણે નાતની સ્વતંત્રતા અમે સરકારના હાથમાં આપી દીધેલી ન હોવાથી, હજી નાતને આડે માર્ગે જતી અટકાવવાની સત્તા અમારા હાથમાં રહેલી છે અને તેથી એવાં કંટકવૃક્ષ સમાન સુધારાનાં મૂળિયાંને ઉગતાં જ ડામવામાં હિંદુ ધર્મ અને હિન્દુજાતિની સલામતી છે. અત્યારે માત્ર મુખનો કરેલો આપનો પશ્ચાત્તાપ કાંઈ પણ ઉપયોગી થાય તેમ નથી જ. સુધારાને નામે બગાડા—ભવાઇઓ કરવાનું કડવું ફળ આપે ચાખવું જ જોઇએ. કોઈ પણ ન્યાયાધીશ જો એમ ક્ષમાના બદલામાં ન્યાયને વેચી નાંખે તો પછી ન્યાયની મહત્તા જ શી રહી? એમ થાય, તો તો પછી દુનિયામાં જેટલાં ન્યાયનાં પુસ્તકો છે, તેનાં પાનાં ગાંધીઓને દવાનાં પડીકાં બાંધવા માટે જ કામ લાગવાનાં.

"યહી હાલત હુવા કરતી અગર ફરમારવાંઓંકી;
યુંહી બિકતા અગર ઇન્સાફ દૌલતપર દુઆઓંકી;
તો જિતની આજકલ દુનિયામેં કાનૂની કિતાબે હયઁ;
વરકસે ઉન્કે બનિયે બાંધતે પુડિયાં દવાઓંકી!"

"નલિનીકાંતજી! વાત એટલી હદ સુધી પહોંચી છે કે, ક્ષમા કરવાની શકયતા કોઈ પણ પ્રકારે રહી નથી." કર્મચંદ શેઠે યોગ્યતા અને સભ્યતાપૂર્વક એ વાક્યો ઉચ્ચાર્યા.

"આપના શબ્દો સર્વાંશે સત્ય છે. મારો બોલવાનો એક પણ માર્ગ રહ્યો જ નથી; છતાં પણ એટલું તો આપે જાણવું જોઇએ કે, સુશીલાએ જેની સાથે પુનર્વિવાહ કરેલો છે, તે પુરુષ જાતિનો તો વાણીઓ જ છે. માત્ર તે બંગાળી છે, એટલે દેશનો જ ભેદ છે. એટલું જો ચલાવી શકતા હો તો મોટી કૃપા! તે શું હિંદુ નથી? જ્યાં પંક્તિવ્યવહાર છે, ત્યાં કન્યાવ્યવહાર રાખવામાં શી હરકત છે? શાસ્ત્રમાં

નો એ માટેની આજ્ઞા છે જ, એટલે જો આપણે શાસ્ત્ર માનતા હઇએ તો તેને માન આપવામાં શી હરકત છે?" ડૂબતું માણસ જેવી રીતે ઊગરવાની આશાથી તણખલાને પણ પકડી પાડવાની કોશીશ કરે છે, તેવી રીતે નલિનીકાંતે ઘણાક વિચાર પછી બચાવનો એક માર્ગ શોધી કાઢ્યો.

"નલિનીકાન્તભાઈ! આપ આવા સમજૂ થઇને આજે આવા અવિચારથી ભરેલા શબ્દો કેમ ઉચ્ચારો છો? આપ જેમ તેને બંગાળી બતાવીને દેશની જ ભિન્નતા બતાવો છો, તેવી જ રીતે બીજા સુધારકો જ્યારે મડમને ઘર ધણિયાણી બનાવીને લઈ આવે છે, અથવા તો પોતાની છોકરી જાંગલા સાહેબને આપી તેનું નામ જાંગલીની નામમાળામાં દાખલ કરાવે છે, ત્યારે તેઓ એવો બચાવ આગળ લાવે છે કે, જેવા આપણે માણસ છીએ, તેવા જ તેઓ પણ માણસ જ છે; એટલું જ કે, આપણે હિંદુ છીએ અને તેઓ ક્રિશ્ચિયન છે. માત્ર ધર્મની જ ભિન્નતા. કહો કે, જો આવા બચાવોને કબૂલ કરી આપના જેવા સર્વ એકાકાર કરવા ઇચ્છનારાઓ સાથે નાત પોતાનો રોટી અને બેટી વ્યવહાર ચાલુ રાખે, તો તેનું વાણિયાપણું અને ધર્મત્વ કાયમ રહી શકે ખરું કે? વળી ભગવાન્ શ્રીશંકરાચાર્યના 'यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयम्' એ વાક્યોને પણ આપણે ભૂલી જવાં નથી જોઇતાં. વળી આજે તમે શાસ્ત્રને ગર્દન મારો છો, પણ આજે જ શાસ્ત્ર મનાવવા નીકળ્યા છો કે, અગાડી પણ કોઈ દિવસ શાસ્ત્રને માન્યું છે? નલિનીકાંતભાઈ! માફ કરજો. પણ તમારા સુધારાવાળા પુછડેથી બાંડા ને મોઢેથી ખાંડા જેવા છે! ફાવે ત્યારે શાસ્ત્રને પ્રમાણ બનાવે ને ન ફાવે ત્યારે મૂર્ખાનાં થોથાં ઠરાવે! એ જ કે કંઈ બીજું? શાસ્ત્રનું અવલોકન કરેલા દેવરામભાઇએ પોતાની બુદ્ધિ અનુસાર જવાબ આપ્યો.

હવે નલિનીકાંત માટે બોલવાનો એક પણ માર્ગ અવશેષ રહ્યો નહિ. તે કાંઈપણ જવાબ આપવાને બદલે હવે નાતના અગ્રેસરો જે કાંઇપણ નિર્ણય કરે, તે સાંભળવાની વાટ જોતો મૌન ધારીને બેસી રહ્યો. કેટલીકવાર સુધી અગ્રેસરોની કાનાફુસી ચાલી અને બીજા સાધારણ રીતે માત્ર તમાશો જોવા આવેલા લોકોએ પણ પોતપોતામાં કેટલીક ટીકાઓ કરવા માંડી. વાડીમાં એક પ્રકારનો શાંત કોલાહલ મચેલો જોવામાં આવ્યો. કેટલાક સુધારકો પણ સભામાં હાજર હતા. તેમણે વળી નલિનીકાંતપર કોપયુક્ત દૃષ્ટિનો પાત કરીને તેની અયોગ્ય નિન્દા પણ કરવા માંડી. 'मुण्डे मुण्डे मतिर्भिन्ना' એટલે જો બીજા શબ્દોમાં કહીએ તો 'ખોપરી ખોપરીકી મત ન્યારી' એ કહેવતનું ત્યાં પૂર્ણ સામ્રાજ્ય વિસ્તરેલું હોય, એવો ભાસ થવા લાગ્યો. અંતે નાતના એક વૃદ્ધ અગ્રેસર દામોદરદાસે ઉઠીને નાતને તથા રાવબહાદુર નલિનીકાંત-નાતના અપરાધી-ને ઉદ્દેશીને બોલવા માંડ્યું કે;—

"જ્ઞાતિ બાંધવો! આજની જ્ઞાતિની સભામાં સર્વ અગ્રેસરોએ મળીને એવો નિર્ણય કરેલો છે કે, રાવબહાદુર નલિનીકાંતભાઈ આપણા એક જ્ઞાતિબંધુ હોવા છતાં સુધારાના પક્ષમાં ભેળાઇને એમણે અભક્ષ્ય ભક્ષણ કર્યું છે, પોતાના ગરીબ જમાઇને ન છાજતું અપમાન કરીને ઘરમાંથી કાઢી મૂકવાનો અપરાધ કર્યો છે-તે

વેળાએ જો એ ભાઈ પોતે ગરીબ હોત અને જમાઈ પૈસાવાળો હોત, તથા તે એમની દીકરીને તેનાપર બીજી બાયડીને લાવી દુઃખ આપતો હોત, તો પોતાના મનમાં કેવું લાગી આવત, એનો લેશ માત્ર પણ વિચાર કર્યો નથી; પોતાની પુત્રીને વિલાયત મોકલીને ભ્રષ્ટ કરવાનું સાહસ કર્યું છે અને અધૂરામાં પૂરું પુત્રીને જીવતા પતિએ પુનર્લગ્ન કરવાની રજા આપી, વ્યભિચારને વધારવાનો પ્રયત્ન કરી તેના તે નવા પતિને પાછો પોતાના ઘરમાં જ ઉતારો આપ્યો છે અને એ સંબંધ પણ વળી બીજા દેશના અને બીજી જાતિના પુરુષ સાથે જ થયેલો છે. અપરાધ અને પાપોનો અવધિ થઈ ચૂક્યો! હડહડતો કળિયુગ! એટલા માટે રાવબહાદુર નલિનીકાંતને સદાને માટે નાતબહાર મૂકવા, તેમના ઘર સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો નહિ; અર્થાત્ શુભ કે અશુભ પ્રસંગે એક જ્ઞાતિબંધુ તરીકેનો એમની સાથેનો આપણો જે સંબંધ છે, તે આજથી બંધ! સર્વ લોકોએ એ દરખાસ્તને ટેકો આપ્યો, એટલે તે પાછો કહેવા લાગ્યો કે, "નલિનીકાંત ભાઈ! જે ઠરાવ થવાનો હતો, તે થઈ ચૂક્યો છે અને આજથી આપના અને અમારા પરસ્પર સંબંધનો અંત આવ્યો છે, માટે હવે આપને જવું હોય તો જવાની રજા આપવામાં આવે છે. પરંતુ આપના ભલાનો વિચાર કરીને હજી એટલું જણાવવામાં આવે છે કે, હજી પણ આપ સારા માર્ગમાં ચાલો અને આ ખોટા સુધારાનો ત્યાગ કરો. નહિ તો હજી પણ વધારે પાયમાલીના દિવસો તમારે જોવા પડશે અને દુર્દશાના પ્રસંગો ભોગવવા પડશે. ગોર ક્યાં છે?"

"આ રહ્યો અન્નદાતા!" ગોર મહારાજે ઉઠીને જવાબ આપ્યો.

"આપણા સર્વ જ્ઞાતિવાળાઓને ઘેરેઘેર જઇને કાલ સવારમાં, નાતનો આ ઠરાવ જણાવીને કહેજો કે, નલિનીકાંત શેઠને તેમના કુટુમ્બ સાથે આજથી નાતબહાર કરવામાં આવ્યા છે, માટે કોઇએ પણ એમના ઘર સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર રાખવો નહિ. જો નાતની એ આજ્ઞાનો અનાદર કરવામાં આવશે, તો તે અનાદર કરનાર નાતનો ગુનેહગાર થશે અને તેને પણ તરત નાતબહાર કરવામાં આવશે." દામોદરભાઇએ ગોરને આજ્ઞા કરતાં કહ્યું.

"બહુ સારું, બાપજી!" એમ કહીને ગોર મહારાજ ત્યાંથી ચાલતા થયા, સભાનું કામકાજ બંધ થયું ને 'ગોવર્ધનનાથનો જય' બોલાવી નાતિલા ઉઠ્યા. તેઓ અનેક પ્રકારના પોતાના અભિપ્રાયો વ્યક્ત કરતા ઘર ભણી ચાલવા લાગ્યા.

નલિનીકાંત અર્ધમૃત જેવો બની ગયો હતો અને તેનામાં ચાલવાની શક્તિ પણ રહી નહોતી. તે વાડીમાંથી બહાર નીકળી જેવો વિક્ટોરિયામાં બેસવા જતો હતો, તેવામાં એક સુધારાલાલ આવીને કહેવા લાગ્યો કે;–

"આજે તમે સુધારાનું અને સુધારકોનું નામ જ ડૂબાવી નાખ્યું–તમારામાં ડેઅરિંગ સ્પિરિટ જ નથી. પ્રથમ તો નાતનાં તેડાંને માન આપી આજે અહીં આવવામાં જ તમે મોટી ભૂલ કરી. તમે ન આવ્યા હોત, તોપણ નાત નાતબહાર મૂકત એટલું જ કે બીજું કંઈ? અને જો આવ્યા, તો તમારે સુધારાના ગુણો અને તેથી થતા લાભોનું વિવેચન કરીને નાતવાળાઓને આંજી નાખવા જોઇતા હતા.

એને બદલે બધા અપરાધો કબૂલ કરી નીચા પડીને આમ ઘેર પાછા ફરો છો, એ શું તમને શર્માવનારું નથી?"

"ભાઈ! જરા ધીમા થાઓ. સુધારાએ મારું સત્યાનાશ વાળી નાખ્યું છે, અને તેથી જ મારા મુખમાંથી સુધારાની સ્તુતિનો એક પણ શબ્દ નીકળવો અશક્ય હતો. તમે હજી જુવાન છો, લીલી સુકી જોઈ નથી, પણ વીતશે ત્યારે જાણશો. આજે મેં જે અત્યંત નમ્રતા બતાવી છે અને મારા અપરાધોનો સ્વીકાર કર્યો છે, એ નમ્રતા જ મને કામ આવશે. એથી જ મારા ભલાની મને આશા છે. હું આજથી સુધારક મટીને કુધારક થયેલો છું, એમ જ આપે ધારી લેવું.

"પીપળ પાન ખરંતાં, હસતી કુંપળિયાં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડિયાં!"

"અરે એ તો વીતી ને ન વીતી! તમારા ડહાપણમાં ધૂળ જ પડી છે. જો આવો વીતવાનો પ્રથમથી જ ડર હતો, તો સુધારકોના સમાજમાં દાખલ જ શું મુંડ મુંડાવવા થયા? હવે જોઇશું કે, નાત તમારું કેટલુંક તારણ કરી નાખે છે! આપણા ઇન્ડિયામાંથી જ્યાં સૂધી આ 'ડેમ રાસ્કલ' નાદાનોની નાસ્તિ નહિ થાય, ત્યાં સૂધી કોઈ દિવસે પણ આપણું ભલું થવાનું જ નથી. તમારા જેવા કેટલાક બાયલાઓ અમારા મંડળમાં આવી આવીને આમ બદલાઈ ગયા છે અને પાછા પોતાનાં જૂનાં નાડાંને પકડી બેઠા છે, તેથી જ લોકોને, 'જુઓને ભાઈ, ફલાણો સુધારક હતો, તે ઝખ મારીને પાછો નાતને પગે લાગ્યોને!' એમ કહીને સુધારકોની નિન્દા કરવાનો પ્રસંગ મળે છે. તમારા જેવા હિચકારાઓએ જ અમારા ખરા સુધારાને કલંક લગાડ્યું છે. સુધારકો તો અમારા જેવા જ જોઇએ કે, જીવ જાય તો જાય, પણ એકવાર ગ્રહણ કરી લીધેલો આગ્રહ ન છોડે!" સુધારાલાલે પોતાની શેખી મારતાં અપમાનસૂચક શબ્દો ઉચ્ચાર્યા.

'ઠીક! તમારાથી જેમ બોલાય તેમ બોલો. પણ તમે કેવા સુધારાના પૂજક છો, તે મારાથી અજાણ્યું નથી. મારાથી ઓછા તમે નાતના પૂજારી નથી. ન્યાતિલાઓએ તમારી દીકરીનો, તમારે ઘેર મોકલવાનો અટકાવ કીધો, ત્યારે ઘરમાંથી જે પૈજાર તમને પડ્યા હતા ને નાતને દહેરે સવા પાસેર ઘીનો દીવો કીધો હતો, તે જ તમે કે બીજા? સુધારાના નાયકોએ, પૂનામાં એવો ઠરાવ કીધો હતો કે, પ્રત્યેક સુધારાવાળા કયા કયા સુધારાનું અનુસરણ કરશે, ત્યારે તમે ભાઇએ પુનર્વિવાહ કરીશ, બાળ લગ્ન નહિ કરું, જ્ઞાતિભોજન નહિ કરાવું, મૂર્ત્તિપૂજા નહિ કરું, બધાં ખાનાઓમાં સહી કીધી, ને 'દારુ નહિ પિવું' ખાનામાં મીંડું મૂક્યું તે જ તમારો સુધારો કે? રે તમારા સુધારાવાળાને શું કહું? પુનર્લગ્ન કરશો? કહો મિસ્ટર તમારી બાવનની ઉમ્મરે કોણ રાંડ તમારી સાથે ઘર માંડવા આવશે? દીકરા તો છે જ નહિ, ને દીકરીને નવ વરસમાં પરણાવી દીધી છે, ને હવે બાળલગ્ન ન કરીશ એ ઢોંગ નથી કે? ઘરમાં બાર હાથનો વાંસડો ફરે તોએ હાલ્લું ન નડે, તેને નાત જમાડવાની શી વાત! તમારી ઘરવાળી તો પેલા લાલાજી બાવાઓને મંદિરે ભટકે છે, હિંડોળા કરાવે છે ને જુઠણ લાવે છે; મંદિરના ઢોર ને મગજ

લાવે છે તે તમે સુખથી આરોગો છો, ને હવે મૂર્તિપૂજાની ના, એ શું ઢોંગ નહિ? એવા ઢોંગ મને નથી આવડતા, એને હું ધિક્કારું છું ને તેથી જ મેં નાતની સ્હામે બાથ ભીડી નથી, સમજ્યા મી૦ સુધારકશાહ!" રાવબહાદુરે સુધારાનો ઝુંડો ઉડાવ્યો!

પણ સુધારકલાલ કંઈ ગાંજ્યો જાય તેવો નહોતો. તે તેજીમાં જ હતો. એટલે બોલ્યો; "બસ બકયા જ જશો કે? તમારા જેવા હિંગતોળુ વાણિયા તે વળી સુધારાવાળા કેવા? એ અમે જ સુધારા કરીશું, અમે જ! તમારા જેવા રેંજીપેંજીનાં એમાં કામ નહિ તો! મારી બાયડી ગમે તેમ વર્તે તેનો હું જોખમદાર નથી. તે સ્વતંત્ર છે, ચાહે તે કરે ને ચાહે ત્યાં ફરે, મારે તેમાં લેવાદેવા નથી. જ્યાં તેનો મારાપર હુકમ ચલાવવાનો હક હોય ત્યાં તે મને બે થપડાક મારે તો પણ તેમાં હરકત નથી! સ્ત્રીઓને છૂટાપણું આપવું જ જોઇએ. તેનો દરજ્જો વધારવો જ જોઇએ. જેમ આપણે સઘળે ફરવાહરવાનો હક છે તેમ તેને પણ છે. એમાં તેને માટે મને શો ઠપકો આપો છો? દારૂ તો હું શોખ માટે પીઉં છું, તેથી મેં ના પાડી હતી; સમજ્યા કે રાવબહાદુર! તમારા જેવા સુધારાવાળાથી 'સ્વરાજ્ય' કેમ મેળવાશે? જુઓ જાપાન! કેવો ભોગ આપ્યો? ગમે ત્યાં જવું, ગમે તેનું જમવું, સ્ત્રીએ છૂટથી ફરવું, ત્યારે જ તે આજે નંબર વન બન્યું છે! તમારા જેવા મૂર્ખાઓથી હિંદનો દહાડો વળે નહિ તો. તમારી હત્રે પછી ફજેતી થાય તે જોજો! સાહેબજી!"

નલિનીકાંત સુધારકશાહના એ બોલવાથી કાંઇક દબાઈ ગયો, દઘાઈ ગયો અને હવે શો જવાબ આપવો તેના ઉંડા વિચારમાં પડી ગયો. ગાડી રસ્તામાં જ ઉભેલી હતી, એટલે તમાશો જોવાને પાંચ પંદર માણસો પણ એકઠા થઈ ગયા હતા. એ વેળાએ જૂના વિચારવાળાઓ બિચારા કઢંગી સ્થિતિમાં આવી પડેલા નલિનીકાંતની દયા ખાતા હતા. સુધારકો માંહેમાંહે તેની નિન્દા જ કરતા હતા.

અંતે વિચાર કરીને નલિનીકાંતે એના ઉત્તરમાં જણાવ્યું કે, "ઉભા રહો શાહ! નાસો છો ક્યાં? હું વિચાર કર્યા વિના સુધારકોના ડોળઘાલુ મંડળમાં ભેળાયો, એ ખરેખર મારી ભૂલ જ થઈ છે અને એકવાર સુધારક થઇને મારા વિચારમાં મેં પાછો ફેરફાર કર્યો, એ વળી બીજી ભૂલ ને તેથી હું તમારો અપરાધી કહેવાઈ શકું ખરો, એમાં શક જેવું કાંઈ પણ નથી; પણ જ્યારે પોતાની મરજી પ્રમાણે ગમે તેમ વર્તીને ચેન ચમન ઉડાવવાનો અને કોઈ પણ જાતના બંધનની દરકાર ન રાખવાનો વિચાર મારા મનમાં આવે છે, ત્યારે ખરેખર સુધારો મને પ્રાણથી પણ પ્રિય લાગે છે! પરંતુ જ્યારે ધર્મ, સદાચાર અને સદ્‌વિચાર તથા નીતિનો પ્રશ્ન આવીને મારા મનમાં ઊભો રહે છે અને હિંદનું કલ્યાણ ક્યાં છે એનો યથાર્થ વિચાર આવે છે ત્યારે સુધારાની મહત્તા મારી આંખો આગળથી ઊડીને હવામાં ચડી જાય છે. હવે મારી વૃદ્ધાવસ્થા થઈ છે, એટલે હવે મારા અથડવા અને ભટકવાના દિવસો નથી રહ્યા. માટે અંતિમ દિવસો ધર્મકર્મમાં વીતે અને નાતના હાથે અગ્નિદાહ થાય, એવી જ મારી ઇચ્છા છે. હું મહાન ધર્મસંકટમાં આવી પડ્યો છું!"

"હિન્દુસ્તાનીઓને એ હીજડા ધર્મે જ બાયલા બનાવી નાખ્યા છે. નૉન્સન્સ! આચાર અને નીતિ એટલે શું? અમે આજથી તમને મરી ગયેલા જ ધારીશું." એમ કહીને તે તુમાખી સુધારાલાલ ચાલતા થઈ ગયા.

વિકટોરિયા ચાલવા લાગી. નલિનીકાંત રાવબહાદુર ઘેર આવી પહોંચ્યો. તેમની સુશીલ પત્ની લક્ષ્મીબાઈ નાતમાં શું થાય છે, તે સાંભળવા માટે અત્યંત આતુર થઇને બેઠી હતી. હજી કોઇએ ખાધું પીધું પણ ન હોતું. નલિનીકાંતે નાતમાં થયેલી બધી બીના ઘરમાં આવીને કહી સંભળાવી. તે સાંભળતાં જ જૂના વિચારની, ધર્મને જ ઢાલ સમજનારી લક્ષ્મીબાઇના હૃદયમાં જે એક પ્રકારનો અસહ્ય આઘાત થયો, તેનું વર્ણન કોઈ પણ રીતે કરી શકાય તેમ છે જ નહિ. તેનાથી બોલી શકાયું નહિ, તેની વાચા બંધ થઈ ગઈ અને હૃદય ક્ષણ બે ક્ષણ ચાલતું અટકી ગયું. તેના મનમાં આવા વિચારો આવવા માંડ્યાઃ—

"બસ, નાતબહાર થયા, એટલે હવે જીવતા અને મુઆમાં ફેર જ શો રહ્યો? સર્વ આપણને ધિક્કારશે, સ્ત્રિયો નિંદા કરશે, નાતનું નોતરું બંધ થયું એટલે ગંગાના પ્રવાહના નામથી ઓળખાતા પવિત્ર સમાજના દર્શનનો લાભ મળતો પણ અટક્યો! લજ્જાને લીધે કોઇને મોઢું પણ બતાવી શકાશે નહિ. મરણ થશે, તો નાતીલાનો દીકરો મડદું ઉપાડવા પણ નહિ આવે! કોણ ઉપાડશે? ઢેઢ? ચમાર? આ શું થયું? સુશીલા પુત્રી નહિ, પણ અમારી એક પૂર્વજન્મની વૈરિણી જ છે!"

જન્મથી જ જે આર્ય અબળાના મનમાં સમાજ અને ધર્મ બંધનના અનિવાર્ય શ્રદ્ધાયુક્ત વિચારો રમી રહેલા હોય, તેવી ભારતભૂષણ ભામાના હૃદયમાં આવા દુઃખદાયક પ્રસંગે આવા વિચારો ઉત્પન્ન થાય, એ સર્વથા નૈસર્ગિક જ છે. લક્ષ્મીબાઇનું મન શોકથી એટલું બધું ઘેરાઈ ગયું કે, તેને પતિને જમવા માટે કહેવાનું પણ ભાન રહ્યું નહિ. માતાપિતાની એ અવસ્થા સુશીલાના જાણવામાં આવી ગઈ, અને તેથી તે તેમના મુખ આગળ આવી જ નહિ. મનમાં ને મનમાં જ તે અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગી; પોતાના ઉછાંછળાપણાના કે અવિચારીપણાના વિચારથી, તે અમે કહી શકતા નથી; પણ તેનો ચહેરો ઉદાસ થઈ ગયો. એ તો નક્કી જ હતું. તે ખુરસીપર બેઠી બેઠી નિઃશ્વાસ નાંખ્યા કરતી હતી.

---

## પ્રકરણ ૩૫ મું

## સુધારામાંથી હડધૂત!

નિશાનાથ બહારથી આવી લાગ્યો, પરંતુ રોજ પ્રમાણે તેને કોઇએ પણ આવકાર આપ્યો નહિ. તે વિમાસણમાં પડી ગયો અને પોતાના ખાનગી ઓરડામાં સુશીલાને બોલાવીને તેણે આજે ઘરમાં છવાયલા શોકનું કારણ પૂછ્યું. વિનીત ભાવથી અને શોકાતુર હૃદયે સુશીલાએ સઘળો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. તે સાંભળીને નિશાનાથે ગંભીર મુદ્રાથી કહ્યું;—

"સુશીલા ! તારા આગ્રહથી હું મુંબઈ આવ્યો, અને તેથી જ અહીં હું બધાના દુઃખનું કારણ થઈ પડ્યો. આના કરતાં જો આપણે સીધાં કલકત્તે જ ચાલ્યાં ગયાં હોત, તો વધારે સારું થાત. વળી તેં વિલાયતમાં મને પ્રતિજ્ઞાપૂર્વક તારા પૂર્વ પતિના મરણની વાત કહી હતી અને અહીં આવતાં જ પોલીસનો કેસ ઉભો થયો, એ આફતને હું કેવી રીતે ટાળી શકીશ? મારો તો એવો જ વિચાર થાય છે કે, અત્યારે જ આપણે જુદાં પડિયે તો વધારે સારું. જો તારો પૂર્વ પતિ અહીં આવે અને તારો સ્વીકાર કરે, તો તેમાં મને કોઈ પણ જાતનો વાંધો નથી."

સુશીલા થોડીવાર સુધી વિચારમાં પડી ગઈ. તે ગણુગણુતા શબ્દે કહેવા લાગી કે, "બેશક, મારા પૂર્વ પતિના મેં અનેક અપરાધો કરેલા છે, પણ તેમના મરણની નિશ્ચયપૂર્વક વાત કહેવામાં હું જુઠી તો નહોતી જ. નિશ્ચયથી તેમ માનવાનાં મારી પાસે અનેક કારણો હતાં. હવે તે કોઈ કાળે પણ મારો સ્વીકાર તો નહિ જ કરે; માત્ર મારા તરફથી થયેલા અપમાનનું વેર વાળવા માટે જ, પ્રસંગ સાધીને આ પ્રયત્ન કરવામાં આવ્યો છે. માટે જો તમે પણ અત્યારે મારો ત્યાગ કરશો, તો ધોબીનો કૂતરો નહિ વાટનો કે નહિ ઘાટનો, એના જેવી જ મારી અવસ્થા થઈ પડશે. મારાં પિતામાતાને પણ જે દુઃખ થવાનું હતું, તે થઈ ચૂક્યું છે. તેનો પણ હવે આપણા છૂટા પડવાથી અટકાવ થઈ શકે તેમ નથી. કોર્ટમાં મારાથી દેખાડાશે તેટલાં કારણો બતાવીશ, માટે ત્યાં સૂધી થોભી જાઓ અને કોઈ પણ પ્રકારનું સાહસ ન કરો."

નિશાનાથે તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. સુશીલા, પતિ માટે થાળીમાં ભોજન લઈ આવી અને જમવાનો આગ્રહ કર્યો; પણ નિશાનાથે, "આપણાં પૂજ્ય વડિલો દુઃખથી પીડાતાં બેઠાં હોય અને હું જમું એ યોગ્ય ન કહેવાય." એમ કહીને ભોજન લીધું નહિ. તે રાત્રે સર્વ ભૂખ્યાં તરસ્યાં જ ખાટલામાં પડ્યાં. રાત્રે કોઇને ઉંઘ પણ આવી નહિ.

બીજા દિવસના પ્રભાતમાં જ ગોરે નાતનો હુકમ ઘેર ઘેર સંભળાવી દીધો. ઘર ઘરમાં નલિનીકાંત અને તેના કુટુમ્બની જ ચર્ચા ચલાવા લાગી. એ જ વિશ્વનો ખરો સ્વભાવ અને ખરી ખૂબી છે.

* * * * * *

ત્રીજા દિવસના છાપામાં આ પ્રમાણે નલિનીકાંતનો ફજેતફાળકો ઉડ્યો હતો.

**"એક હિન્દુ સુધારકે દેખાડેલું હિચકારાપણું.**

એ વાત તો હવે બધાના જાણવામાં આવી ચુકીચ કે, ઓગનીસમી અને વીસમી સદીમાં જે લોકો સોશ્યલ સુધારો કરવા નીકરી પરિયાચ, તેઓ નાત જાતની કે એવાં જ બીજાં કારણોની કાંઇબી દરકાર કરીઆ વગર હીમતથી પોતાના સુધારાના મારગમાં આગલ વધીયા જાયચ. પણ કેટલીકવાર હિનદુ સુધારકો એવો તો છબરડો વાલી નાખેચ કે, જેથી તેવનને રિફોર્મેર કેવા કે નઈ, એ એક મોતો ગંભીર સવાલ થઈ પરેચ! હમણાં બી એક એવો જ ખેંચાન કરનારો બનાવ બનવા પામીયોચ, અને તેને વરે જ આજે આય આરટીકલ લખવાની અમુને

ફરેજ પરીચ. નલનીકાંટ ચકરવર્તી રાવબહાદુરનું નામ આજે સુધારક દુનિયામાં કોન નથી જાનતું? એવનનાં પનોતાં બેટીએ વેલાતમાં એક બંગાલી બાબુ સાથે પુનરલગન કીધાંચ અને તે બાઈ પોતાના ધની સાથે મુંબઇમાં પન આવી લાગિયાંચ, એ તો અમારા કદરદાન વાંચનારાઓની જાન બાર ન્હૈંજ હોસે. એમાં જાને એ બાઇએ મોતું માભારત પાપ કીધું હોયની! તેમ માનીને પેરા બકાલ વાનિયાઓએ પોતાની નાત એકથી કરી નલનીકાંટને બોલાવીને ગોસ ખાવાનો અને પોતાનાં બેટીને બીજી કોમના માનસ સાથ પન્નાવાનો વાંક મૂકી પોતાની નાતથી બાર કીધાચ. એ વખતે એક સુધારાવાલાના અસલી ખવાસને ભુલી, નાતની આગલ નીચાપનું બતારવાની જે રાવબહાદુરે કોસેસ કીધી હતી, તે ખરેખર તેવનના નામને હીનપસ્તી લગાડનારું કામજ કેહી સકાય. હિનદુઓમાંથી આજે સેંકરે પોનોસો તકા જેતલાં માનસો છુપી રીતે જઈ જઇને હોટલોમાં કબાબ કોરમાપર હાત ચલાવેચ ને બબ્બાનેબી બરાબર ઇનસાફ આપેચ, તેને કોઈ પુછતુંબી નથી ને આવા એક જાહેર સુધારો કરનારને આ પરમાને અપમાન પુગારવામાં આવેચ, એ વાનિયાઓની—બલ્કે હિનદુ કોમની કેવી ખુબી ભરી ખાસિયત! પન એ ઇદીચત જુના વિચારના હિનદુઓ કરતાંબી જે સુધારાવાલા પોતાના જાટભાઇઓના એવા વિચારોને મચક આપેચ, તેવનનેજ આપરે વધારે જવાબદાર ગનીસું, તો તેમાં ગેરઇનસાફી કરેલી તો ન્હૈંજ કેવાસે. દરેક વખટે નાટવાલાઓની સાંબે જુંબેસ ચલાવીને રિફોરમરો પોતાનું ખમીર દેખારી આપતા હોય, તો ઇલ્લીટરેત નાતવારાઓનું કૈં ચાલીજ ન્હૈં સકે. નલિનીકાંટે પોતાની વીકનેસને લીધે સુધારાના નામને જે બતો લગારીયોછ, તે બતો સુધારાવારાએ કારી નાખવાની કોસેસ કરવીજ જોઇએ; એટલે કે, પોતાના મંદલમાંથી એવા મોરના પીછામાં કાગરા સંતાચલા હોય તેવનને દુરજ કરી નાખવા જોઇએ, એ અમારી રિફારમરોને ખાસ ભલામન છે. હવે પછી સું થાયચ, તે જોવાનું છે."

* * *

'ચડજા બચ્ચા સુલીપર, ખુદા ભલા કરેગા' એ કહેવતની સાર્થકતા કોઈ કોઈ વખતે આવી રીતેજ બહાર આવી પડે છે. વિશેષ લખવાનું શું પ્રયોજન છે? હજી તો થોડોજ વખત પહેલાં હમે તે 'પરોપદેશે પાંડિત્યમ્' કરનારા પારસી છાપાવાળાઓનું પોકળ જણાવી ગયા છીએ કે ભાઈ કહેવું અને કરવું, એ કંઇક જૂદી વસ્તુ છે. તેથી કહેવત પડી ગઈ છે કે 'ભસ્યો કૂતરો કરડે નહીં અને ગાજ્યો મેહ વરસે નહીં.' હિન્દુઓને સુધારાની શિક્ષા આપવી ને પારસી પરજાતની સ્ત્રી પરણી લાવે, તેને આતસબાવાને પગે પડતી અટકાવવી, તે સ્હામી લડત ચલાવવી, અને ધર્મની ડૂબાડૂબનું નિમિત્ત રજુ કરવું, એ પારસી છાપાવાળાઓના શુદ્ધાંતઃકરણપર કેવો આંક મૂકવો, એ અમને માલમ નથી. હિન્દુ સુધારાની વાતમાં, રીતિમાં, નીતિમાં, રૂઢિમાં, ધર્મમાં જો પારસી છાપાનો લેખક સમજતો હોય તો હું મનસની, ગવસની ને કુનસનીથી કહું છું, બપાવાના ગળાના કસમ ખાઇને કહું છું કે, હા, સમજે છે ખરો, પણ કેવું? "ભરત તે દુષ્યંતનો બાપ હતો" એવું! બીજું

પકડેલું પૂછડું પકડીજ રાખવું. પોતાની જિદ મૂકવીજ નહિ. સામે કુવો દેખાય છતાં પણ સીધે રસ્તે ચાલ્યા જવાની પ્રતિજ્ઞા ન તોડતાં, કુવામાંજ પડવું, એનેજ જો સુધારો કહેવામાં આવતો હોય તો તે સુધારો અમારા તે વિદ્વાન્ છાપાવાળા અને અકડ સુધારાલાલનેજ સોંપ્યો! આ ગરીબડો લેખક તો તેવા સુધારા કરતાં કુધારાના પણ કુધારાને વધારે પસંદ કરે છે. એવા સુધારાને સાત ગાઉથી સલામ!

બીજે દિવસે તેજ પત્રમાં એક જાહેર ખબર વાંચી, કે જે નીચે પ્રમાણે હતીઃ—

"**સોશ્યલ રિફોર્મ કલબ તરફથી એક જાહેર ભાષણ**—સોશ્યલ રિફોર્મ કલબના ગિરગામ રોડ ઉપર આવેલા મકાનમાં આજે સાંજે "સુધારકોની ફરજ" એ વિષય ઉપર મી૦ વલ્લભદાસ મોહનલાલ સૂરતી એમ. એ. એક જાહેર ભાષણ કરવાના છે ને પેલા નલનીકાંટને સુધારાની નાતમાંથી હાંકી કાઢવાના છે, તે પરસંગપર અને ભાષણ સાંભળવા આવવા માટે દરેક સુધારાવારાને એલતેમાસ કરવા હમને જણાવ્યું છે."

સાંજના ચાર વાગ્યાનો સુમાર છે. મુંબઈ જેવી નગરી અને તેમાં વળી સાંઝનો વખત એટલે ભીડનું તો પૂછવુંજ શું. સ્ત્રીઓનાં ઝુંડને ઝુંડ દર્શન કરવાને નીકળી પડ્યાં છે. જો કે રસ્તામાં પણ સ્ત્રીઓનો સ્વભાવ એટલે કર્મકૂથલી તો સાથેની સાથેજ. એક નવો વિષય જોઇએ! પછી પૂછવુંજ નહિ. ધનીબાઈ વકીલ બને તો સોલીસીટરનું કામ મણિબાઈ સંભાળે અને રતનબાઈ બારિસ્ટરની બ્રીફ લે! બાકી રહ્યા જડજ સાહેબ કે જે ઓદ્ધામાં બધાંએ સરખાં. તરતજ વાદાનુવાદ અને તરતજ ઇન્સાફ—વાદી પ્રતિવાદી પણ પોતે, વકીલ બારિસ્ટર પણ પોતે, અને ન્યાય આપનાર ન્યાયાધીશ પણ પોતે! બાકી રહ્યું વર્તમાન પત્રના રીપોર્ટર અને ટીકાકારનું કામ; તે પણ એટલાં મંડળમાંથી બહાર જાય નહિ—તે પણ પોતેજ. વાતોના રસમાં ગિલતાન પણ એટલાં કે, ગાડી હાંકનારના બે ત્રણ વખતના "પોઇસ પોઇસ" ને પોતેજ પોઇસ કરી દીધેલો! વળી કોઈ કોઈ બીજી સ્ત્રી દેખી જાય તો હાથ પકડી પોતા તરફ ખેંચી લે. ગાડી ઘોડાની ધમાલ પણ તેટલીજ. લહેરી લાલાઓની પણ ધમાલ તેટલીજ અને ફરવા નીકળેલાં અથવા કોઈ ભાષણ સાંભળવા નીકળેલાં સ્ત્રીસહવર્તમાન સુધારક જોડાંની ધમાલ પણ તેટલીજ. પરંતુ આપણે હમણાં બીજા કોઇનું કામ નથી, માટે ચાલોની સુધારક જોડાંની સાથે મી૦ વલ્લભદાસ એમ. એ. નું ભાષણ સાંભળવા પહોંચીએ.

ભાષણ માટે ૪–૩૦ નો વખત મુકરર કરવામાં આવ્યો હતો. પરંતુ ૪–૩૦ થયા છતાં હજી તો ૧૦ થી ૧૨ માણસ ઉપરાંત તેરમું માણસ આવ્યું નહોતું. સુધારક તો સાતવાર પણ અંતે છોકરા તો હિંદનાજ કેની? વધારે શું કહેવું જોઇએ, તે મનમાંજ સમજી લેવું. પોણા પાંચનો સુમાર થયો ત્યારે એક પછી એક માણસ આવવા લાગ્યાં ને પાંચ વાગ્યા સુધીમાં આસરે પોણોસો માણસ થયું (અને લીલીયા પીલીયા છાપામાં તો પાંચસોનો રીપોર્ટ હતો) અને તેજ વખતે રાવબહાદુર નલિનીકાંત તથા ભાષણકર્તા મી૦ વલ્લભદાસ પણ એક પછી એક આવ્યા.

બરાબર પાંચ વાગે (એ કયા ગામના ૪-૩૦ હશે તે વાંચકોએ કોઇને પૂછી લેવું) ભાષણનું કામ શરૂ થયું.

સભામાં જેમ હમેશ બને છે, તેમ એક ભાઇએ દરખાસ્ત મૂકી, બીજા ભાઇએ ટેકો આપ્યો અને સુધારકલાલ મી૦ કપૂરચંદ પાનાચંદ રેવડીને પ્રમુખ નીમવામાં આવ્યા. સુધારકલાલ ઉપકાર માની પ્રમુખની કુરસી ઉપર વિરાજ્યા અને મી૦ વલ્લભદાસને પોતાનું ભાષણ ચલાવવા જણાવ્યું.

પ્રમુખ સાહેબની આજ્ઞા મળતાં જ, મી૦ વલ્લભદાસ ઉભા થયા અને જેમ અખાડામાં કુસ્તી કરવા એક પહેલવાન નીકળે તેમ પ્લૉટફોર્મને ધ્રૂજાવતા પ્લેટફોર્મ ઉપર બે ત્રણેક આંટા માર્યા અને પછી પોતાનું ભાષણ શરૂ કર્યું.

"બાનુઓ અને ગૃહસ્થો!

આજનો આપણા ભાષણનો મુખ્ય વિષય 'સુધારકોની ફરજ' છે, કે જેની અંદર જ હવે આપણે (સુધારકોએ) કેવી રીતે વર્તવું જોઇએ, એનો ધ્વનિ પણ ઉઠે છે. આપણા એટલે દરેક હિન્દવાસીઓ ઉપર "આરંભે શૂરા"નો એક કલંક લગાડનારો આક્ષેપ હમેશાં લાગુ પડે છે; પરંતુ જો તેનું કારણ તપાસીશું તો જણાશે કે, તે કોઈ હિચકારાને પ્રતાપે જ તેમ બનવા પામે છે. "એકને પાપે વહાણ બૂડે" તેમ એવા એકાદ બે હિચકારાઓને લીધે જ આખી પાર્ટીઓ વખોડાય છે, કે જેવું હાલ આપણી બાબતમાં પણ બનવા પામ્યું છે, જે કોઈ પણ ભાઇથી અજાણ્યું નહિ હોય. ભાઇઓ! રાવબહાદુર નલિનીકાંત કે જેઓ આપણા મંડળના એક મેમ્બર છે અને આપણા મંડળને ઉંચી સ્થિતિએ લાવવા માટે જેઓએ આગળ ઘણી મહેનત કરી છે, તેઓનું જ અંદરનું પોકળ શું છે તે છાપાદ્વારા, તેમ જ માણસોદ્વારા પણ દરેક જાણતા જ હશો, એટલે તે ઉપર વધારે વિવેચન કરી હું તમારા વખતને ખોવા માગતો નથી. પરંતુ તેઓનાં તે કર્તવ્યથી આપણને એક બીજો ધડો મળ્યો છે કે હમેશાં ઉપરનાં સૌંદર્યથી જ હૃદયને પણ ઉત્તમ માની લેવું, એ એક મોટામાં મોટી બેવકુફી છે. ભાઇઓ રે! આપણે સારી રીતે યાદ રાખવું જોઇએ કે, આપણે સુધારા કરવા છે ને આપણાપર જ આખા દેશનો આધાર છે, કેમકે બધા લોકો તો રાંડીરાંડ જેવા અને ઘેલા છે; અને તેથી જ આપણે નાતની કે ધર્મની કંઈ પણ પરવા રાખવાની જરૂર નથી. આપણે પણ જો નાતના દોરવ્યા દોરવાઇએ તો પછી આપણામાં અને તે ઇડિયટ કુધરેલાઓમાં ફરક શો? ધર્મ એ માત્ર એક ધતીંગ છે; નાત એ એક માત્ર ખાઉકણ ટોળી છે, તેઓનાથી દબાવું, એ એક સુધારકને બહુ જ કલંક લગાડનારું, તેમ જ નીચું જોવડાવનારું છે. બીજું નાતથી દબાવાનું કારણ પણ શું છે? નાત હદ કરે તો નાત બહાર મૂકી શકે તેમ છે, કે જે નાતબહારથી આપણને કોઈ પણ જાતનો ગેરફાયદો થાય તેમ નથી. નાતબહારનો અર્થ એટલો જ કે, જે દિવસે નાત જમતી હોય, તે દિવસે નાતનાં નોતરાં ન આવે એટલું જ કે કંઈ બીજું? શું તે આપણને ભાષણ કરતાં અટકાવી શકે તેમ છે? શું તે આપણને ફરતા અટકાવી શકે તેમ છે? શું આપણને નાતરાં કરતાં ને કરાવતાં અટકાવી શકે તેમ છે? શું વિલાયત જતાં અટકાવી શકે તેમ

છે? ને આપણને હોટલમાં જતાં, ખરું કહું તો બ્રહ્મમંદિરમાં જતાં, કટલેસ ને શોરવો ને ચાંપ ને બીફ ઉડાવતાં અટકાવી શકે તેમ છે? ના. નાતની કીંમત નાતબહાર મૂકવા જેટલી જ છે! જ્યારે નાતની કીંમત એટલી જ છે તો એક ખરા સુધારકે તે નાતથી દબાવું, એ એક હલકામાં હલકું હિચકારાપણું જ કહેવાશે અને તેવા સુધારકોના નામને બટ્ટો લગાડનારાને ખરા સુધારકો દૂર રાખવાનું પસંદ કરશે, તો જ તેની આંટ જળવાઈ રહેશે. આપણે દૃઢ થવાની જરૂર છે, આપણે મજબૂત હાથે કામ લેવાની જરૂર છે. ભાઇઓ રે! સાંભળો સાંભળો! જ્યાં સુધી આપણે દૃઢતાપૂર્વક મજબૂત હાથે કામ લેશું નહીં, ત્યાં સુધી આપણે કદી પણ સુધારા કરી શકવાના નથી. કેમકે આપણે જે કંઈ પણ કરીશું તેને એક કે બે હિચકારાઓ બટ્ટો લગાડે એ જોવાને તથા એક આખી પાર્ટીની મહેનત એક કે બે જણાની મૂર્ખાઇથી નિંદાય, એ જોવાને આપણે રાજી નથી. તેમ સાબિત કરવા માટે આપણે તેવા બ્હીકણોને આપણા મંડળમાંથી દૂર કરવા, એ જ આપણી સુધારકોની મોટામાં મોટી અને પહેલી ફરજ છે અને તેથી જ હું દરખાસ્ત કરવાની રજા લઉં છું કે, રાવબહાદુર નલિનીકાંતે નાત આગળ નમીને આપણી પાર્ટીને જે હલકું લગાડ્યું છે, તે માટે નલિનીકાંતને આપણી પાર્ટીમાંથી બોયકોટ કરવા! બસ, બોયકોટ કરવા!!"

ચારે તરફ બોયકોટ બોયકોટનો ધ્વનિ ગાજી રહ્યો અને ઉછાંછળા સુધારાવાળાઓએ પોતાની માનીનતા પ્રમાણે જાણે એ એક વાઘ મારવા જેટલી બહાદુરી કરી હોયની! એવો તેમને ભાસ થવાથી તેઓ હર્ષના અગાધ ઉદધિમાં તરવા લાગ્યા. નલિનીકાંત ભાઈ વીલે મોઢે બહાર આવ્યા. હા!

"ગયે દોનો જહાનકે કામસે હમ,  
ન ઇધરકે રહે, ન ઉધરકે રહે;  
ન ખુદાહી મિલા, ન વિસાલે સનમ,  
ન ઇધરકે રહે, ન ઉધરકે રહે!"

ખરું જ છે. તે નાત અને સુધારકસમાજ ઉભયથી પતિત થયો.



## પ્રકરણ ૩૬ મું
## રૂઢિ અને ધર્મ

અમારા જે વાંચનારાઓએ અકબર અને ઔરંગઝેબ આદિ મોગલ બાદશાહોનો ઇતિહાસ વાંચ્યો હશે, તેમને નૌરોજ શબ્દનો અર્થ વિવેચન સહિત નવેસરથી સમજાવવો પડે તેમ નથી. નૌરોજ અથવા બીજા શબ્દોમાં કહિયે તો "મહિલામેળા"માં જેમ સર્વત્ર સૌન્દર્યવતી યુવતીઓનું જ દર્શન થાય છે, તેવી જ રીતે સંધ્યાના શીતલ સમયે ભૂલેશ્વરના લત્તામાં બહુધા લલનાઓનું જ સામ્રાજ્ય દૃષ્ટિગોચર થાય છે. દિલ્લી એક વેળાએ સમ્રાટ્ભૂમિ હતી. ત્યાં સર્વ સુન્દરીઓ નૌરોજમાં દિલ્લીશ્વરની આજ્ઞાથી એકત્ર થતી હતી; અહીં–ભૂલેશ્વરમાં મોહમયીની

દેવભૂમિ છે. ત્યાં દર્શન સમયે ધર્મની આજ્ઞાથી જ સ્ત્રીઓ એકત્ર થતી જોવામાં આવે છે. જેવી રીતે નૌરોજમાં શહનશાહ પોતે સુન્દરીઓના સૌન્દર્યની સમીક્ષા કરવા માટે હાજર રહેતા હતા, તે જ પ્રમાણે ભૂલેશ્વરમાં પણ સાયંકાળે અનેક વિલાસી પુરુષો લાવણ્યવતી લલનાઓનું લક્ષપૂર્વક અવલોકન કરવાના ખાસ ઉદ્દેશથી મંદિરોમાં ભટકતા જોવામાં આવે છે. આજકાલના ચાલતા જમાનામાં જો તમારા મનમાં પુરાતન નૌરોજનો રંગ જોવાની પ્રબળ ઇચ્છા થઈ આવે તો, કદાચિત્ સર્વાંશે નહિ તો પણ અલ્પાંશે, સાયંકાળના ભૂલેશ્વરના અવલોકનથી તમારી તે ઈચ્છા પાર પડી શકશે. સર્વ પ્રકારની હિન્દુ સ્ત્રીઓનો સમાજ એ સ્થળે તમારા જોવામાં આવશે. વાણિયા, ભાટિયા, લુહાણા, બ્રાહ્મણ, સોનાર, સુતાર, કણબી, કચ્છી—તેમ સુરતણ, ભરૂચણ, વડોદરીયણ, ખંભાતણ, અમદાવાદણ, કાઠિયાવાડણ, કચ્છણ,—એમ ગામ ગામ ને ઠામ ઠામ, ન્યાત ને જાત જાતની સલુણીઓ, મંદિરીયાના મોહનને મૂકી, પડદીયા મોહનના દર્શને, લટકતી ચાલે ચાલતી જોવામાં આવે છે. જેમ કાળની દાઢમાં ચવાઈ ગયેલી ડોશીઓ અને મર્યાદાશીલ સભ્ય યુવતીઓની ત્યાં ન્યૂનતા નથી હોતી; તેમ જ આજકાલના સુધારાનું કે બીજા શબ્દોમાં કહીએ તો રમણીય ભયંકરતાનું ભાન કરાવતી ફ્રેંચ ફેશિનના વાળ ઓળી આખું શરીર દેખાય તેવાં બારીક વસ્ત્રો પહેરીને પોતાના નૈસર્ગિક અને કૃત્રિમ સૌન્દર્યની મિશ્રિત શોભાનું પ્રદર્શન કરાવવા માટે જ, બહાર નીકળી પડેલી સુધરેલી શ્યામાઓની પણ ત્યાં જેવી તેવી વિપુલતા હોતી નથી.

અત્યારે આપણે એ ભૂલેશ્વરના લત્તામાં જ વિચરીએ છીએ. નૌરોજના નિરીક્ષણમાં જેમણે પૂર્ણ અનુભવ મેળવેલો છે, તે અકબર અને ઔરંગજેબના કર્ણ અને નયનોની શક્તિ આપણાં શ્રવણ અને નેત્રોમાં આવે, એવી પરમેશ્વરને પ્રાર્થના કરીને ચાલો આપણે એ આધુનિક મિશ્રિત અબળાસમાજનું અવલોકન કરીએ. જુઓ તો ખરા. પેલા કબૂતરખાનાની સ્હામેના રામ મંદિરમાં આટલો બધો કોલાહલ શાનો સંભળાય છે? અરે ભાઈ! એ તો રામાયણ વંચાય છે.

પૌરાણિક મહારાજ રામકથા વાંચવામાં લીન થયેલા છે. આસપાસ સ્ત્રીઓનું એક સારું ટોળું બેઠેલું છે. સ્ત્રીઓ પોતપોતામાં જે વાતચીત કરે છે, તેનો કોલાહલ એટલો બધો વધી ગયો છે કે, કથાકારનાં વાક્યો તો કોણ જાણે ક્યાંય હવામાં ઉડી જાય છે, તે જાણવામાં પણ નથી આવતું. સ્ત્રીઓના આજના સંભાષણનો વિષય શો છે? નલિનીકાંત રાવબહાદુર અને તેની દુહિતા સુશીલાનો ભવાડો! રામકથા કરતાં એ કથાનું પ્રાબલ્ય આજે વધારે જોવામાં આવે છે. જેવી રીતે નલિનીકાંતના સકુટુંબ જ્ઞાતિ બહિષ્કારની વાત જોતજોતામાં બહાર ફેલાઈ ગઈ હતી, તેવી જ રીતે સુધારક સમાજે પણ તેનો જે બહિષ્કાર કર્યો, તેના સમાચાર પણ જોતજોતામાં નગરમાં વિસ્તાર થઈ ગયેલા હોવાથી નવરાં બૈરાંને કર્મ કુથળી કરવાનો એક સારામાં સારો પ્રસંગ આજે હાથ લાગી ગયો હતો. સ્ત્રીઓની એ વાતોમાં જેમ કેટલીક અયોગ્ય અને વ્યર્થ ટીકાઓનો ભાગ વધારે હતો, તેમ જ કોઈ કોઈ વાર તેમાંથી કાંઇક જાણવા જેવી બીનાઓ પણ મળી આવતી હતી.

"બેન પ્રેમકોર ! પેલી સુધરેલી સુશીલા અને તેના ચસકેલા બાપ નલિની-કાંતને ન્યાતે ન્યાતબહાર મૂક્યા, એ વાત તો તેં સાંભળી હશે અને આજે વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે, પીટયા પેલા ફાટેલા સુધારાવાળાઓએ પણ તેને પોતાની ન્યાતમાંથી હાંકી મૂક્યો છે. બળ્યાં—એ તો ક્યાંયના ન રહ્યાં હો!" મંછા ડોશીએ વાતનું મંગલાચરણ કરતાં કહ્યું.

"એ તો બચારા રજનીકાંતના એમણે જેવા હાલ કર્યા'તા, તેવા ઈશ્વર એમના હાલ ન કરે ? હજી ભગવાન્ મરી નથી ગયો તો! એ તો જેવું વાવે એવું લણે. હજી તો ભવાડા કોરટમાં થવાના છે, તે જોવા જેવું થશે." અંબાએ ટાપસી પૂરી.

"કળજગ તો હવે ખરેખરો આવ્યો હો! સુશીલાને અને તેના બાપને બહુ વખોડતાં'તાં ને વખોડીએ છીએ; કારણ કે, એમણે કરેલું કામ આપણને અજાયબી જેવું લાગતું'તું; પણ હવે તો ડગલે ને પગલે એવી વાતો બનવા માંડી છે, એટલે મારું તો આ કળજગનાં કોતક જોઇને હૈયું જ ફાટી જવા માંડ્યું છે. હમણાં જ વળી એક બીજો એવો જ બનાવ બન્યો છે, એ વાત કોઇના સાંભળવામાં આવી છે કે?" ભાગીરથીએ વળી એક નવીન વિષયની સૂચના કરતાં કહ્યું.

સ્ત્રીઓ એ નવીન વાર્તા સાંભળવાને ઉત્સુક થઈ અને તેથી બોલી ઉઠી કે, "ના ના, બેન! એ શી વાત છે, તે કહો તો ખરાં!"

ભાગીરથીને તો એટલું જ જોઇતું'તું, એટલે તેણે કથાનું કથન કરતાં કહ્યું કે;—"હમણા ચાર છ દિવસની વાતપર અમારે ઘેરથી એ કોઈ કામને લીધે અમદાવાદ ગયા'તા. ત્યાં કોંઈ ચંદ્રશંકર નામનો મોટો શેઠ છે. કે'વાય છે કે, એ બે ચાર મીલોનો ધણી છે અને બહુ જ પૈસાવાળો છે. તે શેઠની એક રૂપાળી ને ભણેલી ગણેલી દીકરી છે. એ દીકરીનું પોતાની નાતના જ એક સારા છોકરા સાથે એ શેઠે આજથી લગભગ સાત આઠ વર્ષ પહેલાં વેવિશાળ કર્યું હતું અને છોકરાને ઘરજમાઈ કરીને પોતાને ત્યાં જ રાખ્યો હતો. આખું ગામ એ છોકરાને ચંદ્રશંકર શેઠના જમાઇના નામથી ઓળખતું હતું. એટલું જ નહિ, પણ શેઠ જાત્રાએ ગયા, ત્યારે પણ એ જમાઇને સાથે લઈ ગયેલા હોવાથી દેશ પરદેશના તેમના ધનવાન્ મિત્રોમાં પણ તે શેઠના જમાઈ તરીકે જાહેર થઈ ચૂક્યો હતો. થોડા દિવસની વાતપર બનાવ એવો બન્યો કે, એ જમાઈ ઘરમાંથી બહાર જતો હતો, તેવામાં તેની બાયડી—શેઠની દીકરીએ—તેને બજારમાંથી કાંઈ કામ કરતા આવવાનો હુકમ કર્યો. છોકરો પાણીવાળો હોવાથી તેણે એવો જવાબ આપ્યો કે, 'આટલા બધા નોકર ચાકર છતાં મને કામ બતાવવાનું શું કારણ ? હું કામ નથી કરવાનો.' એમ કહીને તે ચાલ્યો ગયો અને છોકરીએ પોતાના ધણીએ કરેલા અપમાનની બાપ આગળ ફરિયાદ કરી; અને રાંડ માએ પણ છોકરીનું ઉપરાણું લીધું, એટલે સસરાએ જમાઇને અયોગ્ય રીતે ધમકાવ્યો. જમાઇનું માથું પણ ફરી ગયું ને તેથી તેણે સાફ સંભળાવી દીધું કે, "શેઠ ! હું તમારો નોકર નથી, પણ જમાઈ છું, એ વાત તમારે ભૂલી જવી નથી જોઇતી." એ જવાબ મળવાની જ વાર હતી—સસરાએ જમાઇને તત્કાળ પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો અને બે ચાર દિવસમાં જ બીજા

કોઈ છોકરા જોડે વેવિશાળ કરીને છોકરીને પરણાવી પણ દીધી. નલિનીકાંતે પરણેલા જમાઇને કાઢી મૂકયો હતો અને ચંદ્રશંકર શેઠે સગાઈ કરેલા જમાઇને કાઢી મૂકયો અને પોતાની છોકરીના વિના કારણ એક ભવમાંથી બે ભવ કર્યા, એટલો જ માત્ર ફેર છે. એ વિવાહ થયા ત્યારે અમારે ત્યાંથી ત્યાં હતા, એટલે અમદાવાદમાં એમણે એ બનાવ નજરેનજર જોયો'તો. એ કે'તા' તા કે, અમદાવાદમાં આજકાલ ઘેર ઘેર ને ઠેર ઠેર ચંદ્રશંકર શેઠની નિન્દાનાં ગીતો ગવાય છે—અને બીજાંની વાત તો ઠીક—પણ શેઠના પોતાના નોકરો અને સગાં વહાલાં પણ શેઠના એ અપકૃત્ય માટે શેઠના નામપર ધિક્કાર વર્ષાવે છે!"

"ધિક્કાર ન વર્ષાવે તો શું મોતીડે વધાવે? આ દુનિયા તો આરસી છે, જેવું હોય એવું દેખાય! લોકો તો દેખે એવું ગાય. નખ્ખોદિયા સુધારાએ આજે તો કેરજ વર્તાવવા માંડ્યો છે ને શું!" મંછા ડોશીએ તપકીરની ચપટી સુંઘીને સાલ્લાના છેડાવતી નાક લૂછતાં કહ્યું.

"પણ અમારા અમદાવાદમાં તો કેટલીક નાતોમાં ત્રીજું મંગળ બાંધ્યું હોય, તે વખતે પણ વેવિશાળ તોડી નાંખીને કન્યા બીજાને આપી શકાય, એવો રિવાજ છે. એટલે ચંદ્રશંકર શેઠપર વધારે દોષ નથી આવી શકતો." અમદાવાદનાં નિવાસી કાશીબાઇએ પોતાના દેશભાઇનો બચાવ કરતાં કહ્યું.

પરંતુ ભાગીરથી એક સુશિક્ષિત પતિની પત્ની હતી અને પોતે પણ યોગ્ય સ્ત્રીશિક્ષણથી વિભૂષિત હતી, એટલે એ જવાબથી દબાઈ જવાને બદલે તે યોગ્ય ઉત્તર આપતી કહેવા લાગી કે;—"બાઈ! આમ બોલવામાં તમે મોટી ભૂલ કરો છો. એ રિવાજ નથી, પણ પૈસાવાળાઓનો એક ફાંટો જ છે. પવિત્ર આર્યજ્ઞાતિમાં પરાપૂર્વથી એ રિવાજ અને ધર્મ ચાલતો આવ્યો છે કે, જો એકવાર કોઈ પણ પુત્રીના પિતાના મુખમાંથી એમ બોલાઈ જાય કે, "હું મારી પુત્રી તમને આપી ચૂકયો!" તે પછી તે પુત્રી બીજાને કોઈ કાળે પણ આપી શકાય જ નહિ. તેમ જ સ્ત્રી એમ કહે કે, "તમને હું મારા પતિ તરીકે માની ચૂકી છું," તો પછી જગતમાંના સર્વ પુરુષો તેના ભાઈ અને બાપ જેવા જ ગણાય છે. આર્યશાસ્ત્ર પ્રમાણે વચનની એટલી બધી મહત્તા માનવામાં આવેલી છે. પરંતુ બાઇરે! આજકાલની વાત જ જૂદી છે. હડહડતો કલજુગ છે. ત્યાં કોનાં વચન ને કોની સચ્ચાઈ! ધનવાનો તો વચનનો ભંગ કરવામાં અને સ્વચ્છંદ વર્તન કરવામાં જ પોતાની પ્રતિષ્ઠા થયેલી માને છે. પત્નીનું વર્તન યોગ્ય ન હોય, તો તેનું અપમાન કરવાનો પતિને પૂરેપૂરો અધિકાર છે; પણ માત્ર છોકરીનું અપમાન કરવા માટે જમાઇને ઘરનિકાલ કરવો, એ માત્ર દ્રવ્યમદ અને સ્વચ્છંદી સ્વભાવનું જ પરિણામ છે. કોઈ ગરીબ બાપ એમ કોઈ કાળે પણ કરી શકત નહિ. આજકાલ ધનવાનો જ્યારે પોતાના ધર્મશાસ્ત્ર અને ધર્મરૂઢિ પ્રમાણે સ્વચ્છંદતાથી વર્તી નથી શકતા, ત્યારે પોતાનાં તેવાં વર્તનોને સુધારાનું નામ આપીને આવા આવા અનર્થો કરવા માંડે છે. આ એનું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે. શકુન્તલાને પતિગૃહે વળાવતી વેળાએ તેના ધર્મ-

પિતા કણ્વ ઋષિએ કહ્યું જે;—"સ્વામીની શુશ્રૂષા કરજે, સપત્ની (સોકય) સાથે સખીભાવ રાખજે, સ્વામી કદાચિત્ કોપને વશ થાય, તોપણ તું અંતરમાં રોષ ધરીશ નહિ, અનુચરોપર સદા સર્વદા દયાભાવ રાખજે અને પ્રત્યેક કાર્યમાં બહુ જ સાવધ રહેજે. એ પ્રમાણે વર્તવાથી જ યુવતીને ગૃહિણીપદ મળી શકે છે. અન્યથા સ્ત્રીઓ સર્વથા અપ્રિય જ થઈ પડે છે."* એ પ્રમાણેનો ઉપદેશ આપ્યો હતો, તે કયાં અને પતિએ અપમાન કરવા માટે પુત્રીને તેનો ત્યાગ કરાવીને બીજો પતિ આપવાનું ઉદાહરણ બતાવવું એ કયાં ? એ કળિકાળનો જ અદ્ભુત પ્રભાવ. દ્રવ્યમદમાં અને એવા નકામા વંઠેલા સુધારામાં જેમ વહેલી આગ લાગે તેમ વધારે સારું, નહિ તો ભારતવર્ષમાં ભામાઓ ભ્રષ્ટ થતી જવાથી ભવિષ્યમાં સર્વત્ર વર્ણસંકર પ્રજા જ જોવામાં આવશે!"

ભાગીરથીના એ ભાષણમાં એટલો બધો પ્રભાવ સમાયલો હતો કે, કોઈ પણ સ્ત્રી એની વિરુદ્ધ બોલી શકી નહિ. એટલામાં રામાયણનો વંચાતો અધ્યાય પણ પૂરો થયો અને સર્વ સ્ત્રીઓ પોતપોતાની શક્તિ પ્રમાણે પૌરાણિક મહારાજ આગળ ચોખાની ચપટી, પાઈ, કે પૈસો મૂકીને ત્યાંથી નીકળી બીજા મંદિરમાં દર્શન કરવા માટે ચાલતી થઈ.

સૂર્યાસ્તનો સમય થઈ ગયેલો હોવાથી, હવેલીઓમાં દર્શન કરવા માટે પેમલા અને પેમલીઓની દોડાદોડ થઈ રહી હતી. એક મંદિરમાંથી દર્શન કરીને બીજા મંદિરમાં પહોંચવા માટે બાયડીઓ ઘોડા પ્રમાણે બહાદુરીથી દોડતી જોવામાં આવતી હતી અને દોડતાં તેમનામાંની કોઈ પુરુષના શરીર સાથે અથડાતી હતી, કોઈ ઠોકર ખાતી હતી અને કોઇનાં ઓઢણાં માથેથી ઉતરી જતાં હતાં. સ્ત્રીઓની દોડધામથી ત્યાં અમર્યાદાનો જોવા જેવો દેખાવ થતો હતો. માર્ગમાં આટલો બધો પરિશ્રમ વેઠવા પછી હવેલીમાં વળી ભીડમાં ગોથાં ને ધક્કા ખાવા પડતા હતા તે તો વધારામાં જ. કોઈ કોઈ બાઇઓને તો ઝાપટિયાના ઝપાટા—કોરડા ખાવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થતો હતો. સ્ત્રીઓને દર્શનથી જે લાભ મળે, તેના કરતાં લજ્જા અને મર્યાદાની હાનિ તેમને વધારે પ્રમાણમાં ખમવી પડતી હતી. ભાગીરથી માત્ર પાંચ પંદર દિવસથી જ દર્શન કરવા ભુલેશ્વરના લત્તામાં આવતાં શીખી હતી. પણ તે પોતે ધર્મયુક્ત અને સુશિક્ષિત નારી હોવાથી તેને આવા પ્રકારો જોઇને ઘણો જ કંટાળો આવવા માંડ્યો. બીજે દિવસે તે દર્શન કરવાને ગઈ નહિ, એટલે તેની મૈત્રિણીઓએ આવીને તેને ન આવવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં ભાગીરથીએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે, "બેન! અતિશય સુધારાના સેવનમાં જેટલી હાનિ સમાયલી છે, તેટલી જ કિંબહુના તેથી વિશેષ હાનિ અતિશય ધર્માન્ધતામાં પણ રહેલી છે. આપણે ધર્મનિષ્ઠ રહેવાનું છે, ધર્માન્ધ થવાનું નથી. મેં પાંચ પંદર દિવસ દર્શનનો અનુભવ કર્યો, પણ મને લાભ કરતાં હાનિ વધારે જણાયાથી, મેં હવે પછી દર્શન માટે બહાર નીકળવાનો વિચાર માંડી વાળ્યો છે. મહાભારતમાં સ્ત્રીઓએ કેટલાંક કાર્યો ન કરવાની જે આજ્ઞા કરી છે, તેની સત્યતાનો મને પૂરેપૂરો નિશ્ચય થઈ ચૂકયો છે.

---

* શકુન્તલા નાટક. ચતુર્થ અંક.

"જ્યાં ઘણી ભીડ થયેલી હોય એવા ઉત્સવોમાં અથવા મેળાઓમાં પરપુરુષ અને પરસ્ત્રીઓને એક સાથે મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, માટે એવા ઉત્સવ કે મેળામાં બનતાં સુધી ન જવું, એ જ વધારે સારું છે. એવા સ્થાને જૂદા જૂદા પ્રકારનાં સ્ત્રી પુરુષોનો જમાવ થાય છે અને 'વ્યક્તિ તેટલી પ્રકૃતિ' એ નિયમ પ્રમાણે પ્રત્યેકના વિચાર ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે; અર્થાત્ જેવા પ્રકારના વિચારો મનમાં ઉદ્ભવે, તેવા જ પ્રકારનાં કૃત્યો બહુધા હાથેથી કરાય છે. જે સ્ત્રીઓને જન્મમાં કોઇવાર પરપુરુષને જોવાનો પણ પ્રસંગ આવેલો નથી હોતો, તે સ્ત્રીઓને એવા સ્થળે પરપુરુષના ધક્કા અને મુક્કા ખાવા પડે છે અને ઘણીકવાર અલંકાર લૂટાઈ જવાની પણ ભીતિ હોય છે. એવા સમાજોમાં અનેકવાર દુષ્કૃત્યો કરનારા કેટલાક નરપશુઓ પણ મળી આવે છે અને એ નરાધમો મનમાં સારાસારનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં કોઈ બિચારી નિષ્કલંક અને સાધ્વી સ્ત્રી હોય, તો પણ તેના માટે મનમાં દુષ્ટ વાસના કરીને, તેની ઠઠ્ઠા મશ્કરી કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે. અત્યારે હવેલી અને મંદિરોમાં લગભગ એવો જ પ્રકાર જોવામાં આવે છે, માટે પુણ્ય કરવા જતાં પાપ થઈ જવાનો સંભવ દેખાતો હોવાથી, મારા વિચાર પ્રમાણે તો ત્યાં ન જવામાં જ વધારે સાર છે. સ્ત્રીઓનો પરમેશ્વર પતિ છે. જો એકનિષ્ઠાથી પત્ની પતિની સેવા કરતી હોય અને પૂર્ણ પાતિવ્રત્ય પાળતી હોય, તો તેને પરમેશ્વરની પૂજા કરવાની કશી પણ આવશ્યકતા નથી. દેવદર્શન માટે આપણા મનમાં દૃઢ શ્રદ્ધા હોય, તો ગૃહમાં જ તેની દેવપૂજા રાખવી અથવા તો જે કોઈ મંદિરમાં વધારે ભીડ ન થતી હોય અને શાંતિથી દર્શન કરી શકાતાં હોય તેવા મંદિરમાં જઇને દર્શન કરી ચાલ્યા આવવું. દેવ સર્વ મંદિરમાં સમાન જ છે. જૂદાં જૂદાં દશ મંદિરોમાં ધક્કા ખાવાથી કાંઈ પણ વધારે પુણ્ય થતું નથી. ઘરમાં બીજો કૃષ્ણ છે અને લાલ બાવાની હવેલીમાં કૃષ્ણ જૂદો છે એમ જો તમે ધારતાં હો, તો તેમાં તમારી ઘણી જ મોટી ભૂલ છે." ભાગીરથીએ પોતાના ભવતારક ભાવોને વ્યક્ત કરતાં કહ્યું.

તેની મૈત્રિણીઓ નિરુત્તર થઈ ગઈ અને તે જ ક્ષણથી ભાગીરથીના ઉપદેશ પ્રમાણે વર્તવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. કવિકુલગુરુ કાલિદાસે એક સ્થળે કહેલું છે કેઃ—

"पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः" ।

એનો ભાવાર્થ એવો થાય છે કે, 'જૂનું એટલું સર્વ જ સારું હોવું જોઇએ, એવો કાંઈ નિયમ નથી. તેમ જ નવીન સર્વ અગ્રાહ્ય અને નઠારું જ છે, એમ પણ કહી શકાય તેમ નથી. માટે બુદ્ધિશાળી જનો કોઈ પણ વસ્તુને પરીક્ષા કરવા પછી જ ગ્રહણ કરે છે અને મૂર્ખજનો માત્ર બીજાના કહેવા પ્રમાણે કિંવા વર્તવા પ્રમાણે પોતે વર્તે છે.' સારાંશ કે, શાસ્ત્રના નિયમોને સ્થાને આપણામાં જે કેટલીક હાનિકારક રૂઢિઓની પ્રબળતા થઈ ગયેલી છે, તેનો તો અવશ્ય આપણે ત્યાગ કરવો જ જોઇએ.

સુશીલા અને નિશાનાથપરના કેસને નીકળવામાં થોડાક દિવસનો ગાળો હતો, તેટલા સમયમાં આપણે એ બીજા એક બે બનાવોનું અવલોકન કરી લીધું. હવે આવતી કાલે, પ્રિય વાંચકો! આપણે કોર્ટમાં પધારવાનું છે, માટે સ્વચ્છ વસ્ત્રો માટે ધોબીને તાકીદ કરી મૂકજો અને બૂટ પાલિશ પણ કરાવી રાખજો; કારણ કે, વર્તમાન રાજ્યમાં આંતરિક સ્વચ્છતા હોય કે ન હોય, પણ બાહ્ય સ્વચ્છતાને વિશેષ માન આપવામાં આવે છે; અને આપણે જે કોર્ટમાં જવાનું છે, ત્યાં ચકચકતાં ખાસડાંનું બહુ માન છે; એને માટે જ અત્યારે આ વાત કહેવી પડી છે. કહ્યું છે કે,–

"સ્વચ્છ વસ્ત્ર ધારે અને, કરમાં રાખે કેન;
હોય ભલે ઠગ દિલ્લીનો, તોપણ જન્ટલમેન."

---

# પ્રકરણ ૩૭ મું
## પોલીસ મંદિર

બાઇગેમી! જીવતે ધણીએ બીજો ધણી! જૂને ધણીએ નવો ધણી! પાશ્ચાત્ય પ્રજાના આ દેશના પ્રવાસથી, અનેક અનર્થ આવ્યા છે, તેમાં એક સ્ત્રીનો ધણી જીવતો હોય ત્યારે બીજો ધણી ન થાય! સ્ત્રીઓને છૂટાપણાને નામે અનેક ઢોંગ-ધતિંગ–કુફરાન–કાફ્રિસ્તાન–સુધારાને નામે અનેક થયા છે, મીનોઈ જહાનવાસી છેલ છબીલી અપ્સરાઓનો ધંધો આ લોકની હુરીઓને માટે ખુલ્લો થયો છે, પણ જીવતે ધણીએ બીજો ધણી–નવો ધણી–ગમતો ને રમતો ધણી–કરવાની ના, એકને મૂકી બીજો કરવાની પણ ના, અરે, આ તે કેવું અંધારું! મુવે ધણીએ બીજો કરવાની પુષ્ટિ ને તુષ્ટિ! તેમાંથી રચવી નવી સૃષ્ટિ! જીવતે ધણીએ બીજો ધણી કરે તે મહાપાપ! કેવું અંધારું! જ્યારે નાતરાના ન્હાના સુધરેલા વ્યંડલભાઈ પુનર્લગ્નના જાનૈયા રસરાતા ને મદમાતા થઈ, જામા ને પટકા પહેરી વરકન્યાના વરઘોડામાં છાતી કહાડી ચાલે છે, તેઓ 'બાઇગેમી'ની ના પાડે છે! તોબા! તોબા! જમાનો જ વિચિત્ર છે! આપણી લાડલી, આપણા જીવતે બીજાને પરણે તેપર ક્રોધ, અવરોધ! મુવા પછી બીજું ઘર માંડે નરોષ, સંતોષ! કલજુગ બચ્ચા! તારાં કૌતુક જ ન્યારાં છે. ઓલ્યા અભાગિયા ઋષિ મુનિ ને શાસ્ત્રીયાઓ! મુવા તમે, ઓલીયા જ રહ્યા; તેથી સતીત્વ ને પાતિવ્રત્યનું માહાત્મ્ય ગાયું. ગાવું હતું ત્યારે કાં ન ગાયું, સ્ત્રીઓનું સ્વચ્છંદીપણું, એક ધણીપર પંદર ધણી કરવાની આજ્ઞા ને વચન! તમારું માન આજે કેવું વધતે! પરાશરના બાપાવા જ બનતે, એટલે વ્યાસજીના દાદાના બાપ! આજકાલ તો જે સ્ત્રીઓને બોતેર પતિ કરવાની આજ્ઞા આપે, લગ્નની રીતિ કાઢી નાખે, સ્ત્રીઓને સર્વ છૂટ, પુરુષના હાથપગ બંધાયલા, તે જ મોટો મહાત્મા! ખરો ઋષિ! અર્થાત્ સ્વચ્છંદાચરણ! અસતીત્વનો સ્વીકાર આદિનો ઉત્તેજન આપો, તમે મોટા! સુધારક–સંસારના નેતા, ગામના ધણી ને રણી, ધણિયાણીના હોય કે નહિ, તે તેઓ જાણે ખુદા ખબર કરે!

સુશીલા અને નિશાનાથપરના મુકર્દમાનો દિવસ આજે છે. કોર્ટની પોલીસ

કોર્ટમાં બીજે માળે ચીફ પ્રેસીડનસી મેજીસ્ટ્રેટ મિસ્ટર ... ... સમક્ષ એ મુકર્દ્દમાની સુનાવણી, પેલા સ્ટુપીડ ટાઇમ સવાત્રણ વાગે થવાની છે. અગિયાર બાર વાગ્યાથી જ કોર્ટમાં લોકોના ઝુંડેઝુંડ આવવા માંડ્યાં છે. કેટલાક નલિનીકાંતના લાગતાવળગતા છે, અને કેટલાક ખાસ સુધારાની ભવાઈ જોવાને પણ પધારેલા છે. સવાત્રણ વાગતા સુધીમાં તો કોર્ટ—બીજા શબ્દોમાં કહીએ તો બ્રિટિશ ન્યાયમંદિર વકીલ બેરિસ્ટર અને પ્રેક્ષકોથી ચીકાર ભરાઈ ગઈ. ઘણાકોને બેસવાની જગ્યા ન મળવાથી પોલીસે પાછા કાઢ્યા અને તેઓ તેથી નીચે કોર્ટના કંપાઉન્ડમાં અને સ્હામે મેદાનમાં કેસનો શો ફેસલો થાય છે, તે સાંભળવા માટે આતુર થતા બેસી રહ્યા. કોર્ટમાં બેઠેલા નિશાનાથ, નલિનીકાંત અને સુશીલા તરફ આંગળીઓ ચીંધી ચીંધીને લોકો તેમના સંબંધની જ વાતો કરતા હતા. ગડબડાટ વધતો જવાથી પોલીસના સિપાઇઓ વારંવાર પોતાનો દાબ બતાવતા હતા, અને મૂગા મરો—ગપ બસાની બૂમો પાડતા હતા, પણ તેની અસર બહુ જ થોડી થતી હતી. કેટલીકવાર તો પોલીસના દશ રૂપરડીના પટાવાળાઓ વિના કારણ પણ લોકોનું અપમાન કરવાનો પ્રયત્ન કરતા હતા. એક જણને જરા ડાંસો આવ્યો, એટલે તરત તેને સિપાઈ દાદાએ પાંચ રૂપિયા દંડ થવાનો ભય બતાવ્યો અને બીજાને પગપર પગ ચઢાવીને બેસવા માટે પાણીથી પણ પાતળો બનાવી નાંખ્યો. વકીલો અને કોર્ટના કલાર્કો ડાંસો પણ ખાતા હતા, છીંકતા હતા અને ટેબલપર પગ ટેકવી કુરસીને ડોલાવતા બેઠા હતા, છતાં સિપાઇદાદાઓ તેમને અટકાવી શકતા નહોતા. ન્હાના મોટાનો ભેદ કોર્ટમાં પણ સત્તરેસત્તર આના જણાઈ આવતો હતો.

"ન્યાય નિયમ સહુ રંકને, સમર્થને સહુ માફ;
વાઘે માર્યું માનવી, એનો શો ઇન્સાફ!"

બરાબર સવા ત્રણ! "સાયલન્સ" નો ધ્વનિ ગંભીરતાપૂર્વક સંભળાયો. ન્યાયાધીશનું આગમન થયું. સર્વ તેને માન આપવા માટે ઉભા થયા અને તેના આસનપર બેસવા પછી સર્વ બેસી ગયા. સુશીલા તથા નિશાનાથનું નામ પોકારવામાં આવ્યું. આજકાલની સુધરેલી રીતિ પ્રમાણે કોર્ટના કામકાજનો આરંભ કરવામાં આવ્યો.

રમણિક વાદીના પાંજરામાં ઉભો રહ્યો. સુશીલા તથા નિશાનાથ મેજીસ્ટ્રેટની સ્હામા પોતપોતાના બેરિસ્ટરોની પાછળ ઉભાં રહ્યાં. રમણિકને કાયદા પ્રમાણે સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરાવ્યા પછી મેજીસ્ટ્રેટે આરોપનું દિગ્દર્શન કરાવતાં જણાવ્યું કે:—

"વાદી રમણિકલાલ, બી. એ. એલ. એલ. બી. સુશીલાબાઈ અને બાબૂ નિશાનાથ ગુપ્તપર અનુક્રમે જીવતા ધણીએ બીજો ધણી કરવા માટેનો અને પતિવાળી સ્ત્રીને જાણી જોઇને ભ્રષ્ટ કરવા માટેનો આરોપ મૂકીને, ઇન્ડિયન પિનલકોડની અનુક્રમે ૪૯૪ અને ૪૯૭ મી કલમો પ્રમાણે કાયદાસર કામ ચલાવવા માગે છે અને તે કલમો આ પ્રમાણે છે:—"

**"Whoever, heving a husband or wife living, marries in any case in which such marriage is void by reason**

of its taking place during the life of such husband or wife, shall be punished with imprisonment of either discription for a term which may extend to seven years, and shall also be liable to fine."

"Whoever has sexual intercourse with a person who is and whom he knows or has reason to believe to be the wife of another man, without the consent or connivance of that man, such sexual intercourse not amounting to the offence of rape, is guilty of the offence of adultery, and shall be punished with imprisonment of either description for a term which may extend to five years, or with fine, or with both. In such case the wife shall not be punishable as an abettor."

"કોઈ પણ પ્રસંગે પતિ અથવા પત્નીના જીવતાં જે લગ્નો થાય છે તે નિરર્થક થાય છે. તેવાં લગ્ન પતિ અથવા પત્ની હૈયાત હોય ત્યારે જે કોઈ કરે, તેને સાત વરસ લગીની સાદી અથવા સખત કેદખાનાની શિક્ષા કરવામાં આવશે અને વળી દંડની સજા પણ કરવામાં આવશે."

"જે કોઈ, એક ઇસમને પરપુરુષની સ્ત્રી છે તેની સાથે અને જેને તે પરપુરુષની સ્ત્રી છે એમ જાણે છે અથવા જાણવાનું કારણ છે તેની સાથે, તે માણસની કબૂલાત વગર અથવા તેની આંખમીચામણી વગર, સંપ્રયોગ, જે સંપ્રયોગ બળાત્કારની સ્થિતિએ પહોંચ્યો નથી તેવો સંપ્રયોગ કરશે તો વ્યભિચારના વાંકનો ગુન્હેગાર છે અને તેને પાંચ વરસની મુદ્દત લગીની કોઈ પણ જાતની સાદી કે સખત કેદની સજા, અથવા દંડ અથવા બેઉની સજા કરવામાં આવશે. આવા સંજોગમાં પત્નીને તેવા કામમાં મદદગાર તરીકે શિક્ષા કરવામાં આવશે નહિ."

રમણિક તરફથી હાજર થયેલો બેરિસ્ટર મિસ્તર ગાર્થ બોલવાને ઉભો થતો હતો, એટલામાં નિશાનાથના બેરિસ્ટર મિસ્ટર ઘનશ્યામશર્માએ ઉભા થઇને ન્યાયાધીશને જણાવ્યું કેઃ—"મારા કલાયંટ મી૦ નિશાનાથ ગુપ્તપર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તેમાંથી માનપૂર્વક છૂટી જવા માટે મારા કલાયંટ પાસે એક મજબૂત પૂરાવો છે. માટે જો મારા કલાયંટની બાબત પ્રથમ હાથ ધરવામાં આવે, તો તેથી કોર્ટના પરિશ્રમ અને સમયનો ઘણો જ બચાવ થવાનો સંભવ છે. મારી એ અરજ છે કે, મારા કલાયંટપરના એડલ્ટરીના ચાર્જની તપાસ પહેલાં ચાલવી જોઇએ."

"જો એમ જ હોય તો તમારા કલાયંટની તપાસ પહેલાં ચલાવવામાં મને કોઈ પણ જાતનો વાંધો નથી." મેજીસ્ટ્રેટે અનુમોદન આપતાં કહ્યું. વાદી તરફના બેરિસ્ટર મિસ્તર ગાર્થે તેની તપાસ ચલાવતાં પ્રથમ સવાલ કર્યો કે, "તમારું નામ શું છે?"

"નિશાનાથ ગુપ્ત." નિશાનાથે જવાબ આપ્યો.

"આપની જાત શી છે અને મૂળ રહેવાસી કયાંના છો ?" પાછો સવાલ પૂછાયો.

"મારી જાત બેંગાળી બનિયા છે અને હું કલકત્તા પાસેના એક ગામનો મૂળ વતની છું." નિશાનાથે ઉત્તર આપ્યું.

"સુશીલાબાઇ સાથે આપની ઓળખાણ કયાં થઈ હતી ?" બેરિસ્ટરે પૂછ્યું.

"લંડનમાં." જવાબ મળ્યો.

"લંડનમાં આપ શો વ્યવસાય કરતા હતા ?"

"હું ત્યાંની એક વિદ્યાશાળામાં પ્રોફેસર હતો."

"સુશીલાબાઈ સાથે આપે પુનર્લગ્ન કર્યાં છે ખરાં કે ?"

"જી, હા." નિશાનાથે ઠંડો જવાબ આપ્યો.

"સુશીલાબાઇનો પ્રથમ પતિ જીવે છે અને તેથી એક જીવતા પતિવાળી સ્ત્રી સાથે પુનર્લગ્ન કરીને તેના સતીત્વનો ભંગ કરવો, એ તમારા હિંદુ લૉ પ્રમાણે એક ઘણો જ મોટો અપરાધ ગણાય છે અને જાણી જોઇને એવો અપરાધ કરનાર કોર્ટમાં શિક્ષાને પાત્ર થાય છે, એ બીના શું આપના જાણવામાં નહોતી ?" ગાર્થે કાયદાનો સવાલ ઉપજાવતાં પૂછ્યું.

"સુશીલાનો પ્રથમ પતિ જીવે છે, એ વાત હું બિલકુલ જાણતો જ નહોતો અને તેથી એ અપરાધ માટે હું શિક્ષાને પાત્ર થઈ શકું તેમ છે જ નહિ." નિશાનાથે કાંઇક બેપરવાઇથી જવાબ દીધો.

"આ એક ઘણો જ ગંભીર મુકરદમો છે, માટે ખોટો બચાવ કરવા જતાં બીજી રીતે અપરાધી ન થાઓ, એની આપના જેવા સુશિક્ષિત પુરુષે ઘણી જ સંભાળ રાખવાની છે. વેલ–સુશીલાબાઇના પ્રથમ પતિના જીવતા હોવાની વાત આપ નહોતા જાણતા, એની આપ પાસે કંઈ પણ સાબેતી છે કે ?" ગાર્થે કાંઇક ટીકા કરીને પુનઃ પોતાની તપાસ આગળ ચલાવતાં કહ્યું.

"જી, હા–પ્રથમ તો એ સાબેતી છે કે, સુશીલાનું જન્મસ્થાન મુંબઈ છે અને મારી જન્મભૂમિ બંગાલ છે. અમારો મેળાપ લંડનમાં થયો હતો કે જ્યાં અમે બન્ને પરદેશી હતાં. એટલે મુંબઇમાં સુશીલાનું જીવન કેવી રીતે વીત્યું હતું અને તેના સંબંધમાં અહીં બીજા શા શા બનાવો બનેલા હતા, એ મારા જાણવામાં હોઈ જ કયાંથી શકે ? છતાં પણ જ્યારે સુશીલાએ પોતે જ મને લગ્ન માટેની ઇચ્છા દર્શાવી, તે વેળાએ તેનો પતિ હયાત છે કે કેમ ? એ સવાલ મેં તેને પૂછયો હતો અને મારા એ સવાલનો મને નકારદર્શક જવાબ મળ્યો હતો." નિશાનાથે નિર્ભયતાથી કહ્યું.

"કેમ સુશીલાબાઈ ! આ વાત ખરી છે કે ?" બેરિસ્ટરે સુશીલાને પૂછ્યું.

"જી–હા, એ વાત ખરી છે." સુશીલાએ મંદ સ્વરથી ઉત્તર આપ્યું.

"એટલું જ નહિ, પણ હું પણ કાયદાનું થોડું ઘણું જ્ઞાન ધરાવતો હોવાથી અને સુશીલાનાં માતાપિતા, કુટુંબીજનો અને અહીંનાં બીજાં સંબંધીઓથી હું સર્વથા અજ્ઞાત હોવાથી, ભવિષ્યમાં કદાચિત્ આવો પ્રસંગ આવે, તો તે વેળાએ પોતાનો બચાવ કરવા માટે મેં લંડનમાં સુશીલાની સહી કરાવી લીધી છે અને તે મારા

બચાવ તરીકે હું કોર્ટમાં રજુ કરું છું." એમ કહીને નિશાનાથે એક કાગળ પોતાના ખીસામાંથી કાઢીને ઇન્ટરપ્રીટરના હાથમાં આપ્યું અને તેણે તે મેજીસ્ટ્રેટને આપ્યું.

મેજીસ્ટ્રેટે તે વાંચ્યું. તેમાં સુશીલાએ નીચે પ્રમાણેનો કરાર કરેલો હતો;–"બાબૂ નિશાનાથ ગુપ્ત, આપ મારી પ્રાર્થનાને માન્ય કરીને માત્ર મારા આગ્રહથી જ, મારી સાથે લગ્નના સંબંધથી જોડાઓ છો. હું પ્રતિજ્ઞાપૂર્વક આપને જણાવું છું કે, મારા પૂર્વ પતિનો સ્વર્ગવાસ થયેલો છે અને અત્યારે હું વૈધવ્યનું દુઃખ ભોગવું છું. તે વૈધવ્યદુઃખથી મુક્ત થવા માટે જ હું આપના હસ્તની યાચના કરું છું. જો ભવિષ્યમાં કોઈ પણ પ્રકારનું રીતુર જાગે, તો તેની સઘળી જવાબદારી અને જોખમદારી મારા શિરે છે. આપને તેની સાથે કશું લાગતું વળગતું નથી.

(શાખ) મિસ મેરી. (સહી) સુશીલા નલિનીકાંત ચક્રવર્તી."

,, મિસ મે.

"માનવંતા ન્યાયાધીશ અને મારા વિદ્વાન્ મિત્ર ગાર્થની આ પૂરાવાથી પૂરે-પૂરી ખાત્રી થઈ હશે કે, મારા કલાયંટ મી० નિશાનાથ ગુપ્ત તદ્દન નિરપરાધી ઠરી શકે એમ છે ને તેથી જો હવે વધારે સવાલ જવાબની અગત્ય ન હોય તો મારા કલાયંટને છોડી દેવા માટેની હું કોર્ટને પ્રાર્થના કરું છું." મી० ઘનશ્યામલાલ શર્મા (નિશાનાથના બેરિસ્ટરે) એ ભાષણ કરતાં કહ્યું.

એ કરારનામું સુશીલાને દેખાડવામાં આવ્યું. તેણે તેનો પોતે લખી આપેલા કરારનામા તરિકે તત્કાળ સ્વીકાર કરવાથી ગાર્થે કોઈ પણ જાતનો વાંધો લીધો નહિ. મેજીસ્ટ્રેટે ચુકાદો આપતાં જણાવ્યું કે;–"મી० નિશાનાથે આ વિષયમાં જે સાવ-ચેતીનો ઉપાય કરી લીધો છે, તે ખરેખર વખાણવા જેવો છે અને કોર્ટ તેમને આરોપમાંથી માનયુક્ત મુક્ત કરીને કોર્ટના શ્રમ તથા સમયનો બચાવ કરી આપવા માટે તેમને ધન્યવાદ આપે છે."

ઘનશ્યામ શર્માએ ન્યાયાધીશનો ઘટતા શબ્દોમાં ઉપકાર માન્યો અને નિશા-નાથને સાથે લઈ ત્યાંથી ચાલવા માંડ્યું.

નિશાનાથના એ કેસનો ચુકાદો અપાતાં જ, કેટલાક હાંફ્લા હુંફલિયા ચોપા-નિયાં અને છાપાનિયાંનાં રિપોર્ટરોએ અમસ્તી દોડધામ કરી મૂકી અને બેચાર સાંઝે પ્રકટ થતાં અંગ્રેજી તથા ગુજરાતી અને મરાઠી દૈનિક પત્રવાળાઓએ તત્કાળ સાથે લાવેલા બોયદ્વારા પ્રેસમાં એ ખબર મોકલી આપી. છ વાગે તો 'પુનર્લ-ગ્નિયો વાણિયો છૂટી ગયો !' ના અક્ષરોવાળું બોર્ડ પેપર વહેંચનારા ફેરિયાના ગળામાં લટકતું દેખાયું અને સુધારાલાલોએ ભરાભર તે પત્રોની કોપીઓ ખરીદવા માંડી.

ઘનશ્યામ બેરિસ્ટર અને નિશાનાથના ચાલ્યા જવા પછી, કોર્ટ-ન્યાય મંદિરમાં સુશીલાની તપાસનો આરંભ કરવામાં આવ્યો. સુશીલાનું નામ પૂછવામાં આવ્યું, એટલામાં તેના બચાવ માટે હાજર થયેલા બેરિસ્ટર શંકરરાવ પંડિતે વાંધો લેતાં ભાષણ કર્યું કે;–"મારાં કલાયન્ટ સુશીલાબાઈ ઉપર જે જીવતા ધણીએ બીજો ધણી કરવા માટેનો ઇન્ડિયન પેનલકોડની ચારસો ને ચોરાણુમી કલમ પ્રમાણે આરોપ મૂકવામાં આવ્યો છે, તેની તપાસ ચલાવવા પહેલાં એ બાઇનો પૂર્વ પતિ રજની-

કાંત જીવતો છે, એ માટેની સાબેતીઓ વાદી મિસ્ટર રમણિકલાલ તરફથી રજૂ થવી જોઇએ છે. કારણ કે, જો એવી સાબેતી રજૂ ન થાય, તો પછી મુકદ્દમાને આગળ ચલાવીને લંબાવવાની કશી પણ અગત્ય રહેતી નથી."

"આપનો એ વાંધો બરાબર છે;" એમ કહીને મેજીસ્ટ્રેટે રમણિકલાલને પૂછ્યું કે, "વેલ, મિસ્ટર રમણિકલાલ! આપણા મિત્ર મિસ્ટર પંડિતની માગણી પ્રમાણેના પ્રતિવાદીબાઇના પૂર્વ પતિની હયાતી વિષેના કાંઈ પણ પૂરાવા આપની પાસે હોય તો તે કોર્ટમાં રજૂ કરો."

"જેવી સાહેબની આજ્ઞા." એમ કહીને રમણિકે પાસે ઉભા રહેલા નવીનચંદ્રને પોતા પાસે બોલાવ્યો અને ઇશારાથી કાંઇક માગ્યું. નવીનચંદ્રે કાગળનું એક બંડલ કોટના અંદરના ખીસામાંથી કાઢીને, તેના હાથમાં આપ્યું. તેણે તે ખોલ્યું અને તેમાંથી એક ફોટો તથા કાગળ બહાર કાઢીને મેજિસ્ટ્રેટને આપતાં કહ્યું કે "આ મારા મિત્ર અને પ્રતિવાદી બાઇના પૂર્વપતિનો આજથી લગભગ અઢી ત્રણ વર્ષપર ઉતરાવેલો ફોટોગ્રાફ છે અને આ તેનું લગભગ પંદર દિવસ પહેલાં ઇંગ્લંડથી આવેલું પત્ર છે. એથી આપ સાહેબ સારી રીતે જાણી શકશો કે, એ બાઇના પતિ હજી જીવે છે અને તેથી એમનાપર જે આરોપ મૂકવામાં આવેલો છે, તે ખરો અને સહજમાં પૂરવાર થઈ શકે તેવો જ છે."

એ કાગળ અને ફોટો પંડિત બેરિસ્ટરના હાથમાં આપીને મેજીસ્ટ્રેટે પૂછ્યું કે, "હવે કેસ આગળ ચલાવવામાં કશો પણ વાંધો છે ખરો?"

"ના--હવે વાંધો લઈ શકાય તેમ તો નથી જ. કેસ આગળ ચાલવાનો જ." મી૦ પંડિતે જવાબ આપ્યો, અને પુનઃ વિનતિ કરી કે, "પણ પ્રથમ હું મિસ્ટર રમણિકલાલને આ કેસના સંબંધમાં થોડાક સવાલો પૂછવાની ઇચ્છા રાખું છું."

"ખુશીથી પૂછો" મેજિસ્ટ્રેટે આજ્ઞા આપી.

"ઘણો જ આભાર થયો." એમ કહીને પંડિતે પ્રશ્નશૃંખલાના પ્રારંભમાં જ પૂછ્યું કે, "મિસ્ટર રમણિકલાલભાઈ! આપના મિત્ર રજનીકાંતે અહીંથી જવા પછી પોતાની પત્ની સુશીલાબાઈ અથવા તો તેમના ફાધર-ઇન-લૉ નલિનીકાંત રાવબહાદુરપર કોઈવાર પત્ર લખ્યું હતું ખરું કે?"

"જો કે પરસ્પરના વિગ્રહને લીધે પત્ર લખવા જેટલો એમનો વ્યવહાર રહ્યો નહોતો, છતાં પણ જયપુરમાંથી રજનીએ પોતાના સસરાપર એક કાગળ લખ્યો હતો ખરો." રમણિકલાલે જવાબ આપ્યો.

"એ તમે શાના આધારે કહી શકો છો?" પાછો સવાલ પૂછાયો.

"કારણ કે, તે જ દિવસે મારાપર પણ તેનું એક પત્ર આવેલું હતું ને તેમાં તેણે તે જ દિવસે પોતાના સસરાને લખેલા પત્રનો ઉલ્લેખ કરેલો હતો; એટલું જ નહિ, પણ સુશીલાબાઇના મુખથી પણ એ પત્ર આવ્યાની વાત મારા સાંભળવામાં આવી હતી." રમણિકે યથાયોગ્ય ઉત્તર આપતાં જણાવ્યું.

"જયપુરથી રજનીકાંતનું પત્ર આવ્યું હતું, એ વાતને કેટલોક સમય થયો હશે?" મી૦ પંડિતે પૂછ્યું.

"સ્હાડા ત્રણથી ચાર વર્ષ."

"ત્યાર પછી બીજીવાર તેવું કોઈ પત્ર રજનીકાંતે સ્ત્રી કે સસરાને લખ્યું હોય, એની આપને યાદગીરી છે ખરી?" બેરિસ્ટરે સવાલ કર્યો.

"જી નહિ–એની મને યાદગીરી નથી. કારણ કે, ત્યાર પછી રાવબહાદુર નલિનીકાંતને ઘેર જવા આવવાનો મારો વ્યવહાર બંધ થયો હતો." રમણિકે કહ્યું.

"જ્યારથી રજનીકાંત મુંબઈ છોડીને બહાર ગયા, ત્યારથી આજ સુધી આપની સાથે તેમનો પત્રવ્યવહાર અવ્યાહત ચાલૂ જ છે કે?" સવાલ થયો.

"લગભગ અમારો પરસ્પર પત્રવ્યવહાર ચાલૂ જેવો જ કહી શકાય." રમણિકલાલે કહ્યું.

"લગભગ શબ્દ આપના વ્યવહારમાં કાંઇક ખાંચો બતાવે છે. એથી એમ જણાય છે કે, કદાચિત્ કેટલીકવાર એ પત્રવ્યવહાર બંધ પણ પડ્યો હશે." બારિસ્ટરે બુદ્ધિબળનો ઉપયોગ કરીને એક નવો પોઇન્ટ કાઢ્યો.

"હા–ઇંગ્લંડ ગયા પછી થોડાક દિવસ રજનીનાં પત્રો મને નિયમિતતાથી મળ્યાં નહોતાં." રમણિકલાલે જેવી હતી તેવી ખરેખરી બીના જણાવી દેતાં કહ્યું.

"ત્યારે શું આપનું એમ ધારવું છે કે, સુશીલાબાઇને પોતાના પતિના જીવતા હોવાની ખરેખરી ખબર છતાં, જાણી જોઇને તેમણે બીજા મનુષ્ય સાથે લગ્ન કર્યાં છે?" ધારાના હિમાયતીએ તપાસને નવી દિશામાં લઈ જતાં પહેલ વહેલો સવાલ પૂછ્યો.

"જી હા,–મારું એમ ધારવું છે ખરું, અને તેનાં સબળ કારણો છે." રમણિકલાલે દૃઢતાથી જવાબ આપ્યો.

"તે કારણો શાં છે, તે કૃપા કરીને જણાવશો?" બેરિસ્ટરે પૂછ્યું.

"એક તો એ કે, રજનીકાંતની ધન સંબંધી સ્થિતિ સારી નહોતી અને તેથી તેને ઘરજમાઈ કરી રાખેલો હોવાથી, રાવબહાદુર નલિનીકાંત તેનું વારંવાર અઘટિત રીતે અપમાન કર્યા કરતા હતા અને સુધારાના પ્રવાહમાં તણાઈ જઇને સુશીલાબાઈ પણ પોતાના પતિને અંતઃકરણપૂર્વક ધિક્કારતાં શીખ્યાં હતાં. એથી કંટાળીને પરદેશમાં જઈ જાત મહેનતથી પૈસા પેદા કરીને, પછી પોતાની પત્નીને પોતાના ગૃહમાં લાવી રાખવાના હેતુથી, રજનીકાંત અહીંથી ચાલ્યો ગયો. અચાનક જયપુર પાસે તે રેલવે અકસ્માતનો ભોગ થઈ પડ્યો અને ત્યાંથી તેણે મારાપર, તેમ જ પોતાના સસરાપર પત્રો લખ્યાં. હું જયપુર જઈ આવ્યો અને તેને જોઇતી સહાયતાની પણ મેં ત્યાં વ્યવસ્થા કરી હતી. પરંતુ રાવબહાદુર નલિનીકાંતે જમાઇના પત્રનું પ્રત્યુત્તર પણ વાળ્યું નહોતું અને બીજી પણ કોઈ જાતની સંભાળ લીધી નહોતી. એથી કદાચિત્ રજનીએ બીજીવાર પત્ર ન લખ્યું હોય, તો તે સંભવિત છે. નલિનીકાંત શેઠ તેમ જ તેમનાં પુત્રી પ્રતિવાદી બાઈ રજનીને તેની ગરીબાઇને લીધે ધિક્કારતાં તો હતાં જ, એટલે આવો મનગમતો પ્રસંગ મળતાં સુશીલાબાઈ પુનર્લગ્ન કરવા તરફ દોરવાયાં હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ? એમણે આ પુનર્લગ્ન કરવા પહેલાં તો એકવાર મુંબઇમાં પુનર્વિવાહ કરવાનો નિશ્ચય કર્યો હતો, પણ કેટલાંક કારણોને લીધે તે કાર્ય થતું અટકી પડ્યું હતું અને લંડનમાં

અંતે એ કાર્યની સફળતા થઈ હતી. પરંતુ એ પુનર્લગ્ન કરતી વેળાએ પોતાનું એ કાર્ય હિંદુ લૉ અને પેનલકોડ પ્રમાણે અન્યાયયુક્ત છે, એ વાત લૉ સ્ટુડન્ટ હોવા છતાં પણ સુશીલાબાઇના ધ્યાનમાં ન આવી શકી, એનું જ મને આશ્ચર્ય થયા કરે છે.” રમણિકે વિસ્તારપૂર્વક વૃત્તાંત કહી સંભળાવ્યો.

“ મારા માનવંતા ન્યાયાધીશ સાહેબ! મિસ્ટર રમણિકલાલની તપાસ હું આટલેથી જ પૂરી કરું છું.” શંકરરાવે જણાવ્યું.

“કોર્ટ ઉઠવાનો વખત પણ થઈ ગયો છે, માટે પ્રતિવાદી સુશીલાબાઇની જબાની લેવાનું કામ હું બુધવાર તા૦ ૧૨ મીપર મુલતવી રાખું છું. તે દિવસે અગિયાર વાગ્યાથી જ આ કેસ ચલાવવામાં આવશે.” મેજિસ્ટ્રેટ સાહેબ એમ કહીને ઉઠયા. કોર્ટ બંધ કરવામાં આવી. પ્રેક્ષકો નીચે ઉતર્યા. નિશાનાથ છૂટી ગયો અને રમણિકલાલે જે જબાની આપી, તેથી જૂદા જૂદા લોકો કેસના ચુકાદા વિશે જૂદા જૂદા તર્ક બાંધવા લાગ્યા. “આ કેસમાં અવશ્ય સુશીલા વગર ભાડાની કોટડીમાં ચાલી જશે.” એકે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. એટલે બીજાએ જણાવ્યું કે, “એ તો તમારો ભ્રમ છે. આજકાલ તો એવા કેસ ડગલે ને પગલે બન્યા કરે છે ને બાયડીઓ બહુધા છૂટી જ જાય છે, માટે સુશીલાને પણ કાંઈ શિક્ષા થાય એમ મને તો નથી દેખાતું ભાઈ!” એટલામાં એક સુધારકભાઈ આગળ નીકળી આવીને કહેવા લાગ્યા કે, “રજનીકાંતભાઈ! વર્ષો સુધી ગુમ થઇને બેસી રહ્યા, એ તો જાણે કાંઈ નહિ, ને લાચારીએ બાયડીએ બીજો ભાયડો કર્યો, એટલે હવે તેને સતાવવાને ફૂટી નીકળ્યા છે! પુરુષો આવા દયાહીન થવાથી જ ભારતવર્ષની આવી અવનતિ થઈ ગઈ છે.” એના જવાબમાં એક કુધારકભાઈ (જૂના વિચારવાળા) એ ચમકાવ્યું કે, બાયડીઓ સુધારકોના વાક્જાળમાં ફસાઈ પોતાના સતી ધર્મને છોડી જીવતા ધણીએ આમ બીજા ધણી કરવા લાગી અને વર્ણસંકર પ્રજા ઉપજાવવા લાગી છે, તેથી જ આર્યાવર્ત્તની આટલી બધી અવદશા થયેલી છે; એમ કેમ નથી બોલતા? આવી કુલટાઓને તો આમ જ ફજેત કરવી જોઇએ.” ઇત્યાદિ વાર્તાલાપ જનસમાજમાં ચાલતો સાંભળવામાં આવતો હતો અને લોકો બુધવારની કાગને ડોળે વાટ જોતા હતા.



## પ્રકરણ ૩૮ મું
## સુશીલાની તપાસ

તા૦ ૧૨ મી બુધવારનો દિવસ આવ્યો. મુંબઇના નફકરા ને નવરા લોકો સ્હવારથી જ ઘરમાં ખાવાપીવાની ઉતાવળ અને તાકીદ કરવા લાગ્યા. કારણ કે, સુશીલાની ભુંગળ વિનાની ભવાઈ જોવાનો આનંદ મેળવવા માટે આજે અગિયાર વાગતામાં જ તેમને કોર્ટમાં હાજર થવાનું હતું. એક તરફથી પ્રજાને જ્યારે કેસ જોવા માટે આટલો બધો હર્ષ થતો હતો, ત્યારે સુશીલા અરુણોદય થતાંની સાથે જ ચિંતાગ્રસ્ત થઈ ગઈ. જેમ જેમ કોર્ટમાં જવાનો સમય પાસે આવતો જતો હતો,

તેમ તેમ તેના માનસિક વ્યાધિમાં વધારો થતો જતો હતો. નલિનીકાંત રાવસાહેબની પણ એવી જ અવસ્થા થયેલી હતી. સુશીલાની માતા લક્ષ્મીબાઈ તો દિવસ અને રાત લગભગ રડવામાં જ વીતાડતી હતી. પુત્રી કોર્ટમાંથી છૂટી જાય એટલા માટે નિત્ય નવાં નવાં દેવ દેવતા અને પીર ફકીરોની માનતાઓ માનતી હતી. તેનો આહાર અત્યંત સૂક્ષ્મ અને અનિયમિત થઈ ગયેલો હોવાથી તેનું શરીર દિવસે દિવસે લેવાતું જતું જોવામાં આવતું હતું. લગભગ દશ વાગે થોડું ખાધું ન ખાધું કરીને પિતા પુત્રી-નલિનીકાંત અને સુશીલા પોતાના બેરિસ્ટરની ઓફીસમાં આવ્યાં. બેરિસ્ટરે સુશીલાને કોર્ટમાં જો અમુક પ્રકારના સવાલો પૂછવામાં આવે, તો તેમના અમુક પ્રકારના જવાબો આપવા માટેનો પાઠ ભણાવ્યો. પરંતુ ખોટા સુધારાનાં આજ સુધીમાં ભોગવવાં પડેલાં માઠાં પરિણામોથી સુશીલાનું હૃદય એવું તો નમ્ર અને શુદ્ધ થઈ ગયું હતું કે, મનમાં તેણે "ભલે શિક્ષા થવાની હોય તે થાય, પણ અસત્ય ભાષણ કરીને વળી નવીન પાપ તો ન જ કરવું." એવો દૃઢ નિશ્ચય કરેલો હતો. બરાબર અગિયાર વાગે નલિનીકાંત, સુશીલા અને તેનો બેરિસ્ટર કોર્ટમાં આવી પહોંચ્યાં. પહેલા દિવસ કરતાં પણ કોર્ટના કંપાઉંડમાં અને કોર્ટના હૉલમાં આજે પ્રેક્ષકોની ભારે ભીડ થયેલી હતી. રમણિકલાલ વગેરે તો પહેલાંથી જ આવી હાજર થયા હતા. સુશીલાના આગમનની સાથે જ પ્રેક્ષક વર્ગમાં ધીમા પણ ગંભીર કોલાહલનો આરંભ થયો. લોકો એક બીજા સાથે એના સંબંધમાં અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. માજિસ્ટ્રેટ સાહેબ આવીને ન્યાયાસને વિરાજતાં જ આગળથી નિયત કર્યા પ્રમાણે તત્કાળ સુશીલાની તપાસની શરુઆત કરવામાં આવી.

સુશીલા પોતાના બેરિસ્ટરની પાછળ ઉભી રહી. પ્રતિજ્ઞા આદિ શિષ્ટ સંપ્રદાય અથવા કોર્ટના રિવાજની સમાપ્તિ થવા પછી, રમણિકના બેરિસ્ટર મી૦ ગાર્થે પ્રશ્નમાલાનો આરંભ કરતાં સુશીલાને પૂછ્યું કે, "આપનું નામ સુશીલાબાઈ નલિનીકાંત ચક્રવર્ત્તી છે?"

"જી હા." સુશીલાએ અવરુદ્ધ કંઠે ઉત્તર આપ્યું.

"રજનીકાંત–કે જે હાલ વિલાયતમાં છે–સાથે હિંદુ શાસ્ત્રના વિધિ પ્રમાણે તમારો વિવાહ સંબંધ થયો હતો, એ વાત ખરી છે કે?"

"જી હા." પૂર્વ પ્રમાણે જ ઉત્તર મળ્યું.

"રજનીકાંતની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી તમારા બાપે તેને ઘરજમાઈ કરીને રાખ્યો હતો અને તમે બન્ને પતિપત્ની ઘણા દિવસ સુધી સાથે રહેતાં'તાં, કેમ ખરું કે નહિ?"

"જી હા, ખરું છે."

"ત્યારે હું એમ જાણવા માગું છું કે, જે વેળાએ રજનીકાંત અને તમે સાથે રહેતાં હતાં, તે વેળાએ તેની સાથે તમારો સારો બનાવ હતો કે નહિ?" ગાર્થે જરાક વિચાર કરીને પૂછ્યું.

"સાધારણ રીતે બનાવ હતો–પણ એને સારો બનાવ હતો, એમ તો ન જ કહી શકાય." સુશીલાએ શુદ્ધ હૃદયથી ઉત્તર આપ્યું.

"સારો બનાવ ન કહી શકાય એમ કેમ ?" ગાર્ગે વચમાંથી એક નવો સવાલ ઉપજાવ્યો.

"સારો બનાવ ન કહી શકાય, એનું કારણ એ કે, મને મારા પિતાના ધનનો મદ હતો અને તેથી અમારા હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે પતિને પૂજ્ય માનવાને બદલે હું મારા મનમાં તેમને ધિક્કાર અને તુચ્છકારની નજરથી જ જોયા કરતી હતી; એથી, તેઓ મોઢેથી જો કે બોલતા તો ન હોતા, તો પણ તેમના મનમાં તો અમુક અંશે અસંતોષ રહ્યા જ કરતો હતો; અને એમ થવું સર્વથા સ્વાભાવિક હતું." સુશીલાએ યથાયોગ્ય ઉત્તર આપતાં કહ્યું.

"ત્યારે રજનીકાંતનો સ્વભાવ ઘણો જ શાંત અને સહનશીલ હતો, એમ જ કહી શકાય."

"નિર્વિવાદ !" સુશીલાએ અનુમોદન આપ્યું.

"એવો રજનીકાંતનો શાંત અને સહનશીલ સ્વભાવ હોવા છતાં તે એકાએક તમારા ગૃહનો અને મુંબઇનો ત્યાગ કરીને પરદેશમાં ચાલ્યો ગયો, એનું કોઈ પણ પ્રબળ અને અસહ્ય કારણ તેને મળેલું હોવું જોઇએ, એવી મારી ધારણા થાય છે" ગાર્ગે સાધારણ રીતે સ્વાભિપ્રાય દર્શાવ્યો.

"આપનું એ અનુમાન ખરું છે. એક દિવસે હું રાત્રિના સમયે વાંચવા બેઠી હતી, એટલામાં તેઓ આવ્યા અને મારી સાથે વાતચીત કરવા લાગ્યા. પણ મેં તેમનું એવું અને એટલું બધું-એક પત્નીએ ન કરવું જોઇએ તેવું અપમાન કર્યું અને તેમને ઉદ્દેશીને એટલા બધા અપશબ્દો ઉચ્ચાર્યા કે, અંતે અત્યંત શાંત સ્વભાવ હોવા છતાં પણ, તેઓ કોપને વશ થઈ ગયા અને મને ચાર કડવા શબ્દો સંભળાવ્યા. અમારી તકરાર સાંભળીને મારા પિતા ત્યાં આવી લાગ્યા અને તેમણે પણ મને મારી નઠારી ચાલ માટે ઠપકો આપવાને બદલે સ્હામો તેમનો જ બની શકે તેટલો તિરસ્કાર કર્યો અને અંતે "ચાલ્યા જાઓ મારા ઘરમાંથી !" એવું વાક્ય પણ ઉચ્ચાર્યું. મારી માતાએ આવીને મારા પિતાને અને મને સમજાવવામાં કશી પણ કસર રાખી નહિ, પણ તે બિચારીનો ઉપદેશ હવામાં ઉડી ગયો અને અંતે વધારે અપમાન સહણ ન થઈ શકવાથી, મારા પતિ તે વખતે જ ત્યાંથી-અમારા ઘરમાંથી ચાલ્યા ગયા."

"ત્યાર પછી તમે કે તમારા પિતાએ તેને સમજાવીને ઘેર પાછો લાવવા માટેનો જરા પણ પ્રયત્ન ન કર્યો ?"

"જી ના; કારણ કે, મારા પિતા સુધારક હતા અને તેમના સંસ્કારો મારામાં પણ ઉતરેલા હોવાથી હું પણ પૂરી સુધારક બની ગઈ હતી, એટલે સ્ત્રી સ્વાતંત્ર્ય અને સ્ત્રીના સમાન અધિકારના વિચાર જ મારા અને મારા પિતાના માથામાં રમ્યા કરતા હતા. અર્થાત્ મારા પિતાને હિંદુ શાસ્ત્ર કે ધર્મની પરવા ન હોતી; અને હું સતીત્વ અને સ્ત્રીનીતિની દરકાર કરતી ન હોતી. એનો ભાવાર્થ એવો કરવાનો છે કે, એ ગરીબડો ધણી ચાલ્યો ગયો તો ચાલ્યો જવા દો, મરજી હશે ત્યારે પુનર્લગ્ન કરીને બીજો પતિ કરી શકાશે, એવા પ્રકારના જ અમારા વિચારો હતા."

સુશીલાએ અસત્યનો લેશ માત્ર પણ આશ્રય લીધા વિના જે સત્ય પ્રકાર હતો, તે સ્પષ્ટ જણાવી દીધો.

"તે ન્હાસીને ક્યાં ગયો, એની તમને ખબર મળી ખરી કે નહિ ?"

"જી હા. બીજે દિવસે રમણિકલાલ ભાઇના કહેવાથી એમ જાણવામાં આવ્યું કે, તેઓ અમુક નોકરી મળવાથી કરાંચી તરફ જવા મુંબઇથી ઉપડી ગયા હતા. પણ અમે એ વાતની વધારે ચર્ચા કરી નહોતી." ઉત્તર મળ્યું.

"બસ, પછી કાંઈ વધારે ખબર મળી નહિ ?"

"જી ના; મળી હતી. લગભગ સાત આઠ દિવસ પછી જયપુરથી મારા પિતા-પર તેમનો એક કાગળ આવ્યો હતો અને તેમાં તેમણે પોતાના અકસ્માતના ભોગ થવાના સમાચાર લખ્યા હતા. છતાં પણ મારા પિતાની કશી પણ સહાયતા માટેની યાચના તો કરી નહોતી જ." સુશીલાએ રમણિકના કહેવાને પુષ્ટિ આપનારું ઉત્તર આપ્યું.

"તમારા પિતાને એ કાગળ વાંચીને કાંઈ પણ વિચાર કે પશ્ચાત્તાપ થયો હતો કે નહિ ?" ગાર્થે પૂછ્યું.

"મારા પિતાના અંતઃકરણમાં કાંઈ પણ લાગણી થઈ હતી કે નહિ, તે મારાથી કહી શકાતું નથી. મારી માતાનો બહુ આગ્રહ થવાથી તેમના શોધ માટે એક વૃદ્ધ બ્રાહ્મણને મારા પિતાએ જયપુર મોકલ્યો હતો." સુશીલાએ કહ્યું.

"તે શા સમાચાર લાવ્યો વારુ ?"

"એ જ કે, તમારા જમાઇનો તો જયપુરમાં ક્યાંય પત્તો મળતો નથી," સુશીલાએ જવાબ આપ્યો અને વધારામાં જણાવ્યું કે, "એ સમાચાર મળતાં જ મારો પુનર્લગ્ન કરવાનો વિચાર થયો અને મારા પિતાની પણ એ કાર્ય માટે મને અનુમતિ મળી હું તેવા યોગ્ય વરને શોધીને ચોઈસ મેરેજ અથવા લવમેરેજ કરવાનો પ્રયત્ન કરવા લાગી."

"ત્યારે રજનીકાંત જે સમયે કલકત્તામાં હતો, તે વેળાએ તેના ત્યાં હોવાની તમને ખબર હતી કે ?" ગાર્થે સવાલ પૂછ્યો.

"પ્રથમ તો ખબર નહોતી, પણ તેઓ કલકત્તેથી ચાલ્યા ગયા, એવામાં કાંઈક તેમના ત્યાં હોવાની ઉડતી ખબર સાંભળવામાં આવી, પણ અમારા મગજના ફાંટા જૂદા જ હોવાથી અમે તેમની વધારે હકીકત મેળવવા માટેની બિલકુલ કોશિશ કરી નહિ."

"મગજના ફાંટા જૂદા હોવાનું બીજું કાંઈ કારણ હતું ખરું કે નહિ ?" બેરીસ્ટરે જરાક આડી આંખ કરીને બહુ જ વિચારશીલતાથી પૂછ્યું.

"હતું. અને તે એ કે એ સમયે હું એક યુવકના પ્રેમમાં પડેલી હતી અને તેની સાથે મારાં લગ્ન થવાની તૈયારીમાં હતાં. પરન્તુ એટલામાં તે યુવકના કેટલાક અક્ષમ્ય દુર્ગુણો અમારા જાણવામાં આવતાં મેં એ લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો અને એવી રીતે ભ્રષ્ટ થતી હું બચી ગઈ."

"ત્યારે એ વિવાહની તૈયારી તમે કરી, તે વેળાએ તમારા પૂર્વ પતિના જીવિત

હોવાની થોડી ઘણી વાત તો તમે જાણતાં હતાં, એમ તમારા પોતાના કહેવાથી જ સિદ્ધ થાય છે." બેરીસ્ટરે અંતે વાતને પોતાના ધારેલા સ્થાને–કેન્દ્રમાં લાવીને કહ્યું અને જણાવ્યું કે, "અને તેથી અનુમાન કરી શકાય છે કે, મેરેજ વિશેના હિન્દુ લૉને તમે તે વખતે કદાચિત્ એકદમ ભૂલી જ ગયાં હશો."

"હિન્દુ લૉને હું ભૂલી તો નહોતી જ ગઈ; પણ મેં તેની પરવા કરી નહોતી, એમ કહેવું જ વધારે યોગ્ય થઈ પડશે." સુશીલાએ ઉદાસીન અને પશ્ચાત્તાપયુક્ત મુદ્રાથી ઉત્તર આપ્યું.

"ત્યાર પછી તમારું ઇંગ્લંડ જવું થયું?"

"હા." ઉત્તર મળ્યું.

"ત્યાં જે વખતે નિશાનાથ બાબૂ સાથે તમારો મેળાપ થયો અને તમે તેની સાથે લગ્ન સંબંધથી જોડાવાનો નિશ્ચય કર્યો, તે વખતે રજનીકાંત ક્યાં છે અને શું કરે છે, એની તમને કાંઈ પણ જાણ હતી?"

"અહીંથી લંડન જતી વેળાએ સ્ટીમરમાં મારી સાથે એક મેડમ પ્રવાસિની હતી. અમે જ્યારે લંડનમાં એક વેળા પાછાં મળ્યાં ત્યારે વાતપરથી વાત નીકળતાં તેણે મને સવાલ કર્યો કે, 'સુશીલાબાઈ! તમને એ ખબર છે કે, તમારો હસબન્ડ જીવે છે કે મરી ગયો?' મેં કહ્યું કે, 'તેમનો તો રેલ્વે અકસ્માતથી જયપુરમાં જ સ્વર્ગવાસ થયો હતો.' મારા એ વાક્યનો નિષેધ કરીને તેણે જણાવ્યું કે 'નહિ, એમ ધારવામાં તમારી ભૂલ છે. ત્યાર પછી તો તે ઘણા વખત સુધી જીવતો હતો, પણ આજથી લગભગ ત્રણ મહિના પહેલાં જ તેનો કલકત્તામાં દેહાંત થયો છે.' એ વાત જાણવા પછી થોડા દિવસમાં પતિ વિનાની સ્ત્રીની કેવી અવદશા થાય છે અને તેને કેટલો બધો માનસિક વ્યાધિ વેઠવો પડે છે, એનું મને ભાન થવા લાગ્યું. અચાનક નિશાનાથ બાબૂનો મારાપર એક ઉપકાર થયો અને તેમાં મારો પ્રેમ બંધાયો. મને મારા પતિના મરણનો નિશ્ચય હોવાથી મેં નિશાનાથને મારું જીવન આગ્રહથી અર્પણ કર્યું અને મારા પ્રમાદ ભરેલા વિચારો અને મગજના ફાંટાને ત્યાગીને હું તે સમયથી એક આર્ય અબળા થવાનો યત્ન કરવા લાગી. મેં મારા બેરિસ્ટર થવા માટેના અભ્યાસનો પણ ત્યાગ કર્યો અને પાછી મુંબઈ આવી. મને સ્વપ્ને પણ આવી કલ્પના હતી નહિ કે, મારા પૂર્વ પતિ હજી જીવતા છે અને તેમના તરફથી મને આમ કોર્ટમાં ઘસડવામાં આવશે."

"સુશીલાબાઈ! કોર્ટમાં જે જબાની અત્યારે તમે આપી છે, તે ઘણે ભાગે સત્ય અને ખરેખરી છે–કદાચિત્ કોર્ટનો પણ મારા ધારવા પ્રમાણે તેવો જ નિશ્ચય થયેલો હોવો જોઇએ. પણ સાથે તમારાં સર્વ વાક્યો તમારા વિરુદ્ધ પક્ષને જ ઉપયોગી થઈ પડનારાં છે, એ પણ તમારા જાણવામાં તો હશે જ. હવે મારે માત્ર એટલું જ પૂછવાનું બાકી રહે છે કે, જે મેડમે તમને રજનીકાંતના મરી જવાની વાત કહી હતી, તેને તમે પોતાના સાક્ષી તરીકે કોર્ટમાં રજૂ કરી શકો એમ છે? અથવા એ વાતની સત્યતાનો બીજો કાંઈ પણ પૂરાવો અત્યારે તમારી પાસે હાજર છે?" ગાર્થે કાયદાની બારીકીથી સવાલ કર્યો.

એના ઉત્તરમાં દિલગીરીથી સુશીલાએ જણાવ્યું કે, "ના–મારી પાસે તેવો પૂરાવો પણ નથી અને તે બાઈ ઇંગ્લંડમાં હોવાથી, હું તેને મારી સાક્ષી તરીકે બોલાવી શકું તેમ પણ નથી. મેં સત્ય વાત કહી છે, પણ તે માનો કે ન માનો, એની મને દરકાર નથી."

"બસ, હવે મારે સુશીલાબાઇને વધારે કશું પણ પૂછવાનું નથી." ગાર્થે પોતાની પ્રશ્નશૃંખલાની સમાપ્તિ કરતાં મૅજીસ્ટ્રેટને જણાવ્યું. "હવે પ્રતિવાદી પક્ષના કોઈ સાક્ષીને બોલાવીને તેની જબાની લેવી હોય, તો મારા વિદ્વાન્ મિત્ર મી૦ પંડિત તેમ કરી શકે એમ છે."

તરત જયજય મહારાજને પાંજરામાં બોલાવવામાં આવ્યા અને મિસ્ટર પંડિત બૅરિસ્ટરે તેમને નીચે પ્રમાણેના સવાલો પૂછવા માંડ્યા. પરંતુ અહીં જાણવું જોઇએ કે, નિશાનાથ, રમણિકલાલ અને સુશીલા અંગ્રેજી સારી રીતે જાણતાં હોવાથી, તેમના બૅરિસ્ટરો સાથેના સવાલ જવાબ એક બીજા સાથે સીધાજ ચાલતા હતા. તેવો પ્રકાર જયજય મહારાજનો નહોતો. એમાં તો બૅરિસ્ટર પ્રથમ ઇન્ટરપ્રિટર (દુભાષીયા)ને પોતાનો સવાલ અંગ્રેજીમાં કહેતો હતો, તેનું તે ગુજરાતી ભાષામાં ભાષાંતર કરીને જયજય મહારાજને સંભળાવતો હતો, અને તેનો ગુજરાતીમાં જવાબ મળતાં પાછું તેનું અંગ્રેજી ભાષાંતર બૅરિસ્ટર અને કોર્ટને સંભળાવવામાં આવતું હતું.

ગીતાની પોથી હાથમાં આપીને સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરાવવા રૂપ નાન્દીની સમાપ્તિ થતાં પંડિત બૅરિસ્ટરે સવાલ કર્યો કે, "જયજય મહારાજ! આપને રાવબહાદુર નલિનીકાંતે જયપુર પોતાના જમાઈ રજનીકાંતના સમાચાર લેવા મોકલ્યા હતા કે?"

"હા–સાહેબ!" જયજય મહારાજે કંપિત શરીર અને ધ્રૂજતા સ્વરથી ઉત્તર આપ્યું.

"જતી વખતે આપને તેમણે શો સંદેશો કહ્યો હતો?"

"એજ કે, રજનીકાંત કેવી હાલતમાં છે, તે જોવું અને બને તો તેને સમજાવીને મુંબઈ લઈ આવવો."

"તમે જયપુર જઇને એ પ્રમાણેની કામગીરી બજાવી હતી ખરી કે? એટલે કે, તમે રજનીકાંતને મળ્યા હતા કે?"

"ભાઇસાબ! હું તો ત્યાં ગયો અને ઘેર ઘેર રખડીને થાકયો ને રજનીકાંતના નામની પૂછા કરી, પણ મને તેનો ક્યાંય પત્તો મળ્યો નહિ. છેવટે અસ્પતાળમાંય ગયો–પણ ત્યાંય કોઇએ દાદ આલી નહિ, એટલે થાકીને પાછો મેમય હેંડ્યો આયો, ભાઇસાબ!" જયજય મહારાજે અક્ષરે અક્ષર અસત્ય વાદ કરતાં જણાવ્યું.

પંડિત બૅરિસ્ટરે પોતાની તપાસ પૂરી કરી, એટલે વાદીના બૅરિસ્ટર મીસ્ટર ગાર્થે તેની ઉલટપાલટ તપાસ ચલાવતાં પૂછ્યું કે, "મહારાજ! તમે જયપુરમાં ઉતર્યા ક્યાં હતા?"

"તે ઠેકાણાના નામની યાદગરી નથી."

"તમે જ્યારે જયપુર ગયા, ત્યારે રજનીકાંતને મુંબઇથી નીકળ્યાને કેટલા દિવસ થયા હતા?"

"લગભગ પાંચ છ દિવસ."

"તમે મેયો હોસ્પિટલમાં ગયા હતા અને ત્યાં રજનીકાંતની પૂછા કરી હતી, એ તમે ખાત્રીપૂર્વક કહો છો?"

"જી હા."

"છતાં તમને રજનીકાંતનો પત્તો મળ્યો નહોતો?" બેરિસ્ટરે આશ્ચર્યયુક્ત મુદ્રાથી પૂછ્યું.

"ના બાપજી!" ટૂંકો જવાબ આપતાં મહારાજ બોલ્યા.

"મેયો હોસ્પિટલ શહેરથી કેટલે દૂર છે અને તેની બાંધણી કેવી છે, એ આપ જણાવી શકશો કે?" ગાર્થે મુંઝાવનારો સવાલ પૂછ્યો.

મહારાજ ગભરાઈ ગયા અને શો જવાબ આપવો, તે માટે ફાંફાં મારવા લાગ્યા. અંતે કાંઈ પણ જવાબ આપવો જ જોઇએ એવા હેતુથી તેમણે કહ્યું કે, "આ ઇસ્પિટાળ શહેરમાં છે ને બાટલીવાળાની ઇસ્પિટાળ જેવી જ છે, ભાઇશાબ!"

"બસ જાઓ અને તમારી જગ્યાએ બેસી જાઓ." ગાર્થે તેની ઉલટપાલટ તપાસની સમાપ્તિ કરતાં કહ્યું.

એ પછી નલિનીકાંત રાવસાહેબને કેટલાક સવાલો પૂછવામાં આવ્યા, પણ તેમાં સુશીલાનાં ઉત્તરો અને વિવેચન કરતાં કાંઈ વિશેષ નવીનતા ન હોવાથી, તેનો પુનઃ ઉલ્લેખ કરવો અકારણ છે. નલિનીકાંતની જુબાની પૂરી થતાં સુધીમાં બે વાગ્યાનો સમય થવા આવ્યો અને કોર્ટ ટિફીન માટે ઉઠી. મેજીસ્ટ્રેટ સાહેબ પોતાના ખાનગી રૂમમાં ચાલ્યા ગયા અને વકીલ બેરિસ્ટરો પોતાના ઓરડામાં જઇને ચાહ અને સોડાને ગટગટાવતા નાના પ્રકારના ટોલટપ્પા હાંકવા લાગ્યા. પ્રેક્ષકો પણ નીચે કોર્ટના કંપાઉંડમાં ઉતરીને સોડાવાટર અને લેમોનેડવાળાને વકરો કરાવવા લાગ્યા અને બીડી તથા પાનસોપારી ખાઇને પાછા કોર્ટમાં આવી આવીને ગોઠવાઈ જવા લાગ્યા; કારણ કે, ત્રણ વાગે પાછો કેસ આગળ ચાલવાનો હતો–નાટકમાં દસ મિનિટનો વીસામો મળતી વખતે જેવો નાટકશાળાના બાહ્ય અને અંતર્ભાગનો દેખાવ થાય છે, તેવો જ અત્યારે આબેહૂબ કોર્ટનો દેખાવ થયેલો હતો. બેરિસ્ટરોનાં ભાષણો જ માત્ર થવાનાં હતાં અને કેસનો ચુકાદો આવી જવાનો સંભવ હોવાથી લોકોની ઉત્સુકતા દાબી દબાતી નહોતી. માત્ર સુશીલા અને નલિનીકાંતનાં મુખમંડળો જ શોકનાં વાદળાંથી ઘેરાયલાં હોવાથી અભ્રાચ્છાદિત નભોમંડળ પ્રમાણે શ્યામવર્ણું દેખાતાં હતાં.

ત્રણ વાગ્યા અને મેજિસ્ટ્રેટ સાહેબ આવીને પાછા ન્યાયાસને વિરાજ્યા. નવા મુકદ્દમાની અરજીઓ લેવાનું અને નવા અરજદારોને સમન્સ તથા વોરંટ વગેરેના હુકમો આપવાનું કામ પૂરું થયા પછી, પાછો સુશીલાનો કેસ આગળ ચલાવવામાં આવ્યો. શરૂઆતમાં વાદી મિસ્ટર રમણિકલાલના બેરિસ્ટર મિસ્ટર ગાર્થે પોતા તરફના ભાષણનો આરંભ કરતાં બોલવા માંડ્યું કે;–

"મારા માનવંતા ન્યાયાધીશ સાહેબ,

"કોર્ટમાં ચાલેલા આ બેવારના પ્રોસીડીંગમાં જે કામકાજ ચાલ્યું છે, તેથી

સારી રીતે આપના ધ્યાનમાં આવી ચૂક્યું હશે કે, આરોપી સુશીલાબાઇપર મૂકવામાં આવેલો આરોપ નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂક્યો છે. છતાં પણ તે કેવી રીતે કાયદાના ક્યા કાનૂનથી અને પ્રતિવાદી બાઇના ક્યા શબ્દોથી થયો છે, એનું મારે અહીં વિવેચન કરવું જ જોઇએ. પ્રથમ તો રજનીકાંત–પ્રતિવાદીબાઇનો દરમંડ–જે મુંબઈ છોડી ગયો, તે માત્ર પ્રતિવાદીબાઇના જોહાકી સ્વભાવ અને તેમણે તેના કરેલા અપમાનને લીધે જ; અને તે જીવતો હોય, તોપણ તેની પરવા ન કરીને આરોપી બાઈ એકવાર આગળ પણ પુનર્લગ્ન કરવાને તૈયાર હતાં; તેમ જ કલકત્તામાં પોતાના પતિના હોવાની ઉડતી ખબર સાંભળવા છતાં પણ, પિતા પુત્રીએ તેનો પત્તો મેળવવાનો કશો પણ પ્રયત્ન કર્યો નહોતો, એ બધું આરોપી બાઇની પોતાની જબાનીથી જ સાબિત થઈ ચૂક્યું છે. એથી ઇન્ડીયન પૈનલ કોડની ચારસો ને ચોરાશુંમી કલમના એક એકસેપ્શનમાં કરવામાં આવેલી "A woman contracting a second marriage within seven years is bound to show that she used all means in her power to inform herself of the death of her first husband." એટલે કે, 'પોતાના ધણીના ગુમ થવા પછી સાત વર્ષની મુદ્દતની અંદર જો સ્ત્રી પુનર્લગ્ન કરવા નીકળે, તો તેણે પોતાના પૂર્વ પતિના મરણના સંતોષકારક સમાચાર મેળવવા માટે પોતાથી બનતાં પ્રત્યેક સાધનોનો ઉપયોગ કર્યો હતો; એમ સાબિત કરી બતાવવાને તે કાયદાની રુએ બંધાયલી છે–અર્થાત્ તેણે એ વાત સિદ્ધ કરી આપવી જ જોઇએ,' એ વ્યાખ્યા પ્રમાણે તેવા સમાચાર મેળવવાનો અને પોતાનો તેના મરણ માટે નિશ્ચય કરવાનો કશો પણ પ્રયત્ન કરેલો ન હોવાથી એ બાઇને અપરાધી શા માટે ઠરાવવામાં ન આવે? કદાચિત્ સાત વર્ષ જુદાં પડવાને થઈ ગયાં હોય, તો એ કલમ લાગૂ પડી શકે નહિ; પરંતુ હજી તો એ બાબતને પૂરાં પાંચ વર્ષની મુદ્દત પણ થઈ નથી. વળી ન છૂટકે એક ઇડીયટ અને બેગર બ્રામિનને રાવબહાદુર નલિનીકાંતે પોતાના જમાઇને પાછો બોલાવી લાવવામાટે જયપુર મોકલ્યો હતો, એથી પણ કાંઈ પ્રતિવાદીના પક્ષને બળ મળી શકતું નથી. કારણ કે, તે બ્રામિનની જબાનીપરથી સાફ જણાય છે કે, તે જયપુરમાં ગયેલો જ નથી; કારણ કે, તે ઉતર્યો હતો તે ઠેકાણાની તેને યાદગીરી નથી અને મેયો હોસ્પિટલ ક્યાં છે અને કેવા આકારની છે, એ પણ તે જાણતો નથી. શું નલિનીકાંત જેવા એક ધનાઢ્ય અને સત્તાવાળા પુરુષને ત્યાં મોકલવા માટે બીજું કોઈ સારું અને આનેસ્ટ માણસ મળી જ ન શક્યું કે? જે મેડમે વિલાયતમાં રજનીકાંતના મરણની વાત કહેવાનું આરોપી બાઈ જણાવે છે, તે વાતને ખરી માનવાનો આપણી પાસે કશો પણ આધાર નથી. માટે એ સઘળી વાતોનો વિચાર કરતાં મને તો એમ જ જણાય છે કે, સુશીલાબાઇપર મૂકવામાં આવેલો આરોપ અથવા અપરાધ કોઈ પણ પ્રકારના સંશય અને વિવાદ વિના સિદ્ધ થઈ ચૂક્યો છે અને એનો આપે પૂરેપૂરો વિચાર કરવો, એવી મારી નમ્ર પ્રાર્થના છે," એમ કહીને ગાર્થ પોતાના આસનમાં (કુરસીમાં) બેસી ગયો.

"મિસ્ટર પંડિત ! આપને હવે જે પોતાના ક્લાયંટના ડિફેન્સમાં બોલવાનું હોય તે બોલો." મેજિસ્ટ્રેટે સુશીલાના બેરિસ્ટરને બોલવાની આજ્ઞા આપી.

"મારાં ક્લાયંટ સુશીલાબાઇના બચાવમાં મારે જણાવવાનું કે, જેવી રીતે પતિનું અપમાન કરવામાં સુશીલાબાઇએ પોતાનો ઉદ્ધત સ્વભાવ દર્શાવ્યો હતો, તેટલી જ ઉદ્ધતતા રજનીકાંતે ન્હાસી જવામાં નથી બતાવી, એમ કોણ કહી શકશે વારૂ? તે સદા સર્વદા નલિનકાંત રાવબહાદુર અને તેમનાં પુત્રી મારાં ક્લાયંટ સુશીલાના આશ્રયમાં રહીને જ પોતાના નિર્વાહ અને અભ્યાસને આગળ ચલાવતો હતો. ત્યારે કોઇવાર આશ્રયદાતાઓનાં ચાર વચન સહન કરવાં, એ તેનું કર્તવ્ય હતું. એમ કરવાને બદલે ઉચ્છૃંખલતાથી ન્હાસી જવા છતાં પણ તેનો બીમારીનો કાગળ મળતાં જ, નલિનીકાંત શેઠે પોતા તરફથી જયજય મહારાજને જયપુર તેને બોલાવી લાવવા માટે મોકલ્યો હતો. પણ તેને ત્યાં રજનીકાંતનો પત્તો ન મળ્યો અથવા તેણે કાંઈ પણ ગફલત કરી, એમાં આરોપી બાઇનો કે, એમના પિતાનો શો દોષ? એ વિશે ટીકા કરીને એ બચાવને લૂલો કરવા, મારા વિદ્વાન્ મિત્ર મિસ્ટર ગાર્થે જે પ્રયત્ન કર્યો છે, તે સર્વથા નિરર્થક અને લૂલો જ છે. ત્યાર પછી રજની-કાંતે એક પણ પત્ર પોતે લખ્યું નહોતું, એ તો રમણિકલાલભાઇની પોતાની જબાની પરથી જ સિદ્ધ થઈ ચૂક્યું છે અને જ્યાં પત્ર જ ન હોય, ત્યાં કોઈ જાણી જ કેમ શકે કે, તે માણસ ક્યાં અને કેવી અવસ્થામાં છે? વળી મારાં ક્લાયંટ સુશીલા-બાઇની જે જબાની થઈ છે, તે અક્ષરે અક્ષર સત્યનું અવલંબન કરીને જ અપા-યલી છે, અને તેમાં મારાં ક્લાયંટનાં પોતાના પક્ષ વિરુદ્ધ જનારાં વાકયો પણ તેથી જ આવેલાં છે, એટલે પછી જે મેડમે વિલાયતમાં રજનીના મરણના સમાચાર કહેવાનું સુશીલાબાઇએ જણાવ્યું, તેટલો જ ભાગ અસત્ય છે, એમ શા આધારથી માનવામાં આવે છે, એ હું જરા પણ સમજી શકતો નથી. રજનીકાંતનો એટલે આરોપી બાઈના પૂર્વ પતિનો શોધ મળી શકે, એવું એક પણ સાધન ઉપસ્થિત ન હોવાથી, એક તરુણબાળા, સાત વર્ષ સૂધી તેની વાટ જોઇને બેસી રહે, એ કાંઈક અશક્ય અને અસંભવિત જેવું જ લાગે છે, એનો તથા સુશીલાબાઇની ઉચ્છૃંખલ છતાં નિર્દોષ ભાવનાનો અને કેટલાક બીજા સંયોગોનો વિચાર કરીને આશા છે કે, મારા મહેરબાન ન્યાયાધીશ, આરોપી બાઇને નિરપરાધી જ ઠરાવશે અને દોષમુક્ત કરીને છોડી દેશે." સુશીલાના બેરિસ્ટર મિસ્ટર શંકરલાલ પંડિતે પોતાનું ભાષણ એમ કહીને પૂરું કર્યું.

એટલામાં નવીનચન્દ્રે ઊઠી આવીને પોતાના બેરિસ્ટર ગાર્થના કાનમાં કાંઈક વાત કહી અને તે સાંભળી તે ઉઠીને બોલવા લાગ્યો કે;—"મારા વિદ્વાન્ મિત્ર મિસ્ટર પંડિતે જે એમ જણાવ્યું કે, સુશીલાબાઈ પાસે પોતાના પૂર્વ પતિના સમાચાર મેળવવા માટેનું કોઈ સાધન જ નહોતું અને તેથી સાત વર્ષ વાટ જોવાનો કાયદો એમનાં ક્લાયંટને લાગૂ ન કરવો જોઇએ, એ અસત્ય છે. હું કોર્ટને બતાવી શકું એમ છે કે, જો સુશીલાબાઈ કે તેમના પિતાને રજનીકાંતની ખબર મેળવવાની ખંત હોત, તો તેમની પાસે એક નહિ, પણ બે સાધનો હતાં. એક તો રમણિ-

કલાલને પૂછવાથી તેનો કાંઈક પત્તો મળવાનો સંભવ હતો અને બીજું એ કે, જુનાગઢમાં રજનીકાંતની માતા હજી હયાત છે, તેનાપર તેનાં પત્રો આવવાનો સંભવ હોવાથી, જો તે ડોશીને કાંઈ પૂછ્યું હોત તોપણ કાંઈક બાતમી મળી શકત. પણ એવો કોઈ પ્રયત્ન જ પ્રતિવાદી તરફથી અત્યાર સુધીમાં નથી કરાયો; તો પછી એ કાયદો શા માટે લાગૂ ન કરી શકાય, એ હું પણ જરાય સમજી શકતો નથી!"

ગાર્થનાં એ સ્ટ્રોંગ આર્ગ્યુમેન્ટ (સબળ સંવાદ) નો પ્રતિવાદીના બૅરિસ્ટરથી કશો પણ જવાબ આપી શકાયો નહિ—સર્વનો નિશ્ચય થઈ ગયો કે, 'સુશીલાને અવશ્ય હવે શિક્ષા થવાની જ!' સુશીલાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી અને નલિનીકાંતનું મુખ પણ કૃષ્ણ મેઘાચ્છાદિત નભોમંડળ સમાન શ્યામવર્ણ બની ગયું. મેજિસ્ટ્રેટે ચુકાદો લખવા માંડ્યો, એટલે થોડા વખતને માટે કોર્ટમાં શાંતિનો વિસ્તાર થઈ ગયો. લગભગ પંદર મિનિટ વીતી. કેસ ઘણો જ સરળ ચાલેલો હોવાથી ન્યાયાધીશને ચુકાદો લખવામાં વધારે સમય થયો નહિ. ચુકાદો લખીને તે વાંચી સંભળાવતાં મેજીસ્ટ્રેટે કહ્યું કે;—

"આ મુકરદમામાં અત્યાર સુધીમાં વાદી, પ્રતિવાદી અને સાક્ષીઓની જે જબાની મારા સાંભળવામાં આવી છે, તેના અવલોકન અને વિચારથી મારો એ જ અભિપ્રાય થયો છે કે, સુશીલાબાઇએ પોતાના જીવતા ધણીએ બીજો ધણી કરવાનો અપરાધ જાણી જોઇને જ કરેલો છે; કારણ કે, માત્ર પોતાના ઉચ્છૃંખલ સ્વભાવથી જો પ્રતિવાદી બાઇએ પોતાના પતિનું અપમાન કર્યું જ ન હોત તો એ બાઇના પોતાના કહેવા પ્રમાણે જ એમનો શાંત અને નમ્ર હસ્બંડ એકાએક ચાલ્યો જાત જ નહિ અને જવા છતાં પણ જો તેના મનમાં ભાવી સુખની થોડી ઘણી પણ આશા હોત, અથવા તો તેના મનમાં થોડો ઘણો પણ સંતોષ હોત, તો તે પોતાનો પત્રવ્યવહાર તો સસરાસાથે ચાલૂ જ રાખત. કારણ કે, એક સાધનહીન મનુષ્ય જાણી જોઇને તો પોતાના સંસારની ધૂળધાણી કરે જ નહિ, એ એક નિર્વિવાદ અને નિઃસંશય વાત છે. બીજું, જો બાઈનો અને તેમના પિતાનો સ્વભાવ ઉચ્છૃંખલ હોત અથવા તો સુધારાના આવેશમાં તેમનાથી એ કૃત્ય કરાયલું હોત, તો અમુક સમય જવા પછી એમના મનમાં પોતાના અવિચારયુક્ત કૃત્ય માટે પશ્ચાત્તાપ થવો જોઇતો હતો. પણ તેમ થયું હોય, એમ કેસમાં પડેલી જબાની-પરથી અનુમાન કરી શકાતું નથી; અને પશ્ચાત્તાપ ન થવાથી એમણે રજનીકાંતના શોધ માટેનો પણ કશો પ્રયત્ન નથી કર્યો, એમ નક્કી જ છે. એટલા માટે ઇન્ડીયન પેનલકોડની ચારસો ને ચોરાશીમી કલમ તેના એકસેપ્શન (અપવાદ) સહિત આરોપીને લાગૂ પડી શકવામાં કોઈ પણ જાતનો પ્રતબાધ આવતો હોય, એવી મારી ધારણા નથી. એટલે કે, કલકત્તામાં રજનીકાંતના હોવાના જે વેળાએ આરોપી બાઇને ઉડતા સમાચાર મળ્યા હતા, તે વેળાએ તો આરોપી સુશીલાબાઇએ પુનર્લગ્ન કરવાની તૈયારી ચલાવી હતી. હવે તે વખતે એ પુનર્લગ્ન થવા ન પામ્યું, એ એક જુદો સવાલ છે. વળી વિલાયતમાં જે સમયે એક મડમે જ્યારે રજની-કાંતના મરણની ખબર સંભળાવી, તે વેળાએ પણ તે માટે શોધખોળ કરીને નિશ્ચય

કરવાનો એ બાઇએ પ્રયત્ન કર્યો હોય, એમ પણ ચાલેલા કેસમાં સાબિત થયું નથી. માટે જો એ મડમ અત્રે સાક્ષી તરીકે હાજર પણ થાત, તો પણ તેથી આરોપીને કશો પણ વિશેષ લાભ ભાગ્યે જ મળી શકયો હોત. મારા કહેવાનો ફલિતાર્થ એટલો જ છે કે, રજનીકાંતને પુનર્લગ્ન કરવા માટે જાણી જોઇને જ ઘરમાંથી કહાડી મૂકવામાં આવ્યો હતો અને આ પુનર્લગ્ન પણ જાણી જોઇને જ કરવામાં આવ્યાં હતાં. રજનીકાંતના મિત્રે આરોપી બાઇને કોર્ટમાં ઘસડ્યાં અને કાંઈક બદલો લીધો, પણ જેમની પાસે કોઈ પણ પ્રકારનાં સાધનનો અભાવ હોય છે, તેવા પોતાના જમાઇઓને પૈસાદાર તુમાખી સસરાઓ કેટલું બધું વીતાડતા હશે અને પિતાનું અનુકરણ કરીને પુત્રીઓ પણ પોતાના ધણી—ગરીબ ધણીઓને કેવી સતાવતી હશે, એનો આ કેસથી આપણને કાંઈક ખ્યાલ આવી શકે છે. કોર્ટમાં રજૂ થયેલા પૂરાવા અને જબાની તથા બીજા સંયોગોને ધ્યાનમાં લેતાં, હું કાયદાની રુએ સુશીલાબાઇને અપરાધી ઠરાવું છું અને એ અપરાધ માટેની શિક્ષા કરવા જેટલો અધિકાર મને ન હોવાથી, આ કેસ હું છેલ્લા ફેસલા માટે સેશન્સ કમિટ્ કરું છું! અને હાલ આરોપી બાઇને પાંચ હજારના જામીનપર છોડવાનો હુકમ કરું છું.” ન્યાયપરાયણ અને બુદ્ધિમાન્ મેજિસ્ટ્રેટે શાંતિપૂર્વક અમુક ટીકાઓ કરીને પોતાનો ચુકાદો એ પ્રમાણે વાંચી સંભળાવ્યો. તે ક્ષણે કોર્ટના હોલમાં એક પ્રકારના શોકની ગંભીર અને ભીષણ છાયા છવાઈ ગયેલી જોવામાં આવી.

કોર્ટમાંથી એક એક કરીને સર્વજનો ઉઠી જવા લાગ્યા. જે લોકોએ પહેલી વખત સુશીલાને કશી પણ શિક્ષા થશે નહિ, એવો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો, તેમનાં મુખમંડળ શ્યામવર્ણ બની ગયાં અને જેમણે ‘સુશીલાને નિશ્ચિત શિક્ષા થવાની જ.’ એવાં પોતાનાં મતો વ્યક્ત કર્યાં હતાં, તેઓ પોતાના ભવિષ્ય કથનને સત્ય સિદ્ધ થયેલું જોઇને આનંદિત અને પુલકિત થવા લાગ્યા. જે ચુકાદો સાંભળવા માટે મુંબઈની પ્રજા અત્યંત ઉત્સુક અને આતુર બની ગઈ હતી, તે ચુકાદો તો આજે આવી ગયો. હવે માત્ર સુશીલાને કેટલાં વર્ષની શિક્ષા થાય છે, આટલું સેશન્સ કોર્ટમાં જાણવાનું બાકી રહ્યું હતું. લોકોમાં અનેક પ્રકારની ચર્ચા ચાલવા લાગી. પોલીસ કોર્ટના કંપાઉંડના દરવાજાની બહારના કુવા પાસે લોકોનું એક જબરું ટોળું ઉભું હતું. કોઈ બીડીઓ ફૂંકતા અને કોઈ ચિરૂટ સિગરેટ સળગાવીને પૈસાનો ધૂમાડો કરતા ઉભા હતા. સંભાષણનો વિષય સુશીલાનો મુકર્દમો જ હતો. એક ભડભડિયો ભાઈ પોતાના બીજા ઓળખીતાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, “કેમ ભાઈ! મારો અભિપ્રાય ખરો પડ્યો કે નહિ? પરમેશ્વર હજી જગતમાં જીવતો છે, મરી નથી ગયો તો! આવા અપરાધીઓને શિક્ષા ન થાય, તો તો પછી જડવાદીઓનાં માથાં ગર્વથી ફાટી જ જાય તો! હવે સુશીલાને તો ખરું પૂછો તો શિક્ષા પામી, કારાગૃહમાં જઈ આવી વિશ્વને પોતાનું કલંકિત મુખ બતાવવા કરતાં જો લજ્જા હોય, તો આત્મહત્યા કરીને મરી જ જવું જોઇએ. એના મરી જવાથી દુનિયાને શી ખોટ જવાની હતી અને એ જીવતી હોય, તો જગતને એથી લાભ પણ શો થવાનો હતો! મરી જશે, તો નામોશીમાંથી બચશે ને જીવતી

હશે તો વિનાકારણ નરક જેવાં દુઃખો ભોગવશે. કેમ મારું કહેવું ઠીક છે કે નહિ?"

એ વાતચીત ચાલતી હતી, એ વેળાએ જ ધીમે ધીમે બેરિસ્ટરોની અને સુશીલાની ગાડી કંપાઉંડમાંથી બહાર નીકળતી હતી. આગળ બેરિસ્ટરોની બે ગાડીઓ હતી અને તેની પાછળ સુશીલાની ગાડી હતી. ગાડીઓની ચાલ પણ ધીમી હતી, એટલે મોટા સાદે ચાલતા એ સંભાષણનો ધ્વનિ સુશીલાના કર્ણોમાં એકાએક આવીને અથડાયો. શોકાતુર બનેલી તેની મુખમુદ્રા અધિક શોકાતુર થઈ ગઈ અને તે હાથવતી આંખ્યો દાબીને ગાડીના એક ખૂણામાં પડી રહી. ઘર આવતાં સુધી પણ તેને કોઈ જાતનું ભાન હતું નહિ. જ્યારે નલિનીકાંતે તેને ગાડીમાંથી ઉતરવાનો ઈશારો કર્યો, ત્યારે જ તે શોકની નિદ્રામાંથી જાગૃત થઈ. તેણે નીચે ઉતરવાને બદલે જવાબ આપ્યો કે "આપ જાઓ–મારું મન ઠેકાણે નથી, માટે હું જરા ચોપાટી કે મહાલક્ષ્મીપર ખુલ્લી હવામાં ફરી આવું છું!"

---

# પ્રકરણ ૩૯ મું
## આત્મઘાત!

મુંબઈની પ્રજાને હવા ખાવાનાં ઘણાં ઠેકાણાં છે. કેટલાક પાલવે, કેટલાક ઍપોલોબંદર, કેટલાક સ્કેન્ડલપોઈન્ટ, કોઈ ચોપાટી ને કોઈ હેંગીંગ ગાર્ડનપર સાંઝ થઈ કે લટાર મારે છે–સુખવાસી જીવડાઓની આ મોજ છે. ઘરમાં આખો દિવસ પાડાપેરે ખાઇને, ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે પડનારાઓને ખાધેલું પચાવવાને આ મોજ મારવી પડે છે! સાંઝના છ થી સાત ને વખતે આઠ સુધી મોજનાં સ્થાનોમાં લોકો રસળ્યા કરે છે. કોઈ કોઈ મહાલક્ષ્મી કે વાલુકેશ્વર જાય છે; પણ ત્યાં ઓછા!

મહાલક્ષ્મીના તળાવ પાસેથી એક સ્ત્રી હમણા ચાલે છે. અંધકારનું રાજ્ય જોરભેર વ્યાપતું જણાય છે. તે સ્ત્રીના પગલાં મંદ છે. વિચારમાં લીન છે. તે પગલું ક્યાં મેલે છે તેનું ભાન નથી, પણ તે આગળ ને આગળ, ગુસ્સા, નિઃશ્વાસ, વિચારથી ઘેરાયલી, વધે છે.

ચાલતાં ચાલતાં મહાલક્ષ્મીના પોલીસગેટવાળા મોટા ચોવાટાને ઓળંગીને તે વરલીના મહાદેવ તરફ જવાના માર્ગમાં આવી લાગી અને આગળ જ વધતી ગઈ. એ વેળાએ સૂર્યનો અસ્ત થઈ ચૂકયો હતો અને તેથી કૃષ્ણવર્ણું અંધકારે વિશ્વને ઢાંકી દેવાનો પ્રયત્ન કરવા માંડ્યો હતો. સુશીલા જે માર્ગમાં અત્યારે વિચરતી હતી, તે માર્ગ સંધ્યાકાળ પછી સર્વથા જનશૂન્ય થઈ જાય છે અને તેથી જ એ સ્થાને આજ સુધીમાં અનેક ખૂન અને લૂંટો થઈ ચૂકી છે, એ વાત મુંબઈની પ્રજાથી અજાણી નથી. એવા એક નિર્જન અને ઉજ્જડ માર્ગમાં રાત્રિના સમયે એકલાં જવામાં સુશીલાનો શો મનોભાવ હશે? માત્ર તેના ચિત્તની વ્યગ્રતા કે બીજું

પણ કાંઈ? ચાલો, આપણે પણ સૂક્ષ્મરૂપ ધારણ કરીને તેની પાછળ જઈએ અથવા ચાલવા લાગીએ, એટલે જે હશે તે પોતાની મેળે જ જણાઈ રહેશે.

તે લગભગ માર્ગના મધ્ય ભાગમાં આવી પહોંચી. ત્યાં એકાએક ઉભી રહી ગઈ. તેણે આમ તેમ નજર ફેરવીને જોયું, પરંતુ કોઈ પણ માણસ નજરે ન પડવાથી અને સર્વત્ર શાંતિ હોવાથી, તે કિનારાપર બાંધેલા કઠેરાને ઓળંગીને નીચે પત્થરના ઢોળાણપર ઉતરી અને રેતીના ભાગને પસાર કરીને પાણીની લગોલગ આવીને ઉભી રહી. તેની પાછળ જ લગોલગ કૃષ્ણવસ્ત્ર પરિધાન કરીને એક બીજો પુરુષ આવી ઉભો હતો, એનું તેને પોતાના વિચારની લીનતામાં લેશ માત્ર પણ ભાન રહ્યું નહિ. સમુદ્રની લહરીઓની એવી તો ભયંકર ગર્જના થતી હતી કે, મનુષ્યના બોલવાનો સાધારણ ધ્વનિ ભાગ્યે જ સાંભળવામાં આવી શકે. સ્હામે મહાલક્ષ્મીની ટેકરીપરના મંદિરમાં અને દરિયા વચ્ચેની ટેકરીપર આવેલા હાજી અલ્લીપીરના મકાનમાંના દીવાનો પ્રકાશ મંદમંદ દૃષ્ટિગોચર થતો હતો અને તે જાણે આકાશમાંથી પૃથ્વીપર ખરી પડેલા તારાઓનોજ પ્રકાશ હોયની! એવો આભાસ કરાવતો હતો. સુશીલા ઘડીકમાં ગંભીર સમુદ્રને અને ઘડીકમાં કૃષ્ણ આકાશને નિરખવા લાગી. તેના હૃદયમાં હા અને ના ના અનેક વિચારો આવવા લાગ્યા. હેમ્લેટના To be or not to be જેવી તેની અવસ્થા થઈ પડી. એ અંધકારમય રાત્રિમાં તેને સર્વત્ર નિરાશારૂપ અંધકારનું જ દર્શન થવા લાગ્યું. તે પોતાના મન સાથે જ બબડવા લાગી કેઃ—

"લોકો કહે છે કે, આત્મહત્યા કરવામાં મહાપાતક છે અને આત્મઘાતકને મરવા પછી પણ સદ્ગતિ મળી શકતી નથી. પરંતુ એ બધી વાતો અને બધા નિયમો ધર્માત્મા માટે જ છે. પાપીઓ—પાપાત્માઓ માટે નથી. અહીંનાં મારાં કૃત્યો એવાં છે કે, સ્વાભાવિક મરણકાળે મરવા છતાં પણ સદ્ગતિ થવાની આશા નથી; ત્યારે આત્મહત્યા કરવાથી વિશેષ હાનિ તે શી થવાની હતી? સ્હામું અહીંની યાતનામાથી સત્વર મુક્તિ થશે, એ મારા વિચાર પ્રમાણે તો લાભ જ છે. શ્રીમદ્-ભગવદ્ગીતામાં કહેલું છે કે, 'संभावितस्य चाकीर्त्तिर्मरणादतिरिच्यते' અર્થાત્ સંભાવિત મનુષ્યની અપકીર્તિ—નિન્દા—થવી, એ તેના મરણ કરતાં પણ વિશેષ દુઃખકર છે. મારી નિન્દા થઈ ચૂકી છે. સ્ત્રી માટે કુલટા જેવી બીજી કોઈ ગાળ નથી, તે ગાળને પણ હું પાત્ર થઈ ચૂકી છું અને મારા એક ભવમાંથી બે ભવ થઈ ચૂકયા છે, તો પછી હવે મારા વધારે જીવવામાં સાર શો છે? પાપી જીવોનો તો જેમ વધારે પ્રમાણમાં નાશ થાય, તેમ તેથી જગતને વિશેષ લાભ છે!'

અલ્પ સમયમાં જ આકાશમાં ચન્દ્રનો ઉદય થયો. તે પાછળ ઉભેલો પુરુષ જમીનપર નીચે બેસી ગયો. ભ્રમિષ્ટ થઇને સુશીલા ચન્દ્ર, નિશા, સમુદ્ર અને પૃથ્વીને ઉદ્દેશીને પુનઃ કહેવા લાગી;—"હે ગંભીર નિશાદેવી! તું માતાના ઉદર સમાન ગણાય છે, તો આ પુત્રીના પાપને પણ તું છૂપાવવાની કોશિસ કરજે—આ દુઃખિની બાળાએ આ સ્થળે આત્મહત્યા કરીને પોતાના પ્રાણ આપ્યા હતા, એ વાત તું કોઇને જણાવીશ નહિ; કારણ કે પાપી જનોની સહાયકારિણી જનની તું જ

છે. હે પૃથ્વી માતા! મારા જેવી એક પાપિણીનો તારા પૃષ્ઠ ભાગમાં પદસંચાર થતો હોવાથી તને અસહ્ય ભાર લાગતો હશે, છતાં પણ પોતાના સહનશીલ સ્વભાવને અનુસરીને મારા અપરાધની મને ક્ષમા આપ. હે ચન્દ્રદેવ! તારી અને મારી અવસ્થા અત્યારે એક જેવી છે—કારણ કે, પોતાના એકવાર કરેલા પાપના પ્રતાપે તને નિરંતર ક્ષીણતાનું દુઃખ ભોગવવું પડે છે; તો પછી મારાં અનંત પાતકોની શિક્ષા તો મને મળવી જ જોઇએ. કોર્ટમાં શિક્ષા પામીને નારકીય યાતના ભોગવવા કરતાં પ્રત્યક્ષ નરકની યાતના વધારે સારી ધારીને મેં પોતે જ ત્યાં જવાનો વિચાર કર્યો છે—માટે આ સમાનદુઃખીને જોઇને તું પોતાના પાપોનો પશ્ચાત્તાપ કરજે! અને પાપનું આવું નઠારું પરિણામ થાય છે, એની જગતને સાક્ષી આપજે. હે સમુદ્રદેવ! તારો સ્વભાવ ગંભીર અને શાંત ગણાય છે અને ગંભીરતા તથા શાંતિનો ગુણગીત ગાતી વેળાએ તારું જ ઉદાહરણ અપાય છે, માટે આ વિક્ષુબ્ધ અને નિરાશ થયેલી બાળાને પોતાના ઉદરમાં સમાવી તથા લોકનિન્દાના અસહ્ય આઘાતથી બચાવીને, ગંભીર શાંતિનો અનુભવ કરાવ! હવે તારા વિના મારો બીજો કોઈ પણ આશ્રય ન હોવાથી હું તારી આજ્ઞા હોય કે ન હોય, તો પણ તારા ગૃહમાં યથેચ્છ પ્રવેશ કરું છું, એની મને ક્ષમા કરજે!"

એ શબ્દો ઉચ્ચારવાની સાથે જ વિદ્યુદ્વેગે સંકટમયી સુશીલાએ સમુદ્રમાં ભૂસકો માર્યો. પાસે અદૃશ્ય બેઠેલો પુરુષ અમુક વિચારમાં પડી ગયો હતો, તે ધબાકો સાંભળીને પોતાની વિચારનિદ્રામાંથી એકાએક જાગૃત થયો. એટલામાં તો સુશીલા પાણીની છોળથી એકવાર પથ્થરમાં અથડાઇને પાછી તણાવા પણ લાગી હતી, છતાં પણ તેણે મદદ માટે કશો પણ પોકાર કર્યો નહિ એથી તે પુરુષ સારી રીતે જાણી ગયો કે, સુશીલાએ આજે અવશ્ય આત્મહત્યા કરીને પ્રાણ આપવાનો જ નિશ્ચય કર્યો છે; પણ એના એ નિશ્ચયને હું કદાપિ ફળીભૂત થવા નથી દેવાનો—હું એ અભાગિની અબળાને બચાવીશ અને વિશ્વને બતાવીશ કે, એક સ્ત્રીને જો સારું અને યોગ્ય શિક્ષણ આપીને યોગ્ય સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું હોય તો તે જગતમાં કેટલી બધી નામના અને કીર્તિ મેળવી શકે છે! ઈશ્વર! અત્યારે તું મારો સહાયક થા અને એને બચાવવાની મારા અંગમાં શક્તિ દે!"

એમ પ્રતિજ્ઞા કરીને તે પુરુષ પણ તત્કાળ સમુદ્રમાં સુશીલાની પાછળ જ કૂદી પડ્યો અને ઝડપથી તેનો લાંબો ચોટલો પોતાના હાથમાં પકડી લીધો. "સુશીલા! મરવાનો વિચાર માંડી વાળો અને જીવવાની આશાને તમારા નિરાશ થયેલા હૃદયમાં સ્થાન આપો. કોર્ટમાં તમને શિક્ષા થવાની નથી!" એમ કહી તે, તેને બહાર ઘસડી લાવતો હતો એટલામાં જળની એક મહા પ્રબળ લહરી આવીને તે બન્નેને પાછાં ઘસડી ગઈ અને બન્ને—સુશીલા તથા અજ્ઞાત પુરુષ સમુદ્રના ઉંડા પાણીમાં નિરાધાર તણાવા લાગ્યાં. ચન્દ્રમા અચાનક મેઘથી આચ્છાદિત થઈ ગયો!

* * * * *

"બાઈ હમણાં આવશે. અત્યારે આવશે!" એવી આશાથી સુશીલાની વાટ

જેતો ગાડીવાળો, ગાડી લઇને મહાલક્ષ્મીના તળાવ પાસે ઉભો રહ્યો છે, દોઢ બે કલાક વીતી જવા છતાં પણ સુશીલા પાછી આવી નથી. ગાડીવાનના મનમાં કાંઈક ગભરાટ થવા લાગ્યો. તે ઘરનો જૂનો નોકર હોવાથી ચાલતા મામલાથી સારી રીતે જાણીતો હતો. આજકાલની સુશીલાના મનની સ્થિતિને પણ તે સારી રીતે જાણતો હતો. પાસે જ ઉભેલી એક બીજી ગાડીના કોચમેનને પોતાના ઘોડાની સંભાળ રાખવાનું કહીને તે મહાલક્ષ્મીના મંદિરમાં, તળાવના કિનારે અને અહીં તહીં માર્ગમાં સુશીલાને સર્વત્ર શોધી વળ્યો. તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ—નિરાશ થઇને તે ગાડી—ખાલી ગાડી—લઇને પાછો ઘેર આવ્યો.

ઘરમાં મુકરદમા વિશેની જ વાતો ચાલતી હતી. સુશીલાને આવતાં મોડું કેમ થયું હશે, એ વિશેનો સવાલ પણ ત્યાં ઉઠી ચૂકયો હતો. પોતાની પુત્રીની થનારી કારાગૃહવાસરૂપી અવદશાનો વિચાર કરીને લક્ષ્મીબાઈના નેત્રોમાંથી શ્રાવણ ભાદરવો વહેતો હતો. એટલામાં નિરાશ થયેલો કોચમેન ત્યાં આવી લાગ્યો અને શોકાતુર મુદ્રાથી કહેવા લાગ્યો કે;—"શેઠ સાહેબ! અહીંથી સુશીલાબાઈની આજ્ઞા પ્રમાણે તેમને હું મહાલક્ષ્મી લઈ ગયો, તળાવ પાસે ગાડી ઉભી રખાવીને તે દરિયા તરફ લટાર મારવાનું કહીને ગયાં પણ લગભગ બે કલાક થવા છતાં પણ તેઓ પાછાં ન ફરવાથી, મેં તેમને મન્દિર અને બીજાં સ્થાનોમાં સારી રીતે શોધ્યાં, પણ કાંઈ પણ પત્તો મળતો નથી."

એ વાત સાંભળીને લક્ષ્મીબાઇના મનમાં શોક અને ભયનો એક નવીન ભયંકર અને અસહ્ય આઘાત તેને થયો. તે બેભાન જેવી બની ગઈ. તેને બોલવા ચાલવાનું લેશ માત્ર પણ ભાન રહ્યું નહિ. નલિનીકાંત ભયંકર સંકટમાં આવી પડ્યો. 'એ ન્હાસી તો નહિ ગઈ હોય ? પણ ન્હાસીને જાય ક્યાં? હા—કદાચિત્ આત્મહત્યા કરવાનું સાહસ એણે કર્યું હોય, તો તે સંભવિત છે. હા, હા, એમ જ હોવું જોઇએ. પણ જો એ વાત બહાર આવે, તો વળી કોર્ટના બીજા અપરાધમાં આવી પડવાની ભીતિ છે. અત્યારે તો ગુપચુપ એનો શોધ ચલાવવો." એવા વિચારથી તેણે ગાડીવાળાને કહ્યું કે, "ચાલ હું આવું છું, આપણે તેને શોધી કાઢીશું. પણ કદાચિત્ સુશીલાનો પત્તો ન મળે, તો તેના ગુમ થવાની વાત તું બીજા કોઈ પાસે કરીશ નહિ."

જેટલાં પણ મુંબઇમાં શક પડતાં અને આત્મહત્યા કરવા માટે અનુકૂળ સ્થાનો હતાં, તે સર્વે સ્થાનમાં નલિનીકાંત કાવરો બાવરો થઇને ફરી વળ્યો, પરંતુ નિરાશા વિના પોતાના પરિશ્રમનું તેને બીજું કશું પણ ફળ પ્રાપ્ત થઈ શક્યું નહિ. સુશીલાનો તેને ક્યાંય પત્તો મળ્યો નહિ. દુઃખ અને ચિન્તાનો હૃદયમાં કેવો કઠિન આઘાત થાય છે, એનો આજે એ મદાંધ સુધારકરાજને પૂરેપૂરો અનુભવ થયો. તે પોતાના અવિચારી કૃત્યો માટે મનમાં શુદ્ધ ભાવથી પશ્ચાત્તાપ કરવા લાગ્યો. નિરાશ થઇને લગભગ અગિઆર સાડા અગિયાર વાગે રાત્રે તે ઘેર પાછો આવ્યો. ઘેર આવતી વેળાએ તેના મનમાં એવી આશા હતી કે, "કદાચિત્ પાછો વિચાર ફરી જતાં, કોઈ ભાડાની ગાડી કરીને સુશીલા ઘેર આવી હશે ?" પરંતુ ઘેર આવતાં

તેની એ આશા પણ નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ. સુશીલા ઘેર આવી નહોતી. તેણે એકાએક નિઃશ્વાસ નાંખીને પોતાની ધણિયાણી લક્ષ્મીબાઇને ઉદ્દેશીને કહ્યું;–

"બસ, આજે આપણા સંકટોની સીમા થઈ ચૂકી. સુધારારૂપી કાળ આપણી સુશીલાનો ગ્રાસ કરી ગયો. જો મારી એ ધારણા ખરી પડી, તો પછી આપણે પણ વધારે જીવીને લોકોમાં વધારે નિંદાને પાત્ર થવું, એના કરતાં મરવુંજ વધારે સારું છે. આપણી લજ્જા અને પ્રતિષ્ઠાનો તો કયારનોય નાશ થઈ ચૂકયો છે અને જો સુશીલાના આત્મઘાતની કે એકાએક અદૃશ્ય થવાની વાત લોકોના જાણવામાં આવશે, તો લોકો પણ જાણે આપણા માથે કેવા કેવા ભયંકર આરોપો ઓઢાડશે. આ સુધારારૂપ કળિયુગનો સંગ કરવાથી મારી લક્ષ્મીનો લય થયો, કીર્તિનો ક્ષય થયો અને અંતે મારી એકની એક સુતાનો આ સંસારરૂપ સમરક્ષેત્રમાંના જીવન-યુદ્ધમાં પૂરેપૂરો પરાજય થયો! હવે આ અપ્રતિષ્ઠિત અને નિંદિત જીવન શા કામનું! સુશીલા! આજના ચુકાદાનું તારા હૃદયમાં આવું પરિણામ થશે, એવો તર્ક મને થયો હોત, તો હું તને વીલી મૂકત જ નહિ. પણ હાય! મને મારા દુર્ભાગ્યે ભૂલાવામાં નાંખી દીધો! મારા સર્વસ્વનો નાશ થયો!"

ચિંતા અને શોકની અત્યંતતા થઈ જવાથી લક્ષ્મીબાઈ અડધી ગાંડી જેવી બની ગઈ હતી અને તેથી તે વારંવાર દીવાનખાનામાં ટાંગેલી સુશીલાની છબીને જ જોયા કરતી હતી અને મનમાંજ કાંઈ બબડ્યા કરતી હતી. નલિનીકાંત શું બોલી ગયો, એનું તેને જરા પણ ભાન નહોતું. એટલે સાંભળ્યા વિના તે ઉત્તર શું આપે વારુ? તે નિરુત્તરજ રહી. નલિનીકાંત તેની એ ઉન્મત્ત અને ચેતનહીન અવસ્થાને ઓળખી ગયો અને તેથી શોકમાં વધારો થવાથી માથું કૂટીને તે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો. અફસોસ! સંસારની કેવી અને કેટલી બધી વિચિત્રતા!

અહીં કદાચિત્ વાંચકોના મનમાં એવો પ્રશ્ન ઉદ્દભવવાનો સંભવ છે કે, સુશીલાએ આત્મહત્યાજ કરી હશે, એવો નલિનીકાંતનો તત્કાળ નિશ્ચય કેમ થયો? તો એ શંકાના સમાધાન માટે અહીં જણાવવું જોઇએ કે, સુશીલા, કોર્ટમાં જ્યારથી તેનાપર કેસ મંડાયો, ત્યારથી ઘણીજ ઉદાસીન અને શોકાન્વિત રહ્યા કરતી હતી. તે વારંવાર મરણ અને નાશનું સ્મરણ કર્યા કરતી હતી. કારણ કે, તેની પૂર્વ ભાવનાઓ એકાએક બદલાઈ ગયેલી હોવાથી તેના અંતઃકરણમાં પોતાનાં અવિચારી કૃત્યો માટે અત્યંત પશ્ચાત્તાપ થતો હતો અને તેથીજ તેના મુખમાંથી વારંવાર એવા ઉદ્દગારો નીકળ્યા કરતા હતા. એ વાત નલિનીકાંત સારી રીતે જાણતો હતો અને આજે અધૂરામાં પૂરું તે કોર્ટમાં અડધી અપરાધી ઠરી ચૂકી હતી, એટલે તેણે આત્મહત્યાનું સાહસ કર્યું હશે, એમ ધારવાનાં નલિનીકાંત પાસે એક કરતાં વધારે કારણો હતાં.

નલિનીકાંત ચિંતામાં મગ્ન થઇને બેઠો છે, એટલામાં એક નોકરે આવીને ખબર આપી કે;–"શેઠ! નીચે કોઈ માણસ સુશીલાબાઇને ગાડીમાં નાંખીને લઈ આવ્યો છે અને તે આપને બોલાવે છે."

સુશીલાને ગાડીમાં નાંખીને લઈ આવવાની વાત સાંભળતાંજ નલિનીકાંતના

ચિંતાથી મૃત થયેલા શરીરમાં જાણે પાછો જીવ આવ્યો હોય એવો ભાસ થવા લાગ્યો અને લક્ષ્મીબાઈ તો પુત્રીને જોવા માટે તે ક્ષણે જ દાદર ઉતરીને નીચે ઓટલાપર દોડી ગઈ. નલિનીકાંત પણ ઉતાવળો નીચે ઉતરી આવ્યો.

સુશીલા એક મૃત મનુષ્યની સ્થિતિમાં ગાડીમાં પડેલી હતી. તેનાં વસ્ત્રો પાણીમાં ભીંજાઇને તરબોળ થઈ ગયાં હતાં અને તેના મુખમાંથી પણ હજી પાણી નીકળ્યા કરતું હતું. ગાડીમાં પણ પાણી પાણી થઈ ગયું હતું. તેને લઈ આવનાર માણસ વિક્ટોરિયાના પગથિયા પાસે જ ઉભો હતો. નલિનીકાંતના આવતાં જ તે કહેવા લાગ્યો કે;—

"શેઠ! આ આપનાં પુત્રીને આપ ઉપર લઈ જાઓ અને એમના પ્રાણ બચાવવા માટેના યોગ્ય ઉપચારો કરો. અહીં આ બાઇને પહોંચાડવાનું કામ મને રસ્તામાં એક ગૃહસ્થે સોંપ્યું છે, માટે આ બનાવ કેવી રીતે અને કેમ બન્યો, એ વિશે હું કશું પણ જાણતો નથી. માત્ર તે ગૃહસ્થે આપનાં પુત્રીને આપના હાથમાં સોંપીને આ ચીઠ્ઠી આપને આપવાની મને આજ્ઞા કરેલી છે." એમ કહીને તે માણસે ખીસામાંથી પરબીડિયામાં બંધ કરેલી એક ચીઠ્ઠી નલિનીકાંતના હાથમાં આપી.

નલિનીકાંતે પોતાના બીજા બે નોકરોને બોલાવ્યા અને તેમની સહાયતાથી સુશીલાને ઘરમાં લઈ જવામાં આવી. ડૉક્ટરને બોલાવવા માટે માણસને મોકલીને તે ચીઠ્ઠી વાંચવા લાગ્યો. તેમાં નીચે પ્રમાણેની વિગત હતી;–

"રાવ બહાદુર નલિનીકાંત ચક્રવર્તિની સેવામાં,

"વિ. વિ. આજે સંધ્યાકાળે સૂર્યાસ્ત થતી વેળાએ હું સહજ વરલીના મહાદેવના મંદિર તરફ જવાના માર્ગમાં ફરવા નીકળ્યો હતો, એવામાં સમુદ્ર તીરે એક તરુણ સ્ત્રીને વિચારમાં નિમગ્ન થઇને ઉભેલી મેં અચાનક જોઈ. મારા મનમાં એકાએક કાંઈક શંકા આવવાથી હું પણ તેની પાછળ જ સમુદ્ર તીરે જઇને ઉભો રહ્યો. એ સ્થાન નિર્જનવન સમાન હોવાથી ત્યાં એવાં આત્મઘાતનાં અનેક કાર્યો થયેલાં મારા સાંભળવામાં આવ્યાં હતાં. એ સાંભળેલી વાતોની સત્યતાનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો. થોડીવારમાં અંતઃકરણના પશ્ચાત્તાપને આત્મગત ભાષણદ્વારા બહાર કાઢીને એ બાળાએ સમુદ્રના ગંભીર ઉદરમાં ભૂસકો માર્યો અને હું પણ એની પાછળ જ એને બચાવવા માટે સમુદ્રમાં કૂદી પડ્યો. દુર્ભાગ્યવશ અમે બન્ને સમુદ્રના પ્રચંડ પ્રવાહમાં તણાતાં ચાલ્યાં–બચવાનો એક પણ માર્ગ કે ઉપાય મારા જોવામાં ન આવ્યો. પરંતુ મહાલક્ષ્મી પાસેનો સમુદ્રભાગ ખડકાળ હોવાથી હું એક મોટા પત્થર સાથે જઈ અથડાયો અને આપનાં પુત્રીને પણ મેં તે પત્થરપર ખેંચી લીધાં. તરવાની કળા આજે મારા અને સુશીલાના પ્રાણ બચાવવામાં મને ઘણી ઉપયોગની થઈ પડી. પત્થરપર ઉભા રહીને જોતાં હું હાજી અલ્લીપીર પાસે આવી નીકળ્યો હતો, એવું મને ભાન થયું. લગભગ અઢી ત્રણ કલાક પછી ભરતીનું જોર ઓછું થયું અને ઓટ થવા લાગી, એટલે બે ત્રણ મુસલમાન ફકીરોની સહાયતાથી, હું બેભાન થયેલી સુશીલાને કિનારાપર લઈ આવ્યો અને ત્યાંથી ગાડીમાં નાંખી આ ચીઠ્ઠી લખી આપીને મેં તેને આપને ઘેર મોકલી છે. અહીં મારે જણાવવું જોઇએ કે, પ્રથ-

મથી જ સુશીલાને આપની પુત્રી તરીકે મેં ઓળખી લીધાં હતાં અને તેથી જ એક પ્રકારે આ રહસ્યને છૂપાવવાનો માર્ગ સરળ થઈ પડ્યો છે. હવે મારો આપને એટલો જ ઉપદેશ છે કે, બનતા ઉપચારો કરીને એ બાળાને બચાવજો અને જ્યારે તે શુદ્ધિમાં આવે ત્યારે તેને જણાવજો કે, 'તારે કોઈ પણ પ્રકારની ભીતિ રાખવી નહિ અને હવે પછી આવું સાહસ ભૂલે ચૂકે પણ કરવું નહિ. કારણ કે એકવાર તારે કોર્ટમાં હાજર તો થવું પડશે, પણ તને ત્યાં કોઈ પણ પ્રકારની શિક્ષા થવાની નથી. એ માટે મનમાં તું નિશ્ચય રાખજે. તેમ જ ન્યાય મંદિરમાંથી માનપૂર્વક મુક્ત થવા પછી તારી કીર્તિનો સમસ્ત આર્યાવર્ત્તમાં પ્રતિધ્વનિ થશે. નિરાશાથી આત્મહત્યા કરી કલંકસહિત મરવા કરતાં, મનમાં કીર્ત્તિવતી થવાની આશા રાખીને જીવતી રહેજે. એમ કરવાથી તારાં માતાપિતા, જાતિ બાંધવો અને મારાપર પણ અતિશય આભાર થશે. અત્યારે એ જ. વિશેષ ઉપદેશ સુશીલાના મુક્ત થવા પછી જો પ્રસંગ હશે, તો. લી૦ આપનો એક સત્ય હિતવાદી.

એ પત્ર વાંચીને નલિનીકાંત આશ્ચર્યમાં પડી ગયો અને નાના પ્રકારના તર્ક વિતર્કો કરવા લાગ્યો. એ પત્ર તેણે પોતાની પત્નીને પણ વાંચી સંભળાવ્યું, અને કહ્યું કે;—"આ પત્ર લખનાર અને આપણી સુશીલાને પોતાના જીવના જોખમે બચાવનાર પુરુષ કોણ? આજકાલના લોકોની એવી ધારણા થઈ ગયેલી છે કે, પરોપકારી જનોનો આ પૃથ્વીમાંથી લોપ થઈ ગયો છે; પણ નહિ, 'નાનારત્નાવસુંધરા' છે. વળી એ સાહસિક પુરુષ આપણને ઓળખે છે પણ ખરો અને તે વળી કોર્ટમાં સુશીલાના માનયુક્ત મુક્ત થવાનું નિશ્ચયપૂર્વક ભવિષ્ય ભાખે છે, એથી મારા મનમાં એક પ્રકારના અલૌકિક આશ્ચર્ય અને વિસ્મયતાની ભાવના થાય છે. આજે સુશીલાના અદૃશ્ય થવાના સમાચાર સાંભળીને મને એવો વિચાર થયો હતો કે, ઈશ્વર અત્યંત નિર્દય અને ક્રૂર જ હોવો જોઇએ. કારણ કે, તે હાથ ધોઇને જેની પાછળ પડે છે તેને દુ:ખ જ દુ:ખ અને દુ:ખ આપ્યા કરે છે—તેનો પીછો છોડતો જ નથી. પરંતુ અત્યારે મને એ જ ઈશ્વરના દયાળુ, ક્ષમાશીલ અને શુભકર સ્વભાવનો અને તેની અઘટિત ઘટના પટીયસી માયાનો પૂરેપૂરો અનુભવ થઈ શકયો છે. હું નાસ્તિકનો આસ્તિક બની ગયો છું અને વારંવાર મને એક મિત્રના મુખથી સાંભળેલી કવિતાની બે લીટીઓનું સ્મરણ થયા કરે છે;—

"મુદ્દઇ લાખ બુરા ચાહે, તો કયા હોતા હય;
બિગડી બન જાતી હય, જબ ફજલે ખુદા હોતા હય!"

"ઘણું દુ:ખ થોડા વખત માટે! એ કહેવત આપણા સંબંધમાં આજે અક્ષરે અક્ષર ખરી ઠરી છે. ઈશ્વરે આજે પોતાની અગમ્ય લીલાનો ચમત્કાર આપણને પ્રત્યક્ષ બતાવી આપ્યો છે. માટે હવે પછી આપણે સંભાળથી વર્તવાનું છે. સુશીલાનો સ્વભાવ બદલાઈ ગયો છે, માટે જો કોર્ટમાંથી એ નિર્દોષ થઇને છૂટી જાય, તો પછી એને એકાંતવાસમાં રાખીને ધર્મના અભ્યાસમાં જ વળગાડીશ. એવો જ મારો તો વિચાર છે. હવે એને માટે એ જ માર્ગ પ્રશસ્ત છે. અહીં તહીં આથડવામાં, ભમવામાં અને ધકેલા ખાવામાં તથા ભુંગળ વિનાની ભવાઈ કરવામાં કાંઈ

પણ સાર હોય, એમ હું ધારતો નથી. જો આપણે વિચાર કરીએ અને આપણને નાક હોય, તો આપણી અપકીર્ત્તિ, સીમા ઉપરાંત થઈ ચૂકી છે. હવે તો શાન્ત થઇને બેસી રહેવામાં જ વધારે માલ છે. સુશીલા આજે પાછી આપણા હાથમાં આવી અને આપણી એક અનિવાર્ય કલંક-કાળી ટીલીમાંથી બચી ગયાં, એ માટે ઈશ્વરનો આપણે જેટલો આભાર માનીએ તેટલો થોડો! સુશીલાને બચાવનાર ગૃહસ્થનો પણ કાંઈ જેવો તેવો આભાર થયો નથી! એના ઋણમાંથી મુક્ત થવાની આપણામાં શક્તિ જ નથી!" સદ્‌ગુણવતી લક્ષ્મીબાઇએ પોતાના પતિનાં વાકયોનું શ્રવણ કરીને નમ્રતાથી પોતાના મનોભાવને વ્યકત કરતાં જણાવ્યું.

એ વાતચીત ચાલતી હતી, એટલામાં ડૉકટરને બોલાવવા માટે ગયેલો નોકર ડૉકટર કાનૂગાને લઇને પાછો આવી લાગ્યો. લગભગ રાત્રિના એક વાગ્યાનો સુમાર હતો. ડૉકટરે આવતાંની વાર જ ઉભા ઉભા જ સવાલ કર્યો કે;–"કેમ નલિનીકાંત શેઠ! સુશીલાબાઇને એકાએક એટલી બધી તે શી બિમારી થઈ ગઈ છે કે, મને અત્યારે બોલાવવાની અગત્ય પડી?"

"સુશીલા સમુદ્ર તીરે ફરવા ગઈ હતી, અને ત્યાં એકાએક માથું ભમી જવાથી પાણીમાં પડીને થોડેક સુધી તણાઈ ગઈ હતી. જો કે, એને પાણીમાંથી બહાર તો કાઢવામાં આવી છે, પણ હજી એના શરીરમાં જરા પણ શુદ્ધિ આવતી નથી, માટે અત્યારે એને જોઇને અભિપ્રાય આપો કે, કેસ ડેંજરસ તો નથી. આપને જે યોગ્ય જણાય તે ઉપચાર પણ કરો. પ્લીઝ ડૉકટર! સુશીલા સમુદ્રમાં પડી ગઈ હતી, એ વાત બહાર જાહેર કરશો નહિ." નલિનીકાંતે બધી હકીકત કહી સંભળાવી.

"ચિન્તા નહિ. એ વિશે આપે બેફિકર રહેવું." ડૉકટરે કહ્યું.

એ પછી ડૉકટરને સુશીલાને જે ઓરડામાં નેતરના ખાટલાપર મોઢું નમતું રાખીને સુવાડી હતી, તે ઓરડામાં લઈ જવામાં આવ્યો. સુશીલાની સ્થિતિ અને શરીરની મંદતા જોઇને ડૉકટર કાંઈક ઉદાસ બની ગયો, છતાં પણ કાંઈક ધૈર્ય અને સાહસથી તેણે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું કે, "જો બીજા બે કલાક જેટલો વખત ગયો હોત, તો સુશીલાબાઇના બચવાની જરા પણ આશા નહોતી. વેળાસર મને બોલાવ્યો છે, તો કાંઈક આશા જેવું ધારી શકાય છે. એના શરીરમાં પાણી એટલું બધું ગયું છે કે, રક્તાભિસરણ બિલ્કુલ અટકી ગયું છે અને નાડીની ગતિ તો નામની જ રહેલી છે. પણ ફિકર નહિ, હું ઈલાજ કરું છું."

એમ કહીને ડૉકટરે બીજાં બે માણસોની સહાયતાથી સુશીલાના શબવત્ શરીરને કેટલાંક મોશન (ગતિઓ) આપીને તથા શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાંની અમુક શિરાઓને દબાવી (પ્રેસ કરીને) પાણી બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો અને તેનો એ પ્રયત્ન કેટલેક અંશે ફળીભૂત થતો દેખાયો. તેના મનમાં કાંઇક આશા બંધાઈ. શરીરમાંથી પાણીનો ભાર ઓછો થવાથી સુશીલાની નાડીની ગતિમાં કાંઈક વધારો થવા લાગ્યો. જતી વેળાએ ડૉકટર એક માણસને પોતાની સાથે લેતો ગયો અને તેની સાથે પીવાની એક દવા મોકલી આપી. એ દવાથી સુશીલાને કેટલીક

ઉલ્ટીઓ થઈ અને જુલાબ પણ લાગ્યો. લગભગ સવારમાં તે બિછાનામાં પાસું બદલવાનો પ્રયત્ન કરવા લાગી-અર્થાત્ તેના શરીરમાં ગતિનો સંચાર થયો. છતાં પણ હજી તેનામાં નેત્રો ઉઘાડીને જોવાની અને મુખમાંથી શબ્દનો ઉચ્ચાર કરવાની શક્તિ તો આવી નહોતી જ.

ઘરમાંનાં સર્વ મનુષ્યોએ આખી રાત જાગરણમાં જ વીતાડી. દિવસનું દર્શન થયું. આકાશમાં અરુણનો ઉદય થયો, તે વેળાએ સુશીલાનાં નેત્રો અચાનક ઉઘડવાથી તેનાં માતાપિતાના હૃદયમાં સુખ અને સંતોષની આશાનો ઉદય થયો. સુશીલાએ નેત્રો ઉઘાડીને અહીં તહીં દૃષ્ટિપાત કર્યો. તેની માતા અને તેનો પિતા તેને શય્યા પાસે બેઠેલાં દેખાયાં અને બે ત્રણ દાસ દાસીઓ કામકાજ કરવાને તૈયાર ઉભેલાં જોવામાં આવ્યાં. ધીમા અને મંદ સ્વરે તેણે સવાલ કર્યો કે;-"હું ક્યાં છું?"

"બ્હેન, આપણા પોતાના જ ઘરમાં. પણ હમણાં વધારે બોલ બોલ ન કરતી, નહિ તો વળી થાક ચઢી આવશે." વાત્સલ્ય ભાવથી લક્ષ્મીબાઇએ ઉત્તર આપ્યું.

"મારો ઉદ્ધારક દેવ ક્યાં છે?"

"તે તો નથી, પણ તેનું પત્ર છે;" નલિનીકાંતે જણાવ્યું.

"જે દેવતાએ મને સમુદ્રમાંથી બચાવી છે, તેણે જ મને કોર્ટમાંથી છોડવવાનું પણ વચન આપેલું છે."

"પણ એ પુરુષને તું ઓળખે છે કે?"

"હા, કાંઈક ઓળખાણ પડી હતી, પણ નિશ્ચય નથી."

"વારુ, હમણાં તો તું શાંત થા અને એ ચિંતાને મનમાંથી કાઢી નાંખ. જેણે મરણની દાઢમાંથી તને બચાવીને પોતાની અદ્ભુત કૃતિનો ચમત્કાર બતાવી આપ્યો છે, તે જ પરમ કૃપાળુ પરમાત્મા તને પોલીસના પંજામાંથી પણ બચાવશે જ!" નલિનીકાંતે આશ્વાસન આપ્યું.

"શેઠ સાહેબ! બહાર કોઈ અંગ્રેજ મડમ આવેલાં છે અને તે સુશીલાબાઇને મળવાની ઇચ્છા રાખે છે." એક નોકરે આવીને પ્રાર્થના કરી.

નલિનીકાંત ઉઠીને બહાર આવ્યો અને આદર સહિત તે મેડમને સુશીલા પાસે લઈ આવી, ખુરસી આપી બેસાડીને કહ્યું કે:-"સુશીલા આજે બે દિવસથી એકાએક સિક થઈ ગઈ છે. આપનું પધારવું ક્યાંથી થયું છે?"

"સુશીલાબાઈ અહીંથી વિલાયત ગયાં, તે વેળાએ સ્ટીમરમાં જ અમારો મૈત્રી સંબંધ સંધાયો હતો અને ત્યાં પણ અમે એક બીજાંને વારંવાર મળ્યાં કરતાં હતાં. હું વિલાયતથી ગયા મેલમાં જ અહીં આવી છું. મારે કલકત્તા તરફ જવાનું છે, માટે એકવાર સુશીલાબાઇને ફરી મળતી જાઉં, એવા હેતુથી હું આવેલી છું." મેડમે જવાબ આપ્યો.

નલિનીકાંતે તેને ઓળખી. એટલામાં પુનઃ સુશીલાએ નિદ્રામાંથી ઝબકીને નેત્ર ઉઘાડ્યાં. પોતાની વિલાયતની સખી અથવા મૈત્રિણીને પોતાપાસે બેઠેલી જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે પ્રશ્ન કરે તે પૂર્વે તો મૅડમે જ કહ્યું કે,

"સુશીલા! વધારે બોલવાનો પરિશ્રમ લેશો નહિ! તમે સિક છો. પણ નિશા-નાથ ક્યાં છે?"

નિશાનાથનું નામ સાંભળતાં જ સુશીલાનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. તેનાથી કશું પણ ઉત્તર આપી શકાયું નહિ. તે પાછી બેભાન થઈ ગઈ અને નિર્જીવ શબસમાન દૃષ્ટિગોચર થવા લાગી. પુનઃ ડૉક્ટરને બોલાવવાની અને ઉપચારોની દોડધામ ચાલૂ થઈ અને સર્વ ગભરાઈ ગયાં. મૅડમને બહારના દીવાનખાનામાં લઈ આવીને નલિનીકાંતે મુંબઇમાં બનેલો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો, એટલે મૅડમે તેને શાંતિથી કહ્યું કે;–

"નલિનીકાંત શેઠ! સુશીલા અસહ્ય માનસિક વ્યાધિથી પીડાય છે, માટે તમારા કરતાં જો એની સારવારમાં હું રહીશ, તો વાતચીતમાં મન મોકળું રહેવાથી એને જલ્દી આરામ થઈ જશે, માટે અત્યારથી તમારામાંથી કોઇએ પણ એના ઓર-ડામાં આવવું નહિ. હું જ માત્ર એની પાસે રહીને એનો ઉપચાર કરીશ."

નલિનીકાંતને પણ એ વિચાર યોગ્ય લાગવાથી તેણે તે પ્રમાણેની મૅડમને વ્યવસ્થા કરી આપી. મૅડમ ત્યાં રહીને સુશીલાની સુશ્રૂષા કરવા લાગી.



## પ્રકરણ ૪૦ મું
## સેશન્સ કોર્ટ

સેશન! સેશન આવી! વકીલ સૉલિસિટર બારિસ્ટરની દોડાદોડી ચાલી રહી! કોર્ટ પણ તરીમ તરાક થઈ રહી. આજે સુશીલાનો કેસ નીકળવાનો હોવાથી જેવી રીતે પોલીસ મંદિરમાં શ્રોતા અને પ્રેક્ષકોની ભીડ જામતી હતી, તેવી જ, બલકે તેથી પણ વધારે ગિરદી આજે જામેલી હતી. હૉલનો નીચેનો ભાગ પુરુષપ્રેક્ષ-કોથી ભરાઈ ગયો હતો. ઉપરની ગેલેરીમાં કેટલીક સ્ત્રીઓ પણ આવીને કેસ સાંભળવા માટે બેઠી હતી. સુશીલાની માતા લક્ષ્મીબાઈ, સંન્યાસિની, સરસ્વતી, વિલાયતથી આવેલી મડમ અને રમણિકની પત્ની તારા, એ સ્ત્રીઓ મુખ્ય હતી. લક્ષ્મીબાઇના આવવાનું કારણ એ હતું કે, વખતે સુશીલાને શિક્ષા થાય, તો છેલ્લીવાર તેને મળીને ચાર આંસુ વહેવડાવવાનો પ્રસંગ મળી શકે.

આજે કોર્ટમાં માત્ર કોટપાટલૂન ચઢાવીને પોલીસ કોર્ટમાં હાંફલહુંફલ કર-નારા બી. એ. એલ. એલ. બી. વકીલોને બદલે લાંબા કાળા ઝબ્ભાવાળા બૅરિસ્ટ-રોની સંખ્યા જ વધારે પ્રમાણમાં જોવામાં આવતી હતી.

કોર્ટનો વખત થવા પહેલાં સુશીલા પોતાના પિતા સાથે કોર્ટમાં આવી. મડમની સારવાર અને ડૉક્ટરોના ઔષધોપચારથી તેની તબીયતમાં ઘણોક સુધારો તો થઈ ગયો હતો, છતાં પણ તેના શરીરમાં નબળાઈ હદથી વધારે જોવામાં આવતી હતી. તે નલિનીકાંતના ખભાપર હાથ રાખીને તેના આધારે જ ચાલતી હતી. તેને લાવીને કેદીના પાંજરામાં ઊભી રાખવામાં આવી. તરત નેકી પોકરાઈ.

લાલ ઝબ્બો પહેરીને સેશન્સ જજ આવી પોતાના ન્યાયાસને વિરાજ્યા. કોર્ટના કામકાજનો આરંભ થયો. શરુઆતમાં જ સુશીલાના બૅરિસ્ટરે પોતાનાં અસીલ બાઇની તબીયત નાદુરસ્ત હોવાનું જણાવી તેને કુરસી આપવા માટેની પ્રાર્થના કરી. જજ્જે એ પ્રાર્થનાનો તત્કાળ સ્વીકાર કર્યો. પોલીસ કોર્ટમાં કેસ એવો સરળતાથી ચાલી ગયો હતો કે, વધારે સવાલ જવાબ પૂછવાની કશી પણ અગત્ય રહી નહોતી. જજ્જે આખો ચાલેલો કેસ જ્યૂરીના ગૃહસ્થોને સંભળાવ્યો. તેઓ વિચાર કરવાને બીજા ઓરડામાં ગયા અને અડધા કલાકે પાછા આવી ફોરમેને જણાવ્યું કે,

"આ કેસ સાંભળ્યા પછી તે વિશે પૂરતો વિચાર કરીને જો કે સુશીલાબાઇને અમે એકમતે અપ—"

એ જ ક્ષણે એક તરુણ હિન્દુ ગૃહસ્થ અને તેનો યૂરોપિયન બૅરિસ્ટર કોર્ટમાં દાખલ થયા. જ્યુરરના "એકમતે અપ"—એ છેલ્લા શબ્દો તેમના કાનમાં અથડાયા. યૂરોપિયન બારિસ્ટરે એકદમ ઉભા રહી કહ્યું; "માઈ લોર્ડ! જ્યૂરી પોતાનો અભિપ્રાય આપે તે પૂર્વે, આ કેસમાં શંકાશીલ અપરાધી સુશીલાનો ધણી રજનીકાંત અહીં હાજર છે, તે કંઈ કહેવા માગે છે. એટલે તેના તરફથી બોલવાની મને પરવાનગી મળવી જોઇએ."

કોર્ટમાં એકદમ ચોમેર સર્વની દૃષ્ટિ ફરવા લાગી. જે તરુણ હિંદુ ગૃહસ્થ કોર્ટમાં હાજર થયો હતો, તેનો દેખાવ કિંચિત્ શ્યામ અને શરીરે ભરેલો હતો, તેમ જ કદમાં મધ્યમ હતો. એ વેળાએ તેણે ધોતિયું, લાંબો કોટ અને શિરપર અમૃતસરની બનાવટનો રેશમી દુપટ્ટો વગેરે વસ્ત્ર ધારણ કરેલાં હતાં અને પગમાં સ્ટોકિંગ્સ તથા શૂઝ પહેરેલાં હતાં. તેના ફેંટાની બાંધણીથી તે કોઈ કાઠિયાવાડ તરફનો વતની હોવો જોઇએ, એવું સહજ અનુમાન કરી શકાતું હતું. તે આવીને એક કુરસીમાં બેસી ગયો. તરત જ્યૂરીનો ફોરમેન બોલતો અટક્યો. જજ્જે જણાવ્યું કે. "મી૦ મેકફરસન! તમે શું કહેવા માંગો છો?" મી૦ મેકફરસન બૅરિસ્ટરે ઉભા રહીને પ્રાર્થનાના રૂપમાં જજ્જને કહેવા માંડ્યું કે;—

"મારા મેહરબાન જજ્જ સાહેબ અને જ્યુરીના ગૃહસ્થો,

"અત્યારે આપના કાર્યમાં ભંગાણ નાંખીને હું આપને જે પરિશ્રમ આપવા ઇચ્છું છું, તેની મને ક્ષમા કરશો. કારણ કે, એમ કરવાનું મારી પાસે એક સબળ કારણ છે અને એથી આ કેસનો અંત બીજી જ દિશામાં થવાનો પૂરેપૂરો સંભવ છે. આટલો પ્રસ્તાવ કરીને હું હવે મારા મુખ્ય મુદ્દાપર આવીશ. સુશીલાબાઈપર બાઇગેમીનો ચાર્જ લાગૂ પાડીને આ કેસ ચલાવવામાં આવ્યો છે, તે સર્વથા કાયદાસર અને ન્યાયયુક્ત છે. પરંતુ જ્યારે એમના પતિના મિત્ર તરફથી એ કેસ કરવામાં આવ્યો, ત્યારે એમના પતિ અહીં હાજર નહોતા. તે આજે બે દિવસથી જ મુંબઇમાં આવ્યા છે અને તેમની એવી ઇચ્છા છે કે, આ કેસનું કાંઇપણ વિપરીત પરિણામ ન આવે તો વધારે સારું. એમના પતિનું નામ રજનીકાંત છે. તે અત્યારે કોર્ટમાં હાજર છે અને તેમના તરફથી જ હું બોલવા માટે ઉભો થયેલો છું. સુશીલાબાઈ પુનર્લગ્ન કરે, અથવા તો પુનર્લગ્ન કરેલું પણ હોય, તો તે માટે મારા

ક્લાયન્ટને કોઈપણ જાતનો વાંધો નથી. મારા ક્લાયન્ટનું એમ માનવું છે કે, સુશીલાબાઇએ જે પુનર્વિવાહ કર્યો, તેનાં કેટલાંક ખાસ કારણો હતાં અને તે જો કોર્ટના જાણવામાં આવશે, તો અવશ્ય એ બાઈ આ અપરાધ માટેની શિક્ષામાંથી મુક્ત થઈ શકશે. એનો ખાસ ખુલાસો કરવા માટે જ મારા ક્લાયન્ટે આજે કોર્ટમાં હાજરી આપી છે.”

“વેલ–એવાં કાંઈ ખાસ કારણો હોય, તો અપરાધી બાઇને તેનો લાભ મળવો જ જોઇએ. હું મિસ્ટર રજનીકાંતને કેટલાક સવાલો પૂછવા માગું છું.” માનવંતા જજ્જે જવાબ આપ્યો.

રજનીકાંતે ઉઠીને પોતાના બેરિસ્ટરને કેટલીક વાતો કાનમાં કહી અને ત્યાર પછી તે કોર્ટની આજ્ઞા પ્રમાણે પાંજરામાં જઈ ઉભો રહ્યો. જજ્જે તેને પ્રથમ સવાલ પૂછ્યો કે;–“આપનું નામ મિસ્ટર રજનીકાંત અને આપ આ અપરાધી બાઇના મેરીડ હસ્બંડ થાઓ છો ?”

“Yes my Lord !” રજનીકાંતે જવાબ આપ્યો.

“તમે એકાએક કોર્ટમાં આવીને હાજર થયા છો, એથી અનુમાન કરી શકાય છે કે, નીચલી કોર્ટમાં જે કામકાજ આ કેસના સંબંધમાં ચાલેલું છે, તે સારી રીતે તમારા જાણવામાં હોવું જ જોઇએ.” જજ્જે કહ્યું.

“જાણવામાં તો છે, પણ તે વખતે હું પોતે કોર્ટમાં હાજર નહોતો. મને અહીં આવવાને માત્ર બેજ દિવસ થયા છે, છતાં મારા મિત્ર–વાદી મિસ્ટર રમણિકલાલ અને વિદ્વાન્ બેરિસ્ટર મિસ્ટર ગાર્થના મોઢેથી કેસની બધી હકીકત મારા જાણવામાં આવી ગઈ છે, એટલે તે બીજીવાર જાણવાની મને અગત્ય નથી.” રજનીએ ઉત્તર આપ્યું.

“ઓલરાઈટ–તમારાં પત્નીને પુનર્લગ્ન કરવાનાં બીજાં શાં કારણો હતાં તે જણાવો.” જજ્જ સાહેબે આજ્ઞા કરી.

“એક તો એ કે સુશીલાનો સ્વભાવ સારો હતો કે નઠારો, એ સવાલને એક બાજૂએ મૂકીને જો વિચાર કરવામાં આવે, તો પ્રથમ એને ત્યાગીને મુંબઈમાંથી ન્હાસી જનાર હું હતો, એટલે પ્રથમ દોષ મારો જ છે, નહિ કે, એનો સ્વભાવ નઠારો હોય તો તેને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ; તેને બદલે હું પોતે જ કાયર થઇને ભાગી ગયો, એ અવશ્ય મારો જ દોષ ગણી શકાય. બીજું કારણ એ કે, હિંદુઓના રિવાજ પ્રમાણે સ્ત્રીનું ભરણ પોષણ કરવાને ધણી હમેશાં બંધાયલો છે, તેને બદલે હું પોતે મારું પોતાનું પણ ભરણ પોષણ કરી શકતો નહોતો અને સોએ સો ટકા મારા સસરાને ચોખ્ખો માથે પડ્યા જેવો થઈ પડ્યો હતો. વળી સુશીલાને પ્રથમથી જ શિક્ષણ એવા પ્રકારનું મળ્યું હતું અને સંગ પણ એવો જ હતો કે, પોતાની ઇચ્છા ન છતાં પણ તે પુનર્લગ્ન કરવાનું સાહસ કરે, એ સર્વથા સ્વાભાવિક જ હતું. આ કારણોને કોર્ટે અવશ્ય ધ્યાનમાં લેવાં જ જોઇએ. ઉપરાંત મેં મારા સસરા સાથે પત્રવ્યવહાર પણ કાયમ રાખ્યો નહોતો. એ બધાં કારણોથી પણ જો સુશીલાને કશો લાભ મળી ન શકતો હોય, તો અંતે હું એના-

પરથી મારો ધણી તરીકેનો અધિકાર ઉઠાવી લઇને ઇચ્છાપૂર્વક એણે કરેલા પુનર્લગ્નમાટે મારી અનુમતિ દર્શાવું છું. એણે પુનર્લગ્ન કર્યું, તો ભલે કર્યું, મારો પોતાનો એ માટે કશો પણ વાંધો નથી, અને તેથી હું આશા રાખું છું કે, કોર્ટ એને શિક્ષા અને અપરાધમાંથી મુક્ત કરશે જ." રજનીકાંતે ગંભીરતાપૂર્વક કારણોનું દિગ્દર્શન કરાવીને પોતાનો હક ઉઠાવી લીધો.

"કેસમાં અપરાધી બાઇની પોતાની જબાની જ એટલી બધી ગંભીર અને તેમના પોતાના પક્ષને હાનિકારક થઈ પડેલી છે કે, તેમાં બીજા પૂરાવાઓની જરૂર જ નહોતી, છતાં તમે પોતાનો આવો અભિપ્રાય દર્શાવો છો, એ તમારી ઉદારતા અને ગુણગ્રાહકતા હોય, એમ જ દેખાઈ આવે છે. હવે સવાલ એ ઉભો થાય છે કે, તમે તમારો ધણી તરીકેનો હક ઉઠાવી લ્યો, તોપણ હિંદુ લૉ પ્રમાણે કાયદો સ્ત્રીને બીજો પતિ કરવાની પરવાનગી આપે છે કે કેમ? જો ધણી ભરણ પોષણ ન કરતો હોય, તો તે માટે સ્ત્રી દાવો કરે, નહિ કે બીજા સાથે લગ્ન સંબંધ કરે." જજ્જે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું.

એના જવાબમાં રજનીકાંતના બેરિસ્ટરે ઉઠીને જણાવ્યું કે;—

"માય લૉર્ડ! જો ધણી પોતાનો ધણી તરીકેનો હક રાખવા માગતો હોય, છતાં ભરણ પોષણ ન કરતો હોય, તો જ સ્ત્રીને તેનાપર ભરણ પોષણમાટેનો દાવો કરવાનો અધિકાર છે. પણ જો તે તેવો હક ઉઠાવી લેવાને તૈયાર હોય, તો સ્ત્રી પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેવું વર્ત્તન કરી શકે છે. એ માટેના અલ્લાહાબાદ, મદ્રાસ અને મુંબઇની હાઈ કોર્ટોમાં ચૂકવાઈ ગયેલા કેટલાક કેસોના પૂરાવા હું આપને બતાવી શકીશ.

એમ કહીને ટેબલપર પડેલી પોતાની બાસ્કેટમાંથી બેરિસ્ટરે બે ચાર લૉ રીપોર્ટમાંથી કેટલાક કેસો કાઢીને જજ્જને વાંચી સંભળાવ્યા. જજ્જને એનો નિશ્ચય થવાથી જ્યુરીનો પુનઃ અભિપ્રાય માગવામાં આવ્યો; જ્યુરીએ 'નૉટ ગિલ્ટી' જણાવ્યું, અને તે જજ્જના મતને પણ અનુકૂળ આવતાં અંતે જજ્જ સાહેબે જજ્જમેન્ટ આપતાં જણાવ્યું કે;—

"જો અત્યારે અણીના વખતે મિસ્ટર રજનીકાંત આવી પહોંચ્યા ન હોત તો સુશીલાબાઇને ભયંકર શિક્ષા થવાનો સંભવ પૂરેપૂરો હતો. એક મનુષ્યના બે શબ્દોએ આખું ચક્ર ફેરવી નાંખ્યું છે. જ્યારે ધણી પોતે જ કોઈ જાતનો વાંધો લેવાને તૈયાર નથી, ત્યારે આગળ એવા ચૂકવાયલા કેસોને ધ્યાનમાં લઇને, કોર્ટ સુશીલાબાઇને કોઈ પણ પ્રકારની શિક્ષા કર્યા વિના માનપૂર્વક અપરાધમાંથી મુક્ત કરીને છોડી મૂકે છે."

* * * * * * * * * *

સુશીલાને સમુદ્રના ઉદરમાંથી ખેંચી કાઢનાર અજ્ઞાત પુરુષની વાણી સત્ય થઈ. સુશીલા કોર્ટમાંથી શિક્ષાના લેશ માત્ર પણ કલંક વિના છૂટી ગઈ. પણ તેના કપાળમાં હજી પણ એક કલંક તો અવશિષ્ટ રહેલો હતો જ. તે શું? લોકાપવાદ અને જાતિબહિષ્કાર.

જે સુધારકો થોડા દિવસ પહેલાં રજનીકાંતની નિંદા કરતા હતા, તેઓ આજે તેણે બતાવેલી અલૌકિક ઉદારતા અને દયાથી મુગ્ધ થઈને તેની સ્તુતિનાં સ્તોત્રો ગાવા લાગ્યા. તેમ જ જૂના વિચારના માણસો પણ તેની પ્રશંસા જ કરવા લાગ્યા. રજનીકાંત સર્વ પ્રિય થઈ પડ્યો.

"લોકો કહે છે કે, દુનિયામાંથી દયા અને સહનશીલતાનો નાશ થઈ ગયો છે, પણ ના, હજી તો આ રજનીકાંત જેવા દયાળુ અને સહનશીલ નરરત્નો પૃથ્વીમાં અસ્તિત્વ ધરાવે છે અને તેથી જ સંસારનો વ્યવહાર નિર્વિઘ્ન ચાલ્યા કરે છે." એક ગૃહસ્થે પોતાનો અભિપ્રાય પોતાના એક મિત્રને જણાવતાં કહ્યું.

"આપનું કહેવું સત્ય છે. આપણે તો પહેલાં એમ જ ધારતા હતા કે, રજનીકાંતે વિના કારણ સુશીલાને પજવવાનો આ એક નવો માર્ગ શોધી કાઢ્યો છે. પણ આજના તેના ખુલાસાથી તો સાફ એમ જ જણાય છે કે, આ કેસની વાત મુંબઈ આવતા સુધી તો તેના જાણવામાં પણ નહોતી. આ એક સુશીલ અને દયાળુ જમાઇને ધિક્કારવામાં નલિનીકાંતે સજ્જડ ભૂલ કરી હતી, ને તેનાં માઠાં ફળ પણ તેને મળી ચૂક્યાં છે." પ્રથમ ગૃહસ્થના સુધારાલાલ મિત્રે પણ હામાં હા મેળવીને એ પ્રમાણેની કેટલીક ટીકા કરી.

એટલામાં ખાસ મુંબઈ જોવા માટે જ આવેલો અમદાવાદ પાસેનો એક ગામડાનો રહેવાસી—ગામડિયો—ફરતાં ફરતાં કોર્ટમાં આવી ચઢ્યો હતો, તેણે એ વાતો કરતા બે મિત્રોને ઉદ્દેશીને સવાલ કર્યો કે:—"આ અન્સાફની અદાલત તો જોઈ; પણ મારું હાળું મેમઈમાં જડ સાહેબ ધોળાશેતર જેવા દા'ડેય દીવા બાળીને અન્સાફ કરતા હશે, એ તો આજ જ ભાળ્યું. ભઇશાબ! અમારા અમદાવાદના મામલતદાર સાહેબ તો દીવો નથી બાળતા હો! આનું શું કારણ હશે વારુ?"

"અહીંના ન્યાયાધીશોને બહુ વાંચવા અને લખવાનો ભાર વેઠવો પડતો હોવાથી તેમની આંખ્યો નબળી પડી જાય છે; અને તેથી દિવસે પણ તેમને સારું સૂઝતું ન હોવાથી દીવો બાળીને કામ ચલાવવું પડે છે." એક બટકબોલાએ વચમાં જ ટાહુકો પૂર્યો.

"અરે ભાઈ! આ તો મશ્કરી કરે છે. ખરી વાત તો એમ છે કે, હજારોના પગાર ખાનાર અંગ્રેજ શિલ્પશાસ્ત્રીઓએ એ મકાન એવી તો ખૂબીથી બાંધેલું છે કે, કોર્ટના હૉલમાં ખરા બપોરે પણ સૂર્યનો પ્રકાશ આવી નથી શકતો અને તેથી જ જજ્જ સાહેબને દિવસે પણ દીપકની સહાયતા લેવી પડે છે!" એક બીજા તરુણે યથાયોગ્ય ઉત્તર આપીને દિવસે દીવો બાળવાનું જે ખરું કારણ હતું તે જણાવ્યું.

રજનીકાંતની દયાળુતાનો પરિચય થતાં અને તેના પ્રતાપે જ પોતાનો છૂટકો થવાથી સુશીલાના મનમાં પોતાનાં પૂર્વ કુકૃત્યોનો વળી નવેસરથી પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. મૅડમ અને તેની માતા લક્ષ્મીબાઈ તેને આશ્વાસન આપતી અને હાથનો આધાર આપીને નીચે લઈ આવી અને ગાડીમાં બેસાડી. ગાડીમાં બેસતાંની સાથે જ સુશીલાએ પોતાની માતાને પ્રાર્થના કરીને કહ્યું કે;— 'મા! મારા નમ્ર અને દયાળુ દેવને એકવાર મારી પાસે બોલાવ—હું નિશાનાથ

સાથે પુનર્લગ્ન કરીને ભ્રષ્ટ તો થઈ ચૂકી છું, એટલે હવે એ મારો સ્વીકાર તો નથી જ કરવાના, તો પણ એ દયાળુ હોવાથી મારો પશ્ચાત્તાપ સાંભળવાને આવશે અને મારે હાથે જાણે અજાણે થયેલા તેમના અપરાધોની મને ઉદાર અંતઃકરણથી ક્ષમા આપશે. એકવાર એમને બોલાવો અને એમની આગળ મારા હૃદયનો ભાર ઓછો કરવા દો!"

એ વાક્યો બોલતાં સુશીલાના શરીરમાં એકાએક તાવ ચઢી આવ્યો અને નિર્બળતા હોવાથી તે બેભાન થઈ ગઈ. તેને તેવી જ અવસ્થામાં ઘેર લઈ જવામાં આવી.

* * * * * * * *

રજનીકાંતને જોઇને નલિનીકાંત ઘણો જ શરમાઈ ગયો અને મનમાં તેને બોલાવવાની ઘણી ઇચ્છા હોવા છતાં પણ તે તેને શરમને લીધે બોલાવી શક્યો નહિ. નલિનીકાંતની શ્યામવર્ણ થઈ ગયેલી મુખમુદ્રાથી અને તેનો વારંવાર પોતા તરફ દૃષ્ટિપાત થતો હોવાથી, રજનીકાંત તેના મનનો ભાવ કેટલેક અંશે જાણી ગયો. તેણે પોતે જ નલિનીકાંત પાસે આવી વિનીત અને નમ્ર ભાવથી કહ્યું કે;—"આપ મને બોલાવતાં અચકાઓ છો શા માટે? શું આપણું પરસ્પર વૈર છે? જે બન્યું છે, તે બધું સારાને માટે જ છે. હવે શોક ન કરો, અને ઘેર જઇને આપની પુત્રીની તબીયત નબળી હોવાથી તેની સારવાર કરો. જો આપના મનમાં પોતાના અવિચાર માટે ખરેખરો જ પશ્ચાત્તાપ થયો હશે, તો આજે પોતાની પુત્રીને ન્યાય મંદિરમાંથી છૂટી ગયેલી જોઇને આપનો જેટલો આનંદ વધ્યો છે, તેટલો જ આવતી કાલે એક બીજા બનાવથી પણ આપના આનંદમાં વધારો થશે, એની હું આપને ખાત્રી આપું છું. હજી પણ હું તો આપને મારા પિતા સમાન જ માનું છું અને તેથી આપના આમંત્રણ વિના જ આવતી કાલે આપને ઘેર આવવાની હું ઇચ્છા ધરાવું છું. અત્યારે વધારે વાતચીત કરવાનો પ્રસંગ નથી, અને મારે હજી એક બે કાર્યો કરવાનાં છે, તેથી આપની આજ્ઞા માગું છું, તે માટે ક્ષમા કરશો, એવી મને દૃઢ આશા છે."

"ન બરછીસે ન ભાલેસે, ન ખંજરસે ન પચકાંસે;
જો દુશ્મનકો કોઈ મારે, તો મારે તેગે એહસાંસે,

—અર્થાત્ જો શત્રુને મારવો હોય તો બર્છી, ભાલા, ખંજર કે તલવાર આદિ લોઢાના શસ્ત્રથી મારવાને બદલે માત્ર ઉપકારની તલવારથી જ મારવો, એ જે કવિઓનું કથન છે, તે તમે આજે સત્ય કરી બતાવ્યું છે. અપકારનો બદલો આજે તમે ઉપકારથી વાળી આપ્યો છે. આનો બદલો મારાથી કોઈ કાળે પણ આપી શકાય તેમ નથી જ. આ પાપીના ઘરને તમારા પવિત્ર ચરણસ્પર્શથી પવિત્ર કરશો, તો વળી એક ઉપકારનો વધારો થશે." એમ કહીને નલિનીકાંત આનંદનાં અશ્રુ વર્ષાવતો ઘરભણી ચાલ્યો. રજની પાછો રમણિક પાસે આવ્યો.

* * * * *

"આજે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યૂટમાં એક સંન્યાસીનું આપણા દેશની ઉન્નતિ વિશે એક જાહેર વ્યાખ્યાન થવાનું છે અને તેનો ટાઇમ સાડાચારનો છે;

માટે બૈરાંને ઘેર મોકલીને આપણે ભાષણ સાંભળવા જઇએ તો કેમ? જરાક વિનોદ પણ થશે અને ઘેર જઇશું એટલે જમવાનું પણ તૈયાર હશે." રમણિકે રજનીને કહ્યું.

"એ સંન્યાસી વળી કોણ છે?" રજનીકાંતે સવાલ કર્યો.

"એ સંન્યાસી આગળ પણ બે ત્રણ વાર અહીં આવી ગયો છે, અને ઘણો જ સારો વક્તા છે. વીરરસ તો જાણે એના બાપનો જ છે. આપણને એના ભાષણમાંથી ઘણુંક જાણવાનું મળી શકશે." રમણિકે કહ્યું.

"બહુ સારું, ચાલો ત્યારે." રજનીએ અનુમોદન આપ્યું.

સરસ્વતી, સંન્યાસિની અને પોતાની સ્ત્રીને ગાડીમાં બેસાડીને બન્ને મિત્રો અને નવીનચંદ્ર નવી થયેલી વીજળીની ટ્રામમાં બેસીને ધોબીતળાવપર આવ્યા.

ઘેર આવ્યા પછી રમણિકની સ્ત્રી પોતાના ઘરમાં રાંધવાના કામમાં રોકાઈ અને સરસ્વતી તથા સંન્યાસિનીને તેથી એકાંતનો લાભ મળ્યો. દાળ વીણતાં વીણતાં સરસ્વતીએ મંદ હાસ્ય કરીને સંન્યાસિનીને કહ્યું કે; "કેમ મહાદેવી! આ તો રજનીભાઈ પણ મુંબઇમાં આવી પહોંચ્યા."

"જી હા—અને એથી હવે સત્વર જ આ તરુણ સંન્યાસિનીના સંન્યાસનો સત્ય હેતુ સર્વના જાણવામાં આવી જશે." સંન્યાસિનીએ પણ તેવા જ મંદ હાસ્યથી ઉત્તર આપ્યું.

---

# પ્રકરણ ૪૧ મું

## સંન્યાસીનું વ્યાખ્યાન

## હિંદુ અને મુસલમાન

"जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।
तयोरुद्धरणार्थाय सद्यः प्राणान् परित्यजेत् !" ॥

सुभाषितम्.

ભારતવાસીઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે સાધનોથી હીન થઈ ગયા છે. સર્વ પ્રકારનાં કૃત્યોમાં તેમનો ઉત્સાહ મંદ પડી ગયો છે. એવો આજ-કાલ સર્વત્ર બહુધા સર્વ જનોનો નિશ્ચય થઈ ગયેલો જોવામાં આવે છે. આજના વ્યાખ્યાન પ્રસંગે મુંબઇવાસીઓની જામેલી ભીડ અને સ્વદેશની ઉન્નતિવિષેના વ્યાખ્યાનનું શ્રવણ કરવા માટેની તેમની ઉત્કંઠાને જોઇને એ વિચાર ઘડીભર દૂર થઈ જાય છે. ના—ભારતવાસીઓના મનમાં આજકાલ થોડો થોડો પણ ઉત્સાહ આવવા માંડ્યો છે. મોહ તથા આલસ્યની નિદ્રામાંથી દીર્ઘકાળ પછી પણ તેઓ જાગૃત થવાને ભાગ્યશાળી થયેલા છે.

ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટ્યૂટનો લેક્ચર હૉલ શ્રોતાઓથી છલોછલ ઉભરાઈ ગયો છે. ઉપરની ગૅલેરીમાં ઉભા રહેવાની પણ જગ્યા નથી. તળાવપરની બહાર

પડતી ગૅલેરી અને રસ્તાપરની અગાસીમાં પણ માણસો ભરાઈ ગયાં છે. કેટલાકો એમ પણ બબડે છે કે, 'આના કરતાં તો માધવબાગ અથવા મહાજનવાડી જેવી ખુલ્લા મેદાનવાળી વિશાળ જગ્યા જ વ્યાખ્યાન માટે લેવામાં આવી હોત, તો વધારે સારું થાત–લોકોને સાંભળવાની વધારે સગવડ મળી શકી હોત.' એ હૉલમાં એક નાનકડું સ્ટેજ બાંધેલું છે. રજનીકાંત, રમણિક અને નવીનચંદ્ર જો કે કોટા-માંથી તો ઘણા વહેલા નીકળ્યા હતા, પરંતુ તેમની ટ્રામને વચ્ચે અકસ્માત્ થવાથી લગભગ એક કલાક તેમને માર્ગમમાં જ રોકાઈ રહેવું પડ્યું હતું. અકસ્માત્ પણ સાધારણ ટ્રામ પાટાપરથી ઉતરી જવાનો જ હતો; પણ ઇલેકટ્રિક ટ્રામો ભારી હોવાથી કોલાબેથી લોઢાના બીજા પાટા અને કેટલોક સામાન લઇને જ્યારે બીજી ભારખાનાની ટ્રામ આવી લાગી અને એક કલાક બધાએ માથું ફોડ્યું, ત્યારે જ માંડ માંડ ટ્રામ પાછી પાટાપર ચઢી. એટલામાં વળી બોરીબંદર પાસે તેમણે એક છોકરાપર તાર તૂટી પડવાથી તેનું મરણ થવાના સ્નાનના સમાચાર સાંભળ્યા; એટલે રજનીકાંતે રમણિકને ઉદ્દેશીને કહ્યું:–

"આ ઇલેકટ્રિક ટ્રામ કરતાં તો ઘોડાની ટ્રામ જ વધારે સગવડ ભરેલી હતી. આમાં જીવનું જોખમ પણ વધારે છે, ઉતરવા ચઢવાની પણ સગવડ નથી અને જ્યાં ધારીએ ત્યાં ઉતરી પણ શકાતું નથી. આ તે ટ્રામમાં સુધારો થયો કે બગાડો ?" એ પ્રમાણે વાતો કરતાં અંતે તેઓ બરાબર સવાચાર વાગે લેકચર હૉલમાં આવી પહોંચ્યા. બેસવાની ત્યાં બિલકુલ જગ્યા ન હોવાથી કેટલીકવાર સુધી દાદર પાસે તેમને એમના એમ ઉભા જ રહેવું પડ્યું. એટલામાં અચાનક લખનૌવાળા બાબૂ ગંગાપ્રસાદવર્મા ત્યાં આવી લાગ્યા અને તેમની તથા રજનીકાંતની દૃષ્ટિનો અચિંત્ય સંયોગ થઈ ગયો. તે એ ત્રણે મિત્રોને પોતા સાથે વક્તાના સ્થાનમાં લઈ ગયા અને ત્યાં કેટલાક ખાસ પ્રતિષ્ઠિત પુરુષો માટે ગોઠવી રાખેલી કુરસીઓપર પોતા પાસે જ તેમને બેસાડ્યા. વ્યાખ્યાનકાર સંન્યાસીનું પણ આગમન થયું.

તે એક અર્ધશ્વેત દાઢીથી વિભૂષિત ગંભીર મુદ્રાવાળો પ્રભાવશાળી પુરુષ હતો. તેની સાથે એક સ્ત્રી પણ હતી અને તે પણ સંન્યાસિનીના વેશમાં જ હતી. એવી રીતે સર્વ વાંચ્છિત પુરુષો આવી જતાં જ એક પ્રતિષ્ઠાસંપન્ન વકીલે ઉઠીને કહ્યું કે:–"મારા સ્વદેશ બાંધવ શ્રોતાજનો ! આજના વ્યાખ્યાન વિષેના હસ્ત-પત્રકો વહેંચવામાં આવેલા જ છે અને વર્તમાનપત્રોમાં પણ તેનો ઉલ્લેખ થયેલો છે, માટે એ વિષે હું વિશેષ પ્રસ્તાવ કરવા ઇચ્છતો નથી. આજના વ્યાખ્યાનનો વિષય 'સ્વદેશ ઉન્નતિનો એક આધુનિક માર્ગ' એ છે, માટે એવા પ્રસંગે સભાપતિ અથવા બીજા શબ્દોમાં કહીએ તો અધ્યક્ષનું સ્થાન પણ તેવા જ કોઈ સ્વદેશાભિમાની નરને મળવું જોઇએ. આપણા સદ્ભાગ્ય યોગે લખનૌથી પ્રસિદ્ધ કૉંગ્રેસના સહાયક બાબૂ ગંગાપ્રસાદ વર્માનું અત્ર આગમન થયેલું છે અને તેમને જ આજની સભાના અધ્યક્ષ નીમવાની હું સર્વ સમક્ષ દરખાસ્ત મૂકું છું. આશા છે કે, તે માન્ય કરવામાં આવશે જ."

બીજા બે ત્રણ ગૃહસ્થોએ એ દરખાસ્તને ટેકો આપ્યો અને શ્રોતાઓની

તાળીઓના ગગડાટ વચ્ચે બાબૂ ગંગાપ્રસાદ વર્માએ સભાપતિનું સ્થાન લીધું. પ્રારંભમાં જ તેઓ પોતાની ગંભીર વાણીથી કહેવા લાગ્યા કે;–"મારા ભારતીય બંધુજનો! જો કે, તમે મારાથી અને હું તમારાથી એવી રીતે આપણે પરસ્પર અપરિચિત છીએ, તોપણ ભારતવાસી ભ્રાતા તરીકે તો અપરિચિત નથી જ. એ વિશાળ સંબંધનો વિચાર કરીને આપે જે મારી યોગ્યતાથી વિશેષ માન આપીને મારે શિરે આભારનો ભાર ચઢાવ્યો છે, તે ભારમાંથી હું મુક્ત થઈ શકીશ કે નહિ, એ અત્યારે મારાથી કહી શકાતું નથી. વ્યાખ્યાનકાર સ્વામીને આપ સારી રીતે જાણો છો, માટે તેમની નવેસરથી ઓળખાણ કરાવવાનો વિવેક ન કરતાં હું સ્વામીશ્રીને પોતાના વ્યાખ્યાનનો આરંભ કરવાની પ્રાર્થના કરું છું."

વક્તાએ ઉઠીને નીચે પ્રમાણે પોતાના ભાષણનો આરંભ કર્યો;—

"કૃપાળુ સભાપતિ મહાશય અને સ્વદેશવત્સલ શ્રોતાજનો!

"આજના મારા ભાષણનો વિષય "સ્વદેશ ઉન્નતિનો એક આધુનિક માર્ગ" એ છે. હવે આધુનિક માર્ગ, એવા શબ્દોનો પ્રયોગ શા હેતુથી કરવામાં આવ્યો છે, તે પ્રથમ આપણે સારી રીતે સમજી લેવું જોઇએ. સંસ્કૃતમાં સામાન્ય નીતિને દર્શાવનારો એક શ્લોક છે કે;–

'को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः' ॥

—અર્થાત્ દેશ કયો છે, મિત્રો કોણ છે, કાળ કેવો છે, મારી પેદાશ અને મારો ખર્ચ શો છે, હું પોતે કોણ છું અને મારી શક્તિ કેટલી છે, એ સર્વ વાતોનો વારંવાર વિચાર કરવો જોઇએ—એવો વિચાર કરીને જે કોઇપણ કાર્યનો આરંભ કરવામાં આવે છે, તેમાં મનુષ્યને અવશ્ય યશ મળે છે. આપણો દેશ પૂર્વ જેવો આબાદ રહ્યો નથી, પ્રથમ જેવા આજે આપણા કોઈ મિત્રો પણ નથી, કાળ પણ સોળેસોળ આના બદલાઈ ગયો છે, પેદાશ અને ખર્ચમાં તો વળી વિચિત્રતા જ થઈ ગઈ છે–એટલે કે, પેદાશ ઓછી ને ખર્ચ વધારે થયો છે, હું પોતે કોણ છું, એની તો કોઇને કલ્પના જ નથી, એટલે પછી શક્તિનો ઉપયોગ શો કરી શકાય? એ બધી બાબતોનો વિચાર કરીને જેવી આપણી આધુનિક દશા જોવામાં આવે છે, તે પ્રમાણે–તેને અનુસરતો જ દેશની ઉન્નતિનો આધુનિક માર્ગ કયો છે, તેનું જ આજે મારે વિસ્તારથી આપ સમક્ષ વિવેચન કરવાનું છે.

"આપણા દેશમાં ધર્મનાં અનેક ભિન્ન ભિન્ન સ્વરૂપો હોવાથી, પ્રાંતપ્રાંતમાં ભાષાની ભિન્નતા હોવાથી અને કેટલીક નિંદ્ય રૂઢિઓની પ્રબળતા અત્યંત વધી ગયેલી હોવાથી, આપણી ઉન્નતિના માર્ગમાં અનેક પ્રત્યવાયો સ્વાભાવિક રીતે જ આવીને ઉપસ્થિત થાય છે. એ કારણોને દૂર કરી નાખવાં જોઇએ. મારા કહેવાનો કોઇએ એવો અર્થ સમજવાનો નથી કે, સર્વેએ પોતાના ધર્મનો ત્યાગ કરવો અથવા તો ભાષાને છોડી દેવી. કિન્તુ મારા ઉપદેશનું તાત્પર્ય એટલુંજ છે કે, ધર્મ અને રૂઢિના કારણથી આપણામાં એક બીજાના સંબંધમાં જે કેટલાક ધિક્કારદર્શક ભાવોની

દૃઢતા થઈ ગયેલી છે, તે કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો અને હવે પછી તેવા નઠારા ભાવો એક બીજા માટે ઉત્પન્ન થવા ન પામે, એટલા માટે તેમનાં ઉત્પાદક કારણોને નવીનતાથી જન્મ ન આપવો. એ તો સર્વ કોઈ સારી રીતે સમજે છે કે, સંપ અને ઐક્ય વિના કાંઈપણ થવાનું નથી. એટલે મારું કહેવું એમ છે કે, એ માર્ગનું અવલંબન કર્યા વિના સંપ જ મૂળ થવાનો નથી, તો પછી ઉન્નતિની આશા તો ક્યાંથી જ રાખી શકાય?

"પરસ્પરના વિગ્રહથી ઉત્પન્ન થયેલા મહાભારતના ભયંકર યુદ્ધથી જ ભારત વર્ષની અવનતિનું મંગળાચરણ થયું હતું અને ત્યાર પછી કાળના પ્રભાવે કોઇપણ રીતે આર્યાવર્ત્તમાં મુસલમાન બાદશાહીનો પાયો નખાયો. વિદેશીઓના હાથે લખાયલા ઇતિહાસોના વાચનથી આપણને એ જ શિક્ષણ મળી શકે છે કે, મુસલમાનો જેવા જુલ્મી અને જંગલી બીજા ધર્મવાળાઓ ભાગ્યે જ હોઈ શકે અને ઇતિહાસોમાં તેમની ક્રૂરતાનાં અનેક ઉદાહરણો પણ દેખાડવામાં આવ્યાં છે. પરંતુ પરમ નીતિવિશારદ વિદ્વાનો જ્યારે મનુષ્ય સ્વભાવ વિશે એવો અભિપ્રાય દર્શાવે છે કે, જે મનુષ્યમાં જેટલા દુર્ગુણો હોય, તેના પ્રમાણમાં પાછા તેનામાં કેટલાક ગુણો પણ હોય છે; વિદેશીઓના હાથે લખાયલા એ ઐતિહાસિક ગ્રંથોમાં ત્યારે મુસલમાનોના ગુણોનું ભાગ્યે જ દર્શન કરાવવામાં આવ્યું છે, એટલે એનો અર્થ આપણે શો સમજવો? એ ઇતિહાસોના પરિણામે જ હિન્દુ અને મુસલમાનોમાં આટલો બધો કુસંપ ફેલાયલો આપણા જોવામાં આવે છે. વિદેશીઓના ઇતિહાસ લેખનમાંના પક્ષપાતનો પરિચય કરવો હોય, તો "રૂલર્સ ઓફ ઇન્ડિયા," સીરીઝમાંનાં કેટલાંક ચરિત્રો વાંચો–ડલહાઉસીના ચરિત્રમાં તેના ગુણો–વાઇટ સાઇડ–વિના બીજી વસ્તુ ભાગ્યે જ આપણા જોવામાં આવી શકશે અને પંજાબ કેસરી રણજિતસિંહ અથવા તો ટીપૂ સુલતાનના માત્ર અવગુણો અને દુર્ગુણો (બ્લેક સાઇડ) જ આપને દૃષ્ટિગોચર થશે. એ તત્ત્વને આપણે ભૂલી જવું જોઇતું નથી; કારણ કે, એનાં કડવાં ફળો અત્યારે આપણને જ ચાખવાં પડે છે. જ્યારે પણ ઔરંગજેબ બાદશાહનું નામ લેવામાં આવે છે, ત્યારે હિંદુઓ ભાગ્યે જ તેના નામપર ધિક્કાર વર્ષાવ્યા વિના શાંત રહી શકે છે. કારણ કે, ઇતિહાસમાં તેની ઘોરતમ ધર્માન્ધતા, અત્યાચાર અને જજિયા વેરાનાં વર્ણનો વાંચીને હિંદુઓનાં મનમાં એવી તો માઠી અસર થઈ ગયેલી હોય છે, કે તેમના મનમાં એવો ધિક્કાર ઉત્પન્ન થાય, એ સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ છે. તેના એ અત્યાચાર અને ક્રૂર સ્વભાવનું બારીકીથી વિવેચન કરીને, હિંદુઓને તેની બાદશાહીમાં ઘણાં જ દુઃખી અને બેહાલ બતાવવાની કોશિશ કરવામાં આવે છે; તેવી જ રીતે હિંદુઓને તેના રાજત્વ કાળમાં કેવા કેવા અધિકાર આપવામાં આવ્યા હતા, જજિયાવેરા ઉપરાંત બીજા વધારે કરો હિંદુઓને ભરવા પડતા નહોતા અને પ્રજા આજ કરતાં વધારે સુખી અને આબાદ હતી, એ લાભોનું પણ સાથે સાથે શા માટે વિવેચન કરવામાં નથી આવ્યું? એનું નામ પક્ષપાત નહિ તો બીજું શું? જજિયાવેરો છતાં પણ શાહનશાહ ઔરંગજેબના સમયમાં લોકોને જેટલો કર અત્યારે ભરવો પડે છે, તેનાથી

સોમા હિસ્સાનો કર ભરવો પડતો નહોતો, એ વાત સાધારણ ઇતિહાસના વાચકથી પણ અજાણી નથી. વળી મુસલમાન શહનશાહોએ આર્યાવર્ત્તને જ પોતાની જન્મભૂમિ બનાવી દીધી હતી—અર્થાત્ તેમણે પોતાના દેશને આર્યાવર્ત્તથી ભિન્ન માનીને અહીંના ધનને તારતાર કે મંગોળિયા ઉપાડી જવાની રાજનીતિનો આશ્રય કર્યો નહોતો, એટલે અહીંથી લક્ષ્મી બીજા દેશમાં જતી નહોતી, અને તેથી દેશમાં તે સમયમાં આબાદાની વધારે હતી, એમાં બે મત છે જ નહિ. જો દેશનો પૈસો દેશમાં જ હોય, તો અર્થશાસ્ત્રના નિયમથી એ પૈસો પાછો કોઈવાર પણ પ્રજાના હાથમાં આવવો જ જોઇએ, એવો સિદ્ધાંત હોવાથી તે કાળમાં દુષ્કાળ આદિની વ્યથા લોકોને ભાગ્યે જ ભોગવવી પડતી હતી અને ભૂખમરાથી લોકો આજના જેટલા પ્રમાણમાં મરણ પામતા નહોતા.

"હવે બાકી રહી ધર્મની વાત. પોતાના મહમ્મદી ધર્મના પ્રચાર માટે ઔરંગજેબે અત્યંત અત્યાચાર કર્યાનું કહેવાય છે. એ અત્યાચાર કરવામાં તેની ભૂલ હતી, એમ જ આપણે માની લઇએ, તોપણ મને કોઈ પણ એ વાતનો જવાબ આપી શકશે કે, ક્યા રાજાએ પોતાના માની લીધેલા ધર્મનો પોતાની પ્રજામાં પ્રસાર કરવાનો પોતાથી બનતો પ્રયત્ન નથી કર્યો? અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં શી કચાશ રાખી હતી વારુ? શું કુમારપાળે જૈન ધર્મના પ્રચારની ચેષ્ટા નહોતી કરી? તેમ જ શું બ્રાહ્મણ ધર્મે, જૈનો અને બૌદ્ધોપર જુલમ નથી કીધો? આપણા વર્તમાન રાજ્યકર્તાઓના ક્રિશ્ચિયન ધર્મનો વધારે અને વધારે ફેલાવો કરવા માટેના કેટલા બધા પ્રયત્નો દિનરાત ચાલ્યા કરે છે, એ નવેસરથી સમજાવવું પડે તેમ તો નથી જ. હું ખાત્રીથી કહી શકું છું, કે મોગલ બાદશાહોના વખતમાં તલવારનો માર પડવા છતાં પણ જેટલા હિંદુઓ વટલીને મુસલમાન થયા નહોતા, તેના કરતાં વધારે સંખ્યામાં હિંદુસ્તાનના ઘણીક જાતિઓના હિન્દુ આજે ક્રિશ્ચિયન થઈ ગયેલા આપણા જોવામાં આવી શકે છે. સારાંશ કે, રાજા પોતે જે ધર્મ પાળતો હોય, તેનો પ્રચાર તો તે કોઈ પણ રીતે કરવાનો ને થવાનો. માટે એવાં કારણો કાઢીને આપણે પરસ્પર લડી મરવું, એના જેવી બીજી એક પણ ભૂલ હોઈ શકે નહિ. પ્રત્યેક ધર્મના મનુષ્યોનું એ કર્તવ્ય જ છે કે, તે પોતાના ધર્મનો પ્રચાર કરે; એ કૃત્ય માટે તે દોષી ઠરી શકતો નથી; પરંતુ તેમનાપર આક્ષેપ કરવો, એ આપણું કર્તવ્ય નથી. આપણું કર્તવ્ય એ જ છે કે, આપણાં સંતાનો અને સ્વધર્મીય જનોને ધર્મનું એવું તો બળવાન્ શિક્ષણ આપવું કે, તે બીજા ધર્મમાં કોઈ કાળે પણ જવાની ઇચ્છા જ ન કરે, અને પોતાના ધર્મમાં જ દૃઢ અને અચળ રહે. પછી ભલે બીજાઓ ગમે તેટલા અને ગમે તેવા પ્રયત્નો કર્યા કરે. માલ વીલો મૂકવો જ શા માટે કે ચોર ચોરી કરી જાય? આવા ઉપાયોથી ધર્મભ્રષ્ટતાના વિચારથી ઉત્પન્ન થતો કલહ પણ પોતાની મેળે જ મટી જશે અને સર્વત્ર ધર્મશાંતિનું જ આપણને સુંદર તથા મનોહર દર્શન થવા માંડશે.

"જેવી રીતે હિંદુભાઇઓએ મુસલમાનો માટેના પોતાના મનમાંના ધિક્કારને આવા વિચારોથી કાઢી નાંખવો જોઇએ છે, તેવી જ રીતે કાબુલના માન્યવર અમીર

સાહેબ હબીબુલ્લાખાને દિલ્હીના મુસલમાનોને આપેલા ઉપદેશને પૂરતી રીતે ધ્યાનમાં રાખીને, મુસલમાન ભાઇઓએ પણ પોતાના હિંન્દુ ભાઇઓની ધર્મના સંબંધમાં જરા પણ લાગણી દુઃખાય, એવું એક પણ કૃત્ય કરવું નહિ—એમાં જ હિંદુ મુસલમાનોની ભલાઈ અને સમસ્ત ભારતવર્ષના હિતનું રહસ્ય સમાયલું છે. એથી વિરુદ્ધ વર્તન કરવા જતાં ઉભય પક્ષને હાનિ જ થવાની, એ નિશ્ચિત છે. મુસલમાનોના મનમાં એવો વ્હેમ ઠસી ગયો છે કે, હિન્દુસ્તાનમાં હિન્દુઓની સંખ્યા વધારે હોવાથી જો હિન્દુઓને રાજકીય હક્કો મળશે, તો તેથી આપણને તેઓ કશો પણ લાભ આપવાના નથી, એ તેમના વ્હેમને દૂર કરીને, હિન્દુઓએ બતાવી આપવું જોઇએ કે, બન્નેના હક્કો બરાબર એક સરખા જ છે, રહેશે ને રહેવા જોઇએ.

"આજના આવા કટાકટીના કાળમાં શિવાજી જયંતી જેવા ઉત્સવો શા હેતુથી અને કયા ખાસ ઉદ્દેશથી ઉજવવામાં આવે છે, તેનું સ્વરૂપ સાત્વિકભાવથી સમજાવવું જોઇએ—રાજસ, તામસ નહિ. આજે શિવાજીની સ્વતંત્રતા પણ નથી અને ઔરંગજેબનો અત્યાચાર પણ નથી, ત્યારે વ્યર્થ એ શુભ પ્રસંગમાં વીતેલી વાતોનું મોટું રૂપ આપણે શા માટે બનાવવું જોઇએ? અત્યારે તો હિન્દુ અને મુસલમાન બન્ને એકસરખી અવસ્થામાં જ જોવામાં આવે છે—હિન્દુઓના વૈભવ સૂર્યનો અસ્ત થયો છે અને હિન્દુસ્તાનમાંથી મુસલમાન શાહનશાહતનો પણ નાશ જ થઈ ગયો છે. અત્યારે Home Rule અને સ્વાધિકારની ઉભય પક્ષને એક સરખી રીતે જ અગત્ય હોય, એમ જોવામાં આવે છે. 'गतं न शोचामि' એ તત્ત્વનું જ સર્વ પ્રકારે અવલંબન કરી સાથે મળીને જ ઉભયપક્ષે એકદીલીથી કામ કરવાનું છે. એ વિના ઉન્નતિનો બીજો કોઈ માર્ગ જ નથી. વીશ કરોડ હિન્દુઓના પોકારથી સદા સર્વદા છ કરોડ મુસલમાન ભાઇઓનો પોકાર જૂદો અને વિરુદ્ધ ઉઠયા કરતો હોય, એ કાંઈ દેશની ઉન્નતિનું લક્ષણ કહેવાય નહિ. એ બાબતમાં સાઉથ આફ્રીકાના હિન્દુ અને મુસલમાનોના સંપનું આપણે અનુકરણ કરવું જોઇએ. ત્યાં હિન્દુસ્તાનના હિન્દુ અને મુસલમાનો વ્યાપાર માટે જઈ વસેલા છે, તેમનામાં હિન્દુ અને મુસલમાનો ભિન્ન હોવાની ભાવના નથી, અને તેથી જ તેઓ આજ સુધી ત્યાંની સરકારની અનેક સખ્તીઓ છતાં પણ અડગ ટકી શકયા છે અને હવે પછી પણ એ એકત્રતાનાં બળથી જ તેઓ પોતાના હકકો મેળવવામાં ફતેહમંદ થશે. 'Unity is strength' એ વાકય જેવું રહસ્ય બીજા કોઈ પણ વાકયમાં સમાયલું નથી, એ સારી રીતે યાદ રાખવું. અહીં હિન્દુસ્તાનમાં આપણે હિન્દુ, મુસલમાન, પારસી, યાહૂદી અને ક્રિશ્ચિયન આદિ ભિન્ન ભિન્ન જાતિ અને ભિન્ન ભિન્ન ધર્મના લોકો વસીએ છીએ, પરંતુ આપણા બધાની 'ઇન્ડિયન્સ'—ભારતવાસી—સંજ્ઞા તો એક જ છે—એ નામની અને આપણી ગમે ત્યાં જઇશું, તોપણ કોઈ કાળે પણ ભિન્નતા તો થવાની નથી જ. એટલા માટે આપણા ધર્મ, આચાર, વિચાર અને રૂઢિઓ સર્વથા ભિન્ન હોવા છતાં પણ જે વેળાએ રાજકીય હકનો સવાલ આવીને સ્હામો ઉભો રહે, તે વેળાએ સર્વેએ સાથે મળીને પક્કા ઇંડિયન્સ બની જવું જોઇએ."

સ્વામી–વક્તા–ના મુખમાંથી એ છેલ્લા વાક્યનો ઉચ્ચાર થતાં જ શ્રોતાઓનાં અંતઃકરણ હર્ષથી ઉભરાઈ જવા લાગ્યાં, તેમના હૃદયમાં એક નવીન ભાવ અને નવીન ઉત્સાહનો જન્મ થયો. એ ઉત્સાહ અને હર્ષને વ્યક્ત કરવા માટે તેમણે તાળીઓની ધરણીને પણ કંપાયમાન કરી નાંખે તેવી ભયંકર ગર્જના કરી. તેનો ધ્વનિ લગભગ દશ મિનિટ સુધી ચાલૂ રહ્યો. જ્યારે સભાપતિ અને વક્તાએ હાથ ઉંચા કરી કરીને તેમને શાંત થવાની સૂચના કરી, ત્યારે જ હર્ષથી ઉભરાઈ ગયેલા શ્રોતાઓ કાંઈક શાંત પડ્યા. એટલે તરત જ સ્વામીએ બોલવા માંડ્યું અને કહ્યું કે;—

"મારા કહેવાનો અંતિમ ભાવાર્થ એ જ છે કે, હિન્દુ અને મુસલમાનનો ભેદ ન રાખતાં અને મોસલીમલીગ તેમ જ હિન્દુલીગ જેવી ભેદભાવોત્પાદક સંસ્થાઓને જન્મ ન આપતાં સદા સર્વદા એક વિચાર, એકસંપ અને એકનિષ્ઠાથી બંગાળાની બુદ્ધિ, પંજાબની બાહુબળતા, દક્ષિણની શૂરવીરતા અને ગુર્જર દેશ તથા સિંધુ દેશની લક્ષ્મીને એકત્ર કરીને પતિત ભારતવર્ષની રાજકીય, ધાર્મિક અને સામાજિક ઉન્નતિની પ્રતિજ્ઞા કરો અને જો મારો ઉપદેશ તમને યોગ્ય લાગતો હોય, તો ત્રણવાર ગગનભેદક ધ્વનિથી ભારતવર્ષનો જયનાદ કરીને નિરાશ માતૃભૂમિના હૃદયમાં ઉન્નતિની આશાનો અંકુર ઉત્પન્ન કરો."

શ્રોતાઓએ ત્રણવાર ભારતનો જયનાદ કર્યો, અને 'અમે કદાપિ કુસંપને વધારીશું નહિ' એવી પ્રતિજ્ઞા કરી. વ્યાખ્યાનકાર સંન્યાસી પોતાના સ્થાનમાં બેસી ગયો. બીજા એક બે ગૃહસ્થો એ જ વિષયવિશે થોડું ઘણું બોલ્યા અને ત્યાર પછી સભાપતિએ ઉઠીને જણાવ્યું કે;—"મારા દેશ બાંધવો! હિન્દુ અને મુસલ્માનોની એકતાવિશે સ્વામીશ્રીએ જે કાંઈ પણ કહ્યું છે, તેથી વધારે મારે કાંઈ પણ બોલવાનું નથી. સમય પણ વધારે થઈ ગયો છે, માટે મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, આજે આપ સર્વેએ મળીને જે એકસંપતાના એક ભીષણ વ્રતનો ભારતના કલ્યાણ માટે સ્વીકાર કરેલો છે, તેનું 'कार्यं साधयामि वा देहं पातयामि' એવી ભાવનાથી અચળતા અને દૃઢતાથી પાલન કરજો. એથી ભરતભૂમિ અને તેનાં સંતાનોનું કલ્યાણ થશે અને આપણી સર્વ ભાવી ભદ્ર આશાઓ સફળ થશે. આજના વ્યાખ્યાનસમારંભની અહીં સમાપ્તિ કરવામાં આવે છે."

પુનઃ શ્રોતાઓએ જયનાદ કર્યો અને પ્રમુખની આજ્ઞા થતાં જ સભાનું વિસર્જન કરવામાં આવ્યું. શ્રોતૃજનો વિખેરાવા લાગ્યા. રજનીકાંતે રમણિકને સંબોધીને કહ્યું કે;—"વ્યાખ્યાનકર્ત્તા સ્વામીને આપણે ઘેર લઈ જવાના છે, માટે જરા ઉભા રહો."

"પણ એ સ્વામીને તું ઓળખે છે કે?" રમણિકે પૂછ્યું.

"જયપુરમાં જેણે મને આશ્રય આપ્યો હતો, તે ડૉક્ટર વિષ્ણુપ્રસાદ અને આ સ્વામી એક જ છે." રજનીએ ઉત્તર આપ્યું. એ પછી વિષ્ણુપ્રસાદ પાસે જઈ તેને ઉદ્દેશીને તેણે કહ્યું કે;—"સ્વામિન્! પ્રણામ કરું છું. કાંઈ ઓળખાણ પડે છે કે?"

"કોણ રજની?" એમ કહીને વિષ્ણુપ્રસાદે તેને દૃઢ આલિંગન આપ્યું. સંન્યાસિનીના વેષમાં ઉભેલી શ્રીમતી સ્મિત હાસ્યયુક્ત વદનથી રજનીકાંતને જોવા લાગી.

"ડૉક્ટર, સાહેબ ! સંન્યાસ સ્વીકારીને આપે વળી આ સ્વદેશસેવાનો આરંભ ક્યારથી કર્યો ? કલકત્તામાં આપણે છૂટા પડયા પછી મુંબઈ ઇલાકામાં આવીને આપ કાંઈ પણ સુધારો કરવામાં વિજયી થયા છો કે નહિ ?" રજનીકાંતે આતુરતાથી વિષ્ણુપ્રસાદને સવાલ કર્યો.

"ભાઈ ! અત્યારે વખત ઘણો જ થઈ ગયો છે અને આ વાતો ઉતાવળે કરવાની નથી, માટે આપણે એકાંતમાં એકવાર મળવાનું નક્કી કરીએ તો વધારે સારું; કારણ કે જેમ મારો વૃત્તાંત જાણવાને તમે ઉત્સુક થયેલા છો, તેવી જ રીતે તમારા જીવનની કથા સાંભળવા માટે હું પણ એટલી જ ઉત્કંઠા ધરાવું છું." વિષ્ણુપ્રસાદે યોગ્ય ઉત્તર આપીને કહ્યું.

"આપનો નિવાસ કોને ત્યાં છે ?" રજનીકાંતે પૂછ્યું.

"વાલુકેશ્વરમાં એક ભાટિયા ગૃહસ્થના બંગલામાં હાલ મારો નિવાસ છે. થોડા દિવસ પછી મારો શહેરમાં રહેવા આવવાનો વિચાર છે." ડૉક્ટરે જવાબ આપ્યો.

"જો શહેરમાં રહેવા આવો, તો અવશ્ય આપણે ત્યાં જ નિવાસ કરવો, એવી મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે." નવીનચંદ્રે કહ્યું.

રજનીકાંતે ડૉક્ટરને નવીનચંદ્રની ઓળખાણ કરાવી અને ડૉક્ટરનું એડ્રેસ લખી લઇને કહ્યું કે;—"વારુ, ત્યારે અમે આવતી કાલે અથવા તો પરમદિવસે અવશ્ય આપને મળીશું."

"બહુ સારું, અત્યારે તો વંદે માતરમ્ !" ડૉક્ટરે કહ્યું.

સર્વેએ વંદેમાતરમ્નો ધ્વનિ કર્યો. ડૉક્ટર, શ્રીમતી અને એક ભાટિયા ગૃહસ્થ ગાડીમાં બેસીને વાલુકેશ્વર તરફ ચાલતાં થયાં. રજનીકાંતે સભાપતિ બાબૂ ગંગાપ્રસાદવર્મા સાથે કેટલીક વાતચીત કરી અને તેનું પણ એડ્રેસ લખી લઇને મળવા માટેનું વચન આપ્યું. એ સમયે લગભગ રાતના નવ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. જમવાનો વખત થઈ ગયો હતો. માટે તરત રજનીકાંત, રમણિક અને નવીનચંદ્ર ઉતાવળે પગલે ઘર તરફ ચાલવા લાગ્યા. મનીસ્કૂલથી નવીનચન્દ્રનો માળો કાંઈ ઘણો દૂર હતો નહિ, એટલે ગાડી કરવાની કશી પણ આવશ્યકતા નહોતી વાતોમાં જ ચાર છ મિનિટ ક્યાં પસાર થઈ ગઈ, એની તેમને ખબર પણ પડી નહિ અને તેઓ પોતાના માળા પાસે આવી પહોંચ્યા. નીચે બેઠેલા પાનવાળા પાસેથી પાનની છ સાત પટ્ટીઓ ખરીદીને તેઓ દાદરે ચઢવા લાગ્યા.

---

# પ્રકરણ ૪૨ મું

## કોણ સરલાદેવી ?

એ વેળાએ તરુણ સંન્યાસિની, સરસ્વતી અને રમણિકની સ્ત્રી તારા દીવાનખાનામાં નીચે પ્રમાણેની વાતચીત કરતી બેઠી હતીઃ—

"રસોઈ કયારનીયે તૈયાર થઈ ગઈ છે ને હજી એ કે રમણિક ભાઇમાંથી કોઈ પણ કેમ નહિ આવ્યું હોય વારુ? ભાષણ શું અત્યાર સુધી ચાલતું હશે?" સરસ્વતીએ સવાલ કર્યો.

"ભાષણ શું ચાલે? એ તો રસ્તામાં વળી કોઈ દોસ્તદાર મળી ગયા હશે, એટલે વાતોના તડાકા ચાલતા હશે, બીજું શું? રજનીકાંતભાઈ આવ્યા છે, એટલે જો કોઈ મિત્ર મળે, તો અડધો કલાક કાંઈ વાતચીત કર્યા વગર ચાલે ખરું કે?" તારાએ જવાબ આપ્યો.

"પણ બાયડીઓ ઘરમાં વાટ જોઇને બેઠી હશે, એનો ભાયડાઓને કાંઇએ વિચાર નહિ થતો હોય કે?" સ્રીસ્વભાવને અનુસરીને સરસ્વતીએ ઉદ્‌ગાર કાઢ્યો.

"એ તો કોઈ વાર એમ પણ થાય. એવાં કારણોને મનમાં સ્થાન આપીને વ્યર્થ કલેશ કરવો ન જોઇએ. કયાં રોજ રોજ એમ બને છે?" સંન્યાસિનીએ ઉભયના મનનું સમાધાન કરવાના હેતુથી કહ્યું.

"પરંતુ, આપના કહેવા પ્રમાણે આપ તો રજનીકાંતને ઓળખો છો, પણ રજનીકાંતભાઈ પણ આપને ઓળખી શકશે ખરા કે?" તારાએ શંકાશીલ મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"એ મારાથી કેમ કહી શકાય? એ તો વખત આવશે, ત્યારે જેમ બનવાનું હશે તેમ બનશે." સંન્યાસિનીએ ભયભીત મુદ્રાથી ઉત્તર દીધું.

એટલામાં દાદરપર ત્રણે મિત્રોના ચઢવાનો અને વાતચીત કરવાનો અવાજ સંભળાયો. તરત જ તારા દોડીને પોતાના ઘરમાં ચાલી ગઈ, સરસ્વતી રસોડામા ગઈ અને સંન્યાસિની પોતાના ખાનગી ઓરડામાં જઇને બેઠી. રમણિક, નવીનચન્દ્ર અને રજનીકાંત આવીને દીવાનખાનામાં બેઠા. કપડાં ઉતારવા પછી નવીનચન્દ્રે ભાણાં પીરસવાની સરસ્વતીને આજ્ઞા કરી. જમવાની તૈયારી થતાં સર્વે જણ જમવા બેસી ગયાં. સરસ્વતી એક બીજા થાળમાં પીરસીને તે થાળ સંન્યાસિનીના ઓરડામાં આપી આવી. રમણિક અને રજનીકાંત આજે ઘણાં વર્ષો પછી સાથે જમવા બેઠા, એટલે આનંદમાં જ તેઓ સારી રીતે પેટ ભરીને જમી શકયા. પરંતુ સંન્યાસિનીને કોણ જાણે શા કારણથી જમવાનું વધારે ભાવ્યું જ નહિ. તે ચાર કોળિયા ખાધા ન ખાધા કરીને ઊઠી ગઈ અને હાથ ધોઇને પાછી વિચારમાં લીન થઈ ગઈ. ત્રણે મિત્રો જમીને પાછા બહાર આવ્યા અને પાન સોપારી ખાતા વળી પણ વાતો કરવા લાગ્યા. નવીનચન્દ્રભાઈ આટલા બધા સુધરી જશે, એ તો મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું." રજનીકાંતે વાતની શરુઆત કરતાં કહ્યું.

"એ ઈશ્વરની કૃપા અને આપના જેવા મિત્રોના સદુપદેશનું જ પરિણામ છે." નવીનચન્દ્રે પોતાની નમ્રતા દર્શાવી.

"એ તો ઠીક, પણ આપને ત્યાં જે એક સંન્યાસિની બાઈ હતાં, તે આજે કેમ જોવામાં નથી આવતાં?" રજનીકાંતે પૂછયું.

"કદાચિત્ તેઓ પોતાના ખાનગી ઓરડામાં બેઠેલાં હશે." નવીનચન્દ્રે જવાબ આપ્યો.

"ત્યારે અત્યારે આપણને તેમનાં દર્શનનો લાભ મળી શકશે ખરો કે નહિ?" રજનીકાંતે કહ્યું.

"શા માટે નહિ? મહાપુરુષો કોઇને પણ પોતાનાં દર્શનનો લાભ આપવામાં સંકોચ કરતા નથી. હું તેમને બોલાવું છું." એમ કહીને નવીનચન્દ્રે પોતાની સ્ત્રીને સંન્યાસિનીને બોલાવવા માટેની આજ્ઞા આપી.

સરસ્વતી સંન્યાસિનીના ઓરડામાં ગઈ અને તેને બહાર તેડી લાવી. સંન્યાસિની આવીને જેવી પોતાના આસને બેઠી, તેવી જ રજનીકાંતની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ અને તે તેને તાકી તાકીને જોવા લાગ્યો. અન્તે ધ્રૂજતાં ધ્રૂજતાં તેના મોઢામાંથી ઉદ્‌ગાર નીકળી ગયો કે;—"કોણ પરમ પૂજ્ય સરલાદેવી!"

"કદાચિત્ હોય પણ ખરી!" સંન્યાસિનીએ શાંતિથી ઉત્તર દીધું.

"સંન્યાસિનીના રૂપમાં શા માટે?" રજનીએ પૂછયું.

"મને પૂછવા કરતાં એ વાત તમારા હૃદયને જ પૂછી જુઓ!" એમ કહીને સંન્યાસિની નેત્રોમાંથી અશ્રુ વર્ષાવવા લાગી.

"હૃદય કાંઈ પણ નથી કહેતું;" રજનીએ ગંભીરતાથી કહ્યું.

"ત્યારે કદાચિત્ તમારૂં હૃદય નષ્ટ થઈ ગયું હશે!" સંન્યાસિની બોલી.

"એટલે?" રજનીએ આશ્ચર્ય દર્શાવ્યું.

"જો તમારામાં હૃદય હોત, તો મને કહ્યા વિના ગુપચુપ તમે કલકત્તામાંથી ન્હાસી ગયા નહોત. એથી જ જણાઈ આવે છે કે, તમે હૃદયશૂન્ય છો." સરલાદેવીએ ઉપાલંભના રૂપમાં કહ્યું.

"એમ કરવાનું કારણ શું હતું, તે આપ શું નથી જાણતાં?" રજનીકાંતે કાંઇક મર્મમાં એ સવાલ પૂછયો.

"તમારા પત્રથી એ કારણનું અનુમાન હું કરી શકી હતી. પરંતુ મારા બોલવાનો ઉંધો અર્થ સમજીને જે તમે આટલી મોટી ભૂલ કરી છે, તે ખરેખર અક્ષમ્ય છે. જે દિવસે પ્રથમ જ મારા ગૃહમાં તમારો પ્રવેશ થયો, તે દિવસથી તમે ચાલ્યા ગયા, ત્યાં સુધીમાં મને તમે એકવાર પણ મારા વૈધવ્ય ધર્મના પાલનમાં શિથિલ થયેલી જોઈ હતી કે? મારા મનમાં દુર્વિકાર ઉત્પન્ન થાય, એવું મારું એક પણ આચરણ તમારા જોવામાં આવ્યું હતું કે? સ્ત્રીનો ધર્મ શું છે અને પાતિવ્રત્ય શી વસ્તુ છે, એ હું સારી રીતે સમજું છું; અને તેથી જ આજ પર્યંત મારા દુર્ભાગ્યે પ્રાપ્ત થયેલા વૈધવ્યનું મેં કઠિન નિયમ ધારીને યથાર્થ પાલન કરેલું છે અને હવે પછી પણ મરણ પર્યન્ત કરતી રહીશ. જે સ્ત્રી મૃદુશય્યામાં શયન ન કરતી હોય, સ્વાદિષ્ટ ભોજન ન આરોગતી હોય અને ધર્મશાસ્ત્રના અધ્યયનમાં જ પોતાનો કાળ વ્યતીત કરતી હોય, તે સ્ત્રી તમારામાં વિકારની ભાવના ધરાવતી હશે, એવી કલ્પના જ તમારા મનમાં કેમ અને કયાંથી આવી શકી, એ હું સમજી શકતી નથી. જે વિધવાઓ પોતાના મૃત પતિના પ્રેમને ભૂલી જઇને અને ક્ષણિક વિકારને વશ થઇને પોતાના પવિત્ર પાતિવ્રત્યનો ભંગ કરી નાંખે છે, તેમના માટે આ વિશ્વમાં સદ્‌ગતિ જેવું કાંઈ રહેતું જ નથી, એવો મારો નિશ્ચય તમે નથી જાણ્યો?

તમારી પણ કદાચિત્ એવી જ ધારણા હશે અને હોવી જ જોઇએ, કે હું પણ સર્વસામાન્ય વિધવા જેવી જ છું. તમે મને કલંકિની ધારી અને મારા તથા તમારા ઉભયના સુખનો નાશ કરી નાંખ્યો. એ તમારી હૃદયશૂન્યતા નહિ, તો બીજું શું?" સરલાદેવીએ ખુલાસો કર્યો.

"મેં કદાચિત્ તમને વિકારવશ થયેલાં માનવામાં ભૂલ પણ કરી હશે, પણ મને જણાવશો કે, 'આપ એક તરુણ, સદ્ગુણશાલિની અને ધનાઢ્ય યુવતીના પતિની પદવી મેળવી શકો એમ છે,' એમ કહેવામાં તમારો શો હેતુ સમાયલો હતો? મારા સ્થાને જો કોઈ બીજો પુરુષ હોત, તો તે એનો શો અર્થ સમજ્યો હોત વારુ? હું નથી ધારતો કે, એ વાક્યનો એવો અર્થ સમજવામાં મારી જરા પણ ભૂલ થઈ હોય!" રજનીકાંતે પાછો એક સંશયાત્મક પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"તમે એ શબ્દોનો જોઇએ તેટલો દીર્ઘ વિચાર ન કર્યો અને ઉતાવળમાં જ બધો છબરડો વાળી દીધો, એ તમારી એક નહિ પણ સોવાર ભૂલ થયેલી છે અને તે કબૂલ કરો, તો પછી હું તમને જણાવું કે, મારો એમ કહેવામાં શો આશય સમાયલો હતો." સરલાદેવીએ આવેશપૂર્વક એ વાક્યો ઉચ્ચાર્યાં. એ વેળાએ તેનાં નેત્રોમાં કેટલેક અંશે કોપના રંગનો આવિર્ભાવ થયેલો દેખાતો હતો.

સરલાદેવીની પવિત્રતાનો સર્વના હૃદયમાં એટલો બધો પ્રભાવ પડી ગયો કે, કોઇનાથી કશું પણ બોલી શકાયું જ નહિ. રજનીકાંત પણ થોડીવાર સુધી ચુપ જ થઈ ગયો. તે તેના મુખને ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. અંતે તે જેમ તેમ હિંમત ભેગી કરીને બોલ્યો;–"કદાચિત્ મારી ભૂલ પણ થઈ હોય, તોપણ આપ મારાં સ્વામિની છો અને હું આપનો દાસ છું. મારી એ ભૂલને ટાળવા માટે આપનો જે ખરો હેતુ હોય, તે વ્યક્ત કરવાની કૃપા કરો."

"એ તો તમે સારી રીતે જાણો છો કે, તમારામાં પ્રથમથી જ મારો એક પ્રકારનો સ્વાભાવિક પણ શુદ્ધ સ્નેહ બંધાઈ ગયો હતો. હું તમને ભાઈ પેરે જ ચાહતી હતી અને તેથી તમને કોઈ પણ રીતે સુખી થયેલા જોવાને મારાં નેત્રો નિરંતર તત્પર રહેતાં હોય તો તે પણ સ્વાભાવિક જ હતું. તમારા જેવો એક સદાચારી અને તરુણ પુરુષ સંસારસુખથી હીન હોય, એ જોવાને હું રાજી ન હોતી અને તેથી કોઈવાર પણ પ્રસંગ આવતાં તમને વિવાહ કરવાની પ્રાર્થના કરવી, એવો મારો ઘણા દિવસથી મનમાં ને મનમાં જ વિચાર ચાલ્યા કરતો હતો. પરંતુ તેવો કોઈ પ્રસંગ આવેલો ન હોવાથી હું મૌન્ય ધારીને જ બેસી રહી હતી. એટલામાં તમારી સ્ત્રીનાં પુનર્લગ્ન થવાનાં છે, એવા તમારા મિત્ર તરફથી તમને સમાચાર મળ્યા અને તેથી તમારા મનમાં ભારે શોક થવા લાગ્યો. એ પ્રસંગે તમારા શોકને ટાળવા માટે એ વાત કરવાની મેં આવશ્યકતા વિચારી અને તે પ્રમાણે બીજો વિવાહ કરવાની મેં તમને મારી ઇચ્છા દર્શાવી. ધનાઢ્ય અને સ્વરૂપવતી અબળા માટે જે મેં ઇશારો કર્યો હતો, તે મારા પોતા માટે ન હતો, કિન્તુ એક બીજી જ યુવતી માટે હતો. કલકત્તામાં રાજા રામમોહનરાયના સ્થાપેલા બ્રહ્મસમાજ નામના પંથને માનનારા લોકોની સંખ્યા વિપુલ છે, એ વાત તો કોઇનાથી અજાણી

નથી જ. એ બ્રહ્મસમાજવાળાઓ દેશભેદ, જાતિભેદ, કે એવો બીજો કોઈ પણ ભેદ માનતા નથી. એ બ્રહ્મસમાજના નિયમો પ્રમાણે વર્તનારા અને મૂળ બ્રાહ્મણ જાતિના એક લક્ષાધિપતિ ગૃહસ્થ કલકત્તામાં આવ્યા પછી થોડા જ દિવસે ગુજરી ગયા હતા અને તેમણે પોતાની બધી માલમિલકત પોતાની એકની એક વિધવા—બાળવિધવા પુત્રીને નામે ચઢાવી દીધી હતી અને મૃત્યુપત્રમાં એમ લખી ગયા હતા કે, જો કોઈ પણ યોગ્ય ગૃહસ્થ મળે તો તેની સાથે મારી પુત્રીએ પુનર્લગ્ન કરવું. એ વિધવા પુત્રીનું નામ રમાદેવી છે. તેને આપણે ત્યાં વારંવાર આવતી તમે જોયેલી છે. અનેકવાર તેની સાથે વાતચીત પણ તમે કરેલી છે. તે વિદ્યા અને સુંદરતામાં કેવી હતી, એનું વિશેષ વર્ણન કરવાની કશી પણ આવશ્યકતા હોય, એમ હું નથી ધારતી. બાલ્યાવસ્થાથી જ તેના મનમાં પુનર્વિવાહ પક્ષના વિચારોની દૃઢતા થઈ ગયેલી હોવાથી આર્યવૈધવ્યની તેના મનમાં કલ્પના પણ હતી નહિ; અને તેથી દિનરાત કોઈ સમાનગુણશીલ સ્વામી મળે, તો તેની સાથે વિવાહ સંબંધથી જોડાઇને પોતાના સ્ત્રીશરીરની સાર્થકતા કરવા માટેની તે ઝંખના કર્યા કરતી હતી. પુનર્વિવાહ વિશે વારંવાર મારો અને તેનો વાદ થતો હતો; પરંતુ તે પોતાના વિચારમાં અંતપર્યન્ત દૃઢ જ રહી હતી. મારા મુખથી તેણે તમારી અનેકવાર પ્રશંસા થતી સાંભળી, તેમ જ તમારી સાથે પણ તેનો થોડો ઘણો પરિચય થયેલો હોવાથી, તમારા રૂપ, ગુણ અને વિદ્યાશીલતાથી મોહાઇને તે તમારી સાથે વિવાહ કરવાની ઇચ્છા કરવા લાગી. એ ઇચ્છા બે ત્રણવાર તેણે મને જણાવી અને તેથી તેનો જ મેં તમારા આગળ ઉલ્લેખ કર્યો હતો. કેમ હવે તમને એ વાત સત્ય લાગે છે ખરી કે નહિ ? પરંતુ એનું પરિણામ એ આવ્યું કે, તમારો અને મારો પણ અચાનક વિયોગ થઈ ગયો. તમારા એકાએક ચાલ્યા જવાથી અને તમે મારી શુદ્ધતાને કલંક લગાવ્યાથી, મારા મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો અને જો લોકોના જાણવામાં આ વાત આવશે, તો મારી કેવી અને કેટલી બધી નિન્દા થશે, એવા ભયથી ગભરાઇને મેં તે જ દિવસે વિષપાન કર્યું; પણ એટલામાં મિસ મેરીયન ત્યાં આવી પહોંચી અને તેને આ વાતની ખબર થતાં મને તે હૉસ્પિટાલમાં લઈ ગઈ અને ત્યાં સારવાર કરીને મને તેણે પુનઃ જીવનદાન આપ્યું. હું હૉસ્પિટાલમાં જ હતી, એવામાં મેરીયનપર તમારું એક પત્ર આવ્યું અને તે મુંબઈથી લખેલું હતું, એમ મેરીયનના મુખથી મેં સાંભળ્યું હતું. સાજી થઇને પાછી ઘેર આવી અને મેરીયનને મેં મુંબઈ મોકલી દીધી. કારણ કે, તે આગળથી જઇને તમને બધી વાત સમજાવે, એટલે પાછળથી મારો પણ મુંબઈ આવવાનો વિચાર હતો. પરંતુ મેરીયન મુંબઇમાં પહોંચે, તે પહેલાં તો તમે વિલાયત જવા ઉપડી ગયા. મેરીયને મને એ વાત પત્રદ્વારા જણાવી અને મેં તેને તેના જવાબમાં લખી મોકલ્યું કે, "તમે પણ તેની પાછળ વિલાયત જાઓ અને ત્યાં શું બને છે, તે બધું મને વારંવાર લખી જણાવજો—દરેક મેલમાં કાગળ મોકલતાં રહેજો; પણ મારા વિશે રજનીકાંતને જરા પણ કાંઈ વાત જણાવશો નહિ. મારા વિશે કાંઈ વધારે તમે જાણતાં જ નથી, એવો જ ડોળ બતાવજો. રજનીકાંતના પ્રતિષ્ઠિત સ્વભાવને લીધે તેની આવી

બેવકુરી છતાં પણ, મારા મનમાંથી તેને માટેનો પ્રેમ ઓછો થતો નથી. માટે જો ત્યાં રજનીકાંત પૈસા માટે કોઈ પણ જાતની અડચણમાં આવી પડે, તો તાર કરીને પૈસા મંગાવી લેજો અને તે તમારા તરફથી આપતાં હો, એમ જ તેને બતાવજો. વિલાયતથી કાગળ સીધા મુંબઇમાં જ આવતા હોવાથી હું કોઈ પણ રીતે મુંબઇમાં આવીને રહીશ, માટે મારા કાગળો હું લખું તે સ્થાને મોકલજો." એ પછી મેં સંન્યાસિનીનો વેશ ધારણ કર્યો અને મુંબઈમાં આવીને વ્યાખ્યાન આપી સ્ત્રીઓને સદ્ધર્મને માર્ગે દોરવવાનો પ્રયત્ન કરવા લાગી. એટલામાં નવીનચંદ્રભાઈ સાથે ઓળખાણ થયું અને તમને એકવાર મળી આ બધો મોઢામોઢ ખુલાસો કરવાની આશાથી મેં અહીં રહેવાનું જ વધારે યોગ્ય વિચાર્યું. કારણ કે, વિલાયતથી મેરીયનનાં આવતાં પત્રોથી જણાતું હતું કે, તમે મોડા વહેલા પણ મુંબઈ તો અવશ્ય આવશો જ અને અંતે મારી એ ધારણા આજે ખરી પડેલી હું જોઈ શકી છું. દરેક અઠવાડીએ તમારી વિલાયતી જીવનચર્યાની વિગતવાર ખબર મારી પાસે આવ્યા કરતી હતી અને તેથી એક રીતે જોતાં જે થયું, તે સારા માટે જ થયું છે. ઈશ્વર અયોગ્ય કાર્ય કરતો જ નથી, એવી પણ મારી ભાવના થઈ ગયેલી છે. તમારા જે ગુપ્ત વૃત્તાંતો હું જાણું છું, તેમાં મોટો ભેદ સમાયલો હોવાથી હું કાંઈ પણ એ વિષે બોલવાનું ઉચિત ધારતી નથી. તમારા પોતાના મુખથી જ એ ગૌપ્યનું સ્ફોટન થાય, એ જ વધારે સારું છે." સરલાદેવીએ પોતાના સંન્યાસ અને મુંબઈમાં આવી વસવાના ઉદ્દેશને વ્યક્ત કરીને પોતાની આત્મકથાને સંપૂર્ણ કરી.

અહીં અમારે જણાવવું જોઇએ કે, નવીનચંદ્રના ઘરમાં આવી રહેવા પછી એક દિવસ સરસ્વતીના અત્યાગ્રહને વશ થઈ દીવાનખાનાનો દરવાજો બંધ કરીને સંન્યાસિની–ખરી રીતે સરલાદેવીએ સરસ્વતીને જે ગુપ્ત વાર્તા કહી સંભળાવી હતી, તે ઉપર્યુક્ત વૃત્તાંતમાંનો જ કેટલોક ભાગ હતો. એ કથા સાંભળીને નવીનચંદ્ર, રમણિક અને રજનીકાંતને પોતાને પણ જેટલું આશ્ચર્ય થયું, તેટલા આશ્ચર્યનો ભાવ સરસ્વતીના મનમાં ઉત્પન્ન થયો નહિ અને તેનું કારણ એ કે, તેણે એ વાત પ્રથમથી જ જાણી લીધી હતી.

"દેવિ! પૂજ્ય દેવિ! મમ ભગિની! ખરેખર આપ સ્ત્રીના સ્વરૂપમાં દેવી જ છો. આવી પવિત્રાની પ્રતિમા અત્યાર સુધી મારા જોવામાં કે સાંભળવામાં આવી નથી. આપના જેવી દેવીનો અમારા ગૃહમાં નિવાસ થવાથી અમે અમને પોતાને બહુ જ કૃતાર્થ થયેલા માનીએ છીએ. પરંતુ દેવિ! આપનો સંન્યાસનો હેતુ તો આજે પરિપૂર્ણ થઈ ચૂકયો છે, એટલે આપ હવે આ સામયિક સંન્યાસનું વિસર્જન કરશો કિંવા નહિ?" નવીનચંદ્રે શુદ્ધ ભાવથી સ્તુતિ કરીને નમ્રતાપૂર્વક એ સવાલ પૂછયો.

"બંધો! જ્યારથી સરલાદેવીના સ્વામીનો સ્વર્ગવાસ થયો અને તે વિધવાના નામથી ઓળખાવા લાગી, ત્યારથી જ તે એક પ્રકારના વૈધવ્યસ્વરૂપી સ્વાભાવિક સંન્યાસની દીક્ષા લઈ ચૂકી છે; તો પછી સંન્યાસવિસર્જનનો પ્રશ્ન જ કયાં રહ્યો? છતાં પણ કાષાય વસ્ત્ર ધારણ કરવાથી સાંસારિક દૃષ્ટિએ જાતીયતામાં મોટો વાંધો

આવી પડે, એમ હોવાથી મારે આ વસ્ત્રોનો તો ત્યાગ કરવો જ પડશે—એ વસ્ત્રોનું વિસર્જન કર્યા વિના મારાથી કલકત્તામાં પગ મૂકી શકાય તેમ નથી. આમ તો હું વસ્ત્રો—કાષાય વસ્ત્રો—નો પણ ત્યાગ ન કરત, પરંતુ હું નિઃસંતાન હોવાથી મારા પતિનું નામ ચાલતું રાખવા માટે, આપણા આર્ય સનાતન ધર્મ અનુસાર ત્યાં જઇને કોઈ સંબંધીના પુત્રને દત્તક કરી લેવાની ઇચ્છા ધરાવું છું અને તેટલા માટે જ મારે માથે આ ભગવાં વસ્ત્રને કાઢી નાંખવાની ફરજ આવી પડી છે.” સરલાદેવીએ પણ તેવી જ નમ્રતાથી તેનું ઉત્તર આપીને પોતાના હૃદયની જે ભાવના હતી, તે ખુલ્લી રીતે કહી સંભળાવી.

સંન્યાસિનીનો ભેદ આજે લાગતાવળગતાઓના જાણવામાં આવી ગયો. રજનીકાંત ઉઠી તેને પગે પડ્યો અને તેનાં ચરણોને અશ્રુજળથી ભીંજવી નાંખતાં તે એટલું જ બોલ્યો કે “આપ જેવી સીતા સમાન દેવીના સંબંધમાં મેં જે દુર્બુદ્ધિ કરી છે, તેની ક્ષમા કરો !” સરલાએ તેને “ભાઈ! બંધો! તમોને હજી સ્ત્રીના પતિપ્રેમની જાણ નથી. તેથી જ તમે આવી દુર્બુદ્ધિ કરી છે, તે ક્ષમાપાત્ર જ છે. દુષ્ટ—અધમ—કામાંધ સ્ત્રીઓ જ પાપવાસના કરે છે. પણ જાણો કે સતી તો સીતાને જ પગલે ચાલે છે.” એમ કહી તેણે તેને ઉભો કીધો. પછી રજનીકાંતે કહ્યું; “સ્વામિનિ ! જયપુરવાળા ડૉકટર વિષ્ણુપ્રસાદ અને તેમની સ્ત્રી પણ અહીં પધારેલાં છે અને પરમ દિવસે તેમને મળવા જવાનો મારો વિચાર છે. આપ ત્યાં પધારશો ?”

“ચાલો—એ પણ એક વિશેષ આનંદની વાર્તા સાંભળી. પણ તે તમને ક્યાં મળ્યાં હતાં અને રહે છે ક્યાં? અને તેમનાં પત્નીશ્રી શ્રીમતીની ડાગળી વળી ચસકેલી તો નથી દેખાતીને ?” સરલાદેવીએ વિનોદના ભાવથી પૂછ્યું.

“આજે જે સ્વદેશઉન્નતિ વિશેનું ભાષણ થયું, તેના વ્યાખ્યાતા—વકતા ડૉકટર વિષ્ણુપ્રસાદ જ હતા અને સંન્યાસિનીના સ્વરૂપમાં તેમનાં પત્ની શ્રીમતી પણ છાયાસમાન તેમની સાથે જ હતાં. એક વખત જે ભૂલ થઈ તે થઈ; હવે કાંઈ તેવું જણાતું તો નથી. પછી તો પરમાત્મા જાણે!” રજનીકાંતે તેવા જ રૂપમાં જવાબ આપ્યો.

“વારુ—ત્યારે અવશ્ય હું એ મહાત્માને મળવા આવીશ.” સરલાદેવીએ પોતાની ઇચ્છા અનુમતિના રૂપમાં દર્શાવી.

વાતચીતમાં લગભગ અર્ધ રાત્રિ થવા આવેલી હોવાથી સર્વ પોતપોતાની શય્યામાં નિદ્રાવશ થઈ ગયાં. સૂતા પછી પણ કેટલીકવાર સુધી નવીનચન્દ્ર અને સરસ્વતી તથા રમણિક અને તેની અર્ધાંગના તારા વચ્ચે સંન્યાસિની સરલાદેવી વિશેની જ વાતચીતો ચાલ્યા કરી. અંતે નિદ્રાદેવીએ અમુક સમયને માટે સર્વને શાંત અને નિશ્ચેષ્ટ બનાવી દીધાં.

રાત વીતી અને પાછો દિવસ ઉગ્યો. સવારમાં બધાં ચાહ પીવા બેઠાં હતાં, એટલામાં એક ઘાટી રજનીકાંતના નામની ચિઠ્ઠી લઇને ત્યાં આવ્યો. રજનીએ ચિઠ્ઠી ઉઘાડીને વાંચતાં તેમાં નીચે પ્રમાણેની વિગત લખેલી હતીઃ—

"માન્યવર રજનીકાંતભાઇની સેવામાં,

"વિ. વિ. સુશીલા બેભાન અવસ્થામાં પણ આપના નામનો જપ કર્યા કરે છે અને આપને મળવાને તે ઘણી જ આતુર થયેલી છે. માટે તેના શુદ્ધ મનને શાંત કરવા માટે અને આ પાપીના ગૃહને પવિત્ર કરવા માટે આપના ગઈ કાલે આપેલા વચન પ્રમાણે અત્યારે પધારવાની કૃપા કરશો તો મોટો ઉપકાર થશે. જો આજ્ઞા હોય, તો ભોજનની વ્યવસ્થા પણ અહીં જ કરાવું."

"જા–અમે હમણાં જ આવીએ છીએ." ચિઠ્ઠી વાંચીને રજનીએ ઘાટીને ઉદ્દેશીને કહ્યું, અને ત્યાર પછી નવીનચન્દ્ર, રમણિક અને સંન્યાસિનીને લઇને રજનીકાંત પોતાના એક વખતના સસરાને ત્યાં જવા માટે તૈયાર થયો. અમાવાસ્યા અને પ્રકાશનું સંમેલન થવાની જ જાણે તૈયારી થતી હોયની, એવો જ ભાસ થવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૩ મું
### કાળપરિવર્તન

જે રજનીકાંત–આપણી નવલકથાના ધીર, વીર અને ઉદાત્ત નાયક રજનીકાંતને એક સમયે નલિનીકાંતે પોતાના ઘરમાંથી અત્યંત ધિક્કાર અને અપમાન સાથે કાઢી મૂકયો હતો અને જેના જીવન કે મરણની તેને લેશ માત્ર પણ દરકાર હતી નહિ, તેજ રજનીકાંતનો સત્કાર કરવા માટે, નલિનીકાંત ભાઈ રાવ બહાદુર આજે સ્હવારથી અનેક પ્રકારની વ્યવસ્થાઓ કરવામાં રોકાયલા છે. ચાહ, નાસ્તો, બપોરે જમવાના પદાર્થો અને ફળ ફૂલ આદિ મંગાવવા માટે સ્હવારમાં જ તેણે પોતાના માણસોને મારકેટમાં મોકલી દીધાં છે. રસોઈ કરનાર મહારાજને પણ આજે સ્હવારમાં ઉઠીને જ "આજે બિરંજ પૂરી ને દૂધ બનાવવાનાં છે!" એવી આજ્ઞા આપી દીધી છે. રજનીકાંતને ધિક્કારનારના મનમાં એ સ્નેહનું બીજ કોણે વાવ્યું, એવો જો કોઈ સવાલ કરે, તો તેનો જવાબ એજ આવવાનો કે, કાળના પ્રવાહે અનુભવદ્વારા સ્નેહના એ બીજનું તેના શુષ્ક ચિત્તમાં આરોપણ કર્યું છે. સંમયના આઘાતે ખોટા સુધારકને ખરો વિચારક બનાવ્યો છે અને તેના મનના આગલા વિચારોને તિલાંજલિ અપાઈ છે. કોર્ટમાં રજનીકાંતે બતાવેલી ઉદારતાને જોઇને તે તેને દેવ સમાન માનની નજરથી જોય છે. દીવાનખાનામાં રજનીકાંત અને તેના મિત્રો માટે બેસવાની વ્યવસ્થા કરવામાં નલિનીકાંત રોકાયેલો છે. એટલામાં રજની પાસે મોકલેલો ઘાટી રામો ચિઠ્ઠી આપીને પાછો આવ્યો. તેને જોતાં જ નલિનીકાંતે પૂછ્યું; 'કેમ, શું જવાબ લાવ્યો? શેઠ કયારે આવશે?"

"રજનીકાંત શેઠે કહ્યું છે કે, હમણાં જ હું મારા મિત્રો સાથે આવું છું; ચિંતા કરશો નહિ." ઘાટીએ જવાબ આપ્યો.

નલિનીકાંતના આનંદનો અવધિ થયો. ઘાટીના એ શબ્દો પાસેના ઓરડામાં સૂતેલી સુશીલા અને તેની પાસે બેઠેલી તેની માતા લક્ષ્મીબાઇના સાંભળવામાં આવ્યા. સુશીલાનાં નેત્રોમાંથી હર્ષાશ્રુનું વહન થવા લાગ્યું, તેની છાતી ધડકવા લાગી! માતાએ પુત્રીની એવી અવસ્થા જોઇને તેને પ્રશ્ન કર્યો; "કેમ સુશીલા!

ગઈ કાલે તો તું રજનીને અહીં બોલાવવા માટે વારંવાર કહ્યા કરતી હતી અને આજે તેના આવવાની વાત સાંભળીને રડે છે શા માટે?"

"મા! મને રડવું આવે છે તેનું કારણ જુદું જ છે. એમના આવવાની વાત જાણીને મારા મનમાં જે આનંદ થાય છે, તેનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. પરંતુ એવા એક દેવનાં ચરણોની સેવા કરવાની યોગ્યતા મારામાં રહી નથી. એના સ્મરણથી જ મારા મનમાં આટલો બધો અનિવાર્ય શોક થયા કરે છે. હાય! હાય! મને મળેલા અયોગ્ય શિક્ષણે અને ખોટા–છાળકા–ઢોંગી દંભી સુધારાએ મને એવી કલંકિત બનાવી દીધી છે કે, હવે મારું આ કલંકથી કૃષ્ણ થયેલું વદન એ પવિત્ર પતિને દેખાડવું કે નહિ, એનો જ મારા મનમાં મોટો વિચાર થઈ પડ્યો છે. રે! મેં એક ભવમાં તો બે ભવ કીધા છે! રે મા! મારા જેવી પાતકી કોણ હશે? જીવતે ધણીએ નાતરું? હું શી રીતે મારું મ્હોડું બતાવીશ લોકોને? સૌ મને નાતરીઅણ જ કહેશે કેની? રે તેથી પણ ભુંડી કહેશે. છતે ધણીએ બીજો ધણી કરવો, એ તો ભુંડામાં ભુંડું! મારા શિક્ષણમાં આગ લાગો! એ સુધારામાં અગ્નિ પડો! સુધારાના વેગમાં તણાઈ મેં શું કીધું, તેનો જ વિચાર થતાં મને રડવું આવે છે. રે! મેં જેની સાથે પુનર્લગ્ન કર્યું, તે નિશાનાથ પણ આજે નથી. રજનીકાંતે તો મારો ત્યાગ કીધો છે. નિશાનાથે પણ મને ત્યજી છે. હવે મારું શું થશે? હું કોની સ્ત્રી ગણાઇશ? નિશાનાથની કે રજનીકાંતની? નિશાનાથમાં પણ ઘણા ઉત્તમ ગુણો છે, રજની તો દેવ જ છે, કોણ મારો પતિ? રે મા! મારો જન્મ તો પાપાચરણથી ભરપૂર–રે તેથી પણ અધિક મૂર્તિમાન્ પાપરૂપ છે. તું જો, તેણે મારા અંગને, રંગને સર્વ રીતે કાળું બનાવ્યું છે. આજે હવે પુનર્લગ્નનો વિચાર થતાં, મને કંપ વછૂટે છે. મેં ઉછાંછળાપણામાં કેવું અઘોર કૃત્ય કર્યું, તેનો વિચાર કરતાં મારી છાતી ધડકે છે. સમુદ્રના પેટમાં હું પડીને ડૂબી મુઈ હોત તો વધારે સારું થાત કે, આ વિચાર ને આ કષ્ટ મને થાત નહિ. પણ માડી, તેં મને પુનર્લગ્ન કરતાં અટકાવી નહિ? નવીનભાઇને ત્યાં જે સાધ્વી આવી છે, તેણે એક દિવસ કહ્યું હતું કે, "જે સ્ત્રીનું એકવાર–જાણે અજાણે–સ્વેચ્છાથી કે માતાપિતાની આજ્ઞાથી–એક પુરુષને અંગ અર્પાયું છે તે, પતિના પરલોકગમન પછી, બીજાને અંગ અર્પણ કરે તો મહાપાતકી થાય છે–યમયાત્રાની અધિકારિણી થાય છે." હું એમનાં મુખદર્શનને પણ યોગ્ય રહી નથી!" સુશીલાએ પોતાના શોકનું કારણ કહી સંભળાવ્યું.

"દીકરી! જે બનવાનું હતું તે તો બની ચૂક્યું છે, માટે એ વિશે વિશેષ શોક કરી જીવને બાળ્યા કરવો, એ હવે સારું નથી. જાગ્યા ત્યાંથી સ્હવાર ગણીને હવે પછી સારા માર્ગમાં ચાલવાનો નિશ્ચય કરવામાં આવે તો પણ બસ છે. તેં ને તારા બાપૂએ જે મૂર્ખાઈ બતાવી છે, તારા પતિનું અપમાન કીધું છે તે ક્ષંતવ્ય તો નથી જ. પરંતુ રજની તે નિર્મળચંદ્ર સહિત રજની છે. તે તને કોઈ પણ રીતે બચાવશે. જે રજનીકાંતે કોર્ટમાં પણ આટલી બધી ઉદારતા બતાવીને ન્યાયના બંધનમાંથી તને મુક્ત કરી છે, તે કદાચિત્ તને આ શોકબંધનમાંથી પણ મુક્ત કરશે જ–તે

દેવ હોવાથી અયોગ્યને પણ યોગ્ય બનાવશે જ, એવો મારો તો વિશ્વાસ છે; પછી તો જે પરમેશ્વર કરે તે ખરું." માયાળુ માતાએ પુત્રીના મનનું યોગ્ય સાંત્વન કર્યું.

એ વાતચીત ચાલતી હતી, એટલામાં બહારથી પેલી વિલાયતવાળી મડમ આવી પહોંચી. તેણે સુશીલાને દવા વગેરે આપીને જરાક ટટાર કરી. એટલામાં રજનીકાંત, રમણિકલાલ, નવીનચંદ્ર અને સરલાદેવી પણ આવ્યાં. ઘરમાં દોડધામ મચી ગઈ. નલિનીકાંતે સત્કારપૂર્વક સર્વને દીવાનખાનામાં બેસાડ્યાં અને ચાહ વગેરે લાવવાની ગોઠવણ કરવામાં આવી. રજનીકાંત તો કોટ વગેરે ઉતારીને માત્ર ખમીસ પહેરીને જાણે પોતાના ઘરમાં જ હોયની, તેવી રીતે જ આમ તેમ ફરવા લાગ્યો. લક્ષ્મીબાઈ પોતે જ ચાંદીના પ્યાલામાં ચાહ લઈ આવી અને એક નોકરે પાનસોપારીનો ડબ્બો ટેબલપર મૂક્યો. અંગ્રેજી બિસ્કીટ પણ લાવીને ત્યાં રાખ્યાં. એ બિસ્કીટ જોઇને રજનીકાંતે કહ્યું:—

"જે અંગ્રેજી વસ્તુ વિના આપણને ચાલી શકે છે, તે ન લેવાનો અમે નિશ્ચય કરેલો છે. અમે સ્વદેશીય વ્રતનો સ્વીકાર કરેલો છે, માટે આ અંગ્રેજી બીસ્કીટ અહીંથી ઉપાડી લ્યો. આપણી પૂરી, સક્કરપારા શું ખોટા છે? તેથી નહિ ચાલી શકે કે? પૂરી બનાવી હોત, તો ચાલી શકત, પણ અત્યારે હવે પૂરીની પણ કશી અગત્ય નથી. અમે ઘેર પણ નાસ્તો લીધેલો છે. માત્ર ચાહ જ બસ છે."

"ચાહની પણ શી અગત્ય હતી?" રમણિકે કહ્યું.

"જો અંતઃકરણની લાગણીથી આપણને માન આપવા માટે અહીં બોલાવવામાં આવ્યા છે, તેના કરતાં ચાહની કીંમત કાંઈ વધારે નથી." રજની બોલ્યો.

"પરંતુ એ શિષ્ટસંપ્રદાય છે." નલિનીકાંતે નમ્રતાથી કહ્યું.

"એમ છે, તો અમે આપને નારાજ કરવા નથી ઇચ્છતા અને તેથી આનંદપૂર્વક આપની ઇચ્છાનો સ્વીકાર કરીએ છીએ. પરંતુ એ શિષ્ટસંપ્રદાય હોય, તોપણ પરાપૂર્વનો તો નથી." એમ કહીને રજનીએ પ્યાલામાંથી થોડીક ચાહ રકાબીમાં નામી અને તે પીવા જતો હતો, એટલામાં અચાનક મનમાં કાંઇક વિચાર આવવાથી તેણે રકાબી પાછી ટેબલપર મૂકી દીધી અને ભવાં ચઢાવીને કહ્યું;—"પણ સુશીલાની તબીયત કેમ છે? જો તેની તબીયત કાંઈ પણ સારી હોય તો, તેને પણ અહીં બોલાવો અને ગઈ ગુજરીને વિસરી જવાના આનંદમાં તેને પણ ભાગ લેવા દ્યો.

"જેવી આપની ઇચ્છા!" એમ કહીને નલિનીકાંત સુશીલાના ઓરડામાં ગયો અને તેને દીવાનખાનામાં આવી બેસવા માટે પૂછી જોયું. મ્હોં ધોઇને શરમાતી શરમાતી, સુશીલા મડમ સાથે આવીને દીવાનખાનાના એક ખૂણામાં ગોઠવેલા કોચપર બેઠી. તે નીચી નજર કરીને જ બેસી રહી. મડમ દીવાનખાનામાં આવતાં જ રજનીકાંતને જોઇને જરાક હસી અને રજનીકાંતે પણ તેને તેવા મંદહાસ્યમાં જ ઉત્તર આપ્યું. ચાહ પીવાના કાર્યનો આરંભ થયો અને ચાહ પીતાં પીતાં રજનીએ નલિનીકાંતને કહ્યું;—

"ગઈ કાલે કોર્ટમાંથી નીકળતી વેળાએ મેં આપને જે વાક્યો કહ્યાં હતાં, તે આપ ભૂલી તો નહિ જ ગયા હો. આજનો દિવસ આપણ સર્વ માટે એક અતિ-

શય આનંદદાયક અને ભાગ્યશાળી દિવસ છે. હું ધારું છું કે, આપના ખોટા-ઢોંગી સુધારાના ધૂતારા વિચારોનો આજે લોપ થયો છે, સુશીલાના ન્યાયબંધનનો લય થયો છે અને મારી દરિદ્રતા તથા પરતંત્રતાનો પણ ક્ષય થયો છે; એટલું જ નહિ, પણ શત્રુભાવથી જૂદા પડેલા આપણે આજે મિત્રભાવથી એકઠા થયા છીએ, માટે જો આપની આજ્ઞા હોય તો એક વિશેષ આનંદની વાર્તા હું આપને કહી સંભળાવું?"

"એમાં આજ્ઞાની અગત્ય જ શી છે? આનંદની વાર્તા સાંભળવી કોને નથી ગમતી?" નલિનીકાંતે હસીને કહ્યું.

"હું પૂછું છું કે, સુશીલાએ જેની સાથે પુનર્લગ્ન કર્યાં છે, તે નિશાનાથ કયાં છે? તેમને બોલાવો."

રજનીનાં આ વચન સાંભળતાં સર્વે ગભરાઈ ગયાં. સુશીલા બેભાન જેવી બની ગઈ, નલિનીકાંત પણ ગભરાઈ જઈ, તતપપ થઈ ગયો-તે એટલું જ બોલી શક્યો કે, "તે કેટલાક દિવસ થયાં ન્હાસી ગયો છે."

"ન્હાસી ગયો છે? હોય નહિ તપાસ કરો;" રજનીએ કહ્યું.

"તે ન્હાસી જ ગયા છે!" સુશીલા બોલી.

"નલિનીકાંત શેઠ, ત્યારે હવે તમે શું કરશો? તમારી કન્યાનું શું થશે, તેનો કંઈ વિચાર કર્યો છે ખરો? એ ભવિષ્યમાં કોની સ્ત્રી ગણાશે? નિશાનાથની કે રજનીકાંતની?" રજનીએ પ્રશ્ન કીધો.

સુશીલા વચ્ચે જ બોલી ઉઠી; "રજનીકાંતની, બીજાની નહિ જ. પણ તમે મને સંકટમાંથી બચાવશો નહિ?"

"બચાવીશ, પણ એક શરતે. જે ધૂર્ત સુધારાએ, શેઠ નલિનીકાંતજી! તમારા કુળને કલંકિત કર્યું છે, તેનો સર્વાંશે ત્યાગ કરવાની, અને આર્ય સનાતન ધર્મ-જેની આજે દુનિયાની પ્રજા પૂજા કરે છે, તેનો સ્વીકાર કરવાની પ્રતિજ્ઞાએ!" રજનીએ કહ્યું

"મારે તે માન્ય છે!"

"હું તે સ્વીકારું છું, મને બચાવો."

"ઠીક ત્યારે સાંભળો. હું અને નિશાનાથ એક જ છીએ. નિશાનાથ તે જ રજનીકાંત ને રજનીકાંત તેજ નિશાનાથ છે!"

"સુશીલા પોતે અને તમે પણ નિશાનાથ સાથે પુનર્લગ્ન થવાની જે વાત માની બેઠા છો અને તેથી પોતાને અયોગ્ય અને ભ્રષ્ટ થયેલાં માનો છો; તો તે વાત તેમ નથી જ. સુશીલાનો પુનર્વિવાહ થયો જ નથી; હા થયો છે ખરો, નિશાનાથરૂપ રજનીકાંત સાથે!" રજનીએ એવી રીતે ભેદ ભરેલી વાર્તાનો ભેદભરેલા પ્રકરણથી જ આરંભ કર્યો.

"નિશાનાથ તમે પોતે! અને હું તમને ઓળખી ન શકી!" સુશીલાએ આશ્ચર્યદર્શક ઉદ્ગાર કાઢયો.

"હા-ન ઓળખી શકી-અને ન ઓળખવાનાં એક કરતાં વધારે કારણો છે."

# પ્રકરણ ૪૪ મું
## રજનીની કર્મકથા

રજનીકાંત ક્ષણભર મૌન ધરી રહ્યો. વિચાર કરીને તે બોલ્યો; "સુશીલા! તું વિલાયત જવાની છે, એ વાત હું કલકત્તેથી અહીં છૂપી રીતે આવ્યો, તે વેળાએ તે મારા જાણવામાં આવી હતી અને તેથી હું તારા જવા પહેલાં જ અહીંથી વિલાયત જવા ઉપડી ગયો હતો. નર્સ મેરિયન તારી સાથે જ સ્ટીમરમાં હતી, એ વાત જો કે હું પ્રથમ જાણતો ન હતો, પરંતુ જ્યારે લંડનમાં મને તે મળી, ત્યારે જ મારા જાણવામાં આવ્યું. મેરીયને અને મેં સાથે મળીને તને સુધારવાનો નિશ્ચય કર્યો અને તે માટેના ઉપાયો અમે શોધવા લાગ્યા. એ વેળાએ મિસ્ટર સ્ટેડની સહાયતાથી હું એક કૉલેજમાં ઇન્ડિયન ફિલોસોફીના પ્રોફેસરનું કામ કરતો હતો અને મને પગાર પણ સારો મળતો હતો. જ્યારથી મેં કલકત્તા છોડ્યું ત્યારથી હું બંગાળી પોશાકમાં રહેતો હતો અને બંગાળી ભાષા પણ હું સારી રીતે બોલી શકતો હતો, એટલે બહુધા ઘણા ખરા લોકો મને બંગાળી બાબૂ જ ધારતા હતા. એટલામાં વિલાયતી હોળીનો તહેવાર આવી લાગ્યો અને ત્યાં કેવા પ્રકારની અશ્લીલતાનો ઉપયોગ કરવામાં આવે છે, એ મિસ મેરીયન સારી રીતે જાણતી હોવાથી, કોઈ પણ ઉપાયે તને ત્યાં લઈ જઇને યૂરોપીયન સભ્યતાનું, પશ્ચિમના સુધારાનું, કે જે સુધારાપર તને ને તારા પિતા, આ રા. બા. નલિનીકાંત શેઠને સંપૂર્ણ શ્રદ્ધા હતી, જેનું તું, અને આ દેશના અનેક મૂઢ જનો અનુકરણ કરો છો, ને "બાવો નાચ્યો, તેમ બોદલી પણ નાચી," તેમ આપણા આર્યાવર્તવાસીઓ વાંદર નકલ કરે છે તેવા સર્વોત્તમ સુધારાનું દર્શન કરાવવાનો અમે ઠરાવ કર્યો! તું ત્યાં આવી અને ત્યાં શો બનાવ બન્યો, એ તું સારી રીતે જાણતી હોવાથી મારે અહીં તે ફરી કહી બતાવવાની આવશ્યકતા નથી. અમારા મનમાં જે આશા હતી, તેવું જ તારા મનમાં એ મેળાનું પરિણામ થયું અને યૂરોપીયન્ સુધારાપર તારો એક રીતનો તિરસ્કાર બંધાઈ ગયો. તારી સાથે એ બહાને ઓળખાણ થવાથી તારી પાસે આવવા જવાનો માર્ગ મારા માટે ખુલ્લો થઈ ગયો અને નિત્યના સહવાસે તથા એક વખતના ઉપકારે તારા મનમાં મારા માટેના સ્નેહને જગાડ્યો. વખત વિનાનાં લગ્ન કરવાની તેં પોતાની ઇચ્છા દર્શાવી. તને કોઈ પણ રીતે ખોટા સુધારાના કંટકમય માર્ગમાંથી દૂર કરવાની મારી પરમ ઇચ્છા હોવાથી મેં પણ કેટલીક આનાકાની પછી એ લગ્નની માગણીનો સ્વીકાર કર્યો અને આપણે ફરી એકવાર ઇન્ટરમેરેજના નામથી એક બીજા સાથે જોડાયાં. અંતે મારી ધારણાને પાર પાડીને મેં તને અભ્યાસનો ત્યાગ કરાવ્યો અને હું પણ નોકરી છોડીને મુંબઈ આવ્યો. અહીં આવ્યા પછી રમણિકે તારાપર જે કેસ માંડ્યો, તે પણ મારા કહેવાથી જ. અહીં સુધી તેં એમ નહિ જણાવ્યું કે હું પરણી છું ને મારો ધણી છે કે નથી! મુંબઇમાં નિશાનાથને એટલે કે મને કોઈ ઓળખી શક્યું નહોતું. કેસ થયો અને હું તો છૂટી ગયો અને અપરાધનો બધો ભાર માત્ર તારા શિરે જ આવી પડ્યો. હું એક

ગુપ્ત સ્થળે જઇને છૂપાઈ બેઠો. કારણ કે, થોડા જ વખતમાં મારે મારા ખરા સ્વરૂપમાં પ્રકટ થવાનું હોવાથી તારી સાથે તારા પિતાના ગૃહમાં મારાથી રહી શકાય તેમ નહોતું. છતાં પણ હું વારંવાર ગુપ્ત રીતે તારા મનની સ્થિતિના સમાચાર તો જાણ્યા જ કરતો હતો. જે દિવસે બીજીવાર પોલીસ કોર્ટમાં કેસ ઉભો રહેવાનો હતો, તે દિવસે તારા મનની હાલત ઘણી ખરાબ થઈ ગઈ હતી અને તેથી તે દિવસે હું પોલીસ કોર્ટની પાસે આવીને કેસનો ચુકાદો સાંભળવા માટે, સ્હામેના મેદાનમાં ઉભો રહ્યો હતો. કેસ સેશન્સ કમિટ થયો અને તમે બધાં નીચે ઉતર્યાં, તે વેળાએ દૂરથી મેં તારી મુખમુદ્રામાં મોટો ફેરફાર થયેલો જોયો અને તેથી મનમાં દયા આવતાં તે દિવસે જ આ બધો ભેદ તને કહી દેવા માટે મેં તમારે ત્યાં આવવાનો વિચાર કર્યો.

"એક ભાડાની વિક્ટોરીયા કરીને તમારી ગાડીની પાછળ જ હું ચાલ્યો. પરંતુ અહીં ઘર નીચે તમારી ગાડી ઉભી રહેતાં, નલિનીકાંત–તારા પિતા જ નીચે ઉતર્યા અને ગાડી પાછી આગળ ચાલવા લાગી. મેં પણ ગાડીવાળાને તારી પાછળ ચાલવા કહ્યું. મહાલક્ષ્મીપર આવ્યા પછી તું ગાડીમાંથી ઉતરીને વરલીના પુલ તરફ ચાલી, એટલે હું પણ પાછળ પાછળ દૂર દૂર ચાલવા લાગ્યો. તેં દરિયામાં પડીને આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો, પણ ઈશ્વરની સહાયતાથી મેં તને બચાવી અને જે વિક્ટોરીયામાં હું આવ્યો હતો, તે જ ગાડીમાં મેં તને ઘેર મોકલી દીધી."

"પણ તે સાથે એક ચિઠ્ઠી હતી તે?" નલિનીકાંતે પૂછ્યું. 'હાજી ! સુશીલા વળી બીજીવાર એવું અવિચારી પગલું ન ભરે, એટલા માટે જ કોર્ટમાંથી એને છોડવવાની વાત મેં મારી ચિઠ્ઠીમાં લખી જણાવી હતી અને તે પ્રમાણે કોર્ટમાંથી શાસનમુક્ત કરીને મેં મારા વચનનું પાલન કર્યું છે અને કર્તવ્ય બજાવ્યું છે." રજનીએ એમ કહીને પોતાનો વૃત્તાંત આગળ ચલાવ્યો;–

"હવે તું મને ઓળખી ન શકી, એનાં જે કારણો છે, તે હું જણાવીશ. એક તો જે વેળાએ હું તારાથી જૂદો પડીને અહીંથી ચાલ્યો ગયો હતો, તે વેળાએ મારી પાસે એક ફૂટી બદામ પણ હતી નહિ. હું એક સાધનહીન મનુષ્ય હતો. મારો અભ્યાસ પણ કૉલેજમાં પૂરો થયો ન હોતો; ઓછામાં પૂરું તમે સર્વેએ મારા મરણના સમાચાર પણ સાંભળ્યા હતા. વિલાયતમાં જે વખતે હું તને મળ્યો, તે વખતે હું કોઈપણ પ્રકારે સાધનહીન ન હોતો–અર્થાત્ સાધારણ રીતે જેટલા જોઇએ તેટલા પૈસા મારી પાસે હતા. વળી એક કૉલેજમાં પ્રોફેસરની પદવી ધરાવતો હતો અને ઓછામાં પૂરું બંગાળી પોશાકમાં હતો; મેં દાઢી પણ રખાવેલી હતી, એટલે કોઈપણ જો મને એ રૂપમાં રજનીકાંત તરીકે ઓળખી ન શકે, તો તેમાં આશ્ચર્ય જેવું કશું પણ નહોતું. બીજું સુશીલાએ કદી પણ મને અંતઃકરણમાં ધારણ કીધો ન હોતો, ને તેમ હોવાથી પણ ન જ ઓળખી શકે ! જેના હૃદયમાં એક છબી જડાઈ ગઈ હોય, તે કદી પણ દૂર થઈ શકે છે કે? અસ્તુ ! એ વાત રહેવા દો ! ઇંગ્લંડની હવા શરદ હોવાથી જ મેં દાઢી રખાવાનું યોગ્ય ધાર્યું હતું, પરંતુ

પાછળથી તને ભૂલાવામાં નાંખવાનું પણ એ એક અચ્છું સાધન થઈ પડ્યું હતું ! જો દાઢી ન હોત તો મને લાગે છે કે, કેટલેક અંશે ઓળખાઈ જવાનો સંભવ હતો."

"બીજી બધી વાતો તો જાણે ઠીક, પરંતુ એક વાતની મને હજી પણ અજાયબી થયા કરે છે, અને તે એ છે કે, અહીંથી જ્યારે તમે નીકળ્યા ત્યારે તો હજી પ્રીવિયસમાં અભ્યાસ કરતા હતા, છતાં તમને લંડનની એક કૉલેજમાં ઇન્ડિયન ફિલોસોફીના પ્રોફેસરની પદવી મળી શકી, એ કેમ બન્યું, તે મારા સમજવામાં હજી પણ આવી શકતું નથી." સુશીલાએ પોતાનો એક સંશય પ્રદર્શિત કર્યો.

"ખરેખર એ વાત કોઇને પણ અજાયબીમાં નાંખી દે તેવી છે. પરંતુ એમ બન્યું છે એમાં તો શંકા જ નથી. હું વિલાયતમાં આવીને મહાશય સ્ટેડને મળ્યો, ત્યારે મને તેમણે પ્રથમ હિંદુ ધર્મપર બે ચાર વ્યાખ્યાનો આપવાની સલાહ આપી; કારણ કે, એ ઉદ્યમથી ત્યાં પ્રસિદ્ધિમાં બહુ જ સત્વર આવી શકાય છે. હું કલકત્તામાં હતો, તે વેળાએ સ્વામી વિવેકાનંદના વિજ્ઞાનીય વેદાંત ગ્રંથોનું સારું વાચન કર્યું હતું. તેમ જ પ્રોફેસર મૅક્સમૂલરનાં પણ કેટલાંક પુસ્તકો જોયાં હતાં અને સંસ્કૃત ભાષાનો પણ મારો સારો અભ્યાસ તો હતો જ, એટલે, મેં પ્રથમ ત્યાંના એક લેક્ચર હૉલમાં વેદાંત ફિલોસોફીનો વિષય લઇને એક ભાષણ કર્યું. એમાં મેં મૅક્સમૂલરની કેટલીક ભૂલો અને વિદેશીઓ અદ્યાપિ વેદાંતનું સત્ય સ્વરૂપ નથી સમજી શક્યા, એ વિષયનું દાખલા દલીલો સાથે પ્રતિપાદન કર્યું અને શંકર તથા મધુસૂદનના મતને મળતા થઇને, વેદાંતની મનોહર વ્યાખ્યા લંડનવાસી શ્રોતાઓ સમક્ષ રજુ કરી. મારું એ ભાષણ એટલું બધું વખણાયું કે, મને એક બે બીજાં વ્યાખ્યાનો આપવા માટેનો આગ્રહ કર્યો અને તે પ્રમાણે મેં બીજાં પણ ત્રણ ભાષણો કર્યાં. એ ભાષણોએ નિશાનાથ બાબૂને સર્વત્ર જાણીતો કરી દીધો અને વર્તમાનપત્રોમાં મારી સીમા ઉપરાંત સ્તુતિ થવા લાગી. અંતે કૅમ્બ્રિજ કૉલેજમાં ઇન્ડિયન ફિલોસોફીના પ્રોફેસરની પદવીથી મને વિભૂષિત કરવામાં આવ્યો. મને એ જગ્યા આપવામાં આવી, એનું કારણ માત્ર એટલું જ કે, વિલાયતમાં બી. એ. અને એમ. એ. ની ડિગ્રીઓ મેળવનારને જેટલા માનની દૃષ્ટિથી જોવામાં આવે છે, તેના કરતાં જેનામાં કાંઈક પણ ખરું તત્ત્વ વધારે મજબૂત જોવામાં આવતું હોય, તેને બહુ જ અભિવંદન આપવામાં આવે છે. સારાંશ કે, પરીક્ષાની ઉત્તીર્ણતા કરતાં ત્યાં જ્ઞાનનું માન જ અધિક છે. 'गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः' એ ભવભૂતિનાં વાક્યોની સત્યતાનો ત્યાં જ આપણને પૂરેપૂરો અનુભવ મળી શકે છે. એ જ રીતિનો જો ભારતવર્ષમાં પણ સ્વીકાર કરવામાં આવે, તો અવશ્ય આજના કરતાં કૉલેજ અને સ્કૂલોમાં વિદ્યાર્થીઓને વધારે દૃઢ અને ખરું શિક્ષણ મળી શકે. એવો જ એક દાખલો સિંધ હૈદ્રાબાદમાં બન્યો હતો અને તે એ કે, ત્યાંની એક અંગ્રેજી એકેડેમીમાં છઠ્ઠા ધોરણ અને મેટ્રિક ક્લાસમાં સંસ્કૃત ભાષા શીખવવા માટે એક એવા શિક્ષકને રાખવામાં આવ્યો હતો કે, જે બિચારાને સ્કૂલનાં દ્વારનું પણ પોતાની જિંદગી દરમ્યાન દર્શન થયેલું નહોતું. ઘરમાં જ તેણે અંગ્રેજી અને સંસ્કૃત આદિ ભાષાઓનો સારો અભ્યાસ કર્યો હતો. છતાં એ

શિક્ષકના હાથ તળે સંસ્કૃતનો અભ્યાસ કરીને પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીમાંનો એક પણ સંસ્કૃતના વિષયમાં નાપાસ થયો નહોતો. એ શિક્ષક બે વર્ષ સુધી એ સ્કૂલમાં હતો અને બન્ને વર્ષની પરીક્ષાનું પરિણામ એવું જ સંતોષકારક આવ્યું હતું. હાલ તો બીજી વાતો કરો. એ વિશે વધારે વાતો વળી ફુરસદે કરીશું." એમ કહીને રજનીકાંતે પોતાની રામાયણ–મહાભારતની કથા પૂરી કરી.

"મારા મનનો હર્ષ તો આજે મનમાં સમાતો જ નથી. રજની! બેટા! તું ગરીબ હતો કે એમના ધારવા પ્રમાણે અમારાથી ઉતરતો હતો, પરંતુ મેં તો જયારથી તને દીકરી આપી ને દીકરો કરી લીધો હતો, ત્યારથી તને જીવ કરતાં પણ વધારે વ્હાલી હતી. અનેકવાર તારા માટે મારે ઘરમાં ઝગડા કરવા પડતા' તા, એ વાત તો તું જાણતો હઈશ. માટે હવે મારા ધોળાનો વિચાર કરી, આ સુશીલાને સ્વીકાર અને એના અવતારને સુધાર!" સુશીલાની માતા લક્ષ્મીબાઇએ હર્ષાશ્રુ લાવતાં, અધીર બનીને રજનીકાંતને કહ્યું.

"માજી! આ શું કહો છો? તમારો મારામાં જે સ્નેહ હતો, તે સ્નેહને લીધે જ હું આટલા દિવસ પણ આપને ત્યાં ટકી શક્યો હતો. આપના ઉપકારો તો હું મરતાં સુધી પણ ભૂલવાનો નથી. નિશાનાથના રૂપમાં મેં તમારી સુશીલાનો સ્વીકાર તો કરી જ લીધો છે, માટે હવે બીજીવાર વળી શું કરવાનું છે? જો મારે એનો સ્વીકાર કરીને એને સુધારવી નહોત, તો એના માટે આટલો બધો હેરાન જ શા માટે થાત? વળી જે એક બીજાને ધિક્કારવાનાં કારણો હતાં, તે બધાં જતાં રહ્યાં છે અને સર્વના વિચારો સારા માર્ગમાં ચાલવા માંડ્યા છે, એટલે હવે એમ કરવામાં વાંધા જેવું જ પણ શું છે? વાંધો એક એ જ કે, મેં પુનર્લગ્ન–પેલું સુધરેલું નાતરું કીધું છે; પણ માજી, એવા નાતરાની મને સૂગ નથી જો!" રજનીકાંતે સ્નેહ અને નમ્રતાપૂર્વક એ વાક્યો ઉચ્ચારીને સાસૂ લક્ષ્મીબાઈના હૃદયને હસ્તાં હસ્તાં સંતોષ આપ્યો.

સાસૂએ જમાઈનાં ઓવારણાં લીધાં અને નલિનીકાંતે પણ તેનો, માનવો જોઇએ તે કરતાં પણ વધારે આભાર માન્યો. એટલામાં જમવાનો વખત થયો અને સર્વ જમવા બેઠાં. મડમ મેરીયનને પણ એક જૂદા ઓરડામાં ટેબલ કુરસી નાંખી આપીને જમાડવાની ગોઠવણ કરવામાં આવી. શરીરમાં વધારે શક્તિ ન હોવા છતાં પણ સુશીલાએ પોતે જ પોતાના પતિને ભોજન પીરસ્યું. પતિવિમુખા સુશીલાને આજે પતિપરાયણાની પવિત્ર પદવી મળી. કાળનું પરિવર્તન થયું–કલેશ અને કલહના સ્થાને સૌખ્ય વિહાર કરતાં દેખાયાં. સર્વના હૃદયમાંથી આનંદ અને હર્ષના પ્રવાહો છલકાઈ છલકાઇને બહાર પડવા માંડ્યા. જમીને સર્વ પાછાં આવી દીવાનખાનામાં બેઠાં. પછી નલિનીકાંતે રજનીને કહ્યું કે;–"તમે જેવી રીતે આગળ અહીં વસતા હતા, તેવી રીતે હવે પછી પણ અહીં જ રહો, તો શું ખોટું છે? તમારા વિના મારું બીજું કોણ છે? હવે તો આજથી અહીં જ રહો!

"જેવી આપની ઇચ્છા. જો આપના મનમાં એથી સંતોષ થતો હોય તો મને તેમ કરવામાં કશો પણ વાંધો નથી. પરંતુ હાલ તુરત તો ચાર દિવસ બહાર

જ રહેવા દો તો વધારે સારું, પછી જોઇશું. પણ ભવિષ્યમાં, "જા, જા, તું મરીશ તો શું થયું, મારી દીકરી રંડાશે તો પુનર્લગ્ન કરાવીશ.'' એવું કુવાક્ય બોલશો નહિ, મહેરબાન ?" એ સાંભળતાં નલિનીકાંતે માત્ર નીચું જ જોયું !

લગભગ ત્રણ વાગે રમણિક વગેરે બધા ઘેર આવ્યા. ઘેર આવતાં જ ન્યાતની એક ચિઠ્ઠી આવેલી હતી. તેમાં નીચે પ્રમાણેની વિગત લખેલી હતી:–

" રજનીકાંતભાઇની સેવામાં–

" આપ વિલાયત જઈ આવ્યા છો, તો તે માટે આપને આપણી ન્યાતના કાયદા પ્રમાણે ન્યાતબહાર શા માટે ન મૂકવા, એ બાબતનો વિચાર ચલાવવાને આજે રાતે આઠ વાગે ન્યાતની વાડીમાં ન્યાત એકઠી થવાની છે, માટે આપને આવવાનું આમંત્રણ આપવામાં આવે છે. એ જ.

લી૦ * * ન્યાતના–સેક્રેટરી "

આજે નહિ તો કાલે કે પાંચ દશ દિવસે પણ એ વાત થવાની તો રજનીને આશા હતી જ; એટલે એ ચિઠ્ઠીથી તેને વધારે આશ્ચર્ય જેવું લાગ્યું નહિ. રાતે તે પોતાના મિત્રો સાથે ન્યાતની વાડીમાં જવાને નીકળ્યો.



## પ્રકરણ ૪૫ મું

## ન્યાતનું સાજનું અને પરદેશગમનનો ઠરાવ

ન્યાતના સાજના–સભા–મહાજનનું વર્ણન પૂર્વે પણ એક વેળા આપી ગયેલા હોવાથી અત્યારે તેનું વિશેષ અને વિસ્તૃત વર્ણન કરીને પિષ્ટપેષણ કરવાની કાંઈ પણ અગત્ય નથી. નિયત કરેલા વખતથી સાધારણ અને હમેશાની રૂઢિ પ્રમાણે પોણો કલાક કલાક મોડા તો મોડા પણ બધા શેઠીઆ, પટેલીયા, હાંફલ ફુંફલિયા, ઢંગોરિયા, ફુંફાટિયા, રાંડિયા ને સાંઢિયા ન્યાતની વાડીમાં આવીને એકઠા થયા. પાનસોપારીના સેવન અને ધૂમ્રપાનથી મંગળાચરણ થયું. પછી તેમણે આજના કામકાજનો આરંભ કર્યો. રજનીકાંત ન્યાતના તેડાને માન આપીને એક કલાક વહેલો જ ત્યાં આવી હાજર થયેલો હતો. તે પાછળ બેઠેલો હોવાથી એક શેઠીઆએ ઉઠીને જોયું અને ગોરને આજ્ઞા કરી કે, 'એ ભાઇને અહીં બોલાવો.' આજ્ઞા પ્રમાણે ગોરે રજનીને આગળ આવીને બેસવાનો ઇશારો કર્યો! તે શેઠીઆઓ અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો ન્યાતના ન્યાયાધીશોનાં ચરણ સમક્ષ આવીને બેઠો.

"રજનીકાંતભાઈ! એ તો તમે જાણતા જ હશો કે, વિલાયતમાં આપણા હિંદુ ધર્મનું નામ નિશાન પણ નથી અને તેથી જો કોઈ પણ ઉચ્ચ જાતિનો હિંદુ ત્યાં જાય તો તેનાથી પોતાના ધર્મના નિયમ જાળવી શકાતા નથી. એટલા માટે જ આપણા પૂર્વજોએ વિલાયત ન જવા માટેનો આપણી ન્યાતમાં રિવાજ ઠરાવ્યો છે અને જે એ રિવાજ તોડીને ત્યાં જાય, તેને ન્યાતબહાર મૂકી તેની સાથેના બધા વ્યવહારોને બંધ કરી દેવાની આજ્ઞા કરેલી છે. તમે વિલાયત જઇને

ન્યાતના એ રિવાજને તોડી નાંખ્યો છે, તો તમને ન્યાતબહાર શા માટે ન મૂકવા? એ પ્રમાણેનો એક સવાલ ઉભો થાય છે. તેમાંથી છૂટવાનું તમારી પાસે કંઈ પણ ઉત્તર છે ખરું? જો તેમ ન હોય, તો પછી ન્યાત તમને ન્યાતબહાર મૂકવાનું બિલકુલ વ્યાજબી અને યોગ્ય વિચારશે." લલ્લાશેઠે એ શબ્દથી આરંભ કરીને રજનીને તેનાપર મૂકાયલો આરોપ કહી સંભળાવ્યો.

"વિલાયતમાં જતા બધા લોકો પોતાના ધર્મના નિયમોને જાળવી નથી શકતા, એમ પણ આપણા પૂર્વજોનું ધારવું હતું અને હું ધારું છું કે, આપ પોતે પણ ધારો છો!" રજનીકાંતે એક પ્રકારના વિશેષ ઉદ્દેશથી કહ્યું.

"કાજલની કોટડીમાં જઇને કોઈ કાળપથી બચી શકતું હશે કે? આ વળી કેવો સવાલ! માંસભક્ષક ગોરા મ્લેચ્છોના દેશમાં જઇને તે આપણાથી 'અહિંસા પરમો ધર્મ:' ના નિયમ જાળવી શકાય ખરા? અરે રામ રામ ભજો—રામ રામ!" બબાભાઇએ વચ્ચે ટાહુકો પૂર્યો.

"ન્યાતને હું ઘણા જ માનની નજરથી જોનારો છું અને ન્યાતનાં બંધારણો આપણા ધર્મનું રક્ષણ કરવા માટે અત્યંત આવશ્યકીય છે, એવો મારો અભિપ્રાય છે; માટે હું ન્યાતની વિરુદ્ધ બોલું છું, એમ કોઇએ પણ ધારી લેવાનું કશું પણ કારણ નથી. માત્ર જે સત્ય વાત છે, તે જ હું જણાવીશ અને તેનો મને જો યોગ્ય ન્યાય મળશે તો હું મારા જ્ઞાતિના શિરચ્છત્રોનો અંતઃકરણપૂર્વક આભાર માનીશ." રજની બોલ્યો.

"તમે એવી અને એટલી બધી શી સત્ય વાત જણાવવા માગો છો, તે સત્વર અને સાફ સાફ કહી નાંખોને. આ બધી લાંબી ચોળાચોળ તે શાની કરવા માંડી?" નાથાલાલ ભાઇએ પોતાની નથનીનો ઉતાવળીયો સ્વભાવ બતાવી આપ્યો.

"વિલાયતમાં જઇને જો અમુક અંશે પોતાના ધર્મને જાળવવાની જ ખાસ ઇચ્છા હોય તો ત્યાં પણ ધર્મ અવશ્ય જાળવી શકાય છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી. ત્યાં જાણી જોઇને કોઈ આપણા ધર્મનો નાશ કે ઉચ્છેદ કરતું નથી. હવે એ ધર્મરક્ષા કેટલા પ્રમાણમાં કરી શકાય છે અને કેટલા પ્રમાણમાં આપણને ભ્રષ્ટ થવું પડે છે, એ હું આપને ખુલાસાથી વિસ્તારપૂર્વક જણાવીશ. વિલાયત જવા માટે આગબોટમાં બેસતાં જ સર્વેએ પોતાના જાતિભેદને ત્યાગીને એક જાતીયતાનો સ્વીકાર કરવો પડે છે; એનો અર્થ એટલો જ કે, વિલાયત જનારા હિંદુ કે બીજી કોમના પ્રવાસીને, અંગ્રેજ બટલરના હાથનું રાંધેલું ભોજન ખાવાની ફરજ પડે છે; એટલી ધર્મની હાનિ થાય છે; અને રક્ષા એટલી કરી શકાય છે કે, માંસભક્ષણ ન કરનારાઓ માટે ટેબલપર ખાસ જૂદી જગ્યા રાખવામાં આવે છે, અથવા કેબિનમાં બેસી ખાઈ શકાય છે અને તેમને ખાસ અન્ન ફળ શાકનો ખોરાક જ પૂરો પાડવામાં આવે છે. એવી જ રીતે વિલાયતમાં જવા પછી પણ જેની મદ્ય અને માંસ ન લેવાની જ ઇચ્છા છે, તેમાં જે પાપ સમજે છે તથા જાતિદ્રોહ જાતિભ્રષ્ટતા માને છે, તે મદ્ય અને માંસ વિના માત્ર આપણા વનસ્પતિના ખોરાકપર જ પોતાનો ગુજારો ઘણી જ સહેલાઇથી કરી શકે છે. માંસ અને મદ્ય અવશ્ય

લેવાં જ જોઇએ, એવું કંઈ જ નથી. માત્ર ત્યાં સંસર્ગદોષ લાગે છે ને પરધર્મીયના હાથનું રાંધેલું જમવું પડે છે. પાણી આપનાર પણ પરધર્મીય જ. જે લોકો એમ કહે છે કે, મેં વિલાયતમાં રહી, આ દેશમાં જેવો ધર્મ–આચાર પાળી શકાય છે, તેવો પાળ્યો છે તે છેતરનારા ને ધર્મભ્રષ્ટ જ છે. વિલાયતનાં ઘરોમાં આપણા ઘરો જેવી સગવડ જ નથી, અને જે ત્યાં જાય છે તે ભણવા, વ્યાપાર કરવા કે બીજા કામે જાય છે. તેનાથી હાથે રાંધવું ને ખાવું બને તેમ પણ નથી. તમો ભાઇઓ જાણો છો કે, એક ખીચડી કરવામાં પણ કેટલી કડાકૂટ છે. ત્રાંબાની તબકડી તેર વાનાં માગે. સહુ કોઈ વિલાયત કામે જાય છે, કોઈ ચૂડીકર્મ કરવા જતું નથી, તેથી બીજાના હાથનું રાંધેલું જમ્યા વગર છૂટકો જ થતો નથી. પણ વનસ્પતિહારી રહી શકે છે. ત્યાં વેજીટેરીયનની અનેક વીશીઓ છે. હવે જે, ત્યાં કોઇએ કાયદો કર્યો નથી. જે બગડે છે તે પોતાની મરજીથી જ બગડે છે. તેમને બગડવાની ત્યાં કોઈ ફરજ પાડતું નથી.” રજનીકાંતે ગંભીરતાથી એ પ્રમાણે યોગ્ય વિવેચન કર્યું.

“આમ કરી શકાય છે ને તેમ કરી શકાય છે, એ તો બધું જાણે ખરું, પણ આપ સાહેબે ધર્મની કેવીક રક્ષા કરી છે અને કેટલું નખ્ખોદ વાળ્યું છે, તે જ કહી સંભળાવોને ભાઈ?” બાળાભાઇએ બાલિશતા દર્શાવી.

“જી હા. તે કહેવાને હું તૈયાર છું. ન્યાતની આજ્ઞાને માન આપવું, એ હું મારું કર્તવ્ય સમજું છું. અહીં કે વિલાયતમાં આજ દિવસ સૂધીમાં મેં માંસ અને મદિરા આદિ વર્જ્ય વસ્તુઓનો કોઇવાર પણ સ્પર્શ કર્યો નથી અને હવે પછી તેમ કરવાની મારી ઇચ્છા પણ નથી. એ ઉપરાંત આપણા પવિત્ર આર્ય ધર્મને હાનિ કરે, એવાં બીજાં વર્તનો પણ મારે હાથે થયાં નથી. કદાચિત્ આપ મારાં આ વચનોને સત્ય નહિ પણ માનો, તો તે મનાવવાનો મારી પાસે બીજો કોઈ ઉપાય છે જ નહિ; અને આપે મારું કહેલું સત્ય છે, એમ માનવું જ જોઇએ, એવો કાંઈ મારો આગ્રહ પણ નથી. હા–એટલું તો હું પરમેશ્વરને હાજર જાણી કબૂલ કરું છું કે, ચાહે, બિસ્કીટ અને દાળભાત આદિ ક્રિશ્ચિયનોની બનાવેલી ભોજ્ય વસ્તુઓ મારા ખાવામાં આવી છે; કારણ કે, તેમ કરવા વિના વિલાયતમાં ચાલી શકે તેમ નથી. મારા શરીરમાં પ્રવિષ્ટ થયેલી એ અપવિત્રતા માટે ન્યાત જે બતાવે, તે પ્રાયશ્ચિત્ત કરવાને હું મનસાવાચાકર્મણા તૈયાર છું. મનુ મહારાજે પણ એક સ્થળે કહેલું છે કે;–

> “स्वगृहे पूर्ण आचारः परगृहेऽर्ध उच्यते ।
> पत्तने तृतीयांशश्च मार्गे शूद्रवदाचेरत्” ॥

“એટલે કે, પોતાના ગૃહમાં પૂર્ણ આચાર રાખવો, પારકાના ગૃહમાં જો અર્ધ આચાર પાળી શકાય તો પણ ચાલી શકે છે, ગામડીયા ગામમાં ત્રીજા ભાગથી પણ કામ પાર પડી જાય છે અને પ્રવાસમાં તો શૂદ્ર સમાન વર્તન થાય, તો પણ તે પાપ કે પાતક કહી શકાતું નથી. એ મનુ મહારાજનાં વચનોનો વિચાર કરીને ન્યાતનો ગંગાસમાન ગણાતો પ્રવાહ મને પવિત્ર કરવાની કૃપા કરશે, તો ન્યાતનો

આરાપર મોટો આભાર થશે. ગમે તેવા કઠિનમાં કઠિન પ્રાયશ્ચિત્ત અથવા ગમે તેવી દેહશુદ્ધિ માટેની મને આજ્ઞા આપવામાં આવશે, તો પણ તે હું અત્યંત પ્રસન્નતાથી કરીશ અને મારા જ્ઞાતિ શિરોમણિઓને સંતોષ આપીશ." રજનીકાંતે એક સદ્ગુણી અને ધર્મપ્રિય પુરુષને ઘટે તેવી યોગ્ય પ્રાર્થના કરી અને ઉત્તરની માર્ગપ્રતીક્ષા કરતો બેસી રહ્યો.

શેઠીઆઓ એક બીજાનાં મોઢાં સ્હામું જોવા લાગ્યા અને નેત્રપલ્લવી ભાષાથી જાણે કેટલીક વાતચીતો કરતા હોય, એવો ત્યાં ભાસ થવા લાગ્યો. આ વાતનો ફેસલો કેવી રીતે કરવો, એના વિચારમાં તેઓ પડી ગયા. એક શેઠ બોલી ઉઠ્યા કે;—"અરે ભાઈ! યવનને સ્પર્શ થતાં પણ જ્યાં આપણને ન્હાવું પડે છે, ત્યાં જેણે કિરસ્તાનોના હાથનાં દાળભાત ખાધાં હોય, તેને પાછો ન્યાતમાં લઈ જ કેમ શકાય? એ તો ગયો ભાઈ તમારો જન્મારો ન્યાતબહાર રહેવામાં જ !"

"જો બધા ભાઇઓની એવી જ ઇચ્છા હોય, તો તે પણ હું કબૂલ કરીશ. મેં માત્ર સત્ય જ કહ્યું છે અને હું પ્રાયશ્ચિત્ત કરવાને પણ તયાર છું. છતાં પણ જો ન્યાત ક્ષમા નહિ જ કરે, તો મારા દેશાચાર, ન્યાતાચાર અને દેશાભિમાનને માન આપી, મારા દેહની જે કંઈ અશુદ્ધિ થઈ હશે, તે માટે હું તો પ્રાયશ્ચિત્ત કરીશ જ ! અને ન્યાતનો મારાથી અનાદર થયો નથી, એટલો મારા મનમાં સંતોષ છે." રજનીકાંતે પોતાનો સત્ય હેતુ જણાવી દીધો.

રજનીકાંતના એ શબ્દોથી ન્યાતના શેઠીઆઓના મનમાં બહુ જ સારો પ્રભાવ પડી ગયો અને તેથી જ્ઞાતિમાં ઘણા જ ઠરેલા સ્વભાવના અને વિચારશીલ ગણાતા વૃદ્ધશેઠ રણછોડલાલે, રજનીને ઉદ્દેશીને કહ્યું—"ના—ના—તમને ગમે તે પ્રકારે ન્યાતબહાર મૂકવામાં જ અમે પોતાની ઇતિકર્ત્તવ્યતા થયેલી માનતા નથી. જરા શાંત થાઓ અને ધૈર્ય રાખો—ન્યાત તમને અન્યાય તો નહિ જ આપે."

એમ કહીને તેઓ ન્યાતના સર્વ ગૃહસ્થોને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે;—"આ રજનીકાંતભાઈ તે જ ગૃહસ્થ છે કે, નલિનીકાંત શેઠને ન્યાતબહાર મૂકતી વેળાએ જેમની આપણામાંના ઘણા ખરા ભાઇઓએ બહુ જ પ્રશંસા કરેલી હતી. તે વેળાએ આ ભાઈ પણ વિલાયત ગયા છે, એ વાત આપણા જાણવામાં હતી નહિ. આપણે બધા એ વાત તો સારી રીતે જાણીએ છીએ કે, રજનીકાંત એક સુશીલ, શાંત, ધર્મશીલ અને સદ્ગુણી તરુણ છે. આપણી ન્યાતિની નીતિની જો કાંઈ પણ શોભા હોય, તો તે આવા પુરુષોથી જ ટકી રહી છે. આજ કાલના કેટલાક ઉચ્છૃંખલ અને ધર્મશૂન્ય તરુણો અને પ્રૌઢ વયના ઠચરાઓ ન્યાતનું ગમે તેમ અપમાન કરે છે અને પ્રાયશ્ચિત્ત કરવામાં પોતાની મોટી માનહાનિ થયેલી માને છે, ગપ્પીદાસ છાપાવાળાના ચ્હડાવ્યા છાપરે ચ્હડી, બહાર ને પરધર્મીઓની સભાઓમાં જઈ નકામી બેડસાઈ મારી યદ્વા તદ્વા બકે છે, તેમાંનો આ રજનીકાંત નથી. પણ તે મનસાવાચાકર્મણા આર્ય ધર્મને, બાપદાદાના રિવાજોને માન આપનાર છે. એમનું અત્રનું આચરણ ખોટું છે, ધર્મનું ઉલ્લંઘન કરનાર છે એવું કોઈ જાણો છો? (અવાજ, ના, ના). ઘણા વિલાયતીઓ વિલાયતમાં જઈ ગમે

તેમ કાળું ધોળું કરી આવ્યા હોય છે, તે તો તેમના નામપર ધૂળ વાળી, પણ અહીં આવીને પણ સખણા બેસતા નથી. હોટલમાં જઈ અનાચાર કરે છે, ઇરાનીની ચાહ પીએ છે, મુસલમાનના હાથનું છડેચોક ખાય છે, રે મુસલમાન સ્ત્રી સાથે, ખ્રીસ્તી સ્ત્રી સાથે સંસાર માંડી બેસે છે, એવાઓ જે અપરાધ-ધર્મનાશ કરે છે, ને વળી સતા થઇને પ્રાયશ્ચિત્તનો ઢોંગ કરે છે, તેમની સાથે સરખાવતાં જે સ્વયં, પોતાનો દેહ પાવન કરવા પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છે, તેની ધર્મપર કેટલી શ્રદ્ધા હશે, તેનો વિચાર કરી, તે પછી ન્યાતે કંઈ પણ ઠરાવપર આવવાનું છે. તેવી કશી પણ ઉચ્છૃંખલતા રજનીભાઇએ બતાવી નથી અને એ ભાઈ ન્યાત જે કાંઈ પણ પ્રાયશ્ચિત્ત કરવાનું કહે, તે કરવાને જ્યારે અંતઃકરણપૂર્વક તૈયાર છે, ત્યારે આપણે એમનો જાણી જોઇને તિરસ્કાર કરવો, એના જેવી બીજી મૂર્ખતા શી કોઈ શકે વારુ? વળી એમણે જે શ્લોક કહી સંભળાવ્યો છે, તે પણ એમના પક્ષમાં જ જાય છે—પ્રાયશ્ચિત્ત કરવા છતાં પણ કોઈ પતિતને શુદ્ધ ન જ કરવો, એવી કોઈ પણ ધર્મશાસ્ત્રની આજ્ઞા આપણે બતાવી ન શકીએ, ત્યાં સુધી આપણે એમને ન્યાતબહારની શિક્ષા આપી શકીએ જ નહિ. માટે આપણા શાસ્ત્રી મહારાજને પૂછીને જે યોગ્ય પ્રાયશ્ચિત્ત હોય, તે કરાવી એમની સાથેનો પંક્તિ અને પુત્રીવ્યવહાર ચાલૂ કરવામાં જ આપણી અધિક યોગ્યતા છે. મારો તો એ જ અભિપ્રાય છે. પછી તો જેમ બધા ભાઇઓ અને મુરબ્બીઓના ધ્યાનમાં આવે તેમ ખરું." એમ કહીને રણછોડલાલ શેઠ બેસી ગયા; અને ન્યાતમાં વળી પણ થોડીવાર સુધી શાંત અને ગંભીર ચર્ચા ચાલવા લાગી. થોડીવારના વિચાર પછી સર્વનો એવો જ નિશ્ચય થયો કે, શાસ્ત્રી મહારાજને બોલાવીને તે આજ્ઞા કરે, તે પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત કરાવી રજનીકાંતને પાછો ન્યાતમાં લેવો.

શાસ્ત્રીજીને બોલાવવામાં આવ્યા અને તેમને રજનીકાંતના અપરાધની સમજણ પાડીને તે માટેનું યોગ્ય પ્રાયશ્ચિત્ત શું છે, તે પૂછવામાં આવ્યું. શાસ્ત્રીજીએ વિચાર કરીને જવાબ આપ્યો કેઃ-"એક દિવસનો ઉપવાસ કરીને, ગંગાસ્નાન કરી, ક્ષૌર કર્મના વિધિ સહિત જો મોટામાં મોટું દ્વાદશાબ્દનું પ્રાયશ્ચિત્ત કરવામાં આવે, તો પછી એ ભાઇને ન્યાતમાં લેવામાં કશી પણ અડચણ નથી."

"પણ શું તેઓ પંક્તિવ્યવહારને પણ આજે જ યોગ્ય છે અને આ રજની સાહેબ બોલ્યા તે All right કે? આ દેશમાં રહી ધર્મ પાળે, ને વિલાયતી ક્રીસ્તાંઉં સાથે જમી આવે, તે બંને સમાન પવિત્ર કે શાસ્ત્રી મહારાજ!" એક બટક બોલાએ પૂછ્યું.

"ના રાજાધિરાજ!" શાસ્ત્રીએ કહ્યું; "બન્ને સમાન નહિ જ. રજની ભાઇએ ગીતાપર હાથ મૂકીને સોગંદ ખાવા કે, સંસર્ગ દોષ વગર બીજી રીતે હું અપવિત્ર થયો હોઉં તો, શ્રી ગીતાજીના સમ!"

"કેમ રજનીભાઈ, એવી પ્રતિજ્ઞા કરવા તૈયાર છો?" ન્યાતના શેઠે પૂછ્યું.

"હા, હું કરીશ-કે સંસર્ગ સિવાય બીજા કોઈ પણ પાતકનો હું જાણે અજાણે ભોગ થયો હોઉં તો, શ્રી કૃષ્ણ પરમાત્મા જે દેવના દેવ છે, સર્વના અંતર્યામી છે,

તે મને ને મારી સંતતિને એક કલ્પ સુધી નરકયાતનાનું દુઃખ ભોગવાવે." રજનીએ કહ્યું.

"બસ, બસ! તમે મનસાવાચાકર્મણા આર્યધર્માભિમાની નિઃસંશય છો!" શાસ્ત્રી મહારાજે કહ્યું.

"પણ શું આ વિલાયતી પ્રાયશ્ચિત્ત કર્યું ને પાવન થઈ ગયો કે? ના, ના, એ તો ન જ ચાલે. જ્યાં સુધી ન્યાત બરાબર તોડ કાઢે નહિ ત્યાં સુધી અમારા ઘરનું ચલિયું પણ ન્યાતમાં જમવા આવશે નહિ. ચાલોરે ભાઇઓ, જેઓને ધર્મભ્રષ્ટ ન થવું હોય તે ઉઠી જાઓ. આ તો હડહડતો કળજુગ આવ્યો. જેની દાઢમાંથી હજી વિલાયતી વટાળ ગયો નથી, તેની સાથે જમવાની વાતો કરી, ન્યાતને વટલાવવા માગે છે!" વસંતરામ શેઠ નામના એક મનમરજાદી બોલ્યા ને સાજનું ખળભળી ઉઠયું.

વસંતરામ નામના એક મનમરજાદી આમ કહેતા કે ઉભા થયા ને તેની સાથે પાંચ પચાસ માણસ પણ હોહો કરતું કે ઉભું થઈ ગયું. રણછોડલાલ શેઠે જાણ્યું કે આ તો વાત વંઠી. તેઓ ઉભા થઈ, સર્વે ન્યાત ભાઇઓને લાંબા લાંબા હાથ કરી સમજાવા લાગ્યા. કોઇને પાઘડી ઉતારી, કોઇની દાઢીમાં હાથ ઘાલ્યો, કોઇની પીછોડી પકડી ઉભા રાખ્યા અને કોઇને માથે હાથ દાબી–ધપ્પો મારી–બેસાડી દીધા. અડધે કલાકે સાજનું શાંત થયું. વચ્ચે વચ્ચે, વસંતરામ શેઠ, જે હતા તો ડાહ્યા, પણ ધર્મમાં આ વટાળ જોઈ વચકી જતા હતા,–તપી જતા હતા, તેઓ બોલ્યા કે, "આવો વટાળ તો લાલીયાઓ પણ કરતા નથી, તેનાથી પણ આપણે વાણિયા બ્રાહ્મણ ગયા. રે ભુંડાઓ, જરા આ મનુષ્યદેહનો તો વિચાર કરો. મનુષ્યાવતાર કંઈ વારે વારે આવે છે કે? વિલાયતી થવામાં, સમજીને સમાધાન કરવામાં આવે તો મારે ના નથી, મારે કયાં ન્યાતમાં મંચુડવા આવવું છે કે હું વટલી જવાનો હતો. પણ આવો વટાલ ન્યાતમાં ચલાવ્યો કે થઈ જ ચૂકયું! ધર્મ ગયો ઢેડવાડે! આજકાલ વટાળ તો ચાલે જ છે. તેમાં વિલાયતીને સીધીને સીધી–હાથો હાથ બીર પેંડાની પ્રસાદી આપી, કે પિરસ ન્યાતમાં કે ન્યાતના પરિયાના પરિયા પાવનતાને પામ્યા! પછી આપણે વાણિયા બ્રાહ્મણ શાના ને મોટી મોટી આર્યધર્માભિમાનની વાતો શી? આર્યદેશ, આર્યધર્મનું અભિમાન તો ત્યારે જ કે આર્યનું સાચવી રહે. દેશના ઉદ્ધારની બડી બડી બાતો કરવી અને એ ઉદ્ધાર તે એ જ કે, વિલાયત જઇને વટલવું, મ્લેચ્છો સાથે ખાવું, પેલા મનજીભાઈ ને કોરજીભાઇના હૉટલમાં બિસમલ્લા કરવા, માંસ મદિરાનું સેવન કરવું, ધર્મને નામે રડી ઉઠવું, એ દેશનો ઉદ્ધાર, એ જ દેશાભિમાન! અને એથી હિંદુસ્તાનનો દહાડો ફરી ગયો! થયો દેશનો ઉદ્ધાર! એનાથી તો વિલાયતી ને જાપાની સારા, કે તેઓ આપણે ઉંચા છતાં આપણને પોતાની કલબફલબમાં સાથે જમાડવા ના પાડે છે ને પોતાના કુટુંબથી દૂર રાખે છે."

આવા વિચારો બે ચારે બતાવ્યા પછી, લલ્લા શેઠે સૌને શાંત પાડ્યા અને કહ્યું; "ભાઇઓ! આપણે સર્વ અત્ર ભેગા થયા છીએ, તે ન્યાતમાં તડા પાડવા,

કે ધર્મનો વટાળ કરવા ભેગા થયા નથી; તેમ ધર્મ તજાવવા પણ મળ્યા નથી! પણ આપણો ધર્મ રાખવાથી દેશનો ઉદય પણ થાય અને દેશ પ્રદેશમાં આપણા દેશનું નામ હલકું પડે તેમાંથી બચવું, ને તેનો કંઈ રસ્તો કરવો, એ કારણસર આજે ભેગા મળ્યા છીએ. વિલાયત જઈ આવનારો હમેશને માટે ન્યાત બહાર રહે, તે પણ હું પસંદ કરતો નથી; તેમ તે આપણામાં પાછો દાખલ થઈ, આપણને ધર્મભ્રષ્ટ કરે, તેને પણ હું ટેકો આપતો નથી. એવાં કામો તો આપણે, ઉંચી ને મોટી કહેવાતી વાણિયા બ્રાહ્મણની ન્યાતોને અને પેલા સૂરત શહેરના લાલા સાહેબોને માટે અનામત રાખેલાં છે, કે જેઓએ ક્ષણભર પણ વિચાર કર્યા વગર મમતે ભોમણા બની, ગોવર્ધનનાથની જે બોલાવી, વિલાયતીઓને મહાજન અને ન્યાતમાં દાખલ કરી, આકાશ સુધી પહોંચે તેવી કીર્તિ ગજાવી, આ પતિત ને પીંખાયલા દેશનું તારણ કીધું છે! અને પ્રદેશનો વ્યાપાર આ દેશમાં આણી, દેશની સમૃદ્ધિના ડુંગર ઉભા કીધા છે!! આપણે તેવું કંઈ કરવાનું નથી. વાણિયા ડાહી માના દીકરા કહેવાય છે; તેઓ સારું મૂકી, નરતું લેશે નહિ. પ્રદેશ જવાની તો આજ ને કાલ, આપણે વૈશ્ય વણિકોને તો ખાસ કરી આવશ્યકતા છે જ. વ્યાપારે વસતિ લક્ષ્મી! અને લક્ષ્મી લાવનારાઓ વણિકો જ છે. એ વેપાર આજકાલ આપણા હાથમાંથી જતો રહ્યો છે, તે પાછો આણવા માટે, પ્રદેશોમાં જવાની ઓછી અગત્ય હું સમજતો નથી. આપણા પૂર્વજો, જાવા, બોર્નિયો, સુમાત્રા, ચીન ને એમ પૂર્વ ઉત્તરમાં જતા હતા; તેમ ઝાંઝીબાર, ઇજીપ્ત, અબૅસ્તાન, ઇરાનમાં પણ વ્યાપાર માટે ઘૂમતા હતા; પણ તેઓએ આર્યાભિમાન–વેદોક્ત ધર્માભિમાન, જાત્યભિમાન ત્યજ્યું નહોતું. જો આપણે ધર્મ ત્યજીશું તો પછી છે શું? અને ધર્મ ગયા પછી રહે પણ શું? આ લોક ને પરલોકમાં નૌકા તો ધર્મ જ છે. એ ધર્મ રહે અને પરદેશ જવામાં આવે, અને તેને ન્યાતિમાં દાખલ કરવામાં આવે, એવો છેવટનો તોડ, વાણિયાઓએ ડાહ્યા ગણાતું હોય તો, કહાડવાની જરૂર છે."

"ત્યારે કહાડો તોડ કે કપોળોએ કીધું તેમ આપણે પણ ગોવર્ધનનાથની જે જે કરીએ, ને બરફી પૂરી ઉડાવીએ! પછી કંઈ છે?" એક વિલાયતના હિમાતીએ કહ્યું.

"ભાઈ જરા ધીરા પડો!" લલ્લાભાઈ શેઠે શાંતતાથી કહ્યું. "મારો કહેવાનો હેતુ તેવો નથી. કપોળે ગમે તેવું કપોળું કીધું હોય કે નક્કર કીધું હોય, તેપર ટીકા કરવાનો મને જરા પણ હક નથી, ને આપણે પારકી પીડા વહોરવાનું કારણે નથી. આજનો કાયદો છે ખોટો, માજીસ્ટ્રેટો તો "છિકતા ડંડે" તેવા છે, માટે પારકી વાત માંડી વાળો. આપણે તો "સાપ મરે ને લાકડી ભાંગે નહિ." તેમ પ્રદેશ જવાનો માર્ગ ખુલ્લો કરવો ને આર્યદેશાભિમાન ને ધર્માભિમાન રાખવું, એવો તોડ કહાડવાનો છે. બોલો વસંતરામ શેઠ, તમારો શો વિચાર!"

"હા બરાબર છે. આપણો ધર્મ સચવાય, ન્યાત ન વટલાય, ને વેપારનો માર્ગ ખુલ્લો થાય તેવો તોડ કહાડવો. ધર્મ પાળીએ છીએ, તેથી તો આપણે આટલા સુખી છીએ. જુઓને, અંગ્રેજો રોજ બૅબલ વાંચે છે, તેથી આપણાપર રાજ કરે છે; મુસલમાનો પણ ખરા ધર્મિષ્ઠ છે–નિત્ય કુરાન વાંચે છે ને બબ્બેવાર

નિમાજ પઢે છે તો સરકાર પણ તેનાથી ડરી, તેને રાજી રાજી રાખે છે; આપણા શ્રાવક ભાઇઓ રોજ દેરાસરમાં જાય છે, ને શ્રીસમેતશિખર પાલીતાણા ને ગિરનારની જાત્રામાં હજારો ને લાખો ખરચે છે તેનાં ફળ મેળવે છે ને લાખોના આસામી છે. આ આપણા ભાટિયાઓ, રોજ ઠાકોરજીની સેવામાં ને શ્રીજી બાવાની જાત્રામાં લાખો ખરચે છે ને લાખો પેદા કરે છે. ખોજાઓ પણ આગાખાનને નકલંકી અવતાર માની પૂજે છે ને તેમના માતાજીને દેવકીજી ને પિતાજીને વાસુદેવજી માની પગે પડે છે ને રાતામાતા બની પૈસે ટકે સુખી છે. આપણા દીનશાહજી પિટિટ બારોનેટ અને સર બાટલીવાળા પણ ધર્મને સાચવી રહ્યા તેથી જ સુખીયા હતા. જેણે ધર્મ છોડ્યો, ધર્મપરની આસ્થા છોડી, તેની બુદ્ધિ, લક્ષ્મી સર્વે છોડાઈ, એ સત્ માનજો. માટે ધર્મ સાચવી, જે કરવું હોય તે કરો."

વસંતરામ શેઠની આ વાત સાંભળી, કેટલાક સુધરેલાદાસો તો આભા જ બની ગયા. સહુ તો વસંતરામ શેઠને ગાંડાઘેલા જેવા ને ઓલિયાના પીર ગણતા, પણ તેમની આ વાત સાંભળી કેટલાક સુધારાચંદ્રોએ આસપાસ નજર કરી તો જણાયું કે, જેઓ ધર્મના પાળનારા છે તે જ સુખિયા છે. થોડીવાર સુધી સહુ ચુપ રહ્યા. રજની પણ વસંતરામ શેઠની વાત સાંભળી મનમાં આનંદ પામ્યો કે, હજી ભારતવર્ષમાં આવા નરો પણ છે કે, જે મરતાં પણ ધર્મ છોડે તેવા નથી. પાંચ દશ મિનિટ ગઈ નહિ, એટલે વસંતરામ શેઠે શાસ્ત્રીબાવાને પૂછયું; "શાસ્ત્રી મહારાજ! આ રજનીકાંતભાઈ, પ્રાયશ્ચિત્ત કર્યા પછી, ન્યાતની પંક્તિમાં બેસી શકે અને તેથી અમે વટલાઇએ નહિ, એમ તમારા શાસ્ત્રમાં કહ્યું છે કે?"

"ના, વસંતરામ શેઠ!" શાસ્ત્રી મહારાજે જવાબ આપ્યો. "તમે મને પ્રાયશ્ચિત્તનો પ્રશ્ન કીધો હતો ને મેં શાસ્ત્રમાં જે કઠિનમાં કઠિન પ્રાયશ્ચિત્ત, કોઈ પણ પાપાચરણ માટે ઠરાવ્યું છે, તે પરદેશયાન માટે ઠરાવી, નિર્ણય આપ્યો છે. એમની સાથે જમવું કે ન જમવું, એ નક્કી કરવાનું કામ તમારું છે, ને ન્યાતનું છે. આજકાલ તો શાસ્ત્રને કોઈ માનતા જ નથી, તો પછી ન્યાતિના ચાલની વાત જ કોણ કરે? તમારે જોઇએ તો રજનીભાઈ સાથે જમો ને જોઇએ તો ન જમો."

"પણ શાસ્ત્રમાં તે નથી કે?" એક અર્ધદગ્ધ બોગણાંએ અંગ્રેજીમાં ફેંક્યું. "નથી તો કંઈ હરકત નહિ, અમે એને પાવન કરીશું, ને જમીશું, ન્યાતનો કંઈ જુલમ છે કે અમને અટકાવે? ન્યાતથી થાય તે કરી લે."

આ વચન સાંભળી લલ્લાશેઠ, જેનું જ્ઞાતિમાં ઘણું વજન હતું, તેણે ડોળા કકડાવી કહ્યું; "બેસી જાઓ, ને લાંબી ટુંકી કરશો તો ન્યાતની સભામાંથી કહડાવી મૂકીશ. તમારા જેવા મૂર્ખા માણસો—જે વળી સુધારાવાળા ગણાય છે તેઓ—આવી જાતની મૂર્ખાઈ કરીને જ, આજસૂધી બગાડતા આવ્યા છે ને હજી પણ બગાડશો જ કેમ? એ જ કે બીજું કંઈ તમારે બોલવાનું છે? તમે શું માથામાં પવન રાખો છો કે? જોઉં, આજે જમો રજનીકાંત સાથે, પછી તમારા શા હાલ થાય છે, તે તમારા જોવામાં આવશે. નાદાન છોકરાઓ, ન સમજે ને માથાકૂટ કરી, આમ જ બગાડે છે. સાંધતાં તો આવડે નહિ, પણ તોડવાને તૈયાર!" શેઠનો આવો સપાટો

જોઈ, આ સુધારાલાલ તો ઠંડો જ થઈ ગયો. પછી લલ્લાશેઠે ન્યાત ગોરને બોલાવી કહ્યું; "ગોર! સર્વ બાલગોપાળને બેસાડી દો; અને સર્વે ભાઇઓને મારી વતી વિનતિ કરો કે હું કહું છું તે ચિત્ત દઈ સાંભળો." હોકારો બંધ પડ્યો, ને લલ્લા શેઠ શું કહે છે તે સાંભળવા સર્વ તત્પર બની ગયા. લલ્લાશેઠે અડધો કલાક સુધી શાસ્ત્રી મહારાજ, તથા ન્યાતના ચાર પાંચ આગેવાનો જે સમજૂ હતા તેમની સાથે મસલત કરી જણાવ્યું કે; "ભાઇઓ! આજે આપણે જે કામ કરવાનું છે, તે એકવારને માટે નહિ, તેમ છાપામાં એમ છપાવાને માટે નહિ, કે ફલાણી ફલાણી ન્યાતે મોટો સુધારો કરી દીધો, અમે ઇદરીયો ઘડ જીત્યો રે આનંદ ભલા.

"તેમ લોકોમાં વાહવાહ કહેવડાવવા માટે પણ નહિ; તેમ જ, 'ચઢ જા બેટા સૂલીપે, રામજી ભલા કરેગા' એવા કોઈપણ હેતુથી સમુદ્રયાનનો નિર્ણય કરવાનો નથી. પણ આપણું, આપણાં સંતાનોનું અને આ ભરતભૂમિનું દુર્દશામાંથી તારણ કરવાનો જે આપણો પવિત્ર ધર્મ છે, તે પૂર્ણ કરવાનો છે એમ સમજી, કામ કરવાનું છે. પરદેશગમનમાં પ્રાયશ્ચિત્ત–કઠણમાં કઠણ પ્રાયશ્ચિત્ત તો, શાસ્ત્રવિધિપૂર્વક કરવાનું છે, ને એવું પ્રાયશ્ચિત્ત કર્યા વગર, કોઈ પણ 'સમુદ્રયાન' કરનાર ન્યાતિના સંસર્ગને બિલકુલ પાત્ર જ ગણાતો નથી. એટલું જ નહિ પણ જેઓ આ પ્રાયશ્ચિત્તને ક્ષુલ્લક માની, મનસાવાચાકર્મણા શુદ્ધ ભાવે પ્રાયશ્ચિત્ત કરતા નથી, પણ લોકોને છેતરવાનો એક ઢોંગ કરે છે, ને તેવા ઢોંગમાં બ્રાહ્મણો–જેઓ ધર્મના રક્ષક ગણાવાનો દાવો કરે છે–તેઓ સહાયભૂત થઈ, પૈસા મળ્યા કે 'સર્વં કાર્યં સિદ્ધમ્' ગણીને જેઓનો તેમનાપર વિશ્વાસ છે, તેમને છેતરે છે. તેઓ ઉભય, ઈશ્વરના ગુન્હેગાર છે, અને આ લોક તો તેમને કંઈપણ શિક્ષા કરવાને અસમર્થ છે, પણ જ્યાં ગયા પછી પાછું કહેવા આવવાનું નથી, ને જે સર્વવ્યાપક, સર્વજ્ઞાતા છે, તેનો ભારે દંડ સહન કર્યા વિના તેમનો છૂટકો જ નથી. વાસ્તવિકમાં, પ્રાયશ્ચિત્ત કરનારે શુદ્ધાંતઃકરણ ને શુદ્ધભાવથી યથાસ્થિત પ્રાયશ્ચિત્ત કરવાનું છે ને કરાવનારે, શાસ્ત્રવિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરાવવાનું છે. જે ભૂલે કે ચૂકે છે, તેને માટે યમદૂતનો માર જ છે. આ પ્રમાણે કોઇપણ 'સમુદ્રયાન' કરનારે શુદ્ધ મને પ્રાયશ્ચિત્ત કરવું જરૂરનું છે. તેમ આ રજનીભાઇએ પ્રાયશ્ચિત્ત કરવું, એવો આ ન્યાત ઠરાવ કરે છે. એ પ્રાયશ્ચિત્તનો વિધિ આ શાસ્ત્રી મહારાજ અને તેમની સંગે બીજા ત્રણ શાસ્ત્રી રહીને કરશે. પ્રાયશ્ચિત્ત કરવા પછી, તેઓ આપણા સહવાસના અધિકારી બનશે; ન્યાતની સભામાં આવવું, ન્યાતના વરઘોડામાં, પાટે બેસવા, સગાંસ્નેહીના લગ્નમાં આવવાનો ને સભામાં મત આપવાનો તેમ ગોરના નોત્રાંના પણ તેઓ અધિકારી બનશે. પણ આપણી પંક્તિના અધિકારી બનશે નહિ. હવે ભવિષ્યમાં કોઈ પુરુષ સમુદ્રયાન કરી આવે, તેને પણ આ જ નિયમ લાગૂ પડશે. પરદેશગમન કરી આવનારથી, આટલી છૂટ છતાં, પોતાની સ્ત્રી, પુત્ર, માતાપિતા, ભાઈ બહેન કે બીજા સંગે એક જ પંક્તિએ એક જ ચોકામાં બેસી, ઘરમાં પણ ભોજન લઈ શકાશે નહિ, એવું આ ન્યાત ઠરાવે છે. સગાં કુટુંબમાં પરદેશગમન કરી આવનારને જૂદી પંક્તિથી ભોજન કરાવવામાં હરકત નથી, તેમ જ તેના પુત્રપુત્રીને ન્યાતમાં

વરાવવામાં પણ બાધ નથી. ખુદ પરદેશગમન કરનારને પ્રાયશ્ચિત્ત પછી કન્યા આપવામાં પણ બાધ નથી—માત્ર પરદેશગમન કરનારથી એક પંક્તિએ ભોજન જ લેવાશે નહિ. આટલું બંધન ત્રણ વર્ષ સુધી રહેશે. ત્રણ વર્ષને અંતે જો બાળગોપાળની ખાત્રી થશે કે, પરદેશગમન કરી આવનારનો આ દેશમાંનો આચાર વિચાર પવિત્ર છે, તેની નીતિ પણ પવિત્ર છે, ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરે તેવી નથી જ, તેણે જે પ્રતિજ્ઞા, ગીતાપર હાથ મૂકી કરી છે, કે "મેં પરદેશમાં કંઈ પણ અભક્ષ્યનું ભક્ષણ કીધું નથી, પણ સંસર્ગદૂષિત જ છું, ને તેનું પ્રાયશ્ચિત્ત લેવા તત્પર છું" તે પ્રતિજ્ઞા સત્ય છે એમ માનશે, તે વળી એમ પણ માનશે કે પરદેશગમન કરનારે પરદેશમાં રહીને પણ, પોતાથી બની શક્યું હશે, તેટલું સ્વધર્મનું—આચાર વ્યવહારનું સંરક્ષણ કીધું હશે જ—અને તેમ માનીને, પરદેશગમન કરનારને ત્રણ વર્ષ પૂરાં થયા પછી ન્યાતમાં પાવન કરી, પંક્તિ આપવામાં આવશે. એ પ્રસંગે પરદેશગમન કરનારે શ્રીગૌમાતાને રૂપિયા સવાપાંચનો ચારો ને નિરાશ્રિત ફંડમાં રૂપિયા સવાપાંચ ઓછામાં ઓછા આપવા પડશે. જ્ઞાતિ પોતાનો ભાર આના કરતાં વધારે મૂકવા માગતી નથી—ઇચ્છા હોય તો લાખોનો ધર્મ કરે, તેમાં ન્યાતનો કંઈ વરવાંધો નથી, પણ આટલું તો તેણે અવશ્ય કરવું જ પડશે.

"પરંતુ એ ત્રણ વર્ષની મુદ્દત દરમિયાનમાં જો જ્ઞાતિને એમ માલમ પડશે કે, પરદેશગમન કરનારનું આ દેશમાંનું આચરણ પવિત્ર નથી, પણ ધર્મભ્રષ્ટતાવાળું છે, ન્યાત્યાચાર, દેશાચારથી વિપરીત છે, અને તેના સંસર્ગીઓપર પણ પાપભાર પડે તેવું છે, તો તેની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરી દેવામાં આવશે. માત્ર તેના પુત્ર પુત્રીઓને, જો તેમનાથી જૂદાં રાખવામાં આવશે તો પ્રાયશ્ચિત્ત આપ્યા પછી, તેમની સાથેનો વ્યવહાર ચાલૂ રાખવામાં આવશે. પણ કોઈ પરદેશગમન કરનાર ન્યાતની આ આજ્ઞાનું અપમાન કરીને ધર્મભ્રષ્ટપેરે વર્તશે તો તેના પુત્રપુત્રી સાથેનો, તેની સ્ત્રી સાથેનો, તેમ તેના સગાં કુટુંબી સાથેનો વ્યવહાર પણ બંધ કરવામાં આવશે. જે ધર્મભ્રષ્ટ છે, તે ન્યાતનો કે દેશનો ઉદ્ધાર જ કરી શકતો નથી. તેવા ધર્મભ્રષ્ટની આ ન્યાત પરવા પણ રાખતી નથી, ને રાખશે નહિ. ન્યાતના આ છેવટના નિર્ણયના સંબંધમાં કોઇને વરવાંધો હોય તો, તે હમણાં જ કહેજો. ઘણા ન્યાતિલાઓને એવી ટેવ હોય છે કે, ન્યાતની સભામાં મૂગા બહેરા બની જાય છે, પણ બહાર નીકળીને ગમે તેમ બકવા માંડે છે. પરધર્મીય અને સ્વજાતિથી જાતિભ્રષ્ટ ને ધર્મભ્રષ્ટ છાપાવાળાઓ, કે જેમને આર્યસનાતન ધર્મનું રંચ જેટલું પણ જ્ઞાન નથી, ધર્મ કેમ હિતકર છે તે જાણતા નથી, તેમની સાહેતા લઇને, નકામું પીંજણ કરે છે, ન્યાતના શેઠો ને આગેવાનોની નિંદા કરે છે; તેવા અત્ર હાજર રહેલા સર્વને, આ સભામાં પૂછું છું કે, આ નિર્ણયમાં કોઇને પણ વાંધો હોય, તેઓએ તે રજૂ કરવો. તેપર સંપૂર્ણતાથી વિચાર કરવામાં આવશે. ધર્મભ્રષ્ટ વાતો, તેમ જ બીજાની નિંદાની વાતો હું સાંભળીશ નહિ. તે વિના બીજી સર્વ દલીલ સાંભળીશ. ગોર, પૂછી જુઓ, કોઇને પણ આ નિર્ણયના સંબંધમાં કાંઈ કહેવાનું છે?"

ગોરે મોટેથી ત્રણવાર બાળગોપાલને પ્રશ્ન કર્યો, પણ કોઇએ પણ આ સુખકર ને માન્ય રહે તેવા નિર્ણય સ્હામે વાંધો બતાવ્યો નહિ. પછી ન્યાત શેઠના કહેવાથી ગોરે પુનઃ સર્વને પૂછ્યું કે, "બાળગોપાલને પરદેશગમનના નિર્ણયના સંબંધમાં લલ્લા શેઠે આપેલો આ નિર્ણય કબૂલ મંજૂર છે?" સર્વ ન્યાતિભાઇઓએ મોટે અવાજે જણાવ્યું કે 'કબૂલ છે.' પછી રજનીકાંતને પૂછ્યું; "રજનીકાંત ભાઈ! તમને આ નિર્ણય કબૂલ છે? શેઠે જણાવ્યું તેમ કરવાને રાજી છો કે કંઈ વાંધો છે, કે પેલા પરધર્મીય છાપાવાળાઓ, પોતાની કોમમાં વિલાયતી મઢમઢી આવે તેથી અભડાઈ-વટલાઈ જાય ને હિંદુઓએ પરદેશગમન કરનારને ન્યાતમાં લઈ, મહાન્ જોધા માણીગર બન્ધવાનો સુધારો કરવાનો જે ઉપદેશ આપે છે તેમ કરવું છે?"

"ન્યાત જેમ કહે તેમ કરવાને હું તૈયાર છું. ગંગાસ્નાન માટે મારે કયાં જવું?" રજનીએ પૂછ્યું.

"વારાણસી, હરિદ્વાર, નાસિક અથવા ત્યાં ન જવાય, તો પછી અહીં વાલુકેશ્વરની બાણગંગામાં એ વિધિ કરશો, તોપણ ચાલી શકશે! સર્વ તીર્થનો સાગરમાં સમાવેશ થાય છે! વાલુકેશ્વર સાગર તીરે છે." શાસ્ત્રીએ જવાબ આપ્યો.

"Oh-yes-it will walk-એમ ચાલશે" એક અધકચરા અંગ્રેજી ભણેલાએ છબરડો વાળ્યો.

"મહારાજ! હું વારાણસી-કાશીમાં વહન કરતી ગંગાના જળથી સ્નાન કરીને શુદ્ધ થઈશ, વાલુકેશ્વરમાં ચલાવી લેવાની કશી પણ અગત્ય નથી." એમ કહીને પુનઃ રજનીકાંતે હાથ જોડીને ન્યાતને પ્રાર્થના કરી કે;-"મારા શિરચ્છત્ર સુરબ્બીઓ! જો મારી પેઠે એક બીજા પાપી પ્રાણીને પણ શુદ્ધ કરીને ન્યાતમાં લેવાની કૃપા કરો, તો અત્યંત ઉપકાર થાય. મારો ને તેનો જન્મારો જ સુધરી જાય. જો આજ્ઞા હોય તો તેનું નામ જણાવું?"

"નામ તો જણાવો, પછી વિચાર કરવામાં આવશે." ભાઇલાલ ભાઇએ જરાક ટીચકી ચડાવીને જવાબ આપ્યો.

"તેનું નામ સુશીલા છે. તે નલિનીકાંત ચક્રવર્તીનાં પુત્રી અને મારાં ધર્મપત્ની થાય છે." રજની બોલ્યો.

"પણ તેણે તો પુનર્લગ્ન કર્યું છે, એટલે હવે તમારી પત્ની શાની? સુશીલાને પુનર્લગ્ન કરવા માટે અને તેના કુટુંબને એ પુનર્લગ્નમાં અનુમતિ આપવાના અપરાધ માટે જ ન્યાતબહાર મૂકવામાં આવ્યાં છે!" લલ્લાશેઠે પોતા તરફથી જવાબ આપ્યો.

"એ બધી વાત ભેદભરેલી છે. સુશીલાએ પુનર્લગ્ન કર્યું જ નથી; કારણ કે, જે નિશાનાથ બાબૂ સાથે પુનર્લગ્ન કર્યું કહેવાય છે, તે નિશાનાથ બાબૂ તો હું પોતે જ છું." એમ કહીને રજનીકાંતે પોતાનો બધો વૃત્તાંત અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો, કે જે આપણે જાણી આવેલા હોવાથી બીજીવાર તેનો ઉલ્લેખ કરવાની કશી પણ અગત્ય નથી. એ બધો વૃત્તાંત સાંભળીને અને નલિનીકાંતના બધા વિચારો બદલાઈ ગયાની વાત જાણીને, બધાના મનમાં અત્યંત આશ્ચર્ય

થવા લાગ્યું અને હર્ષમાં આવીને સર્વાનુમતિથી ન્યાતે સુશીલાને પરદેશગમનનું રજનીકાંત સમાન પ્રાયશ્ચિત્ત કરાવીને અને તેના માતાપિતાને સંગદોષનું પ્રાયશ્ચિત્ત કરાવીને, ન્યાતમાં લેવાનો ઠરાવ કર્યો અને પોતાની દીર્ઘદ્રષ્ટિ તથા ઉદારતાનો પૂરેપૂરો પરિચય કરાવી આપ્યો.

પછી રજનીએ ઉભા થઈ કહ્યું; "જ્ઞાતિબંધુઓ! તમે જે કૃપા કરીને આજે મને કૃતાર્થ–પાવન કીધો છે, એટલું જ નહિ, પણ ન્યાતને માટે કહો કે વૈશ્ય વાણિક વર્ણ માટે કહો–તમે, પરદેશગમનનો જે ધર્માનુસાર યોગ્ય માર્ગ ખુલ્લો કરી આપ્યો છે, તે માટે આપ સર્વને મારા પ્રેમ પુરઃસર પ્રણામ છે અને ન્યાતે જે ઉદારતા બતાવી છે તે અર્થે, મારી ફૂલ આપવાની તો શક્તિ નથી, પણ આ ફૂલની પાંખડી–રૂ ૫૦૦૦ ન્યાતના ઓચ્છવના ફંડમાં આપું છું, તે સ્વીકારશો તથા ગૌમાતાના ફંડમાં રૂ ૫૦૦ ને નિરાશ્રિત ફંડમાં રૂ ૫૦૦ આપું છું તે ત્યાં મોકલાવી આપશો. પ્રાયશ્ચિત્તનો સર્વ યથાસ્થિતિ હું ખરચ કરીશ, એટલી મારામાં શક્તિ છે. જે પુરુષ પોતાની શક્તિ છતાં, ધર્મકાર્યમાં છળ કરે છે, તે મૂઢમતિ ને ધર્મથી ભ્રષ્ટ, ઈશ્વરનો છળપ્રપંચ કરનાર જ છે. તેવા પાપમાંથી બચાવવામાં મને સહાયકર થાઓ; અને આ છ હજારની નોટ સ્વીકારી આભારી કરો."

લલ્લાશેઠ, એ સાંભળતાં બોલી ઉઠયા; "એ નહિ બને, એ નહિ બને! ધર્મ કરવો હોય તો હજારોનો કરો, પણ જ્ઞાતે ઠરાવ્યું છે કે ન્યાત, આવા કાર્યમાં કંઈ પણ દંડ કરશે નહિ, તે પછી આ પાંચ હજાર રૂપિયા લેવા, એ ન્યાતની હલકાઈ ગણાય. ન્યાત કંઈ ભૂખે મરતી નથી કે તમારી એ પાંચ હજાર રૂપરડી લે. તમારી મરજી હોય તો, કોઈ રૂડા કામમાં વાવરજો, તેમાં ન્યાતને ના નથી."

આમ ન્યાતે ના કહેવા માંડી ને સર્વે એક જ વિચારના થઈ ગયા, તેમ તેમ રજનીને પણ વધારે વધારે આપવાની આતુરતા થતી ગઈ. એકની ના ને બીજાની હા, એમ ઘણો ઝઘડો ચાલ્યો. ઘણી હોંસાતોંસી પછી, છેવટે ખાનગીમાં એવો વિચાર થયો કે, રજનીના આ પાંચ હજાર ન્યાતની કેળવણીના ફંડમાં વાપરવા. એ સાંભળી રજની વધારે રાજી થયો, ને બીજા પાંચ હજાર એવું કહી આપ્યા કે, એ રૂપિયાના વ્યાજમાંથી નિરાધાર બાળક ને વિધવા સ્ત્રીઓને મદદ કરવી.

પછી સર્વે ન્યાતિભાઇઓ પરમેશ્વરનો જય બોલાવી, રાત્રિના ત્રણ વાગે ઘર તરફ વિદાય થયા. સહુ રાજી થયા, ન્યાત પણ રાજી થઈ, રજની તો આ પરિણામથી ઘણો રાજી થયો. બીજી વાણિયા બ્રાહ્મણ, ભાટિયાઆદિ ન્યાતોના આગેવાનો, વાણિયાનું આ ડહાપણ ને આ જજમેંટ જાણી ચકિત જ થઈ ગયા; પણ ત્રીજા દૈનિક વર્તમાનપત્રોમાં એકે છાપ્યું કે, "ન્યાતે જે સામાનીય થરાવ કરીઓ તે ઘણો મુબારકબાદી આપવા જોગ છે." બીજાએ છાપ્યું કે "વાણિયાઓ હજી પણ ડાહ્યા ને ધરમના રક્ષક છે તે આપરથી જ જણાય છે." પણ બે પત્રોએ લખ્યું કે પોતિયા પારેખ તે પોતિયાપારેખ જ વાનીયાઓ રહ્યા. વિલાયત જવું ત્યાં શો એથવારો છે, કે સું વતલવાનું છે કે તેને માટે તરણ તરણ વરસ સૂધી વેલાયત જનારને નાત સાથે બેસી જમાડી શકાય નહિ. બીસકોટ ને ઇરાનીની ચાહ ને

મટનચાપ ખાતાં ઘણા વાનીયાઓને અમે જોયા છે. તેવું જ વેલાતમાં ખાય તેથી તે ધરમનો ભરષટજ થાય, એ અમે માનતા નથી. રજની તો એક મૂરખ ને ઠોઠ છોકરો છે, પણ નરેણીકાંતના જેવા શવબહાદુર ને કરદમ હરદમ ને સુધારાવારા થઇને પરાછીત કરવાનું હલકટ કામ કરવાનું કબુલીયું, તે તેમને માટે ઘણું શરમ ભરેલું છે. હીનદુ સુધારાવારાની ભવાઇથી જ એ સુધારો આજે જગજગીત થતો નથી, એ સરવનું પાપ નરેણીકાનત જેવા સુધારાવારાઓને માઠે છે." વગેરે.

* * * * * * * * *

ઘેર આવ્યા પછી નલિનીકાંત અને સુશીલા તથા લક્ષ્મીબાઇને તેણે એ બધી વાત કહી સંભળાવી. ન્યાતમાં પાછાં ભેળાવવાની વાત સાંભળીને લક્ષ્મીબાઇના આનંદનો પાર રહ્યો નહિ. આનંદમાં આવીને તે સદ્ગુણી સાસૂ જમાઇને કહેવા લાગી કે:—

"બેટા! અમે પાછાં ન્યાતમાં જમવા બેસીશું, એવી અમને સ્વપ્ને પણ આશા હતી નહિ; કારણ કે, સુશીલાનો અપરાધ જ એવા પ્રકારનો હતો. પરંતુ માત્ર તારી દયાળુતા અને ઉદારતાથી જ આજે અમારા જેવા પતિતોનો ઉદ્ધાર થયો છે—અમારાં મોઢાં તેં જ અજવાળ્યાં છે; માટે તારા ઉપકારોનો બદલો આ જન્મમાં તો અમારાથી વાળી શકાય તેમ નથી જ."

"માજી! આ શું બોલ્યાં? એમાં તમારા એકલાનો જ લાભ નથી; કિંતુ મારો લાભ પણ સાથે જ સમાયલો છે, એટલે એમાં ઉપકાર જેવું કાંઈ છે જ નહિ. પરમેશ્વર જે કરે છે, તે સારા માટે જ, એ વાતને આપણે કોઈ દિવસ પણ ભૂલવી જોઇતી નથી." રજનીકાંતે પોતાના નિર્માની સ્વભાવનું દર્શન કરાવ્યું.

"વારુ; ત્યારે કાશી જવાની તૈયારી કયારે કરીશું?" નલિનીકાંતે પૂછ્યું.

"આવતી કાલે મારા જયપુરવાળા આશ્રયદાતા ડૉકટર વિષ્ણુપ્રસાદ અને તેમનાં પત્નીને હું અહીં લઈ આવવાનો છું. તેમનો કાલે આદરસત્કાર કરીને પરમ દિવસે અમે કાશી તરફ જવા નીકળીશું." રજનીએ જવાબ આપ્યો.

એ પ્રમાણેની સઘળી વ્યવસ્થા થવા પછી રજનીકાંત ત્યાંથી નીકળીને પાછો રમણિકને ત્યાં આવ્યો અને સરલાદેવી સાથે તેણે કેટલીક ખાનગી વાતો કરતાં કહ્યું;—

"મારી ન્યાતમાંથી આજે પ્રાયશ્ચિત્ત કરીને મને પુનઃ ન્યાતમાં લેવાનો ચુકાદો મળી ચૂકયો છે, અને તેથી પ્રાયશ્ચિત્ત કરવા માટે મારે બનારસ જવાનું છે. આપનો કલકત્તે જવાનો હાલમાં વિચાર છે કે નહિ?" રજનીએ પૂછ્યું.

"કદાચિત્ એકાદ મહિના પછી હું કલકત્તે જાત, પણ જ્યારે તમે બનારસ સુધી સાથે છો, ત્યારે તો અત્યારે જ હું પણ સાથે આવીશ અને પ્રાયશ્ચિત્ત કરાવ્યા પછી તમને બધાંને થોડા દિવસ મારે ત્યાં કલકત્તામાં, આદરાતિથ્ય કરવા માટે રાખીશ. મારી ઘણા દિવસની જે એક પ્રબળ ઇચ્છા છે, તે પૂરી થવાનો અવસર હવે આવી પહોંચ્યો છે અને તેથી વેળાસર મારે એનો લાભ લેવો જોઇએ." સરલાદેવીએ જણાવ્યું.

"આપની શી ઇચ્છા છે?" રજનીએ આતુરતાથી પૂછ્યું.

"કલકત્તામાં કરેલી ઇચ્છા કલકત્તામાં જ પ્રકટ થશે અને કલકત્તામાં જ પૂરી થશે. અત્યારે અને આ સ્થળે મારાથી તે કહી શકાય તેમ નથી." સરલાદેવીએ રજનીના મનમાં સંશય ઉત્પન્ન કરે, એવું વિલક્ષણ ઉત્તર આપ્યું.

રજનીકાંતે વધારે કાંઈ પણ પૂછ્યું નહિ. તે પોતાના સૂવાના ઓરડામાં ચાલ્યો ગયો અને મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યો. "સરલાદેવી મને પાછી કલકત્તે શા માટે લઈ જતી હશે? વળી એના મનમાં શો વિચાર આવ્યો હશે? પુનઃ એના મનમાં કાંઈ વિકાર તો નહિ ઉત્પન્ન થયો હોય? જો એમ હોય તો તો સત્યાનાશ ને ખાતું ખરાબ! મારા માટે જે સંન્યાસિની થઇને અહીં સુધી આવી છે, તે કલકત્તામાં લઈ જઇને કાં તો પોતાની ઇચ્છા તૃપ્ત કરશે ને કાં તો મારી પાયમાલી કરશે; કારણ કે, સ્ત્રીઓનો સ્વભાવ એ વિષયમાં ઘણો જ ક્રૂર હોય છે! જે પરમાત્મા કરે તે ખરું! આબરૂ જાળવવા માટે એના વચનને માન આપી ત્યાં જવા વિના તો છૂટકો નથી!" એવી રીતે તેના તર્કવિતર્કોએ તેની નિદ્રાનો નાશ કરી નાંખ્યો. મનુષ્યનું મન એવું હોય છે કે, સ્વર્ગને નરકનું સ્વરૂપ આપી દે છે અને કોઈ વાર નરકને સ્વર્ગ બનાવી દે છે. તેનો એક સમયે દૃઢ તો અન્ય પળે ચળ થવાનો સ્વભાવ સર્વત્ર પ્રસિદ્ધ છે. અત્યારે રજનીકાંતનું ચલિત મન સ્વર્ગ અને નરકની વચ્ચે ડોલા ખાતું હતું.

સરલાદેવીને પણ નિદ્રાનો આસ્વાદ મળ્યો નહોતો; પરંતુ એનું કારણ સર્વથા બીજું જ હતું. તે પોતાની એક વિશેષ ઇચ્છાને તૃપ્ત કરવાનો અવસર આવેલો જાણીને હર્ષથી છલકાઈ જતી હતી. અત્યંત ચિંતા રજનીની અનિદ્રાનું કારણ હતું; અને અત્યંત આનંદ તે સરલાદેવીની જાગ્રતાવસ્થાનું કારણ હતું. એ ઇચ્છા શી હતી?



## પ્રકરણ ૪૬ મું

## વિષ્ણુપ્રસાદની સ્વદેશસેવા

"Perish Policy and cunning,
Perish all that fears the light,
Whether winning, whether losing,
Trust in God do the right.
Some will hate thee, some will love thee,
Some will flattar, some will slight;
Cease from man, look above thee,
Trust in God and do the right."

બીજે દિવસે સવારમાં રજનીકાંત અને રમણિકલાલ બન્ને ડૉક્ટર વિષ્ણુપ્રસાદને મળવા માટે વાલુકેશ્વર ગયા અને ત્યાંથી અત્યંત આગ્રહ કરીને ડૉક્ટર તથા તેની પત્ની શ્રીમતીને પોતાને ઘેર તેડી લાવ્યા. નવીનચંદ્રે તેમના આદરા-

તિથ્યની સઘળી વ્યવસ્થા કરી રાખી હતી, એટલે તેઓ લગભગ અગીઆર સાડા અગીઆર વાગ્યાના શુમારે ઘેર આવ્યા, તે વેળાએ ભોજન આદિની સઘળી તૈયારી હતી. ડૉક્ટર અને તેની સ્ત્રી, સરલાદેવીને જોઇને ઘણાં જ હર્ષિત થઈ ગયાં; વળી પોતાની દીર્ઘકાળ પરિચિતા મેરિયનને પણ ત્યાં જોતાં તો તેમના આનંદ અને આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. લાંબા સમયથી વિયુક્ત થયેલાં આપણી નવલ-કથાનાં સર્વ પાત્રોનો આમ અચાનક મેળાપ થઈ ગયો. નલિનીકાંત, લક્ષ્મીબાઈ અને સુશીલાને પણ નવીનચંદ્રે ખાસ આગ્રહ કરીને આજે બોલાવ્યાં હતાં. એટલે પછી આનંદનો અવધિ થાય, એમાં શંકા જ નહોતી. સર્વ જમ્યાં. જમ્યા પછી આવીને તાંબૂલ સેવન કરવા માટે દીવાનખાનામાં બેઠાં. ડૉક્ટર વિષ્ણુપ્રસાદની મુખમુદ્રા એટલી બધી તેજસ્વી અને પ્રભાવશાળી દેખાતી હતી કે, સર્વ તેના તરફ આકર્ષાઇને તેને જોવામાં જ લીન થઈ ગયાં હતાં. સંન્યાસીવેશી ડૉક્ટર દ્વિતીય અર્જુન સમાન જ ભાસતો હતો. પ્રથમ ડૉક્ટરે રજનીકાંતના જીવન ચરિત્રની ચર્ચા કરી અને રજનીએ પોતાનો બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. પોતે એકવાર જેને આશ્રય આપ્યો હતો, તેની આવી ઉન્નતિ થયેલી જાણીને ડૉક્ટરને જે નૈસર્ગિક હર્ષ થયો, તે ખરેખર અવર્ણનીય જ હતો. તેનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ વર્ષવા માંડ્યાં. ત્યાર પછી રજનીકાંતે પ્રશ્ન કર્યો;–

"સ્વામીજી! જયપુરમાં જે સમયે હું આપનો એક દીન આશ્રિત હતો, તે વેળાએ કૉંગ્રેસ અને અન્ય રાજકીય વિષયોની ચર્ચા આપણા વચ્ચે થઈ હતી, ને સ્વદેશીય આન્દોલન વિશે તે વેળાએ આપણા વિચારો કેટલેક અંશે પ્રતિકૂળ હોય એવી મારી ધારણા હતી. વળી આપે જે સંન્યસ્ત દીક્ષા લીધી હતી, તે માત્ર વેદાંત ધર્મનો ઉપદેશ કરવા માટે અને તેનો પ્રચાર કરવા માટે જ લીધી હતી, તે માર્ગને મૂકીને આપ એકાએક ભારતભક્ત–સ્વદેશસેવક બનીને ભારતવર્ષની ઉન્નતિના માર્ગ સમાન વ્યાવહારિક વિષયમાં કેમ વળી ગયા, એનું કારણ કૃપા કરીને જણાવો."

"રજનીકાંત! તમે એક સુજ્ઞ અને જિજ્ઞાસુ બાળક છો અને આટલા વયમાં જગતનો પણ અનુભવ તમને સારો મળી શકયો છે, એટલે હવે મારા આગળના વિચારોમાં પરિવર્ત્તન કેમ થઈ ગયું, એનાં કારણો મારા વર્ણનથી તમે સારી રીતે અને સત્વર જ સમજી શકશો. મારા પ્રથમના વિચારને વળગીને કેટલાક વખત સૂધી મેં ધર્મનો ઉપદેશ ચાલૂ રાખ્યો અને તેમાં મને કેટલેક ભાગે વિજય પણ મળી ચૂકયો હતો. કેટલાંક સ્થાનોમાં રામકૃષ્ણ આશ્રમ અને વિધવાશ્રમની સ્થાપના કરવાને હું ભાગ્યશાળી થયો છું. પરંતુ પાછળથી જ્યારે મેં આજની ભારતવર્ષની સ્થિતિનો વિચાર કર્યો અને તેના વર્તમાન સ્વરૂપનું દર્શન કર્યું, ત્યારે તે બાહ્યતઃ જેટલું સુંદર અને મનોહર દેખાય છે, તેટલી તેની આંતરિક સુંદરતા અને મનોહરતા મારા જોવામાં આવી શકી નહિ; અને એમ થતાં જ વ્યાવહારિક વિષયની ભાવનાઓ મને અત્યંત ઉચ્ચ પ્રકારની દેખાવા માંડી. મારા મનમાં આવા વિચારો આવવા માંડ્યા કે,–જ્યારથી ભારતવાસીઓએ કુસંપનો

સ્વીકાર કર્યો છે, ત્યારથી ભારતવાસીઓની અવનતિનો આરંભ થયો છે અને તેમની તે અવનતિ હજી સુધી વંશપરંપરા ચાલતી આવે છે. આપણે ધર્મની ભાવનાઓમાં આગળ વધીને યોગ આદિની સાધનાથી પરમાત્મારૂપ થઈ જઇએ, એ ભાવના જો કે શ્રેષ્ઠ અને ઉચ્ચતમ છે, પરંતુ એ ક્રિયાઓ સુખરૂપ થઈ શકે, એટલા માટે દેશમાં સંપની પ્રથમ આવશ્યકતા છે; અને એટલા માટે લોકોને નિવૃત્તિના ઉદાસીન માર્ગમાં દોરવવા પહેલાં તેમને ઉદ્યોગી અને પ્રવૃત્તિપરાયણ થવા માટેનો નવીન ઉત્સાહ આપવો અને સ્વોન્નતિના સત્ય અને યથાર્થ માર્ગો તથા ઉપાયોની દિશા બતાવવી, એ જ વર્તમાન કાળમાંનું આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. સંપનો પ્રચાર થવાથી દેશમાં લક્ષ્મીની વૃદ્ધિ થશે, લક્ષ્મીની વૃદ્ધિ થવાથી ગૃહસ્થાશ્રમની ઉન્નત અવસ્થા થશે અને એ જ માર્ગથી આપણને સ્વરાજ્યની પ્રાપ્તિ થશે. એકવાર સ્વરાજ્ય મળ્યું અને સ્વતંત્રતાદેવીનું આગમન થયું કે, ધર્મ વૃદ્ધિનાં સાધનો પોતાની મેળે જ વિપુલ પ્રમાણમાં આવીને ઉપસ્થિત થશે અને ત્યાર પછી ધર્મની ઉન્નતિ થવામાં લેશ માત્ર પણ વિલંબ લાગશે નહિ. સંપના પણ દીર્ઘ દૃષ્ટિથી જોતાં આથી આપણા ધર્મ સાથે કેટલો બધો સંબંધ રહેલો છે, એ સ્પષ્ટ જોવામાં આવી શકે છે. ભારતવાસીઓ જડવાદી નથી—માત્ર રવિવારે ચર્ચમાં જઈ આંખો મીચીને ઉભા રહેવાથી અને બાઇબલમાંથી ચાર વચન વાંચવાથી જ, યૂરોપિયનો પ્રમાણે ભારતનિવાસી પોતાના ધર્મની ઇતિકર્ત્તવ્યતા થયેલી માનતા નથી. ભારતનિવાસીઓના ધર્મનો તો, ચાલવા, ફરવા, બેસવા, ઉઠવા અને ન્હાવા, તથા ભોજન કરવામાં—અર્થાત્ પ્રત્યેક ક્રિયામાં એક સરખી રીતે જ સમાવેશ થયેલો છે. અર્થાત્ આર્યધર્માનુયાયી સ્ત્રીપુરુષની વ્યાવહારિક કે ધાર્મિક એવી એક પણ ક્રિયા નથી કે, જેમાં કાંઈ પણ ધર્મનો સંબંધ ન હોય. આપણી સ્વદેશસેવા પણ ધર્મમયી છે અને તેથી સ્વદેશાભિમાનનો ઉપદેશ આપીને લોકોને મોહ અને આલસ્યની નિદ્રામાંથી જાગ્રત કરવા, એ સંન્યાસીનો પ્રથમ ધર્મ છે. જે સંન્યાસીઓ પારકાના અન્નથી ઉદર ભરીને આલસ્યને આધીન થઈ નિવૃત્તિનો દંભ બતાવી પડી રહે છે અને લેશ માત્ર પણ ઉદ્યોગ કરતા નથી, તેઓ ખરેખર ભારતભૂમિને ભારરૂપ સંન્યાસી જ છે, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નથી. આવા ઉદ્દેશથી જ મેં આ માર્ગનું અવલંબન કરેલું છે. દેશકાળને અનુસરીને જે કાર્ય મેં માથે ઉપાડ્યું છે, તેમાં ઈશ્વર મને સહાયતા કરો અને ભારતવર્ષને સંપસંપત્તિ મળો, એ જ મારી એક અનન્યભાવયુક્ત વાંચ્છના છે. જો પ્રત્યેક ભારતવાસી આવી જ ભાવના રાખશે તો અવશ્ય એક દિવસે વૈભવના સૂર્યનો પુનઃ પૂર્ણ ઉદય થશે જ !" ડૉક્ટર વિષ્ણુપ્રસાદે પોતાની સ્વદેશસેવાનો ઉદ્દેશ વિસ્તારથી કહી સંભળાવ્યો.

સ્વામી અથવા ડૉક્ટર વિષ્ણુપ્રસાદના એ ગાંભીર્યયુક્ત ભાષણથી સર્વ સ્તંભિત અને સ્તબ્ધ થઈ ગયાં. ડૉક્ટર વિશે સર્વના અંતઃકરણમાં અવર્ણનીય માનની લાગણી ઉત્પન્ન થઈ. સર્વેએ તેને એક ધ્વનિથી ધન્યવાદ આપ્યા અને અનેક મુખે તેની સ્તુતિનાં સ્તોત્રો ગાયાં. નિઃસ્વાર્થી નિઃસ્પૃહી અને સદાચારી પુરુષને એવું અભિનંદન મળવું જ જોઇએ. જે દેશમાં એવા મહાનુભાવ મહાત્માઓની પૂજા કર-

વામાં નથી આવતી, તે દેશ ખરેખર અજ્ઞાત અને દુર્ભાગી જ કહી શકાય. લગભગ આજ સુધી તો ભારતવર્ષની ગતિ એવી જ હતી, પરંતુ તેના સદ્‌ભાગ્ય યોગે તે જાગૃત થયું છે, તો હવે અવશ્ય કોઈ પણ ઉદયની આશા રાખી શકાશે. પરમાત્મા સત્વર ભારતને સંપ અને સંપત્તિ આપીને કુસંપના બંધનથી મુક્ત કરો.

એ પછી સંભાષણનો વિષય બદલાયો. રજનીકાંતે સ્વામીશ્રીને ઉદ્દેશીને કહ્યું કે;—"મહાશય! જ્ઞાતિએ કરેલી આજ્ઞાને શિરસાવંદ્ય કરીને હું આવતી કાલે કાશી જવાનો છું અને સાથે મારી સ્ત્રી, મારાં સાસૂ અને સસરો પણ આવવાનાં છે. વળી સરલાદેવી પણ કલકત્તે જતાં હોવાથી મારી સાથે જ આવવાની ઇચ્છા રાખે છે. લગભગ દશ પંદર દિવસમાં અમે પાછાં ફરીશું અને જો આપ અહીં હશો તો આપનાં દર્શનનો પુનઃ લાભ લઇશું."

"હાલ તો માસ બે માસ મારો વિચાર અહીં રહેવાનો જ છે, અને તેથી આપણો અવશ્ય બીજીવાર મેળાપ થશે. હું ત્રણ ચાર દિવસ પછી ગામમાં રહેવા આવવાનો છું. હું જ્યાં રહીશ ત્યાંનું સરનામું તમને લખી જણાવીશ." ડૉક્ટરે કહ્યું.

"ગામમાં રહો, તો મારે ત્યાં જ રહો. હું આપને પિતાતુલ્ય માનું છું અને તેથી મારો આપને આગ્રહ કરીને પણ મારે ત્યાં રાખવાનો અધિકાર છે. આશા છે કે, આપ મારી એ પ્રાર્થનાનો અસ્વીકાર તો નહિ જ કરો !"

"આવ જહાં આદર જહાં, ઔ નયનનમેં નેહ;
સજ્જન ઉસ ઘર જાઇયે, પથ્થર બરસે મેહ.—"

એ કહેવતને યાદ કરીને ડૉક્ટર વિષ્ણુપ્રસાદે રજનીને ત્યાં આવી વસવાનો સ્વીકાર કર્યો. નવીનચન્દ્રે તેમના માટે સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાનું માથે લીધું, પરંતુ એટલામાં સરલાદેવીના મનમાં અચાનક કાંઇક ઉર્મિ આવવાથી તે એકાએક બોલી ઉઠી;—"સ્વામીજી ! મારી એક પ્રાર્થના છે, જો માન્ય કરો તો કહું ?"

"આનંદથી કહો !-આપની પ્રાર્થના અયોગ્ય તો નહિ જ હોય ને તેથી અમાન્ય થવાની સંભાવના જ નથી." વિષ્ણુપ્રસાદે સ્નેહભરિત સ્વરથી ઉત્તર આપ્યું.

"મારી પ્રાર્થના એટલી જ છે કે, આપ પણ પોતાનાં પત્ની સહિત અમારી સાથે જ ચાલો અને થોડા દિવસ મારે ત્યાં અતિથિ રહીને આપની ઇચ્છા હોય તો પાછા રજનીકાંત સાથે મુંબઈ આવજો." સરલાદેવીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

"પણ મારે હજી અહીં કેટલાંક વ્યાખ્યાન કરવાનાં છે, તેનું કેમ?" વિષ્ણુ-પ્રસાદે વાંધો બતાવ્યો.

"એ આપનું કહેવું યથાર્થ છે, પરંતુ મુંબઇમાં તો આપ બે ત્રણવાર વ્યાખ્યાન કરી ચૂક્યા છો, પણ કલકત્તાને આપની એ અમૃતવાણીનો લાભ મળ્યો નથી; માટે ત્યાંના લોકોને પણ એ લાભ આપો અને મારા ગૃહને પણ પાવન કરો. આપના હસ્તે ત્યાં એક ઉચ્ચ પ્રકારની સ્વદેશસેવા કરાવવાનો મારો વિચાર છે." સરલા-દેવીએ પોતાનો પક્ષ સિદ્ધ કર્યો.

રજનીકાંતે પોતાના મનના બીજા એક વિશિષ્ટ હેતુથી એ વાતને અનુમોદન આપ્યું અને અંતે નિરુપાય થઇને વિષ્ણુપ્રસાદે પણ જવા માટે હા પાડી.

શ્રીમતીને ત્યાં જ રાખી, ડૉક્ટર પોતાને ઉતારે જઇને થોડો ઘણો સામાન હતો તે લઈ આવ્યો અને રજની તથા રમણિક જી. આઈ. પી. રેલવેના વિક્ટોરીયા ટર્મીનસ સ્ટેશનથી બીજા દિવસના કલકત્તા મેલમાં જવા માટે સેકન્ડ કલાસના બે કમ્પાર્ટમેન્ટો (સળંગ) રીઝર્વ્ડ કરાવી આવ્યા. પ્રવાસને યોગ્ય સર્વ સામગ્રીઓ તૈયાર કરીને બીજે દિવસે કલકત્તા મેલમાં રજનીકાંત, નલિનીકાંત, સુશીલા, લક્ષ્મીબાઈ, સરલાદેવી, મેરિયન અને એક રસોઇયો તથા એક સ્ત્રી ચાકર મળીને આઠ મનુષ્ય કાશી જવા માટે રવાના થઈ ગયાં. સરસ્વતી, રમણિકની સ્ત્રી તારા, રમણિક અને નવિનચન્દ્ર આદિ બધાં સ્નેહી અને સંબંધીઓ તથા મિસ્ટર માધવજી મરહૂમ પણ સ્ટેશનપર એમને વળાવવા માટે ગયાં હતાં. ટ્રેન ઉપડી અને આનંદપૂર્વક સર્વ જૂદાં થયાં. પ્રવાસમાં વિશેષ જાણવા જેવું કાંઈ પણ બન્યું નહિ. વખતસર એ સ્ત્રીપુરુષોનો પવિત્ર સમુદાય આર્યોનાં પવિત્રતમ તીર્થક્ષેત્ર, બુદ્ધની ઉપદેશભૂમિ અને પાપમોચિની ગંગાના પ્રવાહની ભૂમિ કાશી અથવા વારાણસીમાં જઈ પહોંચ્યો.

---

## પ્રકરણ ૪૭ મું

## કાશી ક્ષેત્ર

" अन्यक्षेत्रे कृतं पापं । तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पापं । वज्रलेपो भविष्यति ॥ " सुभाषितम्.

"Suit the action to the word, the word to the action, with this special observance that you o'erstep not the modesty of nature." SHAKESPERE.

વર્તમાન કાળમાં સમસ્ત ભારતવર્ષમાં વૈદિક ધર્મ સંબંધી જો કોઈ પણ અતિ પવિત્ર સ્થાન હોય, તો તે કાશી છે. મહાભારત અન્તર્ગત વનપર્વમાં તીર્થ આદિનું પુષ્કળ વર્ણન કરવામાં આવેલું છે અને તેમાં ગંગાનું માહાત્મ્ય પણ ગવાયલું છે; પરંતુ વારાણસીના માહાત્મ્યનો કાંઈ વિસ્તૃત ભાગ મળી આવતો નથી. તથાપિ બીજાં પુરાણોમાં કાશી અથવા વારાણસીનું માહાત્મ્ય વિસ્તારપૂર્વક વર્ણવેલું છે. વરણા અને અસી એ બે નદીઓનાં નામોને આધારે જ એને વારાણસીનું નામ આપવામાં આવેલું છે. એ ક્ષેત્રનું બીજું નામ કાશી પણ છે, અને તે *કાશી નામના રાજાના નામપરથી પડેલું હોય એમ જણાય છે. વળી એ ભૂમિને અવિમુક્ત ક્ષેત્રના એક તૃતીય નામથી પણ ઓળખવામાં આવે છે. બનારસ તે વારાણસી

* ભારત આદિમાં મૂળના કાશિરાજ પછીના કાશીના રાજાઓને પણ સર્વથા સામાન્ય કાશિરાજના નામથી જ ઓળખેલા છે.

શબ્દનું અપભ્રષ્ટ રૂપ છે. હાલમાં સાધારણ રીતે એ ક્ષેત્ર કાશી અથવા બનારસના નામથી ઓળખાય છે.

કાશી નગર ભાગીરથીના વામ (પશ્ચિમ) તીરે વસેલું છે. એના ઇશાન્ય કોણમાં વરણા નદીનો પ્રવાહ વહે છે અને નૈઋર્ત્ય ભાગમાં અસી નદીનો લઘુ પ્રવાહ વહન કરે છે. વરણા નદી અત્યંત વિશાળ અને મોટી છે. તે અલ્લાહાબાદની ઉત્તરેથી નીકળીને એક સો માઈલના અંતરે કાશી પાસે ભાગીરથીમાં મળી જાય છે. અસીનો પ્રવાહ ઘણો જ નાનો હોવાથી તે નકશામાં દેખાડેલો નથી. એ બન્નેનો અહીં ગંગા સાથે સંગમ થતો હોવાથી તે સ્થાનોને અત્યંત પવિત્ર માનવામાં આવે છે. એ સ્થાને પુષ્કળ દેવાલયો પણ બાંધેલાં છે. નગરની નીચેના ઉતરતા ભાગમાં વરણાનો ગંગા સાથે સંગમ થયેલો છે અને ઉપરની બાજૂએ અસીનો સંગમ થયેલો છે. સામાન્યતઃ એ બન્ને નદીઓ વારાણસીના ઉત્તર અને દક્ષિણ ભાગોમાં આવેલી છે.

પ્રખ્યાત ચીના પ્રવાસી હુએનસંગે લખેલું છે કે, "એ રાજ્યનો ઘેરાવો ૬૬૭ માઈલનો છે—એની રાજધાની ભાગીરથીના પશ્ચિમ તીરે વસેલી છે અને તેની લંબાઈ ૩ માઈલની તથા પહોળાઈ ૧ માઈલની છે." એ રાજ્યની મર્યાદાઓ આવી રીતે હોવી જોઇએ;–ઉત્તરમાં ગોમતી નદી, પશ્ચિમની મર્યાદા ગોમતીથી અલ્લાહાબાદ થઇને બિલ્હારી પર્યંત, દક્ષિણની સીમા બિલ્હારીથી સોમહટ સુધી અને પૂર્વ સીમા તે કર્મનાશા અને ભાગીરથી.

અબુલફજલે પણ વરણા અને અસી એ બે નદીઓનો ઉલ્લેખ કરેલો છે. બુદ્ધે પોતાના મતનો પ્રથમ સ્ફોટ કાશીમાં જ કર્યો હતો. એનું જ જ્યારે આલંકારિક ભાષામાં વર્ણન કરવામાં આવે છે ત્યારે એમ કહેવામાં આવે છે કે, 'બુદ્ધ ભગવાને ધર્મચક્ર ફેરવવાનો આરંભ કાશીમાં જ કર્યો હતો.' બુદ્ધે પોતાના જીવન કાળમાં જે ચાર મહાન કાર્યો કર્યાં, તેમાંનું જ એ એક કાર્ય માનવામાં આવે છે. બુદ્ધના સ્મરણાર્થે એ સ્થળે એક મહાન્ સ્તૂપ બાંધવામાં આવ્યો છે અને તેને અત્યારે ધામેકના નામથી ઓળખવામાં આવે છે. એ સ્તૂપ નગરની ઉત્તરે લગભગ ૩ાા માઈલના અંતરે આવેલો છે.

વિસ્તાર, વસતિ અને મહત્તામાં કાશી હિંદુસ્તાનમાંનું પાંચમું નગર ગણાય છે, તેમ જ ધાર્મિક હિન્દુ રાજા, મહારાજા અને ધનાઢ્ય પુરુષો, કે જેઓ બનારસમાં પોતાના નિવાસસ્થાનો રાખવા માટે અભિમાન ધરાવે છે, તેમનાં મહાલયો અને હવેલીઓથી વિભૂષિત અને લક્ષ્મીનું એક એ મુખ્યસ્થાન છે, વ્યાપારનું પણ એ એક મહાન્ કેન્દ્ર છે, કાશીનું નકશીદાર પીતળકામ ઘણું વખણાય છે—તે યૂરોપ તથા અમેરિકામાં પણ વિપુલ પ્રમાણમાં વેચાય છે. તેમ જ કાશીની રેશમ, શાલો, જરીનું ભરતકામ અને કીનખાબ ઇત્યાદિ વસ્તુઓ પણ અત્યંત પ્રખ્યાત છે. લાખોની સંખ્યામાં જે યાત્રાળુઓ આવે જાય છે, તે ઉપરાંત કાશીનગરની સ્થાયી વસતિ લગભગ બે લાખની અંકાયલી છે. એમાંના ત્રણ ભાગ હિંદુઓના છે અને મુસલમાનો માત્ર ચોથા ભાગ જેટલા જ છે. ક્રિશ્ચિયનોની સંખ્યા તો ત્યાં પૂરા ત્રણસોથી ચારસોની પણ નથી અને તે પણ થોડા દિવસથી જ થયેલી છે.

આર્યશ્રદ્ધાની રાજધાનીનું જો કોઈ પણ નગર હોય તો તે માત્ર વારાણસી-કાશી જ છે. આર્યોએ પ્રથમ આવીને આર્યાવર્તને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું ત્યારથી જ એનું અસ્તિત્વ થયેલું છે અને તેથી જો એને આપણે અત્યંત પુરાતન નગરની સંજ્ઞા આપીએ તો તે અયોગ્ય તો નહિ જ ગણાય. આર્યાવર્તવાસી નર-નારીનાં હૃદયોમાં એની પવિત્રતા આજે સહસ્રાવધિ વર્ષોથી જેવી ને તેવી જ કાયમ ટકી રહેલી છે, એ ખરેખર એક આશ્ચર્યકારક ઘટના છે. મક્કા માટે મુસલમાનોના મનમાં માનની જેટલી લાગણી છે અને જેરૂસેલમને ક્રિશ્ચિયનો જેટલું પવિત્ર માને છે, તેના કરતાં પણ હિંદુઓ વારાણસીને વિશેષ વિનય અને પવિત્રતાપૂર્વક દૃષ્ટિથી નિહાળે છે. પતિતપાવિની ગંગાના પવિત્ર જલપ્રવાહમાં એકવાર સ્નાન કરીને પોતાનાં પાપોનું નિવારણ કરવું, એ પ્રત્યેક હિન્દુના મનની મોટામાં મોટી ભાવના હોય છે. કેટલાકો તો વૃદ્ધાવસ્થામાં પોતાના ગૃહસંસાર અને સ્ત્રી-પરિવારનો ત્યાગ કરીને કાશીક્ષેત્રમાં મરણ પામી સ્વર્ગ મેળવવા માટે મરણપર્યન્ત ત્યાં જ આવીને વસે છે અને શાંતિથી મૃત્યુની માર્ગપ્રતીક્ષા કર્યા કરે છે. કારણ કે, કાશીક્ષેત્ર તેમના સ્વર્ગનું દ્વાર છે–મોક્ષનું ધામ છે–મુક્તપુરી જ છે.

ગંગા નદીના પ્રવાહમાં નૌકામાં બેસીને સંચાર કરતાં બનારસની જે શોભા આપણા જોવામાં આવે છે, તે ખરેખર અત્યંત આનંદદાયક અને અવર્ણનીય જ છે. ગંગાના તીર પ્રદેશમાં આકાશ સંગે સંભાષણ કરતાં ઊભેલાં મહાલયો, દેવાલયો, મસ્જિદો અને તેમના શિરો ભાગે શોભતા મીનારાઓ, ગુંબજો અને કળશો નેત્રોને એક પ્રકારનો વિચિત્ર આનંદ આપે છે. વળી જૂદા જૂદા ઘાટોપર સ્નાન માટે એકઠાં થયેલાં સ્ત્રી પુરુષો અને બ્રાહ્મણ તથા ભિક્ષુકોનો દેખાવ તો વિલક્ષણ જ હોય છે. ઘાટ અને નદીનો બીજો પણ બધો તીર પ્રદેશ જૂદા જૂદા દેશોનાં સ્ત્રી પુરુષ યાત્રાળુઓ અને નાના પ્રકારનાં વસ્ત્રધારીઓથી ઊભરાઈ ગયેલો જોવામાં આવે છે. જો કે આખો દિવસ એવો જ પ્રકાર ચાલૂ હોય છે, તોપણ સવાર અને સાંઝના ભાગમાં એ ભીડ વધારે પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે. કેટલાક બાવા અને જોગીઓ છત્ર ધારણ કરીને ગંગાના તીરે બેઠેલા હોય છે અને પડથાળપર તેમની આસપાસ ઘેરો કરીને ભાવિક યાત્રિકો પણ બેઠેલાં નજરે પડે છે. એવામાં યૂરોપ અને અમેરિકાના કોઈ કોઈ વિશ્વપ્રવાસીઓ પણ ત્યાં એક જૂદી જ ભાવનાથી આવી પહોંચે છે.

કાશીમાં બધા મળીને ગંગાના નાના મોટા લગભગ પચાસ ઘાટ બાંધેલા છે, પરંતુ તેમાંના દશાશ્વમેધ, ત્રિલોચન અને ગૌઘાટ–એ ત્રણ ઘાટો મુખ્ય અને અધિક પવિત્ર મનાય છે. કેટલાકો બીજા બે–મહાદેવ અને દુર્ગા–ઘાટને પણ પવિત્ર માને છે. કાશીમાંનાં હિન્દુ દેવાલયનો સરવાળો ૧૫૦૦ નો છે, પરંતુ તેમાંથી જોવા લાયક મંદિરો ઘણાં જ થોડાં છે. સર્વથી પવિત્ર અને દર્શનીય દેવાલય તે માત્ર કાશીવિશ્વેશ્વરનું મંદિર છે. એ સુવર્ણમંદિરના નામથી પણ ઓળખાય છે. એ મંદિરની ઇમારત કાંઈ બહુ મોટી નથી; પરંતુ સુશોભિત છે. એ ચતુષ્કોણ આકૃતિ છે અને તેના આચ્છાદનપર એક વિચિત્ર અવલોકનીય કલશ નજરે પડે છે. એના દરેક ખૂણાપર એક નાનો કલશ ચઢાવેલો છે અને તે સર્વના મધ્યમાં એક મોટો

કલશ છે. એ સર્વ કલશોપર સોનાનો ઢોળ ચઢાવેલો છે અને તેનો બધો ખર્ચ પંજાબના રાજા રણજિતસિંહે આપેલો છે. એ ઉપરાંત ઔરંગઝેબની મારજદ અને મણિકર્ણિકા તથા જ્ઞાનકૂપ આદિ સ્થાનો પણ કેટલેક અંશે જોવા જેવાં છે. એવા પુરાતન અને પવિત્ર કાશી નગરમાં આપણી વાર્ત્તામાંના ગત પ્રકરણમાં વર્ણવેલાં પાત્રો આવીને ટ્રેનમાંથી ઉતર્યાં.

હાલમાં બનારસ બે વિભાગમાં વહેંચાઈ ગયેલું છે અને તે બે વિભાગો બનારસ કેન્ટોન્મેન્ટ તથા બનારસ સિટીના નામથી ઓળખાય છે. યૂરોપિયનોની વસતિ વધારે કેન્ટોન્મેન્ટમાંજ વસેલી છે, એટલે મેરિયને ત્યાંના એક હોટલમાંજ પોતાનો ઉતારો કર્યો. રજનીકાંત ઇત્યાદિ બધાં જ્ઞાનકૂપ પાસે આવેલી એક સિંધી ગૃહસ્થની ધર્મશાળામાં ઉતર્યાં. એ ધર્મશાળામાં જૂદી જૂદી કોટડીઓ, વાસણકૂસણ અને બિછાના આદિની બધી વ્યવસ્થા પ્રવાસીઓ માટે કરેલી હોય છે, એટલે પંડ્યાઓના ઘર કરતાં યાત્રાળુઓને એવી ધર્મશાળામાં ઊતરવાનું વિશેષ સગવડ ભરેલું થઈ પડે છે. એક ઓરડામાં સ્ત્રીઓ અને બીજા ઓરડામાં વિષ્ણુપ્રસાદ, રજનીકાંત તથા નલિનીકાંત અને તેનો પુરુષ અનુચર ઇત્યાદિએ રહેવાની ગોઠવણ કરી. કાશીના ગોર મહારાજ તો સ્ટેશનપરથીજ પાછળ પડેલા હતા, એટલે બેઠા પછી તરતજ ગોર અથવા પંડ્યા સાથે વાતચીતનો આરંભ થયો.

"મહાશય! આપકી ક્યા જાત હય, કૌનસા ગાંવ ઔર યહાં કિસ કારણસે આના હુવા હય?" કાશીના ગોરે સવાલ કર્યો.

"મહારાજ! હમારી જાત બનિયા હય, ઔર હમ બંબઇસે આયે હયેં. મયેં વિલાયત ગયાથા, ઔર હમારી જાતમેં વિલાયતસે લૌટે હુએ આદમીકો બીના પ્રાયશ્ચિત્તકે જાતમેં લે નહીં સકતે, ઇસલિયે મયેં યહાં કબીલેકે સાથ પ્રાયશ્ચિત્ત કરને આયા હું." રજનીકાંત પણ સારી રીતે હિન્દુસ્તાની ભાષા જાણતો હોવાથી તેણે તેનીજ ભાષામાં જવાબ આપ્યો.

"અચ્છા! આપકે કુટુંબમેંસે કોઇભી કાશીજીમેં આયા હય યા નહીં, યે હમ જાનના ચાહતે હયેં." પંડ્યાએ પાછો સવાલ કર્યો.

"જી કોઈ નહીં આયા. મયેં હી આજ પહેલે પહલ આયા હું." રજનીએ વિનયથી ઉત્તર આપ્યું.

એ ઉત્તર સાંભળીને જે બીજા આઠ દશ પંડ્યાઓ ચોપડા લઇને પાછળ પડ્યા હતા, તે ગચ્છંતી કરી ગયા; કારણ કે, પ્રથમનો કોઇનો અધિકાર હતો નહિ, એટલે જેણે પ્રથમ વાત કરી હોય, તેજ પંડ્યાનો યાત્રાળુપર હક થઈ શકે છે, એવો ત્યાં રિવાજ હોવાથી તે વાત કરનાર પંડ્યાનીજ તેનાપર માલેકી થઈ ચૂકી અને તેથી બીજાઓનું ત્યાં ખોટી થવું નકામું હતું.

"ઠીક! તો આપ કબ ઔર કિસ રોજ પ્રાયશ્ચિત્ત કરના ચાહતે હયેં?" પંડ્યાએ કહ્યું.

"જબ આપ યોગ્ય સમઝેં તબ. મયેં યથાશાસ્ત્ર ઔર સંપૂર્ણ વિધિયુક્ત પ્રાયશ્ચિત્ત કરના ચાહતા હું. પૈસા ચાહે કિતનાભી ખર્ચ હો–મુઝે દરકાર નહીં

હય. મગર પ્રાયશ્ચિત્ત શાસ્ત્ર નિયમ અનુસાર અક્ષરશઃ હોના ચાહીએ." રજનીકાંતે પોતાની ઇચ્છા દર્શાવી.

રજનીકાંતની એ વાત સાંભળીને પંડ્યાજી તો મહાવિચારમાંજ પડી ગયા. કારણ કે, યજમાન આવો ચાણક્ય બુદ્ધિનો અને વિદ્વાન્ હશે, એની તે મહાશયના મસ્તિષ્કમાં કલ્પના પણ હતી નહિ અને હોય પણ ક્યાંથી? આજકાલના યાત્રિકો તો બધા કક્કાને કૂટી મારે એવાજ હોય છે અને તેથી હરિદ્વાર અને નાસિક આદિ તીર્થ ક્ષેત્રોના બ્રાહ્મણો બહુધા કાળા અક્ષરને કૂટી મારનારાજ છે; કારણ કે, રાત દિવસ જ્યાં અવિદ્યાથીજ ખનાખન ને છનાછન કરતા રૂપૈયા ચાલ્યા આવતા હોય, ત્યાં વિદ્યા ભણીને મગજ ખપાવવાની તકલીફ તેઓ શામાટે લે?' ધર્મની ક્રિયા વિધિપૂર્વક થાઓ કે અવિધિપૂર્વક થાઓ, પણ પંડ્યાને તો પૈસાથીજ સગાઈ! બ્રાહ્મણ અને વિપ્રનાં જે શાસ્ત્રમાં લક્ષણો કહેલાં છે કે:-

"जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
वेदपाठी भवेद् विप्रो ब्रह्म जानाति ब्राह्मणः" ॥

જન્મતાં તો મનુષ્ય શૂદ્રજ જન્મે છે, સંસ્કારવડે દ્વિજ થાય છે; જે વેદનો પાઠ કરે છે તે વિપ્ર કહેવાય છે અને બ્રહ્મને જાણે છે તેજ બ્રાહ્મણ મનાય છે. એની તો સ્વપ્નમાં પણ એ બિચારા લક્ષ્મીદાસ પંડ્યાઓને કલ્પના હોતી નથી. માત્ર યજમાનોનાં વંશ પરંપરાગત નામોને સ્મરણમાં રાખવાના કામમાંજ એમની બુદ્ધિનો વ્યય થઈ જાય છે. બાકી ખાતું બધું રામ રામ અને જય ગોપાલ જેવુંજ! એ પંડ્યાજી પણ એવાજ નિરક્ષર ભટ્ટાચાર્ય નંબર વનના હોવાથી 'યથાશાસ્ત્ર' અને 'યથાવિધિ' જેવા શબ્દો સાંભળતાંજ મોટા વિચારમાં પડી ગયા અને થોડીવાર વિચાર કરવા પછી પોતાની આબરૂ જાળવવા માટે કહેવા લાગ્યા કે;-

"શેઠજી! પતિત પાવિની ગંગા જલકા અયસા અદ્‌ભુત પ્રભાવ હય કે, શ્રદ્ધાપૂર્વક ગંગાસ્નાન કરનેસેહીં સર્વ પાપોંકા ક્ષાલન હો જાતા હય! શાસ્ત્ર ઔર બિધિકી કુછ આવશ્યકતા હી નહીં રહતી. તાહમ આપકી અયસી હી ઇચ્છા હય, તો આજ રાતકો મયઁ શાસ્ત્રોકા અવલોકન કરુંગા ઔર સવેરે આકે બિધિ બતા દુંગા."

"જયસી આપકી ઇચ્છા." રજનીએ કહ્યું.

પંડ્યાજી ચાલતા થયા અને બપોર પછી રજની આદિ સર્વ નગરનું નિરીક્ષણ કરવા માટે બહાર નીકળી પડ્યાં-બે ચાર હિંદી વર્તમાન પત્રો અને નાગરી પ્રચારિણી સભાની ઑફિસોની પણ તેમણે મુલાકાત લીધી. નગરના અવલોકનથી સંતુષ્ટ થઇને યથાસમય સંધ્યા કાળે તેઓ પાછાં પોતાની ઉતારાની જગ્યા-ધર્મશાળામાં આવી લાગ્યાં. રાતનો કેટલોક ભાગ તેમણે કાશી વિશેની વાતચીતમાંજ વીતાવ્યો.



# પ્રકરણ ૪૮ મું

## પ્રાયશ્ચિત્તવિધિ

કાશીના પંડ્યાજી તે પંડ્યાજી જ હતા. "રાંડ, સાંઢ ને સંન્યાસી, ઇનસે બચી હૈ કાશી," એવી એક કહેતી છે. બીજી કહેતી એ છે, કે કાશી વિદ્યાનું ધામ ને વિદ્વાનોનું આશ્રમસ્થાન છે. વાત તો ખરી છે. પણ જેમ ત્યાં વિદ્વાનો છે, તેમ ધર્મીય વિદ્વાનો કેટલા છે તે પણ જાણવા જોગ છે. બહુ તો બે ચાર, પાંચ પંદર, બસ! મોટો ભાગ તો "ભજકલદારં, ભજકલદારં, કલદારંભજ મૂઢમતે"નું ભજન કરનારા છે. ધર્મી, શાસ્ત્રાનુસાર વર્તનારા બે ચાર દક્ષિણા આપો, ગમે ત્યાંથી ગમે તે પ્રમાણ શોધી લાવશે. વિધવાને કેશવપન થાય તો જ તે વિધવા કહેવાય. એવું વચન શાસ્ત્રમાંથી મળે, જો જજમાનની એવી જ વૃત્તિ હોય કે કેશવપન ન થાય અને તમે દક્ષિણા આપો તો તેનાં પણ પ્રમાણ તૈયાર; વિદેશગમનના પ્રાયશ્ચિત્તનાં પ્રમાણ સો બસોથી મળશે ને નહિ પ્રાયશ્ચિત્તનાં પણ ચારસો પાંચસોથી મળશે; બાપ મરે ને મૂછની કીંમત હોય તો ભટજી મહારાજને પાંચસો આપો, એટલે મૂછ સલામત! ત્યાં શાસ્ત્ર ટોલ્લે! બજારુ સોદો છે; ફાવે તે લે ને જોઇએ તે મળે! કાશીનું શાસ્તરિયું બજાર! તૌબા ઈલાહી! રામ ને રહીમ એક જ હતા, એવું શાસ્ત્ર વચન જોઈતું હોય તો તે કાશીના પંડિત ન આપે તો એમના બાપના સમ! મીશિનરીઓ ફોકટ વળખાં મારે છે; જો તેઓ કાશીના પંડિતોને હાથમાં લે તો કૃષ્ણ ને ક્રાઈસ્ટની એકતા ઘડીના છઠ્ઠા ભાગમાં કરી આપે. શાસ્ત્રમાંથી તમારે જે જોઇતું હોય, તે સર્વ કાશીના બ્રાહ્મણો આપવા તૈયાર છે! વાટે ઘાટે ને હાટે, દેવળે, મઠે ને આશ્રમે; ગંગાના પાણીમાં કે કાશી વિશ્વેશ્વરના મંદિરમાં; ઔરંગઝેબની મસ્જિદમાં કે મણિકર્ણિકાના ઘાટમાં, તમને સર્વ મળશે. બસ પૈસા-લક્ષ્મીનો છણછણાટ બતાવો, બેડો પાર! હિંદુનાં શાસ્ત્ર ને કાશીના પંડિત પૂછો જ ના વાત. બધું બગાડ્યું છે બ્રાહ્મણોએ ને હજી પણ તેના તે જ છે. કાશીમાં તો ચાર ચંદા સરસ!

રજનીકાંતને મળેલો પંડ્યો એનો એ જ હતો, શાસ્ત્ર તો દાદાના ચાચાજી જે ભણ્યા હોય તે ખરું, પોતાને તો શાસ્ત્ર ને વિદ્યા સંગે બાપે માર્યું વેર હતું. તથાપિ જજમાનને અટરમ્ ગટરમ્ કર્તુમ્ સમજાવવામાં ચાલાક હતો. આજકાલના ભૂદેવોને તો દૂરથી જ નવ ગજના નમસ્કાર કરવામાં જ આ દેહને આત્માનું કલ્યાણ છે. બ્રહ્મદેવો કૃપા રાખજો, કોપશો તો ભૂતલપર મારે રહેવાનું સ્થાન જ નથી. જો તમને સત્ય કહીશ તો તમારા પ્રપિતામહની સાડી સાતસેં પેઢીપર થયેલા દુર્વાસાનું રકત તમારા અંગમાં તનમનાટ કરશે. પણ મારી પાસથી સત્ય જ માગતા હો તો સાંભળો! તમે ભૂસુર નહિ, પણ ભૂઅસુરની પંક્તિમાં દહાડે દહાડે જતા જાઓ છો—અન્ય વર્ણને શિક્ષા પાઠ ભણાવો છો, પણ તમારાં જ ઠેકાણાં નથી. કર્મકર્માન્તર ત્યજી, સત્ય પંથ ત્યજી, અસત્ય પક્ષે ચહડ્યા છો, ને માનો છો કે "સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે." તમારો નવો પંથ તે "ટકા ધર્મ" છે, એ પંથની બલિહારી છે.

પંડયાજી રજની પાસેથી નીકળીને સીધા સદયદેતા કે એક બીજા શાસ્ત્રીજીને ઘેર ગયા. એ શાસ્ત્રીજી એક સુશીલ અને સભ્ય પુરુષ હતા. બ્રાહ્મણ નામને સર્વથા યોગ્ય જ હતા. પંડ્યાજીને યોગ્ય આવકાર આપીને બેસાડ્યા પછી તેમણે પૂછ્યું કે:-

"કયો પંડયાજી! આજ કિસ કારણસે આના હુવા હય? દીર્ઘકાલ કે પશ્ચાત્ આપને આજ યહાં આનેકા શ્રમ લિયા હય, સો ન્યાયશાસ્ત્રકે સિદ્ધાંત અનુસાર કુછ કારણ તો અવશ્ય હોના હી ચાહીએ."

"જી-શાસ્ત્રીજી! આપકા કહના સત્ય હય. આજ એક યાત્રિક આયા હય, ઔર ઉસે વિદેશગમનકે પાપકા ક્ષાલન કરનેકે લિયે પ્રાયશ્ચિત્ત કરના હય. યાત્રાલુ સ્વયં મહા વિદ્વાન્ હય, ઔર યથાશાસ્ત્ર તથા યથાબિધિ પ્રાયશ્ચિત્ત કરનેકી ઉસકી ઇચ્છા હય. આપ જાનતે તો હયઁહી કી હમારી વિદ્યા કિતની ઔર કયસી હોતી હય. અર્થાત્ આપ પ્રાયશ્ચિત્ત યથાશાસ્ત્ર કરાઁય, આપકોભી આપકા હિસ્સા મિલ જાયગા, ઔર હમારી લજ્જત શી રહ જાયગી. યાત્રાલુ ધનવાન્ માલૂમ હોતા હય; અતએવ આપ દક્ષિણાકી યાચના મેં કૃપણતા ન દિખાના. હજાર પાંચ સો માંગ લેના, તુરંત દામ મિલ જાયંગે—અપના મેહનતાના લેકે બાકી રકમ હમારે હવાલે કર દીજીયેગા." પંડ્યાજીએ પોતાની ચાલાકીનું દર્શન કરાવીને કહ્યું.

"શિવ શિવ! યે આપ કયા કહ રહે હયઁ? અયસા પાપ ભી હમારે હાથોંકહી તીર્થક્ષેત્ર મેં હો સકતા હય! કયા આપને શાસ્ત્રકા યે બચન નહીં સુના હય કિ જો પાપ અન્ય ભૂમિ મેં હુઆ હો, ઉસકા ક્ષાલન તીર્થક્ષેત્રમેં હોતા હય, લેકિન જો તીર્થક્ષેત્રમેં કિયા હુઆ પાપ હય, વો તો વજ્રલેપ સમાન હી હો જાતા હય. ઉસકે નિવારણકા અન્ય સ્થાન નિર્માણ હી નહીં હુઆ. આપ યે પાપ કિસ જન્માંતરકે લિયે કર રહે હયં? યજમાનકી ઇચ્છાનુસાર જો દક્ષિણા મિલે ઉસમેં હી બ્રાહ્મણ કો સંતુષ્ટ રહના ચાહીએ. આપકા ભલા હોતા હો, તો હમ વિના કુછ લિયેહી યથાબિધિ પ્રાયશ્ચિત્ત કરાયેંગે—જો ધનપ્રાપ્તિ હો આપ લે લીજીયેગા. હમે દ્રવ્યકી અપેક્ષા નહીં હૈ, ધર્મકી હૈ, ધર્મમે અધર્મકી બાત મત કીજીયે." ધર્માત્મા શાસ્ત્રીજીએ યોગ્ય ઉત્તર આપવાની સાથે ઉપદેશ પણ આપ્યો.

પંડ્યાજી લાચાર થયા અને બીજે દિવસે સ્હવારમાં શાસ્ત્રીજીને તેડીને ધર્મ-શાળામાં આવી લાગ્યા; અને રજનીને કહ્યું કે;—"યે હમારે શાસ્ત્રીજી આપકા સર્વ ધર્મવિધિ યથાશાસ્ત્ર સંપૂર્ણ કર દેંગે."

શાસ્ત્રીજીને યોગ્ય આસન આપી બેસાડીને વાતચીત કરતાં રજનીકાંતના મનમાં ઘણો જ સંતોષ થયો. શાસ્ત્રીને રજનીકાંતે પૂછ્યું; "મહારાજ! આપકે વચનસે મયઁ જાન સકતા હું કે, આપકો ધર્મ પ્રિય હૈ, આપ મુઝે કહેંગે કે, વિદે-શગમનકા પ્રાયશ્ચિત્ત કૌનસી વિધિસે હો સકતા હૈ?"

શાસ્ત્રીએ ક્ષણભર વિચાર કરી કહ્યું; "આપ કોઈ સુશીલ ને ધર્મજ્ઞ નહિ તો તેના જિજ્ઞાસુ ગૃહસ્થ છો, એટલે હું આપને યથાર્થ પ્રાયશ્ચિત્તવિધિ કહીશ અને તે જ પ્રમાણેની પ્રાયશ્ચિત્ત કરવાની તમારી ઇચ્છા હશે તો તે હું કરાવીશ.

આજકાલ તો અમારો બ્રાહ્મણવર્ગ, આવા કાર્યમાં-પ્રાચીનકાલમાં ઘણો ધર્મશીળ હતો. તે ધર્મને સ્થાને લક્ષ્મીનો દાસ બન્યો છે, ને પ્રાયશ્ચિત્ત દ્રવ્યથી થઈ શકે છે એમ માની, યજમાનના પાપાચરણનો પોતે દ્રવ્ય સાથે સંગ્રહ કરે છે. આ વિધિ અર્વાચીન—આજનો કલિયુગનો વિધિ છે. પ્રાયશ્ચિત્તમાં દેહકષ્ટ પ્રધાન છે, ને દ્રવ્યદાન ગૌણ છે. દેહકષ્ટ કરનારને દ્રવ્યદાનની આવશ્યકતા નથી."

"શાસ્ત્રીજી! હું ઘણા આચાર્યો અને બ્રાહ્મણોને બારણે બારણે રખડ્યો છું," રજનીએ કહ્યું; અને પ્રાયશ્ચિત્તોને માટે તેઓને પ્રશ્નો પણ કર્યા છે; પણ કોઇએ મને યથાર્થ ઉત્તર આપી સંતુષ્ટ કીધો નથી. કેટલાકોએ પૈસાની મોટી રકમ બતાવી, કે જે મારાથી આપી શકાય જ નહિ, કેટલાએક શાસ્ત્રીઓએ દૂરથી જ ડોળા કાઢીને કહ્યું કે, દૂર રહે, તને આ જન્મમાં પ્રાયશ્ચિત્ત જ નથી! આવા ઉત્તરો સાંભળીને હું કંટાળી ગયો છું. ન થાય મારાથી દેવસેવા, કે ન થાય મારાથી શ્રાદ્ધ તથા દાનાદિક પુણ્યકર્મ! આમ કેટલાએક દિવસો ગાળી કાઢીને છેવટે મારા સંબંધમાં શાસ્ત્રીય નિર્ણય કરાવવાને હું આપની પાસે આવ્યો છું. આપ વિદેશગમનનું પ્રાયશ્ચિત્ત મને બતાવીને મારા ઉપર અનુગ્રહ કરો."

"યજમાન રાજા! મુખમુદ્રા ઉપરથી જ તમે જિજ્ઞાસુ જણાઓ છો; અને જિજ્ઞાસુઓની જિજ્ઞાસા પૂર્ણ કરવી, એ અમારો ધર્મ છે. જો કે ધર્મનો નિર્ણય એકલાએ નહિ કરવો, પરંતુ વિદ્વાન્ બ્રાહ્મણોની પરિષદે કરવો, આવી શાસ્ત્રની આજ્ઞા છે; પરંતુ પરિષદ્ મેળવવામાં મોટો ખર્ચ થવાનો સંભવ છે ને પરિષદના સભ્યો આજકાલના પંડિતંમન્યો, સત્યના સેવક નહિ, પણ સ્વાર્થના સેવક, ટકા ધર્મના ઉપાસક હોવાથી, સત્ય ન કહેતાં, સ્વાર્થની વાત કહે છે-કે જે હોય તે અમને જ આપો! આ કારણથી હું જ યથામતિ તમને પ્રાયશ્ચિત્તના સંબંધમાં કહું છું અને તેના બદલામાં મને કશાની અપેક્ષા નથી. પ્રાયશ્ચિત્ત એટલે ઈશ્વર પાસે પશ્ચાત્તાપ કરવો, આમ કેટલાએક કહે છે; પરંતુ પ્રાયશ્ચિત્ત શબ્દનો તેવો અર્થ નથી. પ્રાયશ્ચિત્ત શબ્દનો અર્થ શાસ્ત્રમાં આ પ્રમાણે દર્શાવ્યો છે; 'प्रायो नाम तपः प्रोक्तं चित्तं निर्णय उच्यते'॥ प्रायः એટલે તપ અને ચિત્ત એટલે નિશ્ચય. નિશ્ચયપૂર્વક તપશ્ચરણ, તેનું નામ પ્રાયશ્ચિત્ત. જે દેશમાં જવાથી મ્લેચ્છાદિક એટલે આર્યધર્મ ન પાળનારની સાથે ભોજનાદિકનો પ્રસંગ આવી પડે, તેવા દેશમાં જવાની ધર્મશાસ્ત્રમાં મના જ કરી છે. આ ઉપરથી તમે સમજ્યા હશો કે, પરદેશગમનને માટે શાસ્ત્ર બિલકુલ અટકાવતું નથી, પરંતુ તે મ્લેચ્છાદિક સાથે ભોજનાદિકનો અટકાવ કરે છે. અહીં એક પ્રશ્ન એવો ઉભો થાય છે કે, દેશને અપવિત્ર માનવો કે મનુષ્યોને? આના સંબંધમાં શાસ્ત્ર કહે છે, 'नहि भूमिःस्वतो दुष्टा। संसर्गादिह दुष्यति'॥ ભૂમિ પંડે દોષવાળી નથી, પણ તે પાપીઓના સંસર્ગથી દૂષિત થાય છે. શાસ્ત્રમાં સુરાપાન, અગમ્યાગમન, ગોમાંસભક્ષણ વગેરે પાપો કરનારાઓને મહાપાપી કહ્યા છે અને તેઓની સાથે કોઈ પણ જાતનો સંબંધ નહિ રાખવા માટે બૃહસ્પતિ સ્મૃતિ આ પ્રમાણે આજ્ઞા કરે છે:—

'एकशय्यासनं पंक्तिः भांडपंक्त्यन्नमिश्रणम् ।
याजनाध्यापने योनिस्तथा च सहभोजनम् ।
नवधासंकरः प्रोक्तो न कर्तव्योऽधमैःसह ' ।

'એક શય્યામાં પતિતોની સાથે સૂવાથી, સાથે બેસવાથી, એક પંક્તિમાં ભોજન કરવાથી, એક પાત્રમાં રસોઈ કરીને જમવાથી, અન્નનું મિશ્રણ કરવાથી, યાજના, અધ્યાપન, કન્યાસંબંધ અને સહભોજન એમ નવ પ્રકારે સંબંધ કરવાથી પતિત થવાય છે.

"આ ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે કે, જેઓના પૂર્વજો જન્મથી સુરાપાન, અગમ્યાગમન, ગોમાંસભક્ષણ વગેરે મહાપાપ કરનારા છે, તેઓથી ઉત્પન્ન થનારાઓની સાથે ભોજન કરનારો અથવા તો તેઓનું રાંધેલું જમનારો મ્લેચ્છ ગણાય છે. આપસ્તંબ અને અંગિરાદિ, મ્લેચ્છોએ રાંધેલાં અન્નનું એકવાર અજાણતાં ભોજન કરનારાને બેવાર ચાંદ્રાયણ કરવાની આજ્ઞા કરે છે અને જાણી બૂઝીને જમનારાને ચાર ચાંદ્રાયણ કરવાની આજ્ઞા કરે છે; પરંતુ જેઓ ન ક મહિનાઓ અથવા તો ઘણાં વરસો સુધી મ્લેચ્છોની સાથે ભોજનાદિકનો સંબંધ રાખે છે, તેઓ તો 'ज्ञानात्साम्यं तु गच्छति' જાણી બૂઝીને લાંબા કાળ સુધી ભોજનાદિકનો વ્યવહાર કરનારાઓ-મ્લેચ્છો સમાન થઈ પડે છે; અને તેઓને માટે શાસ્ત્રમાં, પ્રાયશ્ચિત્ત પણ નથી; પરંતુ જેઓ પ્રદેશમાં પણ સ્વધર્માનુસાર ખાનપાનાદિક કરે છે, તેઓને માટે શાસ્ત્રમાં તેમના સંસર્ગાનુસાર અનેક જાતનાં પ્રાયશ્ચિત્ત કહ્યાં છે, પણ તેવા પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થયેલો પુરુષ, શાસ્ત્ર પ્રમાણે તો, ન્યાતીલાઓની સાથે એકપંક્તિમાં બેસીને ભોજન કરવાને યોગ્ય થતો નથી."

"તો પછી પ્રાયશ્ચિત્ત કરીને કાયક્લેશ કરવાનું ફળ શું?" રજનીએ પૂછ્યું.

"પ્રાયશ્ચિત્ત કરવામાં અનેક ફળ સમાયલાં છે. કાયાની સાથે મનની શુદ્ધિ થાય છે, નિત્યકર્મ, દેવસેવા, દાન, શ્રાદ્ધ તથા બીજાં અનેક પુણ્યકર્મો કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે અને પરલોક પ્રતિબંધિકા નામની પાપશક્તિ દૂર થાય છે. આ લાભને તમે શું સાધારણ લાભ માનો છો?" શાસ્ત્રીએ પ્રશ્ન કર્યો.

"ના! લાભ તો ઘણા છે. જે ખરું કર્તવ્ય માનવજીવનમાં હોવું જોઇએ, તે સર્વના અધિકારી બનવું, એ કંઈ સાધારણ વાત ગણાય નહિ."

"આના કરતાં અધિક તમને શું જોઇએ?"

"જે કંઈ મનુષ્યકર્તવ્ય છે તે મળ્યું, એટલે સર્વ કંઈ મળ્યું. પરંતુ આજકાલ કેટલાએક અહીં રહ્યા રહ્યા પણ ઇરાનીની ચાહ અને બિસ્કીટ ખાય છે; તેના સંસર્ગથી કેટલાએક પતિત કરતાં પણ અધમ બનેલા છે; બ્રાહ્મણો પણ સુરાપાન, અભક્ષ્ય ભક્ષણ કરે છે ને મનુઆદિ ઋષિનાં વચનપર પગ મૂકી લાત મારીને તેને ઉરાડી મૂકે છે. સંધ્યા તો સઝયાને સોંપી બેઠા છે, જનોઇનો તો માત્ર કુંચી બાંધવામાં જ ઉપયોગ કરે છે, એમ ભ્રષ્ટાચાર થયો છે. વૈશ્યોના ગોત્રોનું ઠેકાણું ન હોવાથી સગોત્રમાં લગ્ન થાય છે—એમ અધર્મ વર્તે છે દેશ રસાતળમાં જતો જાય છે. સ્વધર્મી, પરદેશીની સેવાની શાસ્ત્રમાં મના છે તે છચોક કરે છે, તેને કાઈ

પૂછતું નથી; પરંતુ વિલાયતથી જેવો કોઇક આ દેશમાં આવે છે કે ન્યાતીલાએ તેનાપર ત્રાસ વર્તાવે છે. તેનું કારણ શું?" રજનીએ પૂછયું.

"જજમાન રાજા! એ ઉપરથી એમ નથી જાણવાનું કે, છૂપાં પાપકર્મ કરનારા નિરપરાધી છે. તેઓ તો વિલાયતીઓના કરતાં પણ વધારે પાપી છે; કારણ કે તેઓ જાતે ધર્મભ્રષ્ટ છે અને બીજાઓને પણ ધર્મભ્રષ્ટ કરવાનો પ્રયત્ન આદરી બેઠા છે. તેઓ પાપી છતાં જે બચી જાય છે, તેમનું કારણ માત્ર તેના પાપનું છૂપાપણું જ છે. ન્યાતીલાઓ કંઈ પોલીસ નથી, તેઓ તો ન્યાયાધીશનું કામ કરે છે. જો કોઈ પણ માણસ તેવા છૂપા પાપીઓને નાત આગળ જાહેર કરે તો ન્યાતીલાઓ તેને યોગ્ય શિક્ષા કરે; પણ અપરાધ જાણવામાં આવ્યા વિના શિક્ષા થઈ શકે ખરી કે?" ધર્મશીલ શાસ્ત્રીજીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"નહિ જ મહારાજ! હું વિદ્યાભ્યાસ માટે વિલાયત ગયો હતો. આપણા પૂર્વજો પરદેશગમન કરતા હતા એવા ઘણા લેખો છે. દેશની સધન દશા કરવામાં પરદેશમાં વ્યાપાર્થે ગમન કરવું અને અનેક ગ્રંથોનો અભ્યાસ કરવો, એ આવશ્યક છે. વૈશ્યનો ધર્મ વાણિજ્યનો જ છે. વેપારાર્થે દ્વીપાંતરમાં જઈ લાભ પ્રાપ્ત કરી દેશને સધન કરવાનો છે. આજકાલ આપણા દેશનો વ્યાપાર, વિદ્યા, ઐશ્વર્ય સર્વનો નાશ થયો છે. એમાંથી બચવા માટે, જેમ આ દેહ ને આત્માના ધર્મો છે, તેમ દેશનો ધર્મ નથી શું? હું માનું છું કે, દેશનો ધર્મ પ્રથમ છે; અને એ ધર્મનું પાલન પ્રથમ ને આવશ્યક છે. એ સર્વજ્ઞાતા ઋષિમુનિ ન જાણતા હોય, એમ હું ધારતો નથી. દેશધર્મ પૂર્ણ ન થાય તો દેહના ને આત્માના ધર્મોનો સમૂલ જ લોપ થાય. દેશધર્મ, દેહધર્મથી જૂદો છે; તે પૂર્ણ કરતાં પાપ થાય તો તેનું પ્રાયશ્ચિત્ત દેશકાળાનુસાર કઠિન, નહિ થઈ શકે તેવું—ન જ હોવું જોઇએ; અને જો દેહના ધર્મ પળાવવા સાથે દેશનો ધર્મ પળાવવાનું ભૂલી જવામાં આવે તો, દેશના ધર્મના લોપથી દેહના ધર્મનો પણ લોપ જ થઈ જાય; અને પછી આત્માના કલ્યાણનો અંશે રહે નહિ. માટે દેશકાલાનુસાર જે પ્રાયશ્ચિત્ત હોય તે મને કરાવો. હું શુદ્ધ મનથી કરીશ. પંડિતો કહે છે કે, આર્ય ધર્મશાસ્ત્ર સંપૂર્ણ છે અને તે ભૂત ભવિષ્યના જ્ઞાતા પુરુષોએ લખેલાં છે. જો તેવા મહાત્માઓએ લખેલાં શાસ્ત્ર છે, તો તેમાં, આજનો કાળ આવશે ને તેને માટે અમુક પ્રાયશ્ચિત્ત આપવાની જરૂર પડશે, એમ ભૂત ભવિષ્યના જ્ઞાતા મહાત્મા પુરુષો ન જાણે, એ બનવા યોગ્ય નથી. તેમ જ મહાત્મા પુરુષ, વ્યાવહારિક જનોના અન્યધર્મ, દેહધર્મ, ને દેશધર્મ ન જાણે, એ પણ બનવા જોગ નથી. આપના ને શાસ્ત્રના વચન પ્રમાણે, દેહધર્મનું પાલન કરનારા હંમેશને માટે પંક્તિથી બહિષ્કૃત થાય, તો તેનો વ્યવહાર નભવો કઠિન થઈ પડે છે; તેથી વ્યહારમાં અનેક સંકટો આવે તો દેહના ધર્મોનું કદી પણ પાલન થઈ શકે નહિ. દેહના ધર્મો—આચાર ને વિચાર યથાર્થ પળાય નહિ, તો આત્મશ્રેયનું સાધન થઈ શકે નહિ; ત્યારે શું દેશધર્મનું પાલન કરનાર નિરંતરને માટે ભ્રષ્ટ થાય? બહિષ્કૃત થાય? વ્યવહારથી દૂર જ રહે? માતાપિતા કે પુત્ર ભ્રાતાસંગે બેસી જમી શકે નહિ, એવું દેશધર્મના પાલનમાં પાપ હોય કેમ? આવી કઠિન આજ્ઞા આર્ય ઋષિઓની

હોય-કઠિન વિચાર હોય-તો પછી અદ્વૈતપર દ્વૈતનો મહાન્ જય થયો કહેવાય અને શ્રીમાન્ શંકર ભગવાનનો શ્રમ મિથ્યા થઈ પડે. પ્રાયશ્ચિત્ત એવું હોવું જોઇએ કે, જેના કર્તવ્યથી વ્યવહાર ને પરમાર્થ બન્નો સિદ્ધ થઈ શકે. બ્રાહ્મણોને પૂછતાં તેઓએ તો બબ્બે હજાર અને ત્રણ ત્રણ હજાર રૂપિયાની મોટી રકમો મને બતાવી; ત્યારે શું પૈસા દીધા કે પાપ મટ્યું? અને તેમ જ હોય તો પૈસાદારને માટે સ્વર્ગ ને ગરીબ માટે નહિ, એ ઈશ્વરનો પક્ષપાત જ ગણાય."

રજનીકાંતના પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રીએ કહ્યું; "ના, પૈસાથી પ્રાયશ્ચિત્ત થઈ શકતું નથી. જે દેહકષ્ટ કરી શકે છે-તેને માટે પૈસાની જરૂર નથી. પૈસો તો ગૌણ છે, મુખ્ય તો દેહકષ્ટ છે. પૈસાથી જ પ્રાયશ્ચિત્ત થતું હોય તો પૂર્વના બ્રાહ્મણો-જે નિર્ધન જ હતા, તેઓ પાપપાશમાંથી મુક્ત જ થઈ શકત નહિ. પરંતુ જે દેહકષ્ટ કરી શકતો નથી, તેણે જ, અનેક પ્રકારે દેહકષ્ટ કરી મેળવેલાં ધનનું દાન કરી દાન લેનારને શિર, કર્તવ્યનો ભાર મૂકવા માટે જ દ્રવ્ય બદલા તરીકે આપવાનું છે. હવે જો દાન લેનાર તે કર્તવ્ય ચૂકે તો તેને શિર પાપભાર રહે છે. પણ આજના ભૂદેવો તો દાન લીધા પછી એ કર્તવ્ય પૂર્ણ કરતા નથી, તેથી આ જન્મે તો જેમ તેમ નિર્વાહ કરે છે, પણ ઉત્તરજન્મમાં અનેક કષ્ટ ભોગવશે, નીચ યોનિમાં જન્મ ધારણ કરશે, એમાં લેશ માત્ર પણ શંકા નથી. પ્રાયશ્ચિત્તને અંગે અમુક અમુક દાનો કહ્યાં છે, તેટલી જ પૈસાની જરૂર છે. જે પુરુષ શરીરે શિથિલ હોય, તપ કરીને શરીરને કાયકલેશ આપવા અસમર્થ હોય, તેવા પુરુષને માટે ગોદાનો કરવા માટે શાસ્ત્રની આજ્ઞા છે. પણ તે વિધિ ગૌણ છે, મુખ્ય નથી. મુખ્ય પ્રાયશ્ચિત્ત તો તપશ્ચરણવડે જ થઈ શકે છે. તપ કર્યા વિના શરીરની કે મનની શુદ્ધિ થતી જ નથી. માટે પાતકીઓની શુદ્ધિને માટે તપ જ સમર્થ છે અને પ્રાયશ્ચિત્ત શબ્દમાં પણ તે જ અર્થ સમાયલો છે, કે જે મેં તમને પ્રથમ કહી સંભળાવ્યો છે."

"ત્યારે આજકાલ કેટલાએક બ્રાહ્મણો હજારો રૂપિયા લઇને પ્રાયશ્ચિત્ત કરાવે છે તેનું કેમ?" રજનીએ પૂછ્યું.

શાસ્ત્રી બોલ્યા; "તે પ્રાયશ્ચિત્ત તો માત્ર નામનું જ સમજવું. પ્રાયશ્ચિત્તના બે પ્રકાર છેઃ એક તો સંસર્ગાદિથી દેહશુદ્ધિ કરવી અને બીજું તો જાણે અજાણે થયેલા નિષિદ્ધ કર્મ માટે અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરવો. પરદેશગમનમાં માત્ર સંસર્ગદોષનું જ પ્રાયશ્ચિત્ત કરવાનું છે. એ સંસર્ગદોષ થતાં પૂર્વે સાવધતાથી દેશસેવાર્થ, સંસર્ગ થયો હોય તો, તેને માટે ન્હાનું પ્રાયશ્ચિત્ત બસ છે. જેના મનથી એવો ભાવ છે કે, દ્વીપાંતરગમનથી મહાપાપ થાય છે, તેને તો દ્વીપાંતરગમનને તિલાંજલિ જ આપવી; છતાં જો તેનાથી દ્વીપાંતરગમન થયું હોય, નિષિદ્ધ કર્મનો લોપ કીધો હોય તો, તેના પાપક્ષાલનનો પ્રકાર તપશ્ચરણ જ છે. તપશ્ચરણ વગર મનુષ્ય કદી પણ શુદ્ધ થતો નથી. જે મનુષ્ય ચાંદ્રાયણ પ્રાજાપત્યાદિક વ્રત કે જે તપ કહેવાય છે, તે કરવાને અસમર્થ હોય, તેવા પુરુષને અમુક ગોદાન કરવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે; પરંતુ તે આજ્ઞા બળવાન્ પુરુષને માટે નથી-તેણે તો જાતે જ તપશ્ચરણ કરવું જોઇએ."

"આપનું કહેવું યથાર્થ છે. પરંતુ આજકાલ તો એક બ્રાહ્મણને પૂછીએ છીએ તો તે કંઇક કહે છે ને બીજાને પૂછીએ છીએ તો તે વળી નવું જ બતાવે છે. તેથી મનમાં સંશય ઉભો થાય છે કે શું ખરું હશે, ને શું ખોટું હશે. એક આચાર્યે તો પ્રાયશ્ચિત્તનો નિર્ણય આપ્યા પછી કહ્યું કે, 'મારે કયાં વિલાયતી સાથે જમવું છે કે લાંબી ટુંકી કરું. ગમે તેમ માથું ફોડી લે, અમારે શું છે?' બીજા એક ધર્મગુરુએ એક સભામાં કહ્યું કે 'વિલાયતગમનનું પ્રાયશ્ચિત્ત છે ને શુદ્ધ થઈ શકાય છે!' અને બીજી સભામાં પૂછયું ત્યારે કહ્યું કે 'દ્વીપાંતરગમનનું પ્રાયશ્ચિત્ત છે જ નહિ.' આવા મૂઢ બ્રાહ્મણ, આચાર્ય ને ધર્મગુરુ છે, તેથી જ મારે પ્રશ્નો કરવા પડ્યા છે." રજનીએ કહ્યું.

"આજના સ્વાર્થી બ્રાહ્મણો કે આચાર્યો, સ્હામા મનુષ્યને ભલું લગાડવા માટે અથવા તો પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે, અનેક પ્રકારના ગોટા વાળે છે. આવા સ્વાર્થી બ્રાહ્મણોએ જ આપણા સનાતન ધર્મનો નાશ કર્યો છે; દેશને અધમ દશામાં લાવી મૂકયો છે; આપણને દાસપણામાં આણી મૂકયા છે, છતાં દિલગીર છું કહેવાને કે, હજી પણ તે અધર્મ માર્ગનો તેમણે ત્યાગ કર્યો નથી. સામ્પ્રત કાળના બ્રહ્મદેવોમાં નથી ધર્મ કે નથી શાસ્ત્રશ્રદ્ધા. આવા આચાર્યો અથવા બ્રાહ્મણોને દૂરથી જ નમસ્કાર કરવા યોગ્ય છે. તમારે માટે, જો તમે કરવા સમર્થ હોય, તો આમ પ્રાયશ્ચિત્ત કરવું. પ્રથમ દિવસે એક અન્નઆહાર, બીજે દિવસે ફળાહાર ને ત્રીજે દિવસે ઉપવાસ કરવો. પ્રાજાપત્યવ્રત નહિ થઈ શકે તે માટે ૩૬૦ ગોદાન, તમારી શક્તિ પ્રમાણે દ્રવ્યથી આપવાં. એમાં ચોરી શાખવી નહિ. એ પછી યથાર્થ વિધિ કરાવી, તમારા પાપનું ક્ષાલન કરાવીશ. એ પછી જો તમારી ઇચ્છા શુદ્ધ થવાની જ હોય તો, ત્રણ વરસનાં ચાંદ્રાયણવ્રત કરવાથી તમે પરમ શુદ્ધ થશો."

શાસ્ત્રીજીએ એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાની સૂચના આપીને ત્યાંથી રજા લીધી. રજનીકાંતે શ્રદ્ધા અને ભાવપૂર્વક પ્રથમ દિવસે એક અન્નઆહાર, બીજે દિવસે ફળાહાર ને ત્રીજે દિવસે ઉપવાસ કર્યો. ચોથે દિવસે ઉષઃકાળમાં જ રજનીકાંત, નલિનીકાંત ચક્રવર્ત્તી, ડૉકટર વિષ્ણુપ્રસાદ, સુશીલા, લક્ષ્મીબાઈ, શ્રીમતી અને સરલાદેવી તથા પંડ્યાજી અને શાસ્ત્રીજી સર્વ દશાશ્વમેધને ઘાટે પધાર્યા. ત્યાં સ્નાન ધ્યાન કર્યા પછી સરલાદેવી, શ્રીમતી અને વિષ્ણુપ્રસાદ વિના અન્ય સર્વને પ્રાયશ્ચિત્ત કરાવવાનો શાસ્ત્રીજીએ યથાશાસ્ત્ર વિધિ આરંભી સર્વને કટિપર્યંત જળમાં ગંગાના પ્રવાહમાં ઊભા રાખીને શુદ્ધિકારક વેદમંત્રોનો યથાનિયમ ઉચ્ચાર કરવા માંડ્યો અને મંત્રે મંત્રે તેમનાં શરીરોને શુદ્ધ ગંગોદકનો સ્પર્શ કરાવીને દેહશુદ્ધિ કરાવી. એ કાર્યની સમાપ્તિ થવા પછી ગીતાનું પુસ્તક તે પ્રત્યેકના હાથમાં આપીને શાસ્ત્રી મહારાજે કહ્યું કે;—"એકનિષ્ઠા અને દૃઢ પ્રતિજ્ઞાપૂર્વક કહો કે, આજ પર્યંત જાણે કે અજાણે અમારાથી જે અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ થયું હોય, બીજા સંસર્ગજન્ય દોષથી વેદધર્મથી ચૂકયા હોઇએ, તે સર્વ પાપોના ક્ષાલન માટે આજે અમે શ્રદ્ધા અને ધર્મપૂર્વક પરમાત્માને પ્રાર્થીએ છીએ; તે અમને મુક્ત કરે! એ પ્રાર્થના

અમે સૂર્યની સાક્ષીથી શુદ્ધ મનથી કરીએ છીએ અને જો અમે એ પ્રાર્થના શુદ્ધ મનથી ન કરી હોય, તો અમારો જન્મો જન્મ નરકમાં નિવાસ થાઓ !"

શાસ્ત્રીજીએ હિંદીમાં કરેલી એ આજ્ઞાને શિરસામાન્ય કરીને સર્વેએ એ પ્રમાણેની પ્રતિજ્ઞા કરી અને પ્રાયશ્ચિત્ત વિધિની ત્યાર પછી સમાપ્તિ કરવામાં આવી. પ્રાજાપત્યમાં રજનીકાંતે જૂદા જૂદા બ્રાહ્મણોને ૩૬૦ ગોદાન આપ્યાં. શાસ્ત્રીને પણ યોગ્ય દક્ષિણા આપી અને અન્ય સર્વેને દશ દશ રૂપિયા આપ્યા. પંડ્યાજીને પણ પચીસેક રૂપિયાની વગર મહેનતે જ પ્રાપ્તિ થઈ, છતાં પણ મનમાં તો તે સંતુષ્ટ ન જ થયો. સાંઝે જે ધર્મશાળામાં રજની પોતાના પરિવાર અને વડિલજનો સહિત ઉતર્યો હતો, ત્યાં બ્રહ્મભોજનનો સમારંભ કરવામાં આવ્યો. એ ભોજન સમારંભમાં નગરના સારા સારા શાસ્ત્રીઓ અને સંસ્કૃત વિદ્યાના મહાજ્ઞાતા પંડિતોને પણ આમંત્રણ કરીને બોલાવવામાં આવ્યા હતા. એ કાર્ય પણ શાંતિપૂર્વક પૂર્ણ થયું. તે દિવસે રજનીકાંતે શાસ્ત્રીઓની દેખરેખતળે ચાલતી કેટલીક સંસ્કૃત શાળાઓની મુલાકાત લીધી અને પોતાની સાથે આવેલા પ્રખ્યાત પંડિત શિરોમણિના હાથે તે શાળાના વ્યવસ્થાપકોને અને છાત્રોને ધનની યોગ્ય સહાયતા આપી. એ વેળાએ સુશીલાએ તેને એક વાતની સ્મૃતિ કરાવીને કહ્યું કે;–"વિદુષી એનીબિસંટે સ્થાપેલી સેન્ટ્રલ હિન્દુ કોલેજ પણ અહીં છે અને તેને પણ આપણે યોગ્ય સહાયતા શા માટે ન આપવી, એ હું સમજી શકતી નથી. હું ધારું છું કે, આપ કદાચિત્ એ કોલેજને ભૂલી ગયા હશો."

"ના, એ કોલેજને હું ભૂલી ગયો નથી. પરંતુ થીઓસોફીના સિદ્ધાંતોમાં મારો જોઇએ તેટલો વિશ્વાસ નથી અને તેથી હું એ પંથને ચાહતો નથી. મારો એવો નિશ્ચય થયેલો છે કે, થીઓસોફીકલ સોસાયટી અને તેના સિદ્ધાંતોથી ભારતવર્ષને કશો પણ લાભ થઈ શકવાનો નથી અને જે ધાર્મિક સંસ્થા આર્યાવર્તના આર્યજનોને વિશેષ લાભ આપી શકનારી ન હોય, તેના મોહમાં માત્ર બાહ્ય સુંદરતાથી જ આપણે લીન થઈ જવું જોઇતું નથી. કેટલેક અંશે કદાચિત્ એ સોસાયટીનો પ્રયત્ન સ્તુત્ય છે, પરંતુ જે અનર્થ ઉત્પાદક, ધર્મરહિત કાળમાં, માંસ મેદના લોચાના દેહીને મહાત્માઓ સંગે વાતો કરાવવી ને થવી, અને તે દ્વારા અગમનિગમની વાતો સાંભળવી અને જાણવી, એ પ્રપંચ–અહંભાવમાં લચ્યા પચ્યા રહેનાર જીવથી બની શકે એમ મારું માનવું નથી. હું યોગ, ચૈતન્ય, તત્ત્વ, માનવ વિજ્ઞાનગતિને માનું છું, પણ તેના સેવકો જૂદી જ પ્રકૃતિ–વૃત્તિ–સ્થિતિના પ્રપંચયુક્ત જ હોય છે. જ્યાં સુધી કૃતિમાં અહંવૃત્તિ છે, ત્યાં સુધી ઉચ્ચ સ્થાનમાં ગતિ સંભવતી નથી." રજનીકાંતે પત્નીની શંકાનું નિરસન કરીને પોતાનો મનોભાવ દર્શાવ્યો.

સુશીલા એટલી બધી વિનયશીલ અને આજ્ઞાધારક થઈ ગઈ હતી કે, પતિ જે બોલે, તેને તે પરમેશ્વરના વચન સમાન જ માનવા લાગી હતી, એટલે રજનીકાંતનું એ ઉત્તર સાંભળીને તે નિરુત્તર જ થઈ ગઈ. પોતાનો તેણે કશો પણ વિશેષ અભિપ્રાય દર્શાવ્યો નહિ.

અંતે કાશીને પણ છોડવાનો સમય આવી લાગ્યો. રાતે એક માણસ મારફત

કેમ્પમાં રજનીએ મેરિયનને કહેવડાવી દીધું કે;–"આવતી કાલે સાંઝની ગાડીમાં કલકત્તે જવાનું નક્કી ઠર્યું છે, માટે વખતસર સ્ટેશનપર આવી પહોંચવું."

તે સાંઝેજ સ્ટેશન માસ્તરને બે કમ્પાર્ટમેંટ રિઝર્વ્ડ રાખવા માટેની ચિઠ્ઠી મોકલવામાં આવી અને પરમપવિત્ર–દેહથી તેમ મનથી પાવન થયા પછીની પવિત્ર નિશા પવિત્ર વારાણસીમાં તેમણે પવિત્ર ભાવનાથી વીતાડી.

નીકળવાના દિવસે સ્હવારમાં સરલાદેવીએ પોતાના સંન્યાસિનીવેશનો ગંગાતીરે ત્યાગ કર્યો અને પુનઃ પોતાનાં વિધવા વસ્ત્રોને ધારણ કરી લીધાં. શ્વેત વસ્ત્ર પરિધાન કરી આવી તે વેળાએ જાણે સાક્ષાત્ ઋષિપત્ની શુભ્ર વસ્ત્ર ધારીને ઋષિ આશ્રમમાં ઉભી હોય, એવી જ તે દેખાતી હતી. બ્રાહ્મણોને યથાશક્તિ અને યથાયોગ્ય દક્ષિણા આપીને તેણે દશ વાગે કરી રાખેલી ગોઠવણ પ્રમાણે બ્રહ્મભોજનનો સમારંભ પોતાના ખર્ચે બીજીવાર કર્યો. કેટલાક સંન્યાસીઓ તથા નિરાધાર અબળાઓને વસ્ત્રોનું દાન આપ્યું. રજનીકાંત અને સરલાદેવીનાં સ્તુતિસ્તોત્રો પ્રત્યેક સાધુ, યતિ, વિદ્વાન્ બ્રાહ્મણ અને ભિક્ષુકના મુખથી ગવાતાં સંભળાવા લાગ્યાં. સમસ્ત કાશીપુરીમાં એમના નામનો જયજયકાર થઈ ગયો.

દશ હજારમાં પણ એક દાતા ભાગ્યેજ મળી શકે છે, તેવા અચાનક બે ઉદાર અને દાની જીવોની ઉદારતાનો લાભ મળતાં સર્વજનો જો તે દાતાની સ્તુતિનાં સ્તોત્રો મુક્તકંઠે ગાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી, એ સ્વાભાવિક છે અર્થાત્ એમ થવુંજ જોઇએ.

સંધ્યા સમયે સર્વ સ્ટેશનપર ગયાં. મેરિયન પણ અડધો કલાક આગળથી આવીને વેટીંગરૂમમાં તેમની વાટ જોતી બેઠી હતી. પ્રથમ સરલાદેવીએ પોતાના કલકત્તામાં ગુમાસ્તાને ટેલીગ્રાફ કરીને પોતાના આવવાની અને સ્ટેશનપર ગાડીઓ લઇને આવવાની ખબર આપી. સર્વ રેલગાડીમાં સ્વાર થયાં. ધૂમાડાના ગોટેગોટ કાઢતી બાફના જોરથી ચાલતી આગગાડી સીટી મારીને ભભભભ કરતી પોતાના માર્ગમાં આગળ વધી. થર્ડ ક્લાસમાં કેટલાંક ટીખળી માણસો પણ એકઠાં થાય છે અને તેમાંનાં કેટલાંક રાગડા તાણવામાં ઘણાંજ હુશિયાર હોય છે, તેવા એક નવરાભાઇએ ગાડીને ઉદ્દેશીને નીચેનું ગાયન લલકારવા માંડ્યું;–

"ધૂંએસે ગાડી ઉડાય લીઓ જાય,
પયસેકા લોભી ફીરંગીયારે બાબૂ–ધૂંએસે.
જાત નહીં દેખે જમાત નહીં દેખે,
એકહીમેં સબકો બિઠાયલીઓ જાય–ધૂંએસે.
હિંદુ, મુસલમાન, મોચી, ચમારસે,
ટીકિટકે પયસે કઢડાય લીઓ જાય–ધૂંએસે.
દિલ્લી શહરસે નિકલે મુસાફિર,
બંબઈ, કલકત્તા ઉડાય લીઓ જાય–ધૂંએસે.

ગાડીમાં કેટલાકો તકરાર કરતા, કેટલાકો જગ્યા માટે મારામારી કરતા, કેટલાકો રડતા, કેટલાકો ગાતા અને કેટલાકો જાગતા તથા કેટલાકોને ઉંઘતાજ લઇને ટ્રેન

અંતે બીજે દિવસે સમયસર હાવરાના સ્ટેશનપર આવી પહોંચી. આપણા પરિચિત પાત્રોને ઉતારવા આવનાર સરલાદેવીના સ્નેહી સંબંધીઓ અને નોકર ચાકરોની સારી સંખ્યા સ્ટેશનપર હાજર હતી. એક બીજાને મળી ભેટીને સર્વ બહાર તૈયાર રાખેલી ઘોડા ગાડીઓમાં બેઠાં અને ઘર તરફ રવાને થયાં.

---

## પ્રકરણ ૪૯ મું
## પુનઃ કલકત્તામાં

"I do not understand those for poor, which are vagabonds and beggars, but those that labour to live, such as are old and can not travel, such poor widows and fatherless children as are ordered to be relieved, and the poor tenants that travel to pay their rents and are driven to poverty by mischance and not by risk or careless expenses. On such have thou compassion, and God will bless thee for it."

SIR WALTER REFEIGH.

સૂર્ય વિનાનો દિવસ, ચંદ્ર વિનાની નિશા, પુષ્પ વિનાનું ઉપવન, જળ વિનાનું સરોવર અને પતિ વિનાની સ્ત્રી જેવી રીતે શોભારહિત અને નિસ્તેજ દેખાય છે, તેવી જ રીતે ગૃહસ્વામિની વિના આજ પર્યંત સરલાદેવીનું ભુવન શૂન્ય અને નિસ્તેજ સમાન જ ભાસતું હતું. આજે તેનું કલકત્તામાં પુનરાગમન થતાં પુનઃ તે સદન દેદીપ્યમાન અને શોભાયમાન ભાસવા લાગ્યું–તે સદનને પોતાની ગયેલી શોભાની પુનઃ પ્રાપ્તિ થઈ. ગૃહનાં દાસદાસીઓના મનમાં પણ આજે આનંદનો પાર નહોતો, સરલાદેવીની આજ્ઞાથી અતિથિ જનોના આદર સત્કારની સર્વ વ્યવસ્થાઓ કરી દેવામાં આવી. સર્વને નિવાસ માટે ભિન્ન ભિન્ન આવાસો આપવામાં આવ્યા અને જે સમયે જે વસ્તુની આવશ્યકતા હોય, તે સમયે તે વસ્તુ મળી શકવામાં ક્ષણ માત્રનો પણ વિલંબ ન થાય, એનો બરાબર બંદોબસ્ત કરવામાં આવ્યો. અતિથિ જનો માટે ભોગ વિલાસના સર્વ પદાર્થો ઉપસ્થિત હતા. પરંતુ સરલાદેવી પોતે તો પોતાના ઓરડામાં ભૂમિશય્યામાં શયન કરીને સાદું ભોજન આરોગી કઠિન વૈધવ્યવ્રત પાળવામાં જ પોતાના કર્તવ્યની પૂર્ણતા થયેલી માનતી હતી. આવતાંની વારજ રજનીકાંતે પોતાના કલકત્તામાંના કેટલાક મિત્રોને અને પોતાના આગલા યૂરોપિયન શેઠ વગેરેને પોતાના આવવાની ખબર આપી. કેટલાકને તે મળવા ગયો. પ્રેમથી મળ્યો, ભેટ્યો; કેટલાક તેને મળવા આવવા લાગ્યા. રજનીકાંતનો પ્રભાવ એટલો બધો પડી ગયો હતો કે, તેનો ભલો જૂનો શેઠ પણ પોતે જ તેની મુલાકાત માટે આવી પહોંચ્યો. એવી રીતે પ્રવાસના શ્રમનો પરિહાર કરવામાં અને મળવા ભેટવામાં બે દિવસ જેટલો સમય તો જોતજોતામાં પસાર થઈ ગયો.

ત્રિજે દિવસે સરલાદેવીએ પોતાના કેટલાક વિદ્વાન્ સંબંધીઓ અને બીજા પણ તેવા જ સુશિક્ષિત ઓળખીતાઓને આમંત્રણ કરીને જમવાને બોલાવ્યા. એ પ્રસંગે કેટલીક સુશિક્ષિત સ્ત્રી મૈત્રિણીઓને પણ ખાસ નોતરવામાં આવી હતી. ભોજનની બહુ જ ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી અને જમવા પછી અમુક એક વિષયનો સર્વાનુમતિથી ઊહાપોહ થવાનો હોવાથી એક વિશાળ ઓરડામાં ચારે તરફ કોચ અને કુરસીઓ ગોઠવીને સરલાદેવીએ પોતા માટે તેમના મધ્યમાં એક ભૂમિ આસન મૂકયું હતું. ધીમે ધીમે અતિથિ સ્ત્રી પુરુષો આવી આવીને સરલાદેવીના ભવ્ય ભવનમાં એકત્ર થતાં ગયાં. સર્વે સરલાદેવીના ઉદાર તથા મળતાવડા સ્વભાવ માટે પોતપોતામાં અનેક પ્રકારની પ્રશંસા કરવા લાગ્યાં. ભોજનનો સમય થયો. એક વિશાળ ઓરડામાં એક એક વારને અન્તરે બબ્બે પાટલા મૂકવામાં આવ્યા. એક પાટલાપર રૂપાની એક થાળી અને રૂપાના બે વાટકા તથા પડખામાં રૂપાનો પાણીથી ભરેલો લોટો અને તેની ઉપર એક પ્યાલો તૈયાર કરીને રાખવામાં આવ્યા હતા. અનેક પ્રકારનાં મિષ્ટાન્ન, વ્યંજન અને ઓદન આદિ સ્વાદિષ્ટ પદાર્થોનો આસ્વાદ લઇને, આવેલા અતિથિઓ તૃપ્ત થયાં અને જમ્યા પછી સર્વ મધ્ય ઓરડામાં આવીને બેઠાં. પ્રથમનો કેટલોક વખત તાંબૂલસેવન અને ધૂમ્રપાન આદિના વ્યાપારમાં વીતી ગયો. પછી સરલાદેવીએ હસ્તદ્વય જોડી સર્વને પ્રાર્થના કરીને કહ્યું કે;—

"આપ સર્વ મહાશય બન્ધુઓ અને સદ્ગુણવતી સુશિક્ષિત ભગિનીઓને અહીં પધારવાનો પરિશ્રમ મેં ખાસ એટલા હેતુથી જ આપેલો છે કે, મારા પતિની લગભગ અઢીથી ત્રણ કરોડ રૂપિયાની સંપત્તિ છે ને તેની હું એકલી સ્વતંત્ર માલિક છું. એની ગમે તે વ્યવસ્થા કરવાનો બધો અધિકાર મારા હાથમાં છે; પરંતુ હું એક અજ્ઞ અબળા હોવાથી કેવળ મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે જ એ સંપત્તિનો ઉપયોગ કરી દેવાની મારી ઇચ્છા થતી નથી. મને ઈશ્વરે એક પણ પુત્ર કે પુત્રીની માતાની પદવી આપવાની કૃપા કરી નથી, તેમ જ અમારા પિતરાઇઓમાંથી પણ એવું કોઈ નથી કે, જેને હું આ સંપત્તિનો અધિકારી બનાવી શકું. એટલા માટે મારી એવી ઇચ્છા છે કે, મારી આજીવિકા માટે જેટલા દ્રવ્યની આવશ્યકતા હોય, તેટલું જ દ્રવ્ય રાખીને બાકીનું બધું ધન સ્વદેશ અને માતૃભૂમિની ઉન્નતિનાં જૂદાં જૂદાં કાર્યો કરવા માટે આપી દેવું. પરંતુ સ્વદેશની ઉન્નતિ માટેનાં એ કાર્યો કયાં છે, તે હું જાણતી નથી. માટે આપ જે માર્ગ બતાવો, તે જ માર્ગમાં હું મારી સંપત્તિનો વ્યય કરું. કૃપા કરીને એ માર્ગોનું વિવેચન કરવાનો શ્રમ લેશો, તો આપનો મારાપર અત્યંત આભાર થશે."

"આપણી ઉન્નતિનો સમય હવે વધારે ને વધારે પાસે આવતો જાય છે. આ સ્વદેશીય આન્દોલન સાથે આપણા મોટા મોટા સન્માન્ય અને વિદ્વાન્ લોકોનું ધ્યાન આપણાં બાળકોના શિક્ષણ પ્રતિ ખેંચાયલું પણ આપણા જોવામાં આવે છે. દેશમાંના ઉદ્યોગ અને વ્યાપારોને ઉર્જિત અવસ્થામાં લાવવા માટે જેવી રીતે દેશમાંથી થાપણ એકઠી કરવામાં આવે છે અને એ કાર્યમાં પોતપોતાની શક્તિ પ્રમાણે જેવી રીતે સર્વ જનો સહાયતા કરતા દેખાય છે, તેવી જ સહાયતા તેઓ સ્વદેશીય

વિશ્વવિદ્યાલયની આવશ્યકતાને જાણીને તે કાર્યમાં પણ કર્યા કરે છે. દેશી વિશ્વ-વિદ્યાલયની સ્થાપના કરવા માટે જેટલા દ્રવ્યની અગત્ય છે, તેટલું દ્રવ્ય ધીમે ધીમે ચારે તરફથી આવતું જાય છે અને તેથી અનુમાન કરી શકાય છે કે, એ સ્વદેશી વિશ્વવિદ્યાલયની હવે સત્વર જ સ્થાપના થવી જોઇએ. હાલમાં જે કનિષ્ઠ પ્રકારના શિક્ષણની પદ્ધતિનો આરંભ કરવામાં આવ્યો છે, તેના યોગે તો આપણી ઔદ્યોગિક ઉન્નતિ થવાને બદલે માત્ર અવનત થવાનો રંગ જ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. અત્યારે વળી જે આપણને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે, તેથી આપણા કારીગર લોકોને લેશ માત્ર પણ લાભ થવાનો સંભવ મને તો દેખાતો નથી જ. આ બધાં કારણોને લીધે જ દેશી વિશ્વવિદ્યાલયની અત્યંત આવશ્યકતા થઈ પડી છે. આપણાં બાળકોને આપવામાં આવતું કનિષ્ઠ પ્રકારનું કે પછી ઉચ્ચ પ્રકારનું શિક્ષણ, સદાસર્વદા આપણી રાષ્ટ્રીય ઉન્નતિના માર્ગમાં ઉપયોગી થઈ પડે અને આપણા દેશના ઉદયનું કારણ થઈ શકે, એવું જ હોવું જોઇએ; અને જ્યાંસુધી સ્વદેશીય વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવામાં નહિ આવે, ત્યાંસુધી એવી જાતનું શિક્ષણ મળવું કોઈ પણ પ્રકારે શક્ય નથી જ. એ વિશ્વવિદ્યાલયની સ્થાપના કાંઈ હાલમાં જે સરકારી વિશ્વવિદ્યાલયો ચાલે છે, તેમની સ્પર્દ્ધા કરવા માટે કરવાની નથી. કેમકે, એના ઉદ્દેશ જૂદા છે અને તેના ઉદ્દેશ જૂદા છે. માટે જો એ વિશ્વ-વિદ્યાલયને ઉભી કરવાના કામમાં દ્રવ્યની સહાયતા કરવામાં આવે, તો એથી ભવિષ્યમાં દેશનું બહુ જ કલ્યાણ થવાનો સંભવ છે." દામોદર મુખોપાધ્યાય નામના એક વિદ્વાન્ ગૃહસ્થે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

બીજાઓએ પણ એ કાર્ય માટે પોતાનાં અનુકૂલ મતો જ દર્શાવ્યાં અને તેથી સરલાદેવીએ પણ એ કાર્યને યોગ્ય વિચારીને નમ્રતાથી કહ્યું કેઃ–"વારુ, ત્યારે હાલ તરત વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવા માટે હું રૂપિયા પાંચ લાખ આપું છું અને ભવિષ્યમાં જો અગત્ય પડશે તો વધારે પણ આપીશ. વારુ, બીજું એવું જ અગત્યનું અને દેશની ઉન્નતિ કરનારું કાર્ય કયું છે તે કહેશો ?"

"મારી ધારણા પ્રમાણે કેટલાક સાધારણ સ્થિતિના લોકોને અમુક સમયે જોઇતી ખાનગી મદદ આપવી, એ દેશની ઉન્નતિનું બીજું કાર્ય છે. કલકત્તા અને આસપાસનાં ગામડાંમાં એવા લોકોની તપાસ ચલાવીને ઉદ્યોગ કરવાને તત્પર, પ્રામા-ણિક અને બુદ્ધિમાન્ પુરુષોને નાણાંની મદદ મળી શકે એવું એક ફંડ રાખવું જોઇએ અને તેની વ્યવસ્થા કરવાનું કેટલાક પ્રતિષ્ઠિત પુરુષોને જ સોંપવું જોઇએ. જે કોઈ પણ ઉદ્યોગ કરવાને શક્તિમાન્ હોય અને ધનના અભાવે જ ઉદ્યોગ ન કરી શકતા હોય, તેવાઓને અમુક પ્રમાણમાં મદદ આપીને ધંધે વળગાડી દેવાની ગોઠ-વણ કરી આપવાથી આર્યાવર્તના દારિદ્રય દુઃખનો નાશ થઈ જાય, એમાં તો કોઈ પણ પ્રકારનો સંદેહ નથી જ." નલિનીકાંત ચક્રવર્તીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં કહ્યું.

રજનીકાંત અને વિષ્ણુપ્રસાદ આદિ એ વાતને મળતા થયા અને તેથી સર-લાદેવીએ એ કાર્ય માટે પણ પંદર લાખ રૂપિયાની એક રકમ જૂદી કાઢી.

એ પછી વિષ્ણુપ્રસાદના કહેવાથી વિધવાશ્રમમાટે પણ કેટલુંક નાણું કાઢવામાં આવ્યું. એ વિશે આગળ કેટલુંક વિવેચન આવી ગયેલું હોવાથી અહીં વળી બીજીવાર તેનું પિષ્ટપેષણ કરવાની આવશ્યકતા નથી. એ પછી સરલાદેવીએ રજનીને ઉદ્દેશીને પૂછ્યું;—"રજનીકાંત! હવે તમે પોતાના અભિપ્રાયને સંકોચ વિના વ્યક્ત કરો અને આટલા દિવસના તમારા અનુભવના આધારે જણાવો કે, આ કાર્યો ઉપરાંત બીજાં પણ એવાં ક્યાં કાર્યો છે કે, જે કરવાથી અવશ્ય આપણા હીન, દીન અને આધીન દેશનો ભવિષ્યમાં ઉદય થઈ શકે?"

"જ્યારથી આપણા આર્યાવર્તમાં પરદેશીઓનું પ્રાબલ્ય થયું અને સંસ્કૃત ભાષાની અવનતિ થઈ, ત્યારથી ભારત વર્ષના વિદ્વાનોની અવસ્થા અત્યંત કરુણાજનક થઈ પડી છે. તેને આશ્રય મળતો નથી, એટલે વિદ્યા એમને એમ જ પડી પડી કટાઈ જાય છે. વળી વિદ્વાનો સ્વતંત્ર અને સ્વચ્છંદ સ્વભાવના હોવાથી બીજો વ્યવસાય તેમનાથી કરી શકાતો નથી અને તેથી ઘણીકવાર તેમને ક્ષુધા અને પિપસાને સહન કરીને પ્રાણ ત્યાગવાનો પ્રસંગ પણ આવી પડે છે. જ્યાં અન્ન અને દાંતનું જ વૈર હોય, ત્યાં તેઓ શાંતિથી ગ્રંથોનું ગુંથન કરી જ કેવી રીતે શકે? એ જ કારણને લીધે આજના જમાનામાં સારા સારા ગ્રંથો બહાર પડતા આપણ જોવામાં આવી શકતા નથી. વિદ્યા અને લક્ષ્મીનો પરાપૂર્વથી જ પરસ્પર વૈરભાવ ચાલતો આવ્યો છે, એટલે વિદ્યાદેવીના ઉપાસકોપર લક્ષ્મીદેવીની અવકૃપા હોય, એ સર્વથા સ્વાભાવિક જ છે. એટલા માટે હિન્દુસ્તાનમાંના સમસ્ત પ્રાંતોમાં ચાલતી ભિન્ન ભિન્ન સર્વ ભાષાઓના વિદ્વાન્ લેખકો અને કવિઓને ધનની સહાયતા મળી શકે અને તેઓ સારા ગ્રંથો લખે, તેમ જ એ ગ્રંથો પ્રકટ પણ થાય એવી વ્યવસ્થા થવાની મોટી આવશ્યકતા છે. કેટલીકવાર તો બિચારા ભૂખે મરીને પણ એવા લેખકો ગ્રંથો લખે છે, પણ છપાવવા માટે પૈસાની સગવડ ન હોવાથી તે ગ્રંથો જેમના તેમ ખૂણામાં પડ્યા રહીને કોઇની નજરે પણ પડ્યા વિના ઉધઇનો ખોરાક બની જાય છે. એવા સારા લેખકો પાસેથી એવા હસ્તલિખિત ગ્રંથો ખરીદી લઇને છપાવી વેચવા જોઇએ અને તેના વેચાણથી જે ફાયદો થાય, તેનો બીજા લેખકોને સહાયતા આપવામાં ઉપયોગ કરવો. એથી લેખકોને આજીવિકાનું સાધન પણ મળે છે અને તેમના ગ્રંથો પ્રકટ થવાથી તેમનાં નામો પણ અમર થાય છે. જે દેશમાં વિદ્વાનોને આશ્રય નથી મળતો અને જૂદા જૂદા વિષયનાં સારાં પુસ્તકો પ્રકટ નથી થતાં, તે દેશની ઉન્નતિ થવી અશક્ય જ છે. જ્ઞાન અને ઉત્સાહને વધારનારું વિદ્યા જેવું બીજું એક પણ સાધન નથી. માટે વિદ્વાનોની અવસ્થામાં અવશ્ય સુધારો કરવો જ જોઇએ.

રજનીકાંતની એ ધારણાને પણ સર્વનાં અનુકૂળ મતો મળ્યાં અને તે સાંભળીને સરલાદેવીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું કે;—"રજનીકાંતના વિચારો તે વળી વ્યર્થ હોઈ શકે પણ ખરા કે? એ વ્યવસ્થા કરીને વિદ્વાનોને ઉત્તેજન આપવા માટે હું જરા પણ વાંધો લેતી નથી. તમે કહો તેટલા રૂપિયા આપવાને હું તૈયાર છું અને એની દેખરેખનું કામ હું તમને જ સોંપું છું. આશા છે કે, તમે એ કાર્યનો

ભાર પોતાના શિરે ઉપડવાની ના તો નહિજ પાડો. હવે આપનો બીજો મનોભાવ શો છે વારુ?"

"એ માટે હાલ બે લાખની અગત્ય છે." રજનીએ કહ્યું.

"એ માટે બે લાખ કરતાં વધારે રૂપિયાની જરૂર પડશે તો તેમાં વધારો પણ કરવામાં આવશે." સરલાદેવીએ કહ્યું.

"હું ઘણીજ ખુશીથી એ કામ કરવાની જવાબદારી મારે માથે ઉપાડી લઉં છું, પરંતુ ડૉકટર સાહેબ પણ મને વારંવાર સહાયતા આપશે, એવી આશા ધરાવું છું. મારી બીજી દરખાસ્ત એ છે કે, મેટ્રિક સૂધી અંગ્રેજીનો અભ્યાસ કરી ચૂકેલા કેટલાક તરુણોને જાપાન, અમેરિકા, ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લંડમાં આજકાલના કેટલાક નવા હુન્નરો અને નવીન કળાઓ શીખવા માટે આપણા તરફથી ખર્ચનો બંદોબસ્ત કરી આપીને મોકલવા અને તેમની સાથે એવો કરાર કરી લેવો કે, તેઓ જ્યારે એ હુન્નર અને કળાઓ શીખીને હિન્દુસ્તાનમાં પાછા આવે, ત્યારે તેમને કારખાનાં ખોલવા માટેની થાપણ આપીને ધંધે વળગાડી દઇએ. પરંતુ પ્રથમ તેમણે અમુક પગારથીજ કામ કરવું જોઇએ ને જે વેળાએ એ કારખાનામાંના માલના વેચાણથી તેમના શિક્ષણ માટે આપેલા ખર્ચ અને થાપણ જેટલા પૈસા પેદા થઈ આવે, તે વેળાએ તે કારખાનું તેને સોંપી દેવામાં આવે. પછી માલેક પણ તેજ અને કામ કરનાર પણ તેજ—આપણો કશો પણ સંબંધ નહિ. એમ કરવાથી આપણા ફંડમાં બહુ ખોટ નહિ જવા પામે અને એવા તરુણો ધંધે ચડી જઇને ઉદ્યોગનો વધારો કરશે. એથી એક સમય એવો આવશે કે, સમસ્ત ભારતવર્ષમાં એક પણ વિદેશીય વસ્તુની આવશ્યકતા રહેશે નહિ અને આર્યાવર્તની આધુનિક અધમ અવસ્થામાં મોટો સુધારો થઈ જશે. એ માટે પ્રથમ વીશ લાખ રૂપિયાનું ફંડ રીઝર્વ રાખવું જોઇશે અને એના કામકાજની લગામ સારા ભણેલા ગણેલા વિદ્વાન્ અને સ્વદેશ હિતૈષી પુરુષોના હાથમાં આપવી પડશે. એ કામના નિયમો કેવી રીતે બાંધવા અને શી શી વ્યવસ્થાઓ કરવી, એ માટે ઘણાક વિદ્વાનોના અભિપ્રાય લીધા પછીજ એની શરુઆત કરવી જોઇએ. એ ખાતામાં મુખ્ય ભારતવર્ષમાં વસતા હિન્દુ, મુસલમાન અને બીજી કોમવાળાઓને જાતનાતનો તફાવત રાખ્યા વિના એકસરખો લાભ મળે અને તેમના સમાન અધિકાર હોય, એ વ્યવસ્થા અવશ્ય થવી જ જોઇએ." રજનીકાંતે પોતાની બીજી ધારણા કહી સંભળાવી.

"એવી એક સંસ્થા પણ ભલે હોય—તમારે જે વિદ્વાનો સાથે એ વિશે વાતચીત કરવાની હોય, તેમને મળજો. અત્યારે જે આટલા વિષયો હાથ ધરવામાં આવ્યા છે, તેમનો આરંભ કરીને યોગ્ય વ્યવસ્થા કરવા પછી વળી બીજી જે બાબતોનો વિચાર કરવાનો હશે તે કરીશું." એ પ્રમાણે કહીને સરલાદેવીએ ગંભીર મુદ્રા કરીને સર્વને ઉદ્દેશીને જણાવ્યું કે;—"આપ જાણોજ છો કે, રજનીકાંત જે વેળાએ અહીં કલકત્તામાં હતા અને મારી મિલ્કતનો વહીવટ ચલાવતા હતા, તે વેળાએ સાધારણ રીતે બીજા બધા કરતાં એમનામાં મારો વધારે પ્રેમ હતો અને એ પ્રેમનું કારણ એમની સત્યપ્રિયતા અને સ્વામિનિષ્ઠા હતી. તે મારો પ્રેમ

આજે પણ જેમનો તેમ જ કાયમ છે. પ્રમાણિકતા કે જે ગુણ ઘણો જ દુર્લભ અને બહુ થોડા મનુષ્યોમાં જ જોવામાં આવે છે, તે ગુણથી રજનીકાન્ત ઓતપ્રોત ભરેલા છે અને એટલા માટે જ જે દ્રવ્યનો હું દેશકલ્યાણના કાર્યમાં વ્યય કરવા ધારું છું, તેની દેખરેખનું કામ જીવનપર્યંત હું એમને જ સોંપું છું. એ કામ સોંપવા પહેલાં એક બાબતનો મારે વિચાર કરવાનો છે અને તે એ છે કે, જો એમની પાસે પોતાના સંસારના વ્યવહારોને ચલાવવા માટેનાં પૂરતાં સાધનો ન હોય, તો આવાં ખાતાંઓની દેખરેખ એમનાથી સારી રીતે રાખી ન શકાય, એ સ્વાભાવિક જ છે. કારણ કે, પોતાના સુખ માટે અને પોતાના કુટુંબના ભાવી સમય માટે દ્રવ્ય ઉપાર્જન કરવામાં એમનું ધ્યાન રોકાવું જ જોઇએ. એટલા માટે પોતાના વર્તમાન અને ભવિષ્યની એમના મનમાં કોઈ પણ પ્રકારની ચિન્તા ન રહે અને આ મારાં સ્થાપેલાં ખાતાંની વ્યવસ્થા એક ધ્યાનથી કરી શકે, એટલા માટે એમને હું મારા ધર્મપુત્ર ગણીને રૂપિયા પાંચ લાખ આપું છું અને આશા છે કે, તેઓ એનો અવશ્ય સ્વીકાર કરશે જ. જો હું અત્યારે એમને બંધુની પદવી આપી એક ભગિની તરીકે આ દ્રવ્ય આપું, તો કદાચિત્ બંધુ ભગિનીના દ્રવ્યનો સ્વીકાર ન પણ કરે, એટલા માટે હું એમને પુત્ર કહીને જ આ ઉપહાર આપું છું. માતાનું દ્રવ્ય લેવામાં પુત્રને કશો પણ બાધ નથી."

"એ આપની ઉદારતાનો હું અંતઃકરણપૂર્વક સ્વીકાર કરું છું; પરંતુ હું સમજી નથી શકતો કે, પાંચ લાખ રૂપિયાની મને શી અગત્ય છે. મારા જીવનકાળને વીતાડવા માટે દ્રવ્યના એના કરતાં બહુ જ અલ્પ અંશની આવશ્યકતા છે. મારે શેઠાઈ ભોગવીને મોજશોખમાં પૈસા ઊડાવવાના નથી." રજનીકાંતે કહ્યું.

"અત્યારે તો એનો સ્વીકાર આપને કરવો જ પડશે. ભલે પાછળથી જોઇએ તો એ ધનનો પરમાર્થનાં કાર્યોમાં ઉપયોગ કરજો. પણ અત્યારે તો ના નહિ જ કહેવાય." એમ કહીને સરલાદેવીએ પોતાના કાર્યભારીને કહીને રજનીને એ રૂપિયા સત્વર મળે, એવી વ્યવસ્થા કરવાની આજ્ઞા કરી.

રજનીકાંત કાંઇક બોલવા જતો હતો, એટલામાં નીચે માર્ગમાં કોઇના ગાવાનો નીચે પ્રમાણેનો ધ્વનિ એકાએક સાંભળવામાં આવ્યો અને તેથી બધાં તે સાંભળવાને એક ધ્યાનથી લીન થઈ ગયાં. તે પદ્ય આ હતું:–

"સહૃદય ભારતનાં સંતાનો, એક ભાવથી બની વિનીત;
અસીમ ભારતની સત્તાનાં, ગાવ ધ્વનિથી યશનાં ગીત !"

"અહા! આ સંગીત કેટલું બધું મધુર, મનોહર અને કેવું સુંદર છે! એ ગીત જાણે વારંવાર સાંભળ્યા કરીએ, એવી જ ઇચ્છા થયા કરે છે." વિષ્ણુપ્રસાદે એકાએક પોતાના હૃદયનો ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે એ ગાનાર મહાત્માને અહીં આદરપૂર્વક બોલાવો અને પ્રાર્થના કરીને એ સંગીત ગવડાવો કે, જેથી આપણે બધાં એ સંગીતના શ્રવણથી કર્ણોને પવિત્ર કરીએ." સરલાદેવીએ પોતાની ઇચ્છા દર્શાવી.

રજનીકાંત પોતે જ નીચે ઉતરી ગયો અને થોડીવારમાં એક તરુણ સંન્યા-

સીને લઇને ત્યાં પાછો આવી પહોંચ્યો. એ સંન્યાસીએ ગળાથી પગ સુધી એક કાષાય વસ્ત્ર પરિધાન કરેલું હતું અને માથા, દાઢી તથા મૂછોના વાળ મૂંડાવી નાખેલા હતા. એ તરુણ સંન્યાસી શરીરે સુદૃઢ અને ગૌરવર્ણ હોવાથી અને તેની મુખમુદ્રામાં એક પ્રકારનો અપૂર્વ પ્રકાશ ઝળકતો હોવાથી કોઇના પણ મનમાં તેનો પ્રભાવ પડી જાય, એ સર્વથા સ્વાભાવિક હતું. સારાંશ કે, એને જોતાં જ સર્વના હૃદયમાં એક પ્રકારનો આદર ઉત્પન્ન થયો અને સર્વેએ તેને ઉત્થાપન આપ્યું. તેને યોગ્ય આસને બેસાડવા પછી સરલાદેવીએ કહ્યું કે;–"સંન્યાસી મહારાજ! હું આપને પ્રણામ કરું છું."

"માતા! હું સંન્યાસી નહિ, કિન્તુ એક મુસલમાન ફકીર છું." તે ફકીરે જવાબ આપ્યો. હવે આપણે પણ એને ફકીરના નામથી જ ઓળખીશું.

"આપ મુસલમાન હોવા છતાં આપના મુખમાંથી આવું સ્વદેશ સંગીત સંભળાય, એ ખરેખર આશ્ચર્ય જ!" વિષ્ણુપ્રસાદે કહ્યું.

"બંધો! હું માત્ર સ્વદેશ માટે જ ફકીર થયેલો છું અને તેથી જ આ માતૃભૂમિનું સંગીત લલકારતો સર્વત્ર ફર્યા કરું છું." શાંત ફકીરે શાંત ભાવથી જણાવ્યું.

"આપને સહસ્રાવધિ ધન્યવાદ હો! આપ ખરેખર પૂજ્ય મહાત્મા જ છો. આપનાં ચરણોમાં અમારા પ્રણામ હો! બ્રાહ્મણ હો કે મુસલમાન હો; પરંતુ જે ભરતભૂમિનો સંતાન હોય અને જેના હૃદયમાં સ્વદેશાભિમાનનો અગ્નિ દિનરાત બળયા કરતો હોય–જેના મનમાં ભેદભાવ કે વૈર ન હોય, તે જ ખરો મહાપુરુષ છે અને તે જ ખરો વંદનીય છે." એમ કહીને રજનીકાંતે સ્નેહ સહિત તેનાં ચરણોને હસ્તસ્પર્શ કર્યો. બીજા બધાએ પણ તેને યથોચિત નમસ્કાર કરીને અભિવંદન આપ્યું.

"સાંઇજી! જો આપને કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય ન હોય, તો અમારી આપનો વૃત્તાંત સાંભળવાની પૂર્ણ ઇચ્છા છે." વિષ્ણુપ્રસાદે જિજ્ઞાસા દર્શાવી.

"ભાઈ મને એમાં વાંધો હોય જ શાનો વારુ? હું આનંદથી આપને મારો વૃત્તાંત કહી સંભળાવીશ." એમ કહીને તે ફકીરે નીચે પ્રમાણે પોતાના વૃત્તાંતનો આરંભ કર્યો;–

"પૂર્વ બંગાળાના નવાબના વંશમાંના એક ધનાઢય ગૃહસ્થનો હું પુત્ર છું. મારા પિતાશ્રી હાલની આ પ્રચંડ રાષ્ટ્રીય ખટપટથી સર્વથા વિરુદ્ધ છે અને મેં તો એ રાષ્ટ્રીય આન્દોલનને મારા પ્રાણ સુદ્ધાં પણ અર્પણ કરી દીધા છે. અર્થાત્ દેશની સેવાનો સ્વીકાર કરવાથી મારે પિતૃસ્નેહથી વંચિત થવું પડ્યું છે. કેવળ એટલું જ નહિ, પણ પિતાના કોપને લીધે મારે ગૃહનો પણ ત્યાગ કરવો પડ્યો છે. જે દિવસથી પિતાએ મારો પરિત્યાગ કર્યો, તે દિવસથી મેં આ વેશનો સ્વીકાર કરેલો છે. હું પોતે ધન કિંવા વૈભવમાં લેશ માત્ર પણ આસક્તિ ધરાવતો નથી. મારી સુવર્ણતુલ્ય માતૃભૂમિમાં ધન અને વૈભવની પુનરપિ વિપુલતા થયેલી જો મારા જોવામાં આવે, તો હું મારા માનવ અવતારને સફળ થયેલો માનીશ. પરવર-

દિગારની કૃપાથી આપણા દેશની ઉન્નતિનો અત્યારે આરંભ તો થયો જ છે; એટલે હવે સર્વ દિશામાંથી આપણે માત્ર બની શકે તેટલા એ ઉન્નતિને વધારવા માટેના પ્રયત્નો જ કરવાના છે. ન્હાનાં ન્હાનાં ગામડામાં પણ હવે ઘણાક ધંધાધાપા ચાલૂ થઈ ગયા છે. એટલે હવે અન્ન અન્ન કરીને તડફડી મરનારા અને રોગ તથા દુઃખથી જર્જર થયેલા આપણા કષ્ટાળુ કારીગરો પેટ ભરીને જમવાનું તો મેળવી શકશે, એવી આશાથી મારા મનમાં હર્ષના ઉમળકા આવ્યા કરે છે; છતાં પણ હર્ષથી ઉન્મત્ત બનીને મૂર્છિત થવાના દિવસો તો હજી ઘણા દૂર જ દેખાય છે. એટલા માટે જ ગૃહનો ત્યાગ કરી અને વૈભવ તથા વિલાસોને તિલાંજલિ આપીને આ ફકીરનો વેશ ધારણ કરી હું બહાર નીકળી પડ્યો છું અને નગરમાંના સર્વ ધનવાનોના દ્વારેદ્વારમાં ભટકીને તેમને આલસ્યની નિદ્રામાંથી જાગૃત કરવાનો ઉદ્યોગ મેં આરંભ્યો છે. તેઓ નગરમાં ને નગરમાં જ ચકચૂર થઇને પડ્યા રહે, એ મને તો યોગ્ય દેખાતું નથી. મેલેરિયા અને પ્લેગ તથા એવા બીજા રોગોથી ગામડાંના લોકો ઘણા જ હેરાન અને પરેશાન થઈ ગયા છે; અને તેમાં વળી અન્ન અને પાણીનો દુકાળ વધતો જતો હોવાથી દિવસે દિવસે મૃત્યુનો ત્યાં વધારે અને વધારે જ પગપેસારો થતો જોવામાં આવે છે. ધનવાન્ લોકોએ ગામડામાં વસવાનું સર્વથા છોડી દીધેલું હોવાથી જ ત્યાં આવી દુર્દશા થયેલી આપણા જોવામાં આવી શકે છે. એ દુર્દશાનું દમન કરી નાખવું, એ ધનવાનોનું જ પ્રથમ કર્ત્તવ્ય છે. ધનિક અને વિદ્વાન્ લોકોએ પોતે જ ગામડામાં નિવાસ કરવો જોઇએ. આસપાસના જંગલોને તોડી નાંખીને ત્યાં ખેડુત લોકોને ખેતી કરવા માટેની જમીન તૈયાર કરી આપવી જોઇએ. અન્ન અને જળની ખોટ ન પડવા પામે, એવા કેટલાક ઉપાયોની યોજના કરવી જોઇએ; અને ગરીબ લોકોને મજૂરી કરીને પેટ પુરતું ખાવાનું મળી શકે, એવી યોજના કરવા માટે જ હું સર્વને ઉપદેશ આપતો ફરું છું. એમાં સમાધાન માનવા જેવી વાત તો એ છે કે, ઘણાક લોકોના મનમાં એ ઉપદેશનું પરિણામ થવા માંડ્યું છે. ખુદા મારા આ સર્વ સ્વદેશ બાંધવોને સદ્બુદ્ધિ આપીને તેમના અંગમાં દેશોન્નતિનું પવિત્ર કાર્ય કરવાનું સામર્થ્ય આપો, એ જ રાત દિવસ મારી અનન્ય ભાવે પ્રાર્થના છે."

"આપના જેવા ઉદાર અંતઃકરણ ધરાવતા મહાત્માઓ પણ આવા ઉદ્યોગમાં લાગી ગયા છે; એટલે હવે સ્પષ્ટ દેખાય છે કે, આપણી ઉન્નતિ સત્વર જ થવાની, એમાં લેશ માત્ર પણ સંશય નથી." વિષ્ણુપ્રસાદે કહ્યું. "અમે પણ આજકાલ લોકોને ચારે તરફ એ જ ઉપદેશ કરતા ફરીએ છીએ અને હવે પછી પણ એ ઉદ્યોગને ચાલૂ જ રાખીશું."

"આપના એ વ્રત માટે આપને હું ધન્યવાદ આપું છું. સર્વ ભારતવાસીઓ જો આવી રીતે એકનિષ્ઠાથી માતૃભૂમિની સેવા કરવાના વ્રતનું યથાર્થ પાલન કરવામાં મચ્યા રહેશે, તો પરવરદિગાર આપણને સહાયતા આપ્યા વિના રહેવાનો નથી જ. વિલાયતી યંત્ર–વિલાયતી તંત્ર–વિલાયતી વસ્ત્રો અને વિલાયતી ભૂષણો તેમ જ વિલાયતી શિક્ષા અને વિલાયતી દીક્ષાથી આજ સૂધીમાં મુગ્ધ બની જઇને આપણે પોતાના હાથે જ દેશની ધૂળધાણી કરી નાંખી છે. પરમાત્મા કરે અને હવે આપણા

એ મોહનો સદાને માટે નાશ થાઓ!" એમ કહીને તે ફકીર પોતાના હાથમાંના સિતારના તારને ગતિ આપતો પુનઃ ગીત ગાવા લાગ્યોઃ—

"સહૃદય ભારતનાં સંતાનો, એકસંપથી બની વિનીત;
અસીમ ભારતની સત્તાનાં, ગાવ ધ્વનિથી યશનાં ગીત;
મળી સર્વે ભારતસંતાન, એક તાન મન પ્રાણ,
ગાઓ ભારતનાં યશોગાન;
'ભારતભૂમિ તુલ્ય નહિં કોઈ સ્થાન,
નહિ અદ્રિ હિમાદ્રિ સમાન;
ફલવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી,
શતખંડ રત્નનું નિધાન;
થાઓ ભારતનો જય.
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય,
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય,
વીરયોનિ આ ભૂમિ વીરની જનની;
વ્યાપી રહી અજ્ઞાનરજની;
સુગંભીર એ તિમિર કહિ નહિ રહે ચિર,
દેખા દેશે દિપ્ત દિનમણી.
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય;
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય;
રામભૂમિ, કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાંત;
માલવ, સિન્ધ, પંચનદીધામ;
અંગ, મદ્ર, ગુર્જરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર,
બ્રહ્મદેશ ને રાજપુત્રસ્થાન.
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય;
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય.
હિન્દુ, જૈન, સિખ, બૌદ્ધ, ખ્રિસ્તી, મુસલમાન,
પારસી, યાહુદી, ને બ્રાહ્મ;
ભારતના સહુ પુત્ર, થઈ પરસ્પર મિત્ર,
ધારી ચિત્ત ગણના સમાન.
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય;
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય.
હિન્દુભૂમિ, દુઃખે ડૂબી, દારિદ્રય વિસ્તાર,
સંપતીર્થ કરી વારંવાર;

ઉઠી ઉઠી રે ઉત્સાહે, માગી માગી પ્રભુ સાહે,
ધરી હસ્ત કરે રે ઉદ્ધાર.
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય;
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય,
કેમ ડરો ભીરુ? કરો સાહસ આશ્રય,
"यतो धर्मस्ततो जय."
છિન્નભિન્ન હીનબલ ઐક્યથી પામશું બલ;
માતા મુખ ઉજ્જવલ રૂપેથી શું ભય?
થાઓ ભારતનો જય,
જય ભારતનો જય, ગાઓ ભારતનો જય;
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય."

એ રાષ્ટ્રીય સંગીતના શ્રવણથી સર્વનાં અંતઃકરણો આનંદથી ઉભરાઈ જવા લાગ્યાં. અંતે યોગ્ય સત્કાર કરી એ સ્વદેશાભિમાની ફકીરને વિદાય કરવા પછી અન્ય અતિથિઓ પણ પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં. માત્ર મુંબઈથી આવેલા અતિથિઓ અને સરલાદેવી જ ઓરડામાં રહ્યાં. હવે પ્રસંગ જાણીને રજનીકાંતે કહ્યું કે;—"માતુશ્રી! આપની આજ્ઞા હોય તો આવતી કાલે હું મારા પરિવાર સહિત મુંબઈ જાઉં"

"રજની! તમે અહીં જ પોતાનો સ્થાયી નિવાસ કરો તો શું ન ચાલી શકે? મુંબઈ જવાની એટલી બધી શી અગત્ય છે?" સરલાદેવીએ કહ્યું.

"હાલ તરત તો ત્રણ વર્ષ સુધી ન્યાતનો પ્રતિબંધ હોવાથી મારે ત્યાં રહેવું જ જોઇએ; પછી અહીં રહેવાનો વિચાર રાખીશ. છતાં, આપની ઇચ્છા હશે તો ચાર છ મહિને એકવાર આવી જઇશ. ત્યાં બેઠો બેઠો પણ હું આપણાં પારમાર્થિક કાર્યોની વ્યવસ્થા કરતો જ રહીશ, એ વિશે આપે નિશ્ચિંત રહેવું." રજનીકાંતે જણાવ્યું.

સરલાદેવીથી વધારે આગ્રહ કરી શકાયો નહિ. રજનીકાંતે જવાની તૈયારી કરવા માંડી. જતી વેળાએ સુશીલાને સરલાદેવીએ કેટલીક ભેટ સોગાદ આપી અને આનંદથી છૂટા પડતાં સરલાએ કહ્યું; "વહૂ! આ લોકમાં સ્ત્રીનું સર્વસ્વ તેનો પતિ જ છે, એ ત્રિકાળે ભૂલતાં ના!"

સરલાદેવીના આગ્રહથી વિષ્ણુપ્રસાદ અને શ્રીમતીને હાલ તરત કલકત્તામાં રહેવું પડ્યું. માત્ર મિસ મેરિયન ત્યાં રહી નહિ. તે રજનીકાંત અને સુશીલા સાથે મુંબઈ ઉપડી ગઈ.

# પ્રકરણ ૫૦ મું

## મુંબઈમાં આનંદોત્સવ

"વીત્યા દિવસો દુઃખના, ગયો અશ્રુનો કાળ;
ઊંડા નિઃશ્વાસો ગયા, હર્ષે હૃદય વિશાળ.
અંતર આશા ઈશ્વરે, આજે પૂરી જાણ;
મળી એક આજે થયા, જૂદા બન્ને પ્રાણ." અજ્ઞાત.

રજનીકાંત, નલિનીકાંત, લક્ષ્મીબાઈ અને સુશીલા ઇત્યાદિને કલકત્તેથી નીકળી મુંબઈ આવી પહોંચવાને આજે ત્રણ દિવસ થઈ ગયા છે. કાશીના પંડિતનું પ્રાયશ્ચિત્ત માટેનું પ્રમાણપત્ર ન્યાતના કર્તાકારવતાઓને બતાવીને રજનીકાંતે ન્યાતની રૂઢિને અનુસરીને આજે બ્રહ્મભોજનનો સમારંભ પોતાને ત્યાં કરેલો છે અને બ્રાહ્મણોને તેણે યથાશક્તિ સંતુષ્ટ કરવાનો નિશ્ચય પણ કરેલો છે. તેણે એવા જ બ્રાહ્મણોને જમવા માટે બોલાવેલા છે કે, જેઓ વેદ મંત્રનો ઉચ્ચાર કરવામાં, ત્રિસંધ્યા કરવામાં અને એવાં બીજાં પણ પોતાનાં કર્મો પાળવામાં પરિપૂર્ણ અને તત્પર હોય. કારણ કે, કર્મ અને વિધિહીન બ્રાહ્મણોને જમાડવાથી નરકની પ્રાપ્તિ થાય છે, એ તત્ત્વને રજની શાસ્ત્રોના વાચનથી સારી રીતે જાણતો હતો. વેદોના ગગનભેદક ધ્વનિ અને યથાશાસ્ત્ર વિધિ પ્રમાણે બ્રહ્મભોજનની સમાપ્તિ થઈ અને બીજા દિવસના જ્ઞાતિભોજનમાટેની તૈયારીઓ કરવામાં આવી. એ ન્યાતવરાને પણ સારો અને શોભીતો બનાવવા માટે ખર્ચની કશી પણ કચાશ રાખવામાં આવી નહિ. જ્ઞાતિબંધુઓ અને જ્ઞાતિભગિનીઓ ભોજન કરીને એવાં તો સંતુષ્ટ અને તૃપ્ત થઈ ગયાં કે, જ્ઞાતિમાં ઘેર ઘેર સુશીલા અને રજનીકાંતનાં વખાણ થવા લાગ્યાં. વળી વધારામાં રજનીકાંતે ન્યાતમાં જર્મનસિલ્વરની થાળીઓનું એક લ્હાણું પણ કર્યું, ને ન્યાતના મોટાઓને માન આપ્યું. તેમની ઇચ્છા પ્રમાણે કાર્ય કર્યું તેથી તે જ્ઞાતિને એટલો બધો પ્રિય થઈ પડ્યો કે, જ્ઞાતિએ ન્યાતના શેઠિયામાં રજનીકાંતનું નામ પણ દાખલ થયેલું જોવાની પોતાની ઇચ્છા દર્શાવી. જો કે એ વેળાએ જ્ઞાતિની આજ્ઞાને આધીન થઇને રજનીને પોતાના પરિવાર સહિત જરાક દૂર જ ભોજન માટે બેસવું પડ્યું હતું; છતાં જે જ્ઞાતિમાં પોતાનો જન્મ થયો હતો, તે જ્ઞાતિના બંધુઓ સાથે બેસીને આજે વર્ષો પછી જમવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઇને રજનીના હૃદયમાં હર્ષનો જે આવિર્ભાવ થતો હતો, તે સર્વથા અકથનીય અને અવર્ણનીય જ હતો.

રજનીકાંતે કરેલા ન્યાતવરામાં બધા શેઠિયાઓ આવેલા હતા. ન્યાત જમી રહ્યા પછી રજનીએ આવીને હાથ જોડી શેઠિયાઓને પ્રાર્થના કરી કહ્યું કે:—"મારી એક પ્રાર્થના છે, તે જો ધ્યાન આપીને સાંભળો તો મોટો ઉપકાર થશે. તે પ્રાર્થના એ છે કે, મેં તો ન્યાતની રૂઢિને અનુસરીને આપને સંતુષ્ટ રાખવા માટે આટલો બધો ખર્ચ કર્યો છે અને તે માટે મારા મનમાં લેશ માત્ર પણ ખેદ થયો નથી; પરંતુ આ ન્યાતવરાનો રિવાજ સારો તો નથી જ, એમ કહ્યા વિના મને ચાલતું

નથી. આજે એક વખત જ્ઞાતિનાં સ્ત્રી પુરુષ જમી ગયાં, એથી કાંઈ તેમના દારિદ્રયનો નાશ થવાનો નથી અને જે બે ચાર હજાર રૂપિયાનો ખર્ચ થાય છે, તે સર્વથા વ્યર્થ જ જાય છે, એમ કહીએ તો તે ચાલી શકે. જે પૈસા ન્યાતવરામાં વિનાકારણ હોમી દેવામાં આવે છે, તેનું જ એક ફંડ કરીને જો જ્ઞાતિના સાર્વજનિક હિત માટેનાં હૉસ્પિટલ, વિદ્યાલય, વિદ્યાની અભિવૃદ્ધિ કરવાનાં અને એવાં જ બીજાં ખાતાં ઉઘાડવામાં આવે, તો તેથી આપણને ચિરસ્થાયી લાભ મળી શકવાનો સંભવ છે. વળી આ ખોટા રિવાજની પ્રબળતા એટલી બધી વધી ગયેલી છે કે, કેટલાક લોકો પાસે અમુક પ્રસંગે પૈસા નથી હોતા, તોપણ ન્યાતમાં પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે કર્જ કરીને પણ તેઓ આવા ન્યાતવરાઓ કરવાને તૈયાર થઈ જાય છે અને એથી પરિણામો કેવાં નઠારાં આવે છે, તે સર્વને જાણીતી વાત હોવાથી હું વધારે વિવેચન કરવા ઇચ્છતો નથી. મારા વિચાર પ્રમાણે જો આ રિવાજને કાઢી નાખવામાં આવે, તો તેથી ઘણા જ લાભો થવાનો સંભવ રહે છે. જો ન્યાતની અનુમતિ હોય, તો મારી અહીં એક આપણી જ્ઞાતિની છોકરીઓ માટે કન્યાશાળા સ્થાપવાનો વિચાર છે અને તે માટે હું રૂપિયા વીસ હજાર આપવાને તૈયાર છું. એ કન્યાશાળામાં કન્યાઓને સ્ત્રીના ધર્મ અને ગૃહસંસાર કેવી રીતે ચલાવવો તથા રાંધવું, સીંધવું, શીવવું, ભરતકામ કરવું, આરોગ્યના નિયમ જાણવા, વગેરે સ્ત્રીઓને ઉપયોગી થઈ પડે, તેવા જ વિષયોનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાની છે કે, જેથી ભવિષ્યમાં ગુણવતી પત્નીઓ અને સદ્ગુણી માતાઓ નિષ્પન્ન થઈ શકે. ન્યાતની અનુમતિથી એ શાળાની સ્થાપના કરવામાં આવે, તો નામ પણ ન્યાતનું જ લખાશે. હું આ કામ કાંઈ નામ માટે કરતો નથી, પણ શરત એટલી કે, જો કોઈ વખતે વધારે નાણાંની અગત્ય પડે, તો ન્યાતે તેની ગોઠવણ કરવી. મારાથી જો બની શકશે, તો હું પણ અર્થની સહાયતા આપીશ, પણ અત્યારે હું તેમ કરવા બંધાતો નથી. એ કન્યાશાળામાં સારી ચાલની અને વિદુષી સ્ત્રી શિક્ષિકાઓ સારા પગારે રાખવામાં આવશે, તો જ અભ્યાસનો ક્રમ સારો ચાલી શકશે, એ બહુ જ ધ્યાનમાં રાખવાનું છે. હવે શું કરવું ને શું ન કરવું, એ આપની ઇચ્છાને આધીન છે."

"એ કન્યાશાળાની સ્થાપના કરવાના કાર્યમાં અમારી પૂર્ણ અનુમતિ છે અને આપના આપેલા વીસ હજાર કરતાં જો વધારે પૈસાની અગત્ય પડશે, તો તે હું આપીશ; અને આશા છે કે, ન્યાત પણ સહાયતા કરશે જ. ન્યાતવરાનો રિવાજ ઘણે અંશે નઠારો છે એમ નથી, એમાં પણ કેટલાક લાભો છે ખરા, પણ એ રીતિ સુધારવાની તો જરૂર છે ખરી. 'વાણિયો વરે ને ગધેડે ચહડે' એટલે ઘેર વરો આવે ત્યારે વાણિયો ગાંડો ઘેલો થઈ, શક્તિ ઉપરાંત જે કાંઈ કરે છે, તે રીતિ તો અવશ્ય સુધારવા જોગ જ છે. ન્યાતિભોજનથી જે મોટો લાભ છે, તે એટલો જ છે કે બંધુત્વ વધે છે, પ્રીતિ વધે છે, અને વ્યાવહારિક કાર્ય સરળ થાય છે. વળી અન્નદાનનું મહાપુણ્ય છે, એ પણ ભૂલવાનું નથી. જેની શક્તિ હોય તે ન્યાતિભોજન કરાવે, પણ મમતે મોમણા થાય, એ રિવાજ બંધ થવો જોઇએ. ન્યાતે

જમાડવાની રૂઢિ છે, શાસ્ત્ર નથી. રૂઢિ બળવાન્ છે, તે એકદમ સુધરશે નહિ, પણ ઉપદેશ—લાભાલાભ સમજાવ્યાથી સુધરશે." રણછોડલાલ શેઠે કહ્યું.

ન્યાત વિખેરાઈ ગઈ અને સર્વ પોતપોતાને ઘેર પધાર્યા. રજનીનો એક જૂદું ઘર રાખીને રહેવાનો વિચાર હતો, પરંતુ નલિનીકાંતને પુત્ર ન હોવાથી તેણે આગ્રહ કરીને રજનીને પોતાને ત્યાં પોતાની સાથે જ રાખ્યો અને તેને સ્વતંત્રતાથી રહેવાની સઘળી વ્યવસ્થા કરી આપી.

એ પ્રસંગને બે ચાર દિવસ વીતી જવા પછી રજનીકાંત બપોરની વેળાએ સરલાદેવીનું પત્ર વાંચતો પોતાના ઓરડામાં કોચપર પડ્યો હતો; એટલામાં નલિનીકાંત ત્યાં આવી લાગ્યો અને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના જ એક કુરસીપર બેસી ગયો. ગ્રહણ લાગવાથી જેવી રીતે ચંદ્ર નિસ્તેજ બની જાય છે, તેવી રીતે તેના મુખમંડળમાં શોકની છાયા પ્રસરેલી હોવાથી તેનું મોઢું કાંઇક ઉતરી ગયેલા જેવું જણાતું હતું. ચતુર રજની તત્કાળ જાણી ગયો કે, 'અવશ્ય એમનું મન કોઈ માનસિક વ્યાધિથી પીડાતું હોવું જોઇએ.' એવી કલ્પના કરીને તે વિનયપૂર્વક પૂછવા લાગ્યો કે;—"કેમ આજે કાંઈ આપનું મુખ આટલું બધું ઉતરી ગયેલું જોવામાં આવે છે? જો કાંઈ પણ વાંધો ન હોય, તો ચિન્તાનું કારણ કૃપા કરીને જણાવશો?"

"મારા જમાઈ ગણું કે પુત્ર ગણું, જે ધણું તે તમે જ છો, માટે તમને કારણ નહિ જણાવું તો કોને જણાવીશ? છતાં પણ મારા મનમાં મારા દુઃખની વાત કહેતાં સંકોચ થાય, એ સ્વાભાવિક છે." નલિનીકાંતે સંકોચાઇને કહ્યું.

"જ્યારે આપણો આવો ગાઢ સંબંધ ઈશ્વરે કરી દીધો છે, ત્યારે હવે એક બીજાથી આપણે કોઈ પણ વાતનો સંકોચ રાખવો યોગ્ય નથી. મારા દુઃખમાં તમારે મને સહાયતા કરવી અને આપના દુઃખમાં મારે ભાગ લેવો, એ જ હવે આપણું પરસ્પરનું કર્ત્તવ્ય છે. જો કોઇ પણ પ્રકારની આપત્તિ આપના શિરે આવી પડી હોય અને તેનું નિવારણ મારાથી કરી શકાશે, એવી આપની ખાત્રી હોય, તો મારાથી બનતી દરેક મદદ આપવાને હું તૈયાર છું." દયાળુ અને મમતાળુ રજનીએ આશ્વાસન આપીને કહ્યું.

"કહેવાનું માત્ર એટલું જ છે કે, સુધારાના ખોટા પ્રવાહમાં તણાઇને મોટો ખર્ચ રાખવાથી આજે મારી આર્થિક સ્થિતિ એવી તો નઠારી થઈ ગઈ છે કે હું ગાડું કેવી રીતે ગબડાવું છું, એ માત્ર મારું મન જ જાણે છે. એ બધી પીડા તો હું સહન કરી લેતો હતો; પણ આ ઘર મેં આજે બે વર્ષથી ગિરવી મૂકેલું છે અને જેનાં નાણાં લીધાં છે, તેને વ્યાજ પણ ભરી શકાયું નથી. હાલમાં એ નાણાં ધીરનારે તકાદો કરવા માંડ્યો છે કે, વ્યાજ સીખે નાણાં ભરી જાઓ અથવા તો ઘર વેચીને કરજ ભરી આપો—વધારે વાર મારાથી નાણાં રોકી શકાય તેમ નથી. ઘર વેચાય એની પણ મને દરકાર નથી, પરંતુ રહી રહીને આ બુઢ્ઢાપામાં નામને કલંક લાગશે, એનો જ મારા મનમાં વિચાર થયા કરે છે અને એ ચિંતામાં અન્ન ખવાતું નથી તથા રાતે ઉંઘ આવતી નથી. હવે શો ઉપાય કરવો, એનો મને માર્ગ સૂઝતો નથી." નલિનીકાંતે શોકાતુર મુદ્રાથી પોતાની ખરેખરી સ્થિતિ કહી સંભળાવી.

રજનીકાંત કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના જ ઉઠ્યો અને પોતાની પેટીમાંથી એક નોટનું બંડલ કાઢી સસરા આગળ ધરીને કહેવા લાગ્યો કે;–"આ માતા સરલાદેવીએ આપેલા રૂપિયા છે. આ બંડલમાં પચાસ હજારની નોટો છે. એનો તમારા મનમાં આવે તેવો યોગ્ય ઉપયોગ કરવાની તમને સ્વતંત્રતા છે. આટલા માટે જ મૂંઝાતા હતા કે? આટલો બધો ધનભંડાર મને શો ઉપયોગનો છે વારુ? જો એથી તમારી પીડા ટળતી હોય, તો એ તમારું જ છે." રજનીએ એમ કહીને પોતાની ઉદારતાનું પૂર્ણ દર્શન કરાવ્યું.

"મને માત્ર પાંત્રીસ હજારની જ અગત્ય છે—પચાસ હજાર નથી જોઇતા. લેણદારને નાણાં ભરી કાલે જ આ માળો હું તમારા નામપર ચઢાવી આપીશ. કારણ કે, તમારા વિના મારો વારસ બીજો કોઈ છે જ નહિ. માત્ર મારી આબરુ રાખી, એટલા માટે ઈશ્વરનો અને તમારો હું જેટલો આભાર માનું, એટલો થોડો છે." નલિનીકાંત બોલ્યો. એ વેળાએ રાવબહાદુર નલિનીકાંતનાં નેત્રોમાંથી આનંદ અશ્રુનો ખલખલ કરતો પ્રવાહ વહેવા માંડ્યો. તેનાથી વધારે બોલી શકાયું નહિ.

એ નાટક જેવો કરુણા રસિક દેખાવ ચાલતો હતો, એટલામાં ચાહનો કપ લઇને સુશીલા આવી. ટેબલપર ચાહ મૂકી અને પિતાને આવી રીતે રડતા જોઇને ગભરાટ થવાથી તે સજ્જડ બનીને ત્યાં જ ઉભી રહી. એનું શું કારણ હશે, તેની એનાથી કલ્પના કરી શકાઈ નહિ. રજનીકાંતે તેને આજ્ઞા કરી કે;–"જાઓ અને તમારા પિતાજી માટે ચાહ લઈ આવો." તત્કાળ સુશીલા ચાહ લઈ આવી. આંખો લૂછીને ચાહ પી નલિનીકાંત માત્ર પાંત્રીસ હજાર રૂપિયાની નોટો લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

પિતાના જવા પછી સુશીલા ત્યાં આવીને પતિ પાસે બેઠી અને પિતાના રડવાનું કારણ શું હતું, તે પૂછી જોયું. રજનીકાંતે જે વાત બની હતી તે કહી સંભળાવી અને તે સાંભળીને સુશીલાનાં નેત્રોમાંથી હર્ષ અને કૃતજ્ઞતાનાં અશ્રુ સરી પડ્યાં. તેને અનેક પ્રકારનાં આશ્વાસન આપી રજનીએ શાંત કરી. અહીં તહીંની બીજી કેટલીક વાતો નીકળી અને વાતપરથી વાત નીકળતાં સુશીલાએ જરાક શંકાના ભાવથી પતિને પૂછ્યું કે;–"પ્રાણેશ! આજે ઘણા દિવસથી મારા મનમાં એક વિચાર ઘોળાયા કરે છે અને આપને પૂછીને એનો નિર્ણય કરી લેવાની ઇચ્છા પણ મારા મનમાં થયા કરે છે, પરંતુ મારાથી બોલી શકાતું નથી. આજે પ્રસંગ આવેલો જાણીને આ વાત કાઢવાની હિમ્મત કરી છે, તો મનમાં રોષ ન લાવતાં મને જે હોય, તે કહી દેવાની કૃપા કરશો?"

"હા, કરવા જેવો ખુલાસો થશે જ!" રજનીએ શાંતિથી કહ્યું.

"વાત એ છે કે, સરલાદેવીના શુદ્ધ સ્નેહનું દર્શન તો હવે સર્વને થઈ ચૂક્યું છે; પરંતુ મેરિયન આપને આટલા બધા ચાહે છે અને આપના માટે એ આટલી બધી હેરાન થઈ છે, એનું મૂળ કારણ શું હશે, એ મારાથી સમજી શકાતું નથી. મેરિયન એક બહુ જ ભલી અને સાદી સ્ત્રી છે અને મારાપર પણ એના અનંત આભારો થયેલા છે; છતાં એ એક આંગ્લ અબળા હોવાથી અને સાધારણતઃ અંગ્રેજ

યુવતીઓ પાતિવ્રત્યની કીંમતને ન જાણનારી હોવાથી મારા મનમાં એના પ્રેમની પવિત્રતા વિશે વારંવાર સંશય આવ્યા કરે છે!!" સુશીલાએ અંતે ન રહેવાઈ શકવાથી પોતાના મનની મૂર્ખાઈ ઓકી કાઢી.

રજનીકાંત થોડીવાર સુધી તો શાંત અને નિઃસ્તબ્ધ થઇને બેસી રહ્યો.—એક પ્રકારના ગંભીર વિચારમાં પડી ગયો. થોડીવાર એવી રીતે વિચાર કરીને પછી તે બોલ્યો;—"સુશીલા! મને આશ્ચર્ય લાગે છે, તે માત્ર એ જ છે કે, તું હજી સુધી પણ મારા સ્વભાવને ઓળખી શકી નથી. જો હું એવી અપવિત્રતામાં જ પડનારો પુરુષ હોત તો તને સુધારવા માટે અને પુનઃ તારી સાથે જ સંસાર માંડવા માટે આટલો બધો પરિશ્રમ શા માટે કરત? આજ સુધીમાં જે મેરિયને મારી સ્નેહ સહિત આટલી બધી સેવા કરી છે અને મારા માટે અનેક દુઃખ અને સંકટો વેઠયાં છે, તેને હું તો માત્ર શુદ્ધ પ્રેમનું જ પરિણામ માનું છું. મારો પોતાનો ભાવ શુદ્ધ અને પવિત્ર જ છે, ને જેવો હું પવિત્ર છું તેવી જ મેરિયન છે, છતાં મનુષ્યના મનની અને લાકડાના પોલની ખબર પડી શકતી નથી. છતાં પણ એટલું તો હું કહી શકું છું કે, મેરિયનનો ભાવ અશુદ્ધ કે અશ્લીલ હોય, એમ મારા જાણવામાં આવ્યું નથી અને એવી કલ્પના કરવાનું તેણે મને આજ સુધીમાં એક પણ કારણ આપ્યું નથી."

એ જ વખતે અચાનક મેરિયન ઓરડામાં આવી પહોંચી. તેને જોઇને સુશીલા કાંઈ હેબતાઈ ગઈ. મેરિયન કિંચિત્ ગંભીર મુદ્રા કરીને કહેવા લાગી કે;—"મેં બહાર ઉભાં ઉભાં તમારી બધી વાતો સાંભળી છે. સુશીલાબાઈ! તમે આજે જે શંકા વ્યક્ત કરી છે, તે સ્ત્રીના સ્વભાવને યોગ્ય હોવાથી હું તમારાપર જરા પણ આરોપ મૂકતી નથી, તેમ જ ગુસ્સો પણ બતાવતી નથી. સ્ત્રીઓનો સ્વભાવ મત્સરી હોય છે, એમ જે આજ સુધીમાં અનેકવાર મારા સાંભળવામાં અને વાંચવામાં આવ્યું હતું, તેનો આજે તમારા આવા પ્રશ્નથી મને સાક્ષાત્કાર થયો છે અને એ અનુભવ કરાવવા માટે ઈશ્વરનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વળી તમારો ઉપકાર પણ મારે માનવો જ જોઇએ; કારણ કે, અત્યાર સુધી મારા સ્નેહના ખરા કારણને રજનીકાંત પણ જાણી નથી શકયા. તે જણાવવાનો મને આજે તમારી આ શંકાથી અનુપમ પ્રસંગ પ્રાપ્ત થયો છે. મારા સ્નેહનું મૂળ આવી રીતે રોપાયું હતું," એમ કહીને મેરિયને નીચે પ્રમાણેનો વૃત્તાંત કહેવા માંડ્યો;—

"મારાં માતાપિતાનો બાલ્યાવસ્થામાં જ મને મૂકીને અંતકાળ થયો હતો. પાછળ અમે બે ભાઈ બ્હેન હતાં. મારા ભાઇનો ચ્હેરો અને શરીર આદિ તેમ જ સ્વભાવ અને લક્ષણો બધાં રજનીકાંતને મળતાં જ આવતાં હતાં. મોટી થતા પછી હું ડાકટરી લાઇનમાં જોડાઈ અને મારો ભાઈ મિલિટરી ડિપાર્ટમેન્ટમાં નોકરી રહ્યો. છેલ્લી ટ્રાન્સવાલમાંની બોઅર લડાઇમાં બહાદુરીથી લડતાં મારો ભાઈ સ્વર્ગવાસી થયો અને તે દિવસથી મારા હૃદયશોકનો આરંભ થયો. ભાઇના મરણ પછી વિલાયતમાં મને જરાપણ ગમતું ન હોતું, એટલે મેં ઇંડિયામાં નોકરી મેળવવાની કોશિશ કરી અને હું અહીં આવી. મારા દિવસો જયપુરમાં પણ શોક

અને ચિંતામાં જ વીતતા હતા. એટલામાં અચાનક રજનીકાંતનું અમારી હોસ્પિટલમાં એક દર્દી તરીકે આવવું થયું અને એમને જોતાં જ મારા સ્વર્ગવાસી સહોદરનું મારા હૃદયમાં વધારે સ્મરણ થવા લાગ્યું. શરીર અને મુખમુદ્રાના મળતાપણાને લીધે સ્વાભાવિક જ મારો એનામાં શુદ્ધ સ્નેહ બંધાયો અને તેથી હું એની સેવા શુશ્રુષા વધારે ધ્યાનથી કરવા લાગી. ખરેખર મારો ભાઈ ગોરો હતો અને રજનીકાંત શામળો છે એટલો જ ભેદ છે—તે જો ન હોત, તો કદાચિત્ મારા બીજા સંબંધીઓ પણ એને મારો ભાઈ જ માની લેત. એ જ સ્નેહને લીધે આજસુધી હું એને માટે સંકટો વેઠતી રહી છું અને કદાચિત્ હવે પછી પણ વેઠીશ. મારો બીજો કશો પણ સ્વાર્થ નથી અને અશુદ્ધ વાસનાને અત્યાર સુધીમાં મેં મારા મનમાં સ્થાન લેવા દીધું જ નથી. સુશીલા ! તમે બોલ્યાં કે, આંગ્લ યુવતીઓને પાતિવ્રત્યની વધારે કીંમત હોતી નથી, એ વાત ઘણે અંશે જો કે, ખરી હશે; પરંતુ બધી સ્ત્રીઓ માટે એમ જ માની લેવું, એ મારા ધારવા પ્રમાણે તો યોગ્ય નથી જ. જો વિલાયતમાંની વનિતાઓના મનમાં સતીત્વ અને પાતિવ્રત્યની કલ્પના ન હોત, તો આજે અંગ્રેજી ભાષાના કોશમાં આપણને જે 'ચેસ્ટિટી' અને "પ્યુરિટી' જેવા શબ્દો મળી આવે છે, તે પણ અસ્તિત્વ ધરાવતા ન હોત. યૂરોપમાં પણ અનેક પતિવ્રતા અને સતી સ્ત્રીઓ થઈ ગયેલી છે અને અત્યારે પણ છે.

"આ જ મારો વૃત્તાંત—કર્મકથા છે. રજની મારા બંધુ છે, તેમને લક્ષ્મી ને લલનાનો લાભ થયો, એ મને આનંદ આપે છે. મારો શ્રમ સાર્થક થયો છે અને હવે આ હિંદુસ્તાનને છોડીને સદાને માટે સ્વદેશમાં જઈ વસવાનો મારો વિચાર છે."

સુશીલા એ ભાષણ સાંભળીને મનમાં અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગી. તે ગદ્ગદ સ્વરથી કહેવા લાગી કે;—"મેરિયન બાઈ! મારા અપરાધની ક્ષમા કરો. મારામાં તમારા જેટલી બુદ્ધિ અને શાંતિનો હજી વાસ થયો નથી અને તેથી જ આજે આપના જેવી એક સાધ્વી સ્ત્રી માટે મેં આવી કુશંકા કરવાનું સાહસ કર્યું છે. હું આપને આજથી મારાં સગાં નણંદ કરતાં પણ વધારે ચાહીશ અને આપની આજ્ઞા પ્રમાણે જ વર્ત્તીશ. વિલાયત શા માટે જવું જોઇએ ? શું આ ઘર તમારું નથી ? હિંદુસ્તાન તમારો દેશ નથી ?'

" બ્હેન ! સુશીલા એક સાહસી સ્ત્રી હતી અને આજકાલ આટલી સુધરી છે, માટે એના બોલવાપર તમારે ધ્યાન આપવાનું નથી. આપ કહો તેવી વ્યવસ્થા કરી આપવાને હું તૈયાર છું, અને તમે જો અહીં રહી જાઓ, તો વધારે સારું. મારો પણ એજ આગ્રહ છે." કૃતજ્ઞ રજનીકાંતે અંતઃકરણના ભાવથી કહ્યું.

"રજનીકાંત તમારાં અને મારાં હૃદયો જેવાં બધાનાં હૃદયો શુદ્ધ હશે, એમ આપણે ધારી લેવાનું નથી. જ્યારે તમારી સ્ત્રીના મનમાં આવી કુશંકા આવી ત્યારે પારકાઓના મનમાં આપણને સાથે વસતાં જાઇને એવી કુશંકાઓ ઉત્પન્ન થાય, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. લોકોની પરવા ન કરવાથી તમારી જ્ઞાતિના રિવાજ પ્રમાણે તમને જ વધારે હાનિ થવાનો સંભવ છે. છતાં મારો તમારામાં વધારે સ્નેહ હોવાથી તમારા આગ્રહને વશ થઈ હું વિલાયત જવાનું હાલ મુલતવી

રાખીશ; છતાં અહીં તો હું નથી જ રહેવાની. હું કલકત્તે જઇશ અને ત્યાં સરલાદેવી સાથે રહીશ. આપનું ત્યાં આગમન સમયે સમયે થવાનું જ, એટલે આપણને એક બીજાના દર્શનનો લાભ પણ મળતો જ રહેવાનો. વળી ત્યાં રહેવાથી હિંદુસ્તાનના લાભ માટે મારાથી કેટલાક પ્રયત્નો પણ કરી શકાશે. વર્ષમાં એકાદ બેવાર હું મુંબઈ પણ આવીશ. આશા છે કે, મારી આ ધારણાને યોગ્ય ગણીને તમે પતિપત્ની માન્ય કરશો જ." વિચારશીલ મેરિયને કહ્યું.

"હું આપની એ ઇચ્છાને અંતઃકરણપૂર્વક અનુમોદન આપું છું." રજનીએ વિચાર કરીને જવાબ આપ્યો.

વાતોમાં ને વાતોમાં ઘણો વખત વીતી ગયો. સંધ્યાકાળ થવા આવ્યો. એ વખતે નલિનીકાંત હાથમાં કાગળિયાનું એક બંડલ લઇને ત્યાં આવી લાગ્યો અને તે રજનીની સ્હામે ટેબલપર મૂકીને કહેવા લાગ્યો કે;—"આ ઘરના દસ્તાવેજ અને ખતપત્ર છે. હાલ એ કાગળિયાં તમારી પેટીમાં સાચવીને રાખો. એક બે દિવસમાં આ બધી મિલકત હું આપને નામે ચઢાવી દઇશ."

"અત્યારે એ બધી ખટપટ શા માટે કરવી જોઇએ વારુ?" રજનીએ કહ્યું.

"એટલા માટે કે, પાછળથી કાંઈ પણ વાંધો ઉઠવા ન પામે. મારી પુત્રીનો હક બીજાઓ લઈ ન જાય!" નલિનીકાંતે કહ્યું.

"ઠીક! જેવી આપની ઇચ્છા. પરંતુ મારે નામે ચઢાવવા કરતાં જો તમારી પુત્રીના નામનું જ રજીસ્ટર કરાવો તો વધારે સારું." રજનીએ કહ્યું.



## પ્રકરણ ૫૧ મું

## પાર્ટી અને પૂર્ણાહુતિ

"To innovate is not to reform." BURKE.

"કોઇ પણ નવીન માર્ગ કાઢવો, તે કાંઇ સુધારો નથી." બર્ક.

સાયંકાળનો રમણીય સમય થયેલો હતો. સૂર્ય પોતાના દિવસના પ્રકાશદાનના કાર્યની સમાપ્તિ કરીને વિશ્રાંતિ લેવા માટે અસ્તાચલમાં જવાની તૈયારી કરતો હોય, એવો રંગ જોવામાં આવતો હતો. પોતપોતાના કાર્યથી પરવારીને સ્વચ્છ વાયુનો આસ્વાદ લેવા માટે ચોપાટી જેવાં જાહેર વપરાસનાં સ્થાનો સ્ત્રીપુરુષ અને ઘોડાગાડી તથા બાઇસિકલોથી ઉભરાઈ ગયેલાં જોવામાં આવતાં હતાં. ચોપાટીથી વાલુકેશ્વર જવાનો માર્ગ સાંઝે સરકારી અમલદારોની અને મોટા લક્ષાધિપતિ વ્યાપારીઓની બે ઘોડાની ગાડીઓથી ગરજતો હતો. તેઓ પોતાની 'ડ્યુટી' બજાવીને પોતાના બંગલા તરફ પાછા વળતા હતા. સમુદ્રલહરીના ભયંકર ધ્વનિ સાથે એ ગાડીઘોડાના ચાલવાનો અને મોટારકાર તથા બાઇસિકલોનાં ભુંગળાં તથા ઘંટડીઓના ધ્વનિનો મેળાપ થતાં ત્યાં એક પ્રકારની અદ્ભુત વિચિત્રતાનો અનુભવ થતો હતો. જેમ જેમ અંધકારનું બળ અધિક થતું જતું હતું, તેમ તેમ મુન્શીપટેલ

(મ્યુનિસિપાલીટી)ના દીવાઓ તેને હટાડવાનો પ્રયત્ન કરતા જતા હતા! છતાં પણ તેમનો એ પ્રયત્ન પૂર્ણતાથી સફળ થતો હોય, એમ લાગતું નહોતું.

આ સમયમાં વાલુકેશ્વરપર દરિયા કિનારે આવેલા એક વિશાળ બંગલામાં અને તેની આસપાસ વિસ્તરેલા વિશાળ બગીચામાં એક પ્રકારનો નવીન ઠાઠ જોવામાં આવતો હતો. જ્યાં ત્યાં દોડાદોડ, ધામધૂમ, હોહા, આ લાવ ને તે લાવની બૂમાબૂમ ચાલી રહી હતી. બાગમાં અને બંગલાના નીચે ઉપરના ભાગોમાં ચાલતા જમાનામાં બહુ જ વપરાતી કિટસન લાઇટોનો ઝગઝગાટ આંખોને આંજી નાખતો હતો. રાત હોવા છતાં એ સ્થળે પ્રકાશની આટલી બધી પૂર્ણતાને જોઇને ઘડીભર એવો ભાસ થઈ જતો હતો કે, આ સ્થળે બિચારા અંધકાર મહારાજની કશી પણ કારીગરી ચાલી શકી નથી અને ચાલી શકે એમ છે પણ નહિ. બગીચામાં એક મોટો મંડપ બનાવવામાં આવ્યો હતો અને તેને બે ભાગોમાં વ્હેંચી નાંખવામાં આવ્યો હતો. દરેક ભાગમાં એક છેડેથી બીજા છેડા સુધી પહોંચતા લાંબા ટેબલો ગોઠવેલા હતા અને તેમને સુશોભિત વસ્ત્રોથી આચ્છાદિત કરેલા હતા. એ વસ્ત્રાચ્છાદિત ટેબલપર જર્મન સિલ્વર અને ચીનીની રકાબીઓમાં બરફી, પેંડા, મોનથાળ, હલવો, જલેબી અને ઘેવર આદિ જૂદી જૂદી જાતની મીઠાઇઓ, પિસ્તા, બદામ, જરદાલુ, અખરોટ અને કિસમિસ આદિ સુકા મેવાઓ, તેમ જ નારંગી, લીંબુ, દરાખ, કેરી, કેળાં, અંજીર અને દાડમ આદિ લીલાં ફળો વગેરે ખાવાની સામગ્રી ગોઠવી દેવામાં આવી હતી. દરેક ભાગના એક ખૂણામાં ચાહ, કાફી, આઇસ્ક્રીમ અને કોકો આદિ તૈયાર રાખવાની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. એક ભાગ હિન્દુઓ માટે અને બીજો ભાગ અંગ્રેજ, પારસી તથા મુસલમાનો માટે મુકરર કરવામાં આવ્યો હતો. જેમણે 'ગુજરાતી'ની સીલ્વર જ્યુબીલીનો પ્રસંગ નિહાળ્યો હશે, તેમને સારી રીતે કલ્પના આવી શકે એમ છે કે, એ બધી વ્યવસ્થા કેવી રીતે કરવામાં આવેલી હોવી જોઇએ. બંગલાના નીચેના ભાગમાં સ્ત્રીઓ માટે પણ એવી જ જૂદી ગોઠવણ કરેલી હતી. વળી બગીચામાં વૃક્ષોતળે જાજમો પાથરી ત્યાં ફ્લાનસ, પાનાં, શેતરંજ અને ચોપટ આદિ રમવાનાં સાધનો રાખેલાં હતાં અને એક ભાગ છોકરાંઓને રમવા માટે જૂદો રાખ્યો હતો. બંગલાના ઉપરના હોલમાં મીનો ધિમિસ્ટિક નામક એક મેજીશિયનના હાથચાલાકીના ખેલો અને સીનેમેટોગ્રાફના દેખાવો જોવા માટેની વ્યવસ્થા કરી રાખી હતી. ઘણાક યૂરોપીયન, પારસી, મુસલમાન અને હિંદુ ગૃહસ્થોને સપરિવાર ત્યાં પધારવા માટેનાં આમંત્રણો મોકલવામાં આવ્યાં હતાં. આવવાનો વખત બોમ્બે ટાઇમ સાડાસાતનો ઠેરવેલો હતો. કોંગ્રેસમાં રિસેપ્શન કમીટીના ચેરમેન જે કામ બજાવે છે, તે કામ નલિનીકાંત રાવબહાદુરે પોતાના માથાપર લઈ લીધું હતું અને તેના એસિસ્ટંટ મિસ્ટર માધવજી મરહૂમ નીમાયલા હતા. માધવજી મરહૂમનો રોફ આજે એટલો બધો વધી ગયો હતો કે, ન પૂછો વાત. રજનીકાંત, રમણિક, નવીનચંદ્ર, સુશીલા, લક્ષ્મીબાઈ, સરસ્વતી, મેરિયન અને રમણિકની સ્ત્રી તારા આદિ ઘરનાં માણસો તો પાંચ વાગ્યાનાં આવીને હાજર થઈ ગયાં હતાં. જ્યારે પુરુષવર્ગ કેટલીક વસ્તુઓ તૈયાર કરા

જવામાં અને આ બીજી વ્યવસ્થાઓ કરવામાં રોકાયો હતો, ત્યારે સ્ત્રીઓ–એ ઘરની જ સ્ત્રીઓ–બાગમાં આમ તેમ ફરીને હસવામાં પોતાનો વખત પસાર કરતી હતી. લક્ષ્મીબાઈ અમુક કારણથી જરાક બંગલામાં ગયાં, એટલે સરસ્વતી અને તારાએ સુશીલા સાથે સ્ત્રીસ્વભાવને અનુસરતો કેટલોક વિનોદ કરવા માંડ્યો.

"કેમ બાઈ! જોયું કે, બળિયાના બે ભાગ તે આનું નામ! આપણે છાનામાનાં બેસી રહી ધણી કહે છે તે કર્યા કરીએ છીએ, એટલે આપણું માન જળવાતું જ નથી, અને જરા ધણીને દમ ભરાવ્યો અને ધણી ઠેઠ વિલાયત જઇને પત્નીશ્રીને તેડી લાવ્યા, એટલે જુઓ કેવા મેળાવડા થાય છે! જાણે રાણી સાહેબનો રાજ્યાભિષેક થતો હોયની!" સરસ્વતીએ શરૂઆત કરી.

"હા–બાઈ! ખરું છે. આજનો વખત જ એવો છે. 'બોલે તેનાં બોર વેચાય' એ કહેવત કાંઈ ખોટી તો નથી જ." તારાએ જરાક લહેંકાતાં લહેંકાતાં કહ્યું.

સુશીલા આવા વિનોદથી ઘણી જ ઝંખવાણી પડી ગઈ અને વાત આગળ ન વધવા પામે, એટલા માટે તે વિનયપૂર્વક સરસ્વતીને ઉદ્દેશીને કહેવા લાગી;–"બ્હેન! તમારો રહી રહીને આજે જ મશ્કરી કરવાનો વારો આવ્યો છે કે? હવે તો મને ક્ષમા આપો. મને આટઆટલાં ખાસડાં પડી ચૂક્યાં, તે જોઇને હજી તમારા મનમાં સંતોષ નથી થયો કે શું? મારાં દુશ્ચરિત્રોનું અનુકરણ કરવાની ઇચ્છા જે કોઈ પણ સ્ત્રી ધરાવતી હોય, તે ખરેખર મૂર્ખ જ હોવી જોઇએ. મેં ધણીને ધમકાવીને અને આપણા ધર્મ તથા રિવાજોથી વિરુદ્ધ વર્તીને શો સાર કાઢચો વારુ? એવાં વર્તનથી એવો જ સાર બીજી સ્ત્રીઓને પણ મળવાનો, એ તમારે ભૂલી જવું જોઇતું નથી. 'વાવે તેવું લણે' એ કહેવતને નિરંતર યાદ રાખવી જોઇએ. ખરેખર તમે પ્રથમથી જ પોતાના પતિની આજ્ઞા અને ઇચ્છા પ્રમાણે વર્તી પતિના સુખ તેમ જ દુઃખમાં ભાગ લઇને જે પોતાના પત્નીપદની શોભાને વધારી છે, એમાં જ તમારા સ્ત્રીઅવતારની સાર્થકતા થઈ ગઈ છે. મને પણ એવો આશીર્વાદ આપો કે, હું પણ તમારા જેવી જ થાઉં અને કાંઇક સારું નામ મૂકીને મરી જાઉં."

"બ્હેન! અમે તો વિનોદ જ કરતાં હતાં. અમારો તમારા મનને દુઃખવવાનો વિચાર ન હોતો. છતાં પણ જો અમારા વચનથી તમને માઠું લાગ્યું હોય, તો તેની ક્ષમા કરશો. અમે ફરીથી એવા શબ્દો નહિ ઉચ્ચારીએ. ઈશ્વર તમારી આશા પૂર્ણ કરો." સરસ્વતીએ અંતઃકરણની ખરી લાગણીથી કહ્યું.

એટલામાં બાગના એક ખૂણામાંથી કોઈના ગાવાનો અવાજ આવ્યો. તે સંગીત નીચે પ્રમાણે સ્પષ્ટ સાંભળવામાં આવતું હતું:—

### સંગીત.

"મહા સુખકર મનહર વાટિકા,
અગણિત પુષ્પ લતાથી પ્રફુલ્લિત;
ઘેરી તમાલ તરુની ઘટા–મહા૦
અતિ કોમળ નવ કુસુમની ઉપર, ચઢી ચુસે મકરંદ મધુકર;
વિવિધ પ્રકાર કરે મુખરી વર, પ્હેરી પરાગતણા દુપટા–મહા૦

કોકિલ કોક કપોતતણા કુળ, કેલિ કરે આનન્દ ધરી ઉર;
ત્રિવિધ પવન તનતાપ કરે દુર, શી મનહારી છવાઈ છટા''—મહા૦

સંધ્યાકાળ હોવાથી અને એ ગાયન તાલસ્વરની પદ્ધતિ પ્રમાણે તથા મધુર કંઠથી ગવાતું હોવાથી કોઈના પણ મનનું હરણ કરે, એ સ્વાભાવિક હતું. અર્થાત્ નિઃસર્ગના એ વર્ણનને સંગીતના રૂપમાં સાંભળીને ઉપર કહેલી સ્ત્રીઓનાં મન આકર્ષાયાં અને તેથી તેઓ જ્યાંથી એ ગાનનો ધ્વનિ સંભળાતો હતો, તે દિશામાં ચાલવા લાગી. 'સંગીતથી જેનું હૃદય મુગ્ધ નથી થતું, તે ખરેખર પશુ જ હોવો જોઇએ.' તે સ્ત્રીઓ બહુ જ પાસે આવી અને ગાનારને જોઈ એક બીજાનાં મોઢાં સ્હામું તાકીને હસવા લાગી. હસવાનું કારણ એ જ કે, એ ગાનાર બીજો કોઈ નહિ, પણ આપણો પૂર્ણ પરિચિત સબબંદરનો વ્યાપારી મિસ્ટર માધવજી મરહૂમ જ હતો અને તે એ અબળા વર્ગ સાથે પણ પરિચિત હોવાથી જ તે સ્ત્રીઓને અચાનક હસવું આવ્યું. એ વખતે માધવજી ભાઈ મરહૂમ ગાનના તાનમાં અને હાથના લેહકા કરવામાં એટલા બધા તલ્લીન બની ગયા હતા કે, પાસે કોણ આવીને ઉભું છે અને કોણ નહિ, એનું તેમને લેશ માત્ર પણ ભાન હતું નહિ. સંગીત વિદ્યામાં પણ એ ભાઇશ્રી પાંચ આટલા બધા આગળ વધેલા છે, એની તો વળી સુશીલા અને સરસ્વતીને આજે જ ખબર પડી. અચાનક સરસ્વતીએ તેને પાછળ ઉભાં રહીને કહ્યું કે;—''મીયાં તાનસેનજી ! આજે તો ખૂબ કરી હો. મીયાં ગાવામાં પણ આવા પ્રવીણ છો, એ તો વળી અમે આજે જ જાણ્યું.''

''પણ આ ગાવામાં કેટલો બધો વખત થઈ ગયો, એનું પણ તમને કાંઈ ભાન છે ખરું કે?'' તારાએ કહ્યું.

''ના–એનું ભાન નથી અને ભાન રહી શકતું પણ નથી. સંગીત જાદૂ છે—આયમીન–સિંગીંગ ઇઝ મેજિક—'' જવાબ આપતાં માધવજીભાઇએ અંગ્રેજીનો પણ છબરડો વાળ્યો. એ જવાબ સાંભળીને સુશીલા કે જે આટલીવાર સૂધી ગંભીરતાને જાળવી રહી હતી, તે પણ ખડખડ હસી પડી. સરસ્વતી કહેવા લાગી કે;—

''માધવજીભાઈ ! પરોણાઓને આવવાનો વખત થઈ ચૂકયો છે, માટે જાઓ અને તેમનો સત્કાર કરવાને દરવાજાપર ઊભા રહો. બધા તમારી વાટ જોયા કરતા હશે. ગાવાનો વખત પાછો ઘણોય મળશે.''

''આ સૂચના આપવા માટે હું આપનો ઘણો જ થેંકફુલ–આયમીન–આભારી થયો છું'' એમ કહીને ફેંટો માથે મૂકતા કે માધવજીભાઈ દરવાજા તરફ ચાલતા થયા. ચાલતાં ચાલતાં પણ તેમની ગાયનની ધુન તો ચાલતી જ હતી–તે આ પ્રમાણે–

''ગોઇંગ ગોઇંગ હવે હું તો ગોઇંગ રે—
ટુ રિસીવ પરોણા આઈ ગોઇંગ''—ઇત્યાદિ.

લગભગ સવા સાતનો વખત થવા આવ્યો. અંગ્રેજી ટાઇમ પ્રમાણે આવનારાં સ્ત્રી અને પુરુષોનું આગમન થવા માંડ્યું હતું. દરવાજાપર આવીને ગાડીમાંથી ઊતરતાં સ્ત્રી પુરુષોને આવકાર આપી બાગમાં મોકલવાના કામ માટે રાવબહાદુર

નલિનીકાંત અને માધવજી મરહૂમ દરવાજાપર ઊભેલા હતા. 'આવો સાહેબ!' 'પધારો બાઈ!' 'કેમ બાઈ! કાંઈ મોડાં?' ઇત્યાદિ નાના પ્રકારના સવાલો તેમના મુખમાંથી પૂછાતા સાંભળવામાં આવતા હતા. ધીમે ધીમે બાગના બહારના ભાગમાં આવેલી સડકપર ઘોડાગાડીઓની એક સીધી હાર બંધાઈ ગઈ. કોચમેનો ઘોડાને ઘાસ નાંખીને નીરાંતે ગાડીમાં લેટી ગયા અને બગીચો પરોણાઓથી ચીકાર ભરાઈ ગયો. બાગમાં ક્યાંક પુરુષ, ક્યાંક સ્ત્રીઓ અને ક્યાંક બાળકોનાં ટોળે ટોળાં નજરે પડવા માંડ્યાં. કોઈ પાનાં ટીચવા બેઠું, તો કોઈ સોગટાબાજીમાં પરોવાયું અને કોઈ શેતરંજની ઉપાસના કરવા લાગ્યું તો કોઈ બીજીકની બાજી તાજી કરવાના પ્રયત્નમાં લાગી ગયું. કેટલીક સ્ત્રીઓ બાગમાં ફરતી ફરતી ગાયન અને ગરબા લલકારવા લાગી અને કેટલીક તો ગુજરાત અને વડોદરા પ્રમાણે ગરબે રમવા પણ લાગી. 'ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ–રાધિકા રસીલી જેનું નામ અભિરામ બીજવાસિણી રે લોલ–ગરબે રમવાને–,' ઇત્યાદિ શબ્દો કામિનીઓના કોમળ કંઠમાંથી નીકળતાં સાંભળીને જેનાં શ્રવણો તૃપ્ત ન થાય, એવો અરસિક પુરુષ તે કોણ હોય? બાળકોને પણ ખુલ્લા મેદાનમાંની આટા પાટા અને સંતા કુકડીની રમતથી કાંઈ થોડો આનંદ મળતો નહોતો. અર્થાત્ જ્યાં જુઓ ત્યાં આજે આનંદ અને આનંદની જ છટા છવાયલી જોવામાં આવતી હતી. શોકને તો જાણે ત્યાંથી દેશનિકાલની સજા થયેલી હોયની! એવો રંગ દેખાતો હતો. એ રમત ગમતમાં લગભગ સાડા આઠ થવા આવ્યા અને તે વેળાએ સર્વેએ ભોજન સામગ્રીવાળા મંડપમાં પ્રવેશ કરી મીઠાઈ, મેવા, ચાહ, કાફી, આઇસ્ક્રીમ, કોકો અને બીજા પદાર્થોના સેવનથી પોતાની ક્ષુધાપિપાસાને શાંત કરી. સ્ત્રીઓએ પણ એ ભોજનનો પોતામાટે જૂદા રાખેલા સ્થાનમાં સારી રીતે ઉપભોગ લીધો. બાળકોનું તો પૂછવું જ શું હોય! ખાવા કરતાં તેમણે તો બગાડ જ વધારે કર્યો. લગભગ સાડા નવ થવા આવ્યા અને બંગલાના ઉપરના હોલમાંથી એકાએક હાર્મોનીયમ અને કોઇના ગાવાનો અવાજ સંભળાયો. લોકોનાં મન આકર્ષાયાં અને ધીમે ધીમે સર્વ ત્યાં જવા લાગ્યાં. થોડી વારમાં જ નીચેનો મંડપ ખાલી થઈ ગયો અને ઉપરનો આખો હોલ પરોણાઓથી ચીકાર ભરાઈ ગયો. મિસ્ટર નવીનચંદ્ર હાર્મોનીયમ વગાડવા બેઠા હતા અને માધવજી મરહૂમ ગાતા હતા, એટલે મેળ જોઇએ એવો મળતો આવી ગયો હતો.

એ ઉપરનો હોલ એટલો બધો વિશાળ હતો કે, હજાર માણસો ખુશાથી બેસી શકે. પરંતુ આજે અડધા હોલમાં એક નાટક કંપનીના ડબલ સ્ટેજને લાવીને ત્યાં ગોઠવી દેવામાં આવ્યું હતું અને તેની સ્હામે કુરસીઓની હારો પ્રેક્ષકો માટે ગોઠવેલી હતી. જે સ્ત્રીઓ પુરુષો સાથે બેસવાને રાજી ન હોય, તેવી સ્ત્રીઓને માટે બેસવાની જૂદી ગોઠવણ પણ કરેલી હતી. સર્વ પરોણાઓ આવીને બેઠા. હોલમાંની લાઇટો એકદમ બુઝાવી નાંખીને અંધારું કરી દેવામાં આવ્યું. થોડીવારમાં જ સિનેમેટોગ્રાફના દેખાવો ચાલૂ કરવામાં આવ્યા. ખાસ કરીને રજનીકાંતે રુસો જાપાનીસ વૉરના દેખાવો દેખાડવાની વ્યવસ્થા કરેલી હતી; કારણ કે, તેથી પ્રેક્ષ-

કોના મનમાં કેટલેક અંશે સ્વદેશાભિમાનની જાગૃતિ થવાનો પણ સંભવ હતો. ખરેખર વિનોદ પણ એવો જ હોવો જોઇએ કે, જેમાં કાંઈ પણ ગર્ભિત લાભ અથવા સાર રહેલો હોય. લડાઇના કેટલાક દેખાવો પછી ઘાસ જેવાં વસ્ત્રો પહેરી ઘાસમાં સંતાઈ બેઠેલા જાપાની જાસુસોને રશીયનો પકડીને પોતાના સેનાપતિ પાસે રજુ કરે છે, તેમને ગર્દન મારવાનો હુકમ ફરમાવવામાં આવે છે અને જાપાની વીરો પોતાની માતૃભૂમિના લાભ માટે આનંદ સહિત પોતાના પ્રાણનો ભોગ આપે છે. એ દેખાવે જોનારાના મનમાં એટલી બધી અસર કરી કે, જેનું વર્ણન થવું અશક્ય છે. આહા ! સ્વદેશભક્તિનો કેટલો અને કેવો વિલક્ષણ પ્રભાવ !

વચવચમાંથી ગ્રામોફોનની ગમ્મત પણ ચાલતી જ હતી. પરંતુ અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, આજકાલના શેઠીયાઓ પોતાને ઘેર ફોનોગ્રાફમાં વેશ્યાઓનાં શૃંગાર રસવાળાં ગાયનો અને બગડેલાં નાટકોનાં અશ્લીલ ગાયનો ગવડાવીને પોતાના મનનું રંજન કરે છે, તેવાં ગાયનો રજનીકાંતે પસંદ કર્યાં નહોતાં. આજે ગ્રામોફોનમાંના જે ગાયનો રજનીકાંતે પસંદ કીધાં હતાં, તે ઇંગ્લંડનું રણગીત, ફ્રાન્સનું રણગીત, કોન્ગ્રેસનું રાષ્ટ્રીય ગીત, વન્દેમાતરમનું ગીત અને મુસલમાનોનું રાષ્ટ્રીય સંગીત આદિ ઉન્નત ભાવનાથી ભરપૂર અને ભારતવાસીઓનાં મનમાં કાંઇક સ્વદેશાભિમાનની જાગૃતિ કરનારાં ગાયનો જ હતાં. રજનીકાંતે એ પ્રમાણે પ્રત્યેક કાર્યમાં પોતાના ચાતુર્યનો જોઇએ તેવો સારો ઉપયોગ કર્યો હતો. આજે પ્રેક્ષકોમાંના ઘણા ખરા ગૃહસ્થો જો કે વધારે અથવા ઓછા પ્રમાણમાં સુધારાના પંથને અનુસરનારા હતા, તોપણ રજનીકાંતના આજના પ્રોગ્રામની સ્તુતિ કર્યા વિના તેમનાથી પણ રહી શકાયું નહિ જ. ગમે તેવો પણ જો ભારતવાસી હોય, તો તેના મનમાં ભારતવર્ષના હિતની લાગણી થવી જ જોઇએ.

ગ્રામોફોનનાં ગાયનો પૂરાં થતાં પાછો હારમોનીયમનો સરોદ ચાલુ થયો. માધવજી મરહૂમે પોતાના પહાડી અવાજથી કેટલાંક ગાયનો ગાઈ સંભળાવ્યાં. એ પછી સ્ટેજપર એક ટેબલ અને આઠ દશ કુરસીઓ ગોઠવી દેવામાં આવી. સુશીલા, મેરીયન, નલિનીકાંત, રમણિક અને નવીનચંદ્ર આદિ માણસો ત્યાં જઇને બેઠાં. સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી રજનીકાંતે ઊઠીને પ્રેક્ષક શ્રોતાઓને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે:—

"બંધુ ગૃહસ્થો અને ભગિનીસમુદાય !

"આવા મેળાવડા, પિકનિક પાર્ટી અને ઍટ હોમ આદિનો મુખ્ય ઉદ્દેશ એ જ હોય છે કે, બધા સાથે મળી ખાઇપી એકબીજા સાથે સ્વતંત્રતાથી વાર્તાલાપ કરી શકે અને તેથી પરસ્પરની મૈત્રીમાં વધારો થાય. સંસ્કૃતમાં પણ કહેલું છે કે, 'भुंक्ते भोजयते चैव' ખાવું અને ખવડાવવું, એ પણ મૈત્રીનું એક લક્ષણ છે. આજે એ લાભ તો આપણને બધાને મળી ચૂક્યો છે અને મારા આમંત્રણનો આદર કરી આપે અહીં પધારી મને જે સન્માન આપીને આભારી કર્યો છે, તે માટે આપ સર્વનો હું જેટલો પણ આભાર માનું તેટલો થોડો જ. છતાં એથી પણ કાંઇક આજના પ્રસંગે સર્વને વિશેષ લાભ મળે, એવા હેતુથી આજે હું મને મારા પ્રવાસમાં મળેલા અનુભવ વિશેની અને આપણામાં સુધારો કેવા પ્રકારનો અને કેવી રીતે

થવો જોઇએ, એ વિશેની ચાર વાતો કહેવાની ઇચ્છા ધરાવું છું. મારી ખાત્રી છે કે, સર્વાંશે નહિ, તો પણ કેટલેક અંશે તો એમાંથી સાર જેવું આપને અવશ્ય મળી શકશે જ. મનુષ્ય જાતિનો જ્યારથી ઉદ્દભવ થયો છે, ત્યારથી આજ સુધીમાં સુધારા તો થતા જ રહ્યા છે, પરન્તુ તે કેવી પદ્ધતિથી થયા છે અને થતા જાય છે, એનો જ આપણે માત્ર વિચાર કરવાનો છે. આપણી ભૂલ ક્યાં થાય છે અને સુધારાના કાર્યમાં આપણને વિજય નથી મળતો, એનું મૂળ કારણ શું છે, તે જ માત્ર જો આપણા જાણવામાં આવી જાય, તો પછી સુધારાના માર્ગમાં આગળ વધવામાં કશો પણ પ્રત્યવાય આવી શકે તેમ નથી જ. જો આપને કંટાળો ન આવે, તો જ હું બોલું–"

"બોલો,–બોલો અમને કંટાળો નથી આવવાનો–કાંઇક જાણવાનું મળશે." બે ત્રણ સભ્ય ગૃહસ્થોએ અનુમતિસૂચક નાદ કર્યો.

એ અનુમતિ મળતાં જ રજનીના અંગમાં નવીન સ્ફુરણ આવ્યું અને તેણે નીચે પ્રમાણે પોતાના વિચારોના પ્રવાહને મુખદ્વારા વહેવડાવવાનો આરંભ કરી દીધો;–

"આપણા હિન્દુધર્મનાં તત્ત્વો અને ઉપાસનાના નિયમો સાથે કેટલીક નિંદ્ય અને હાનિકારક રૂઢિઓની આજકાલ બહુ જ પ્રબળતા વધી ગયેલી છે, એ વાતની તો કોઇથી પણ ના પાડી શકાય એમ નથી અને તે એટલે સુધી કે, જે લોકો એ રૂઢિના બે દામના ગુલામ બની રહેલા છે, તેઓ પણ મુક્તકણ્ઠે એ વાતનો સ્વીકાર કરે છે. રૂઢિનું બળ એટલું બધું વધી ગયેલું છે કે, એના માટે 'શાસ્ત્રાદ્રૂઢિર્બલીયસી એ કહેવત પણ છે, તે સર્વ જનો સારી રીતે જાણે છે. કેટલેક અંશે આજકાલ આપણો ધર્મ અને ગૃહસંસાર રૂઢિમય જ થઈ ગયેલો છે. એ રૂઢિઓ લાંબો વિચાર કરતાં સમાજના સંહારનું કારણ થઈ પડે એવી છે. માટે એવી રૂઢિઓને જેમ બને તેમ કાઢી નાંખવાનો અને ધર્મનાં ખરાં તત્ત્વો પ્રમાણે વર્તવાનો પાઠ લોકોને શીખવવો જોઇએ–એ સુધારો સર્વથી વિશેષ અગત્યનો છે. પરંતુ એમાં પણ યુક્તિપ્રયુક્તિ અને શાંતિથી જ પ્રયત્ન કરવો જોઇએ. ઉતાવળે આંબા પાકતા નથી. ઉતાવળ કરવા જતાં નિષ્ફળતા જ થવાની. જેવી રીતે એક અફીણનો બંધાણી હોય અને દરરોજ એક તોલો અફીણ ચડાવી જતો હોય, તેને જો એકદમ અફીણ આપવાનું બંધ કરવામાં આવે, તો તેથી તેનું મરણ જ થાય; લાભ કશો પણ થઈ શકતો નથી; કારણ કે, પડી ગયેલી ટેવ એકદમ છૂટી શકતી જ નથી. ટેવ એ બીજો સ્વભાવ છે, એ કહેવત પણ એની જ સત્યતાને સિદ્ધ કરે છે. તેવી જ રીતે વંશપરંપરાથી પડી ગયેલા ખોટા રિવાજો પણ એકદમ નીકળી જઈ શકતા ન એ કાર્ય માટે કાળનો બહુ જ ભોગ આપવો પડે છે અને ત્યારે જ કેટલેક અંશે પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત કરી શકાય છે. અફીણીના એક તોલા અફીણમાંથી રોજ જવ જવભાર ઓછું કરવામાં આવે, તો જેમ એક દિવસે તે વ્યસનથી મુક્ત થઈ જાય છે, તેવા જ રીતે જે અત્યંત હાનિકારક રૂઢિઓ હોય, તેમને ન્યાતના કર્ત્તા કારવતાઓને સમજાવી તેમની સહાયતાથી ધીમે ધીમે ઘટાડી નાંખવી, એ જ સર્વનું કર્તવ્ય છે અને તે રૂઢિઓનાં સ્થાનમાં સારાં તત્ત્વોને દાખલ કરી દેવાં. આપણા

સુધારક ભાઇઓએ પ્રથમથી જ એકદમ સમાજના મતથી વિરુદ્ધ પડી આપણું એટલું બધું નઠારું અને પારકું એટલું બધું જ સારું કહીને સુધારાનો ઝંડો ઊઠાવ્યો, તેથી જ તેમને આજ સુધી જોઇએ એવો વિજય મળ્યો નથી અને એ જ પદ્ધતિને વળગી રહેતાં હવે પછી વિજય મળવાની આશા પણ નથી.

'અંધાને અંધો કહે, કડવાં લાગે વેણ;
ધીમે ધીમે પૂછિયે, કેમ ગયાં તુજ નેણ?"

સુધારો પણ એવી રીતે ધીમે ધીમે જ કરી શકાય છે. અંગ્રેજી વિદ્યાનો અભ્યાસ કરી, પોતે અંગ્રેજ બની જઈ પોતાની જ્ઞાતિને અથવા તો કુટુમ્બપરિવારને પણ અંગ્રેજી બનાવવાનો પ્રયત્ન કરવો અને એક ઇદંતૃતીયમ્ ચલાવવું, એનું નામ કાંઈ ખરો સુધારો નથી. કિન્તુ અંગ્રેજોના રીતિરિવાજમાં સારું શું છે અને તેથી આપણા દેશ અને ધર્મનાં તત્ત્વોમાં બાધ ન આવતાં કાંઈ લાભ થઈ શકે છે કે કેમ, એનો વિચાર કરીને માત્ર તેટલા અંશનો જ આપણે સ્વીકાર કરવાનો છે. અંગ્રેજોમાં, જે પોતાના ધર્મમાં દૃઢ રહેવું, પોતાના દેશબાંધવોને આપી શકાય તેટલી સર્વ પ્રકારની સહાયતા આપીને આગળ વધારવા, દેશના ઉદ્યોગ અને કળા-કૌશલ્યને ખીલવવાના પ્રયત્નો કરવા, નવી નવી વિદ્યાઓનો શોધ કરવો અને બીજા દેશ અથવા બીજા ધર્મની જેટલી સારી વસ્તુઓ હોય, તેમને તાણી લાવીને પોતાની કરી લેવી ઇત્યાદિ અનેક સદ્ગુણો રહેલા છે, તે અવશ્ય અનુકરણ કરવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય છે. પરંતુ ખેદની વાત એટલી જ છે કે, એ ગુણોનો સ્વીકાર થયેલો અહીં ભાગ્યે જ આપણા જોવામાં આવી શકે છે. માત્ર અંગ્રેજોના દુર્ગુણોનો જ વધારે પ્રમાણમાં ભારતવાસીઓ અંગીકાર કરતા જાય છે. મુસલમાનોના સમયમાં મદિરાપાનનો જે દુર્ગુણ હિન્દુઓથી દૂરનો દૂર જ રહ્યો હતો, તે આજના સમયમાં હિન્દુઓને એટલો બધો મિત્ર (?) ભાવથી આવીને બાઝી પડ્યો છે કે, મડાગાંઠ જ બંધાયલી જોવામાં આવે છે! અંગ્રેજો જેવાં વસ્ત્રો પહેરવાં, છરી-કાંટાથી ખાવું, શુદ્ધાશુદ્ધતાના ભેદનો વિચાર ન કરવો, સ્ત્રીપુરુષની ભિન્નતા અને શરીરરચના અનુસાર મર્યાદા ન રાખવી, જ્ઞાતિનો અને ધર્મનો તિરસ્કાર કરવો અને સ્વચ્છંદતાથી વર્તવું, એવા કેટલાક દુર્ગુણો જ આવીને ભારતવાસીઓમાં ઠસાઈ ગયા છે, અને પરિણામે એથી દેશને, ધર્મને અને આપણને પોતાને કેટલી બધી હાનિ થવાનો સંભવ છે,—વે થઈ છે, એનો વિચાર કરતાં હૃદય ચીરાઈ જાય છે. અરે અંગ્રેજી ભણેલાઓનાં ભેજાં એટલાં બધાં ફાટી ગયાં છે કે, સારા સારા ગ્રેજ્યુએટો-ના મોઢામાંથી એવા ઉદ્ગારો નીકળતા સંભળાય છે કે, "ગુજરાતી ભાષા તે ભાષા જ નથી—અંગ્રેજી ભાષા જ બોલવી જોઇએ; અને આચાર વિચાર પણ અંગ્રેજી જ રાખવા જોઇએ." અફસોસ—જેમને પોતાના દેશનું બધું જ નઠારું દેખાતું હોય અને આવા ઉદ્ગારો જેમના મોઢામાંથી નીકળતા હોય, તે ભણેલા વેદિયાઢોરો દેશને શો લાભ કરી શકવાના હતા વારુ? આવા ભણેલાઓની મારા ધારવા પ્રમાણે તો દેશને કશી પણ અગત્ય હોય એમ જણાતું નથી. એમના કરતાં તો મૂર્ખ અને અજ્ઞાન જ સારા.

"એક બીજો અને અગત્યનો સવાલ સ્ત્રીશિક્ષણનો છે. જૂના વિચારવાળાઓ એમ કહે છે કે, સ્ત્રીઓને કેળવણી આપવાની કશી પણ અગત્ય નથી. નવા અથવા સુધરેલા વિચારવાળાઓ એમ પ્રતિપાદન કરે છે કે, સ્ત્રી અને પુરુષ બન્ને સમાન છે ને તેથી જો સ્ત્રીઓ એમ. એ; બી. એ. અને બૅરિસ્ટર ઍટ્ લૉ થાય, તો તેમાં કશો વાંધો નથી. મારા વિચાર પ્રમાણે એ ઉભય પક્ષના વિચારોમાં થોડી થોડી ભૂલ થતી જોવામાં આવે છે. જો બન્નેના વિચારોમાંનો કેટલોક અંશ બાદ કરી દેવામાં આવે અને વચલા માર્ગનું અવલંબન કરવામાં આવે, તો હું હિંમતથી કહું છું કે, સ્ત્રીશિક્ષણથી સમાજને સારો લાભ થઈ શકે. સ્ત્રીઓને કેળવણી અથવા વિદ્યાની શિક્ષા એવા પ્રકારની આપવી જોઇએ કે, જેથી તે પોતાના ધર્મ કર્મમાં દૃઢ થઈ શકે અને સંસારવ્યવહાર દક્ષતાથી ચલાવી શકે. સ્ત્રીની વિદ્યાનો, ધર્મ-ગ્રંથો અને નીતિના પાઠોના વાચન, અધ્યયન અને મનનમાં જ ઉપયોગ થવો જોઇએ, નહિ કે પ્રેમના ટાહેલાંથી ભરેલી નવલકથાઓના વાચનમાં વખત વીતાડીને લેખ-નકળાનો પ્યારાપ્યારીની ચિઠ્ઠીઓ લખવામાં ઉપયોગ થાય! આ મારાં વચનો કેટ-લાકોને કડવાં તો લાગશે જ, પણ એ સત્ય નથી એમ તમે કહેશો? (અવાજ, ના, ના). આવા કેટલાક બનાવો સ્કૂલ અને કોલેજોમાં ભણતાં મેં નજરોનજર જોયા છે અને તેથી જ એવા પ્રકારના સ્ત્રીશિક્ષણ માટે મારે તિરસ્કાર પ્રદર્શિત કરવો પડે છે. કોલેજમાં–એક ક્લાસમાં સો કે દોઢસો તરુણ વિદ્યાર્થી પુરુષો અભ્યાસ કરતા હોય અને બેચાર તરુણ બાળાઓ પણ તેમની સાથે જ ભણવા કે ભાષણ સાંભળવા બેસતી હોય, તો એનું પરિણામ શું આવવું જોઇએ, એનો વિચાર કોઈ પણ કરી શકે એમ છે. કોલેજોમાં છોકરાઓએ છોકરીઓની નઠારી મશ્કરીઓ કરવાના અને તેમના એ અપરાધ માટે પ્રિન્સીપાલે તેમને કાઢી મૂકવાના અનેક દાખલાઓ દફ્-તરમાં નોંધાઈ ચૂક્યા છે; તેમ જ અનેક બાળાઓની કૌમાર્ય અવસ્થામાં જ ભ્રષ્ટ થવાની વાતો પણ સંભળાઈ ચૂકી છે. એવા બનાવો બને અને પછી ગુન્હેગારને સજા થાય, એના કરતાં એવા બનાવો બનવા જ ન પામે, એવા ઉપાયની યોજના કરવી, એ જ વધારે સારું છે. "Prevention is better than cure," એ કહેવત હીરાના મૂલ્યની છે અને તે બધાએ ગોખી રાખવી જોઇએ. જો સ્ત્રીઓને બહુ જ ઉચ્ચ શિક્ષણ આપવું હોય, તોપણ તેને માટે જૂદી કોલેજો અને જૂદી સ્કૂલો સ્થાપવાની અને ત્યાં નીતિને જાળવવા માટેની બહુ જ સારી વ્યવસ્થા રાખ-વાની અગત્ય છે. સ્ત્રીને શુદ્ધ રાખવાનું મૂળ કારણ એ છે કે, તેનાથી ઉત્પન્ન થતી ભાવી પ્રજા વર્ણસંકર અને વિકૃત ન નીવડે. વર્ણસંકર પ્રજા થવાથી કેટલી બધી હાનિ થાય છે, એ વિષે ગીતામાં જે કહેવામાં આવ્યું છે, તે વાંચવાની ખાસ મારી સર્વને ભલામણ છે.

"આપણા ધર્મનાં તત્ત્વોમાં જો કાંઈ પણ બગાડો થવા પામ્યો હોય, તો તેનું ખરું અને મોટામાં મોટું કારણ ધર્મગુરુઓ છે. ધર્મગુરુઓની કેટલીક અયોગ્ય સત્તા અને આપણા લોકોની અંધ શ્રદ્ધા એટલી બધી વધી ગયેલી છે કે, એના પરિણામે આવાં ફળ મળે, એ સર્વથા સ્વાભાવિક જ છે. ધર્મ માટે અપાયલા

ધનનો દુષ્ટ કર્મમાં ઉપયોગ થાય છે અને આપણને જે ધર્મનો બોધ મળવો જોઇએ, તે પણ મળી શકતો નથી. મૂર્ત્તિપૂજાના નિન્દકો સારી રીતે જાણે છે કે, મૂર્તિઓ કાંઈ અનાચાર કે પાપ કરતી નથી, પણ મૂર્તિના નામે ધર્મઢોંગી ધર્મગુરુઓ જ મંદિરોને અનાચારનો અખાડો બનાવીને બેઠા છે. એટલા માટે જો મૂર્તિઓનું ખંડન કરવામાં આવે, તો એ ધર્મગુરુઓના દુરાચારોનું પણ પોતાની મેળે જ દમન થઈ જાય, એવા હેતુથી જ કેટલાક લોકો મૂર્તિપૂજાનું ખંડન કરે છે. પણ એ તેમની ભૂલ છે; એવા ખંડન કરવાને બદલે ધર્મગુરુઓને સુધારવાની અને ધર્મ માટે અપાતા ધનનો સદુપયોગ થાય, એવી વ્યવસ્થા કરવાની જ ગોઠવણ કરવી જોઇએ. જૂના રિવાજમાં આવા સુધારા અવશ્ય કરવા જોઇએ–નહિ તો જતે દહાડે આપણો સમાજ શૂદ્ર અને અતિશૂદ્ર જેવો જ થઈ જશે. પગે ફોલ્લો થયો હોય, તો તેને મટાડવાના ઉપચારો કરવા જોઇએ, નહિ કે પગ કાપી નાખવો. ધર્મમાં બગાડ થયો હોય, તો તે બગાડાને સુધારવાની કોશીશ થવી જોઇએ, નહીં કે, ધર્મનો ઉચ્છેદ કરવાની. સુધારકો ઉચ્છેદ કરવા માગે છે અને તેથી જ તેમના પ્રયત્નો આજ સુધી નિષ્ફળના નિષ્ફળ થતા આપણા જોવામાં આવે છે માને મા કહીને બોલાવીએ કે બાપની બાયડી કહીને બોલાવીએ, એનો અર્થ એક જ છે, છતાં માતા કહીને બોલાવતાં માતા જે વ્હાલના શબ્દો ઉચ્ચારે છે, તે બાપની બાયડી કહીને બોલાવતાં ગાળો ભાંડવાને તૈયાર થઈ જાય છે; એટલો જ માત્ર ભેદ છે. સુધારકો બીજી પદ્ધતિના ઉપાસકો છે. તેમની મા તે મા નથી, પણ બાપની બૈયર છે! તેઓ દેશોન્નતિની બડી બડી બાતો કરે છે, પણ દેશ માટે જરા પણ ભાવ નથી–પ્રેમ નથી–વહાલ નથી,–ધર્મની બાતો કરે છે, પણ તેમનો કોઈ પરમેશ્વર કે ઈશ્વર જ નથી! નીતિ ત્યાં ધર્મ ને ધર્મ ત્યાં ઉન્નતિ! આપણા સુધારકોમાં (અપવાદ બાદ) નથી નીતિ, નથી ધર્મ, તો પછી ઉન્નતિ તો ક્યાંથી જ હોય? આજકાલના આંગ્લ વિદ્યા વિભૂષિત જનો પોતાના દેશવિષે, ધર્મવિષે, ઇતિહાસવિષે, સાહિત્યવિષે કશું પણ જાણતા નથી અને પારકા દેશના રીતિ રિવાજો અને ત્યાંની વસ્તુનાં વખાણ કરવા મંડી જાય છે. મી૦ મલબારીએ પોતાના એક ગ્રંથમાં લખ્યું છે કે;–

"But whether I go on the grand tour or not, I will never give up my habit. In study, as in travel, it is best to begin at the very beginning and to proceed by slow stages, gaining something at every stage, and that something such as to be of immediate practical use on next stage. This is the only way of travelling and studying. Your globe-trotter will laugh at my antiquated method, but he cannot deny its advantages. When you travel or study by degrees, every fresh step or item of knowledge is a keen enjoyment. You are prepared to receive it, and thus received, your knowledge will fructify.

But when knowledge is thrust upon you without previous discipline, that is without your being made fit for it, it will be inert and unleavened. What is the use of visiting foreign cuntries when you know nothing of your own? When you go to Europe, ignorant of your own national life, you will miss those thousand points of comparison and contrast, those thousand shades of difference, those thousand beauties and blemishes that modern European civilization presents. At the best you will look at things, not see or see through them. Knowledge is best acquired, take my word for it, by the comparative method. And what will you compare your new aquirements with when there are not half a dozen home ideas in that empty head of yours? You go to see the Windsor Palace and are lost in admiration at the sight. Have you seen Agra? Have you seen some of the architectural glories of your own country? You might, at any rate, have been quite at liberty to admire the structure, but at the same time, you could have seen what beauty it has which the palaces of India do not possess, and vice versa. The same is the case with study. If you learn Greek after learning Sanskrit, Persian or Arabic, you will enjoy the process, recognize the advantage of one over another; and though you may admire the European classic as much as you like, you will have no reason to be ashamed of your own. I honour you for your desire to examine the arts, sciences and philosophies of the West, but you cannot do this with advantage to your self and the world unless you have already made yourself familiar with the national systems. The worst result of this method of travel and study that I am complaining of is, that it gives a man poor ideas of every thing in his country in proportion to the exaggerated notions he imbibes about other countries. This is a charge from which very few of our England returned men can escape. It makes one sick o hear a man rave about this thing

or that 10,000 miles away, when a much better, perhaps the original, thing is lying unnoticed at his very door!"

એનો ભાવાર્થ એવો છે કે;–"હું મોટી મુસાફરીએ જઉં કે ન જઉં, એ જૂદી વાત છે, છતાં એટલું તો ખરું કે, મારી જે ટેવ છે, તેને હું કદાપિ છોડવાનો નથી જ. પ્રવાસ કે અભ્યાસ ઉભય કાર્યમાં ઠેઠ ભૂમિથી આરંભ કરીને પગથિયે પગથિયે ઉપર ચઢવું, એ જ વધારે સારું છે અને દરેક પગથિયે એવો કોઈ પણ ગુણ મેળવવો જોઇએ કે, જે બીજા પગથિયાપર ઉપયોગી થઈ શકે. અભ્યાસ અને પ્રવાસનો જો કોઈ પણ લાભકારક અને સારો માર્ગ હોય, તો તે માત્ર એ એક જ છે. કદાચિત્ તમારા વિશ્વપ્રવાસીઓ મારી એ પુરાતન પદ્ધતિને વખોડી કાઢશે, છતાં પણ એના લાભોને તો તે નાકબુલ કરી શકે તેમ નથી જ. તમે જો ધીમે ધીમે અને અનુક્રમથી પ્રવાસ અથવા અભ્યાસ કરો, તો પ્રવાસનું પ્રત્યેક સોપાન અથવા જ્ઞાનનો પ્રત્યેક વિષય તમને એક આનંદકારક ઉપભોગ સમાન થઈ પડશે. અમુક જ્ઞાન અથવા વિષયને ગ્રહણ કરવાની શક્તિ તમારામાં આવી ગયેલી હોય અને ત્યાર પછી તે વિષયને તમે ગ્રહણ કરો, તો તમારું તે જ્ઞાન વિશેષ ફળદ્રૂપ થાય છે. પરંતુ જો તમારામાં અમુક વિષયને ગ્રહણ કરવાની શક્તિ આવેલી જ ન હોય, અને તે જ્ઞાન તમારી આંખો આગળ આવી પડે, તો અવશ્ય તે નિરુપયોગી અને નીરસ થઇને જ પડી રહેવાનું, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ. જ્યારે તમે પોતાના દેશ વિશે કશું પણ જાણતા નથી, તો પછી દૂર દૂરના પરદેશોમાં પ્રવાસ કરવાથી શો લાભ થવાનો હતો વારુ? જો તમે પોતાના સ્વદેશીય જીવનક્રમથી અજ્ઞાત રહીને યૂરોપમાં જશો તો એ નિશ્ચયયુક્ત છે કે, યૂરોપનો વર્તમાન સુધારો સરખામણી માટેનાં અને વિરોધ દર્શાવનારી જે સહસ્રાવધિ ભિન્નતાઓ, સહસ્રાવધિ ખૂબીઓ અને સહસ્રાવધિ નઠારા રિવાજોનાં ઉદાહરણો તમારા સમક્ષ રજુ કરે છે, તે સઘળાનો તમે રંચ માત્ર પણ વિચાર કરીને સારાસારનો વિવેક કરી શકવાના જ નથી. તમે માત્ર ત્યાંની વસ્તુઓના બહુ બહુ તો બાહ્ય સૌંદર્યનું જ અવલોકન કરી શકશો–તમારાથી તેના સત્ય સ્વરૂપ અથવા તો આંતરિક સૌંદર્યનું નિરીક્ષણ કરી શકાશે જ નહિ. એક બીજા સાથે સરખામણી કરીને જે જ્ઞાન મેળવવામાં આવે છે, તે જ જ્ઞાન સર્વોત્કૃષ્ટ છે, એમ મારું માનવું છે. પરંતુ જ્યાં તમારા ખાલી ભેજામાં પોતાના દેશ વિશેના સાડા સાત વિચારો પણ ન હોય, ત્યાં તમે પરદેશના વિચાર અને વસ્તુઓની સરખામણી કરો શાની સાથે? તમે વિન્ડસર પેલેસ જોવાને ગયા અને અજાયબીમાં ભાન ભૂલીને ગિલતાન થઈ ગયા; પણ હું તમને એમ પૂછીશ કે, તમે આગરાનો તાજમહેલ જોયો છે ખરો કે? જો તમે પોતાના દેશની શિલ્પવિદ્યાની કીર્તિનું થોડે ઘણે અંશે પણ અવલોકન કર્યું હોય, તો તમને વિન્ડસર પેલેસને વખાણવાનો પૂરો અધિકાર હોવા છતાં પણ તમે એટલું તો સારી રીતે જાણી શકશો કે, હિંદુસ્તાનમાંના એવા મહેલોમાં, એના કરતાં શી ખામી છે અને એના કરતાં વધારે શું સૌંદર્ય અને કારીગીરી છે! અભ્યાસની પણ એ જ પદ્ધતિ છે–જો તમે સંસ્કૃત, અરેબિક અને પર્શિયન-

માંની કોઈ પણ ભાષાનો અભ્યાસ કરવા પછી ગ્રીક અથવા એવી બીજી કોઈ ભાષાનો અભ્યાસ કરો, તો કઈ ભાષા એક બીજાથી કઈ બાબતમાં ચઢિયાતી છે, એનો તમે બહુ સારો નિર્ણય કરી શકશો અને તેથી તમે યૂરોપિયન ભાષાને ગમે તેટલી વખાણશો, છતાં પણ તમને પોતાના દેશની ભાષા માટે શર્માવાનું કાંઈ પણ કારણ રહેશે નહિ. યૂરોપ અથવા પાશ્ચાત્ય દેશની કળા, સાયન્સ અને તત્ત્વજ્ઞાનને જાણીને વખાણવાની તમારી ઇચ્છા માટે હું તમને ધન્યવાદ આપું છું, પરંતુ જ્યાં સુધી તમે પોતાને પોતાના દેશની વિદ્યાકળાથી પરિચિત ન કર્યા હોય, ત્યાં સુધી એ કાર્યને પોતાને અને પોતાના દેશને લાભકારક કરી શકો, એમ મારું માનવું નથી. જેને માટે અત્યારે હું પોકાર કરું છું, તે પ્રવાસ અને અભ્યાસની અધમાધમ પદ્ધતિ એક મનુષ્યને તેના પોતાના દેશમાંની સર્વ વસ્તુઓ વિશે નઠારા ભાવો કરાવી દે છે અને તેટલા જ પ્રમાણમાં પારકા દેશની વસ્તુ માટે સારાપણાના અતિશયોક્તિ ભરેલા વિચારો ઠસાવી દે છે. આ એક ગંભીર આરોપ છે, ને તે આરોપમાંથી ઇંગ્લંડ ફરી આવેલા હિંદુસ્તાનીઓમાંથી ભાગ્યે જ કોઈ મુક્ત થઈ શકે એમ છે. એક હિંદુસ્તાનીને જ્યારે આપણે અહીંથી હજાર માઇલના અંતરે પડેલી નાના પ્રકારની વસ્તુઓના વિવેચનના સન્નિપાતમાં પડેલો જોઇએ છીએ, ત્યારે ખરેખર તેને માટે આપણા મનમાં તિરસ્કાર ઉપજ્યા વિના રહેતો જ નથી; કારણ કે, તે વસ્તુઓ કરતાં વધારે સારી અને બહુધા મૂળ–અસલ વસ્તુઓ તેના પોતાના દ્વાર–દેશ–માં જ પડેલી છે, પણ દુર્ભાગ્યવશાત્ તે તેનાથી અજ્ઞાત છે અથવા તો જાણી જોઇને જ અજ્ઞાત રહેલો હોય છે!

"આપ જાણી શકશો કે, આપણા હિંદુસ્તાનવાસી શિક્ષિત પુરુષો કેટલા બધા ખોટે માર્ગે દોરવાઈ ગયેલા છે. ખરેખર અંગ્રેજી વિદ્યા ભણેલાઓમાંના ઘણા ખરા તો આપણા દેશની દરેક વિદ્યાકળાને વખોડવા અને પરદેશી હુન્નરને વખાણવાનો જ ધંધો લઈ બેઠા છે, એ આપણે દિનરાત નજરોનજર જોતા હોવાથી એમાં શંકા જેવું હવે કાંઈ પણ રહ્યું નથી કે, આપણા દેશના પંડિતંમન્યો–સુધારાદાસો, વાંદરવિદ્યામાં જ નિપુણ છે–ચતુર છે–દક્ષ છે. પરંતુ એ પદ્ધતિ પરિણામે બહુ જ હાનિકારક અને દેશદ્રોહનું શિક્ષણ આપનારી હોવાથી, જ્યાં સુધી ખરી રીતે એ બાબતમાં સુધારો કરવામાં નહિ આવે, ત્યાં સુધી દેશની ઉન્નતિનો સમય આગળ અને આગળ લંબાતો જશે. સારાનો સ્વીકાર કરીને નઠારાનો ત્યાગ કરવો, એ જ રીતિ પ્રશંસનીય છે અને જે સારાસારનો વિવેક કહેવાય છે, તે પણ એનું જ નામ છે.

"મારે હવે કાંઈ પણ વધારે બોલવાનું નથી. કારણ કે, ઈશ્વરની કૃપાથી મારા હાથમાં બે ચાર એવાં ખાતાંનું કામ આવેલું છે કે, ચાર છ વર્ષ પછી હું કાંઇક મારી ઇચ્છા પ્રમાણેની સુધારણા કરીને બતાવીશ. જો ઈશ્વર જીવન આપશે, તો મારી એ ઇચ્છા ફળીભૂત થશે. સૃષ્ટિનો એ નિયમ જ છે કે, નઠારા વતનમાં અને સ્વચ્છંદ જીવનમાં મનુષ્ય સત્વર પ્રવૃત્ત થઈ જાય છે અને સારા માર્ગમાં ચાલતાં તેને ઘણો જ કંટાળો ઉત્પન્ન થાય છે. આજકાલનો સુધારો સ્વચ્છંદ વર્તનને ઉત્તેજન આપનારો હોવાથી અને ધર્મ તથા નીતિને ભ્રષ્ટ કરનારો હોવાથી બહારથી તેનું

સ્વરૂપ બહુ જ ચળકતું દેખાય છે અને પ્રથમતઃ મનુષ્યોનું મન તેના તરફ અત્યંત આકર્ષાય છે; પરંતુ ખરી રીતે જોતાં તો એ રમણીય ભયંકરતા જ છે. સિંહનું ચિત્ર જોતાં આપણને આકર્ષક જણાય છે અને તેનું સ્વરૂપ રમણીય ભાસે છે; પરંતુ પ્રત્યક્ષ સિંહ મળે તો જીવનો સંહારક જ થઈ પડે છે. તેવી જ વાત સુધારાની પણ છે. 'ડુંગરા દૂરથી રળિયામણા, પાસે જતાં થાય અળખામણા,' એ કહેવત સુધારાને બરાબર લાગૂ પડે છે. ડુંગરની પાસે જતાં જેમ પથ્થર વિના બીજું કશું પણ હોતું નથી, તેમ દૂરથી ચળકતો દેખાતો હોવા છતાં પણ સુધારાના સાથી બનવાથી અપ્રતિષ્ઠા, હાનિ અને અનીતિ વિના બીજો કશો પણ લાભ મળી શકતો નથી. એટલા માટે મારી સર્વને એ જ ભલામણ છે કે, પોતાના ધર્મ, નીતિ અને કુલીનતા ઇત્યાદિ અમૂલ્ય પદાર્થો જળવાઈ રહેતા હોય અને સુધારો જેટલો શુદ્ધ, પવિત્ર અને હિતકારક થતો હોય તેટલો સુધારો કરવો. નીતિ, ધર્મ, વિશુદ્ધિ—પવિત્રતા, દેશભક્તિ, પિતૃભક્તિ અને ગુરુભક્તિને જેથી હાનિ થાય, એ સુધારાની કશી પણ આવશ્યકતા નથી જ. યાદ રાખજો કે यतो धर्मस्ततो जयः ! જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે. દેવધર્મ! રાજધર્મ! ગુરુજનધર્મ! આદિ અનેક ધર્મ છે અને એ ધર્મના સેવનમાં જ જય છે. જય માન્યધર્મ, માન્ય અને સુખદ રિવાજના ત્યાગના અને અપવિત્રતાના સેવનમાં નથી. જેણે પાતિવ્રત્ય પાળ્યું છે, પતિ, પિતા, ગુરુજનનું સેવન કર્યું છે, ધર્મથી રહ્યો છે, આજ્ઞાંકિતપણું ધારણ કીધું છે, તેનો જ જય છે; અન્યનો નથી. જે જય તે જ કલ્યાણ ને કલ્યાણમાં જ સુખસંવૃદ્ધિ !"

એકવારના સુધારાના સ્તંભ નલિનીકાંત ચક્રવર્તી ઉર્ફે રાવ બહાદુરે પણ પોતાના અનુભવનું કેટલુંક દિગ્દર્શન કરાવ્યું અને પોતાપર સુધારાને લીધે વીતેલી વિપત્તિઓની કથા કહી સંભળાવી. સુશીલાની ચાર શબ્દો બોલવાની ઘણી જ ઇચ્છા હતી પરંતુ હવે તેનામાં લજ્જા અને મર્યાદાનો વિશેષતાથી વાસ થયેલો હોવાથી તે બોલવાને ઉભી થઈ શકી નહિ. તેના એ ભાવને તેનો પિતા જાણી ગયો અને તેથી તેણે ઉભા થઈ પુત્રીને ઉદ્દેશીને કહ્યું કે;—"સુશીલા બ્હેન! અત્યારે શરમાવાનું કાંઈ પણ કારણ નથી. જે વિચારો હોય, તે જણાવી દે."

સુશીલા ઉભી થઈ અને મંદ સ્વરથી કહેવા લાગી કે;—"સુધારાના પ્રવાહમાં તણાઇને હાનિના પાષાણપર અથડાયા પછી મારો તો એ જ નિશ્ચય થઈ ગયો છે કે, સ્ત્રીઓનું પતિ વિના બીજું કોઈ દૈવત જ નથી. પતિ વિના સ્ત્રીની બીજી કોઈ ગતિ જ નથી અને સ્ત્રી માટે પાતિવ્રત્ય જેવું બીજું કોઈ વ્રત પણ નથી. "कोकिलानां स्वरो रूपं रूपं स्त्रीणां पतिव्रतम्" અખંડ મોહપાશમાંથી મુક્ત થઈ મહાધૈર્યથી પતિવ્રતનું રક્ષણ કરનારી નારીઓ અને દેવીમાં કશો પણ ભેદ નથી. પતિવ્રતા સ્ત્રી જ દેવી છે. પતિવ્રતાને પતિદર્શનના સુખ આગળ બીજાં બધાં સુખો તુચ્છ જ ભાસે છે. પતિનો કિંચિત્ વિરહ પણ તેને અસહ્ય દુઃખદાયક થઈ પડે છે. પતિનું જે સૌખ્ય, તે જ પત્નીનું સૌખ્ય અને પતિસેવાને જ પ્રપંચમાંનો વૈભવ માને છે, તે સ્ત્રી જ સ્ત્રીજન્મની સાર્થકતા કરીને સ્વર્ગની અધિકારિણી બની શકે છે. એક સંસ્કૃત ગ્રંથમાં પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણોને વર્ણવતાં કહેલું છે કે;—'સ્ત્રીએ પોતાના

પતિને સાક્ષાત્ પરમેશ્વર જ માનવો. એવી માનીનતા રાખવાથી જ સ્ત્રીને આ લોકમાં સર્વ સૌખ્યોની પ્રાપ્તિ થાય છે અને તે મરણ પશ્ચાત્ સ્વર્ગની રાણી પણ બની જાય છે. સ્ત્રીએ પતિના ભોજન કરી રહ્યા પછી જ પોતે જમવું અને સહવારમાં પતિના જાગ્રત થવા પૂર્વે જાગ્રત થવું. જે સ્ત્રી પોતાનાં સદાચરણોવડે પોતાના સ્વામીને સંતુષ્ટ કરે છે, તેના અવતારને ધન્ય છે. પતિ બહારથી આવતાં જ પોતાનાં બધાં કામોને પડતાં મૂકીને આદરયુક્ત અને આનંદથી સ્ત્રીએ સન્મુખ જવું અને તેનો સત્કાર કરવો. સ્ત્રીએ અલંકાર અને વસ્ત્ર આદિ પતિને પસંદ આવતાં હોય તેવાં જ પહેરવાં અને પતિના મનમાં જો કોઈ પણ પ્રકારનો શોક હોય, તો શૃંગાર સજવો નહિ. પતિને જે કાર્ય અનુકૂલ હોય, તેમાં જ પત્નીએ સંતુષ્ટ રહેવાનું છે. બીજા પૈસાદારોને જોઇને તેમના જેવા થવાની ઇચ્છાથી કોઈ કાળે પણ પતિની નિંદા કરવી નહિ. પતિ જો ઘેર હોય તો અલંકાર આદિ ધારણ કરવાં અને આનંદમાં જ રહેવું. પતિ જો બહારગામ ગયો હોય, તો તે પાછો ન આવે ત્યાં સુધી અલંકાર ધરીને આત્મશોભા કરવી નહિ અને ભક્તિપૂર્વક પતિની સેવા કરવી, એ જ સ્ત્રીનું મુખ્ય ધર્માચરણ છે. જો સ્ત્રી એ પ્રમાણે ન વર્તે, તો તે રૌરવ નરકમાં જ જઈ પડે છે. સર્પની ફણાપર પગ પડતાં મનુષ્યને જેવી રીતે હૃદયમાં ભયનો આઘાત થાય છે, તેવી જ રીતે પતિવ્રતા સ્ત્રીને વિનાકારણ ઘરમાંથી બહાર નીકળતાં ભીતિ ઉત્પન્ન થાય છે. જે સ્ત્રીને પતિસેવા વિના બીજો ધર્મ ગમતો નથી અને જે પતિની આજ્ઞાથી જ તીર્થ, વ્રત અને દાનનાં કાર્યો કરે છે તેમ જ પતિવિયોગથી દુ:ખી અને પતિના સમાગમથી સુખી રહે છે તથા તેની આજ્ઞાનું પ્રેમથી પાલન કરે છે, તે સ્ત્રી જ ઉત્તમ પતિવ્રતા કહેવાય છે. પતિવ્રતા સ્ત્રીની સંગતિથી જ પુરુષને ચતુર્વિધ પુરુષાર્થ—એટલે કે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. એવી અબળા પુરુષને પુણ્ય અને ભાગ્યના યોગે જ મળી શકે છે. જેટલી પતિવ્રતા સ્ત્રીઓ હોય છે, તે પ્રત્યક્ષ ભાગીરથી સમાન જ ગણાય છે અને તેમના સ્વામી શંકરસ્વરૂપ મનાય છે—માટે એ બન્ને પૂજવાયોગ્ય છે. ભૂમિદેવી કહે છે કે, 'પતિવ્રતાનાં પવિત્ર આચરણોથી હું પુનીત થઇશ.' તેમ જ ચંદ્ર અને સૂર્ય વદે છે કે, 'અમારાં કિરણોનો પતિવ્રતા પ્રમદાના શરીરને સ્પર્શ થતાં અમે પાવન થઇશું.' અર્થાત્ માત્ર પાતિવ્રત્ય જ સ્ત્રીને શ્રેષ્ઠ અને ધન્ય કરનારું છે—માટે મારી ટૂંકામાં એટલી જ વિજ્ઞપ્તિ છે કે, સુધારાથી શીખાતી સ્વચ્છંદતાને ત્યાગીને સર્વ સ્ત્રીઓએ પાતિવ્રત્યમાં જ નિમગ્ન રહેવું. પતિ આ લોક ને પરલોકનો સાથી છે. તેના મરણ પછી જે સ્ત્રીના હૃદયમાં અન્ય—"આટલું બોલતાં, તેનું મુખ કરમાઈ ગયું, બોલતાં બોલાયું નહિ. નીચે મુખે એટલું જ બોલી કે, "આ મારા પાપનું અલ્પ પ્રાયશ્ચિત્ત છે; અને એથી અધિક, વિધિ મારા માટે જે નિર્માણ કરે, તે હું સહન કરીશ."

સુશીલાને તેના આવા વિચારો માટે ઘણો જ ધન્યવાદ આપવામાં આવ્યો. ત્યાર પછી મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના 'સતી અનસૂયા' નાટકમાંનો પાતિવ્રત્ય પ્રભાવદર્શક કેટલોક ભાગ, કેટલાક એમેચ્યૂઅર્સે ભજવી બતાવ્યો અને તેની

પ્રેક્ષકોના મનપર સારી અસર થઈ. લગભગ રાત્રે બે વાગે પાર્ટીનો મહોત્સવ પૂરો કરવામાં આવ્યો. સર્વે આનંદમંગળ મનાવતા પોતપોતાને ઘેર ચાલ્યા. અમે ઇચ્છીશું કે, અમારા વાંચનારાઓ પણ એવા જ આનંદમંગળના ભોક્તા અને સાક્ષી થાઓ!

## ઉપસંહાર.

પ્રિય વાંચકો! અમારી સુધારાની કર્મકથાની હવે પૂર્ણાહુતિ થાય છે. કથાનાયક રજનીકાંત અને સુશીલાને હાલમાં બે પુત્રરત્નોની પ્રાપ્તિ થયેલી છે. એકનું વય લગભગ બે વર્ષનું અને બીજાનું વય ત્રણ માસનું છે. જે વેળાએ નલિનીકાંત અને લક્ષ્મીબાઈ એ બાળકોને લાડથી રમાડે છે, તે વેળાએ તેમના મનમાં જે સ્વર્ગીય આનંદનો ઉમળકો આવે છે, તે વર્ણવી શકાય તેવો નથી જ. સરલાદેવીના ધનથી ઉઘાડવામાં આવેલાં બે ત્રણ ખાતાં આજે બહુ જ સારી સ્થિતિમાં છે અને રજનીકાંતના હાથે તેમની વ્યવસ્થા પણ અચ્છી રાખવામાં આવે છે. નલિનીકાંત પોતાનો કાળ શાંતિમાં અને પ્રભુભજનમાં વીતાડે છે. રમણિકની મિત્રતા પણ દિવસે દિવસે વધતી જ જોવામાં આવે છે અને માધવજી મરહૂમનો વિનોદ પણ ચાલૂ જ છે. નવીનચંદ્ર આજે એક સારા પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે પંકાય છે અને સરસ્વતી પણ સુખી થઈ છે. જ્યારે પણ રજનીકાંત અને સુશીલા એકાંતમાં બેસે છે અને કોઇવાર નિશાનાથની વાત નીકળે છે, ત્યારે તે બિચારી શર્માઈ જાય છે–તેનાથી વધારે બોલી શકાતું નથી.

વિડંબનાની વિભાવરીનો વિલય થયો છે અને સુખના સૂર્યનો ઉદય થયો છે–ઈશ્વર સર્વને એવા આનંદના દિવસનું દર્શન કરાવો, એવી તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણકમળમાં અનન્ય ભાવયુક્ત પ્રાર્થના કરીને લેખિનીને હવે વિશ્રાંતિ આપીશું. ૐ શાંતિઃ

